# ઉપનિષદ્-જ્યોતિ.

## ભાગ ૧.

કર્તા.

મગનભાઈ ચતુરભાઈ પટેલ.

બી. એ. એલ એલ. બી. બારીસ્ટર્-ઍટ્-લૉ.

અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. ૧૯૨૯. પ્રત ૧૦૦૦.

કિંમત. રૂા. ૪.

## અમારાં પુસ્તકો.

| | | કિંમત. |
|---|---|---|
| ૧ | ઉપનિષદ્‌-જ્યોતિ ભાગ. ૧ | ૪—૦—૦ |
| ૨ | ઉપનિષદ્‌-જ્યોતિ ભાગ. ૨ | ૪—૦—૦ |
| ૩ | ભગવદ્‌ગીતા-જ્યોતિ | ૩—૦—૦ |
| ૪ | બ્રહ્મમીમાંસા-જ્યોતિ (બ્ર. સૂ; યો. સૂ; ગૌ. કા.) | ૫—૦—૦ |
| ૫ | અભિજ્ઞાનશકુંતલ (ગુજરાતી) | ૧—૪—૦ |
| ૬ | વૈદેહીવિજય (નાટક) | ૦—૯—૦ |
| ૭ | કુસુમાંજલિ (કાવ્યો) | ૦—૧૨—૦ |
| ૮ | કાવ્યાર્થપ્રદીપ (કાવ્યચર્ચાત્મક) | ૦—૯—૦ |
| ૯ | ક્ષાત્રપાળ (વે. સ. વ. સ. પાસેથી) | ૦—૩—૦ |
| ૧૦ | સ્વદેશી હીલચાલ | ૦—૨—૦ |
| ૧૧ | શિક્ષકનું કર્તવ્ય | ૦—૧—૦ |
| ૧૨ | Studies in Land Revenue and Economics | ૧—૦—૦ |

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિંટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું અને મગનભાઈ
ચતુરભાઈ પટેલે પ્રસિદ્ધ કર્યું.

## ( ભાગ ૧. )



## ( ભાગ ૨. )

# ઉપનિષદ્‌ની પ્રસ્તાવના.

---

(૧)

**'વેદ'વિદ્યાની અસાધારણતા**

હિન્દુસ્થાનના પ્રાચીન ઇતિહાસ ઉપરથી સમજાય છે કે એના ઉપર આવી ગએલા પરિવર્તનનાં અનેક ચક્કરોમાં તેનું સર્વસ્વ લૂંટાઇ જતાં 'વેદ'ના ઉપર રહેલી એની અચળ શ્રદ્ધાના બળેજ એ અત્યાર સુધી જીવી રહ્યું છે. અને જ્યારે એ શ્રદ્ધા પણ થાકીને જીર્ણ થઇ ચળવાની તૈયારીમાં હતી ત્યારે અહીંના આર્યોના જેવી બીજી સત્યપરાયણ પ્રજાએ એજ વિદ્યાના ઉપર થએલા પોતાના અનુરાગે પાછી એને અહીં પણ સજીવન કરીને બળવાન કરી છે. વેદની પુરાણ વિદ્યાનો આ ચમત્કાર કાંઇ ઓછો નથી. એનો એક વખત પણ થએલો સંગ એને સેવતાં કે એનાથી લૂંટાતાંય એના સેવકને બળવાન કરે છે. સેવતાં તો એના ભણીના રાગથી એ બળવાન કરે તે સમજી શકાય એવું છે, પણ લૂંટાતાંય જ્યારે એને લૂંટી જનારા-નાય હૃદયને પાવન કર્યાથી, એના મૂળ આશ્રિતને ચોખ્ખી કરીને પાછી સૂંપાતાં તેની શ્રદ્ધાને વધારી પ્રજાને બળવાન કરે, તેજ 'વેદ'વિદ્યાની વિશેષતા છે. આથીજ અત્યારે તેમજ પૂર્વે, 'વેદ' એવા અંતરમાંથી નીકળતા શબ્દ માત્રના ઉચ્ચારે પણ આપણી પ્રજાનું હૃદય પ્રફુલ્લ થાય છે. ચારે તરફ ફરી વળેલી નિરાશામાંય એ વિદ્યાના દ્રષ્ટાઓનાં આપણે વંશજ છીએ એટલું વિચારતાં ઉજ્વળ ભાવીની આશા બંધાય છે. ટાઢાં શિતળ થઇ ગએલાં ગાત્રોમાં વિજળીના જેવું ઉષ્મા-બળ જામે છે, અને આળસ ખંખેરી એ વિદ્યાના પાઠ ફરીને ઉકેલતાં પાછા જગતના પટ ઉપર જામેલા આ જીવન કલહમાં ઉત્સાહથી પ્રવૃત્ત થવા તન અને મનની સર્વે શક્તિઓ ગર્વભરી આગળ ધસે છે. વેદનું સત્ય જ્ઞાન હજારો વાર લૂંટાયલું આપણું ભૌતિક ધન પાછું ઉત્પન્ન કરીને વૈભવના શિખરે બેસાડવાને આમ

સમર્થ નિવડયું છે; અને જ્યાં સુધી વેદના નિર્મલ સત્ય જ્ઞાનથી આપણી નસો પૂરાયલી રહેશે ત્યાં સુધી વારંવાર તે ભવિષ્યમાં પણ એવુંજ સમર્થ નિવડશે. 'વેદ'ને તેથીજ 'ઇશ્વરદત્ત' અને 'નિત્ય' એમ આપણા પૂર્વજો માનતા આવ્યા છે. પણ આ 'વેદ' તે શું એ સ્પષ્ટ સમજવાની જરૂર છે.

**'વેદ'નો અર્થ**

સાધારણ રીતે જેને આપણે અત્યારે 'વેદ' એમ કહીએ છીએ તે સંહિતા, બ્રાહ્મણ–આરણ્યક, અને ઉપનિષદોએ એકત્રિત થએલા પ્રબંધો છે, અને તેનાં આવાં ચારેય અંગો 'વેદ' એવા એકજ શબ્દથી ઓળખાય છે. આ ગ્રંથોના જુદા જુદા આચાર્યકુલોમાં થએલા ચાર સંગ્રહો તે ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, અને અથર્વવેદને નામે ઓળખાય છે. અને તેમના પ્રપાઠકો તે તે વેદના પ્રપાઠકો કહેવાય છે. જે કુળમાં જેટલા વેદનો અભ્યાસ ચાલતો તે પ્રમાણે ચતુર્વેદી–ચોબે, ત્રિવેદી, દ્વિવેદી, એવા નામે તે કુળો પૂર્વે ઓળખાતાં, અને હજુય એવાં નામને ધારણ કરનારાં વિવિધ કુળો–વંશો ચાલ્યાં જાય છે. આચાર્ય અને તેમના શિષ્યોનું આવું વિદ્વાન મંડળ તે એક કુળ ગણાતું, અને તેવા કુળની અનેક પ્રણાલિકાઓ અને આચારની મર્યાદાઓમાં ઘડાયલું પ્રતિષ્ઠિત જીવન તે તેનો કુલધર્મ મનાતો. આવાં કુલો આર્યજીવનની સંસ્કૃતિનાં કેન્દ્ર હતાં. અને એવો પરંપરાગત સંસ્કાર સેવી કુલધર્મ–ચારિત્ર્ય તે કુલીનોની સુંદર જીવનકળા હતી. આવા કુલીનોનું જીવન આર્ય સંસારમાં આદર્શ જીવન ગણાતું. અને એવું જીવન જે 'વેદ'ના સેવનથી પ્રાપ્ત થએલું તે વેદના અનભ્યાસીઓએ પણ તેનેજ પોતાના પુરૂષાર્થનું ધ્યેય માનીને તેમાં અત્યંત પ્રેમ રાખેલો, અને તેના સત્યમાં અચળ શ્રદ્ધાનું બળ પૂરેલું. આવો પરંપરાએ ચાલ્યો જતો વેદનો અભ્યાસ ઘણે ભાગે ગુરૂ કે પિતાના મુખથી થતો, તેથી એ વેદને 'શ્રુતિ' કહેવાય છે, અને કાલાન્તરથી અને બહુજ સંભાળથી સચવાઇ રહેલી એ વિદ્યા પરંપરાએ ચાલી આવેલી, તેથી એને 'આગમ' એવા નામથી પણ ઓળખાય છે.

આવાં વેદાભ્યાસી કુલોમાં અભ્યાસ માટે દાખલ થઇને તેના

**વેદાભ્યાસી આચાર્યકુલો, અને તેમાં પ્રવેશવાનો અધિકાર**

આચારની પ્રતિષ્ઠા મેળવવાનો વિદ્યાના હરેક જીજ્ઞાસુને અધિકાર હતો. પરંતુ આચાર્યો ઉંચા જીવનવાળાનેજ પોતાના કુલમાં લેવાની કાળજી રાખતા, કારણકે કેવળ સત્યસ્વરૂપ વેદનું જ્ઞાન તો ઉત્કટ જીજ્ઞાસા હોય છતાં, કેવળ સત્યનાજ ઉપર સ્વાભાવિક રૂચીવાળા, અને તેથી નિષ્કપટ અને પવિત્ર ચારિત્ર્યવાળાના નિર્મળ હૃદયમાંજ ઠરે છે, અને એવાનુંજ આચરણ જગતને સુખદ થાય છે એવો સર્વનો અનુભવ હતો. આવા સરળ હૃદયવાળાને જ તેઓ અધિકારી ગણતા. અને બ્રહ્મની જીજ્ઞાસાવાળાની યોગ્યતા અથવા તેનું બ્રાહ્મણત્વ એના ગુણકર્મ ઉપરથી તેઓ પરખી કાઢતા. સત્યવાન જાબાલની મનોહર હૃદય સરળતાથી અત્યંત સંતોષ પામીને "બ્રાહ્મણ ના હોય તે આવું બોલી શકે નહી" એવો નિર્ણયાત્મક ધ્વનિ કરતા ગૌતમ ઋષિએ પોતાના કુલમાં આનંદથી એનો સ્વીકાર કર્યો હતો. (જુવો છાં. ૪. ૪. ખંડ.) આચાર્યને આવી કાળજી રાખવાનું બીજુ કારણ તો ઉઘાડું એવું હતું, કે પોતાના કુલના સંસ્કારની પ્રતિષ્ઠા કોઇ શિષ્યના અનિષ્ઠ જીવનથી કલંકિત થાય નહીં એમજ તેઓ ઇચ્છતા. આવા વેદાશ્રિત કુલધર્મને સેવતા અને પઠન પાઠનથી તેની વૃદ્ધિ કરતા બ્રાહ્મણો હિન્દુસ્થાનનું પરમ ધન હતા; અને તેમના એવા પરોપકારી જીવનથી તેઓ સર્વને પૂજ્ય થયા હતા. (જુવો છાંદો. ૮. ૧૫. ૧. અને વજ્રસૂચિકા, અને નિરાલંબાદિ ઉપનિષદો.)

**એવો 'વેદ' દિક્, કાલ, કે ભાષાના પરિચ્છેદની પારનો તેથી 'નિત્ય' છે.**

આવાં કુલોમાં પઠન પાઠન દ્વારા ચાલ્યો આવતો અને વળી વિચારની પુષ્ટિએ વૃદ્ધિને પામતો 'વેદ' તે દિક્કાલના પરિચ્છેદની પારનો, તેથી 'નિત્ય' હતો. કારણ કે તે વેદ ભાષાના અમુકજ શબ્દ કે પ્રબંધના સ્વરૂપમાં, કે અમુક જ કાળના વિસ્તારમાં બંધાઇ રહેલો હતો એમ નથી. જ્ઞાન બ્રહ્મનું સ્વરૂપ વાક્દ્વારા પ્રકટ થઇને, સંહિતાના છંદોમાં તેમજ બ્રાહ્મણો અને આરણ્યકોનાં ટુંકાં ટુંકાં ગદ્યાત્મક વાક્યોમાં, અને વળી ઉપનિષદોના મનોહર પ્રબંધોમાં, એમ અનેક વિધ રૂપાંતરોમાં ફરતી ભાષામાં પ્રકટ

થયું છે. તેમજ એવા સત્યનું દર્શન કરવાને યોગ્ય એવા રાગદ્વેષ રહિત થએલા સંયમી, વિવેકી, અને પવિત્ર અંતઃકરણના આવિર્ભાવવાળા વિદ્વાનો હોય ત્યાં, સર્વકાળે અને સર્વ દેશમાં એ વેદનું દર્શન થયું છે. તેથી જ પ્રાચીન ક્રાન્તદર્શી સંહિતાના કવિઓને એમની પ્રતિભામાં પ્રત્યક્ષ થએલું એ 'વેદ'નું દર્શન મનોહર છંદોમાં ઉભરાતા હૃદયના વિવિધ ભાવોભર્યું ગવાયું છે. તેનુંજ દર્શન બ્રાહ્મણ અને આરણ્યકોના દ્રષ્ટાઓને યજ્ઞકર્મોમાં થયું છે. અને અનિત્યને છોડી દઇ નિત્યને જ પ્રકટ કરવાની સૂક્ષ્મ બુદ્ધિએ 'તત્વ'નું વિવેચન કરનારા દ્રષ્ટાઓએ એજ 'વેદ'ને ઉપનિષદ્‌ના સુંદર પ્રબંધોમાં પ્રકટ કર્યો છે.

**એવો એ વેદ 'ઇશ્વરદત્ત' છે.**

વેદનું આવું દર્શન મનુષ્યોનેજ થયા છતાં, તેને 'ઇશ્વરદત્ત' કહેવાય છે, કારણ કે સરળ અને પવિત્ર હૃદયના સૂક્ષ્મ દ્રષ્ટાઓને સૃષ્ટિમાં જે અસ્ખલિત નિયમો (ऋतं) પ્રવર્તિ રહ્યા છે તે સ્પષ્ટ સમજાતાં અને એવા કાર્યકારણ સંઘાતમાં પ્રકટ થતા ઐશ્વર દર્શનથી પ્રકૃતિની વિવિધતાને અનુકૂલ હૃદયમાં વિવિધ ભાવો ઉભરાતાં, સંહિતામાં તેમનો જ્વલંત ચિતાર ઉતર્યો છે. ત્યાં મનુષ્ય સ્વભાવનાં પડેલાં ચિત્રો તેવી પ્રકૃતિના મનુષ્યોમાં અત્યારેય એવાજ પ્રજ્વલિત ભાવોમાં આલેખાતાં આપણે અનુભવીએ છીએ, અને પ્રકૃતિનો માનવ આવિર્ભાવ રહેશે ત્યાંસુધી તેનો એવોજ પ્રભાવ ભવિષ્યમાં પણ જરૂર અનુભવાશે. સાત્વિક, રાજસિક અને તામસિક એવી ત્રિગુણાત્મક વિભૂતિનું સંહિતાના કવિઓને થએલું દર્શન તે વખતે ઇશ્વરના નિશ્ચળ નિયમોને પ્રકટ કરવામાં જેટલું સત્ય હતું તેટલુંજ તે અત્યારે પણ સત્ય છે. તેમજ જ્યાં સાત્ત્વિક પ્રકૃતિના ક્રાન્તદર્શી કવિઓ આ વિકારમય જગતને નિયમી રહેતા ઇશ્વરની જ્યોતિને અનુભવતાં કાર્યકારણ સંઘાતાત્મક સર્વવ્યાપક ઇશ્વર અને તેની માયા અને એ ઉભયની પારના સર્વાયણ પરમાત્મ તત્વનું દર્શન કરતા, ત્યાં તેઓ એટલીજ સ્પષ્ટતાથી અને હૃદયના ઉછળતા ભાવથી સંહિતામાં વામ, વિષ્ણુ, આદિ માયાવી મહત્‌નાં અને અવ્યય પરમાત્માનાં વર્ણનોમાં ઉંચે સ્વરે ગાન કરી રહ્યા છે. આમ સંહિતામાં પ્રકટતો 'વેદ' ત્રિગુણાત્મક છે (ગીતા. ૨. ૪૫), તે ઇશ્વરના જ ત્રણે ગુણાવિર્ભાવોને પ્રકટ કરેછે, અને તેથી તે નિત્ય અને

સત્ય છે. આ વેદનો રાજસ ગુણાત્મક કર્મ અને તેના ફળભોગના વિસ્તાર વાળો ભાગ તે બ્રાહ્મણોમાં વધારે વૃદ્ધિને પામીને વ્યાપક ઇશ્વરના અંગભૂત વિવિધ દેવતાઓને–શક્તિઓને પ્રકટ કરે છે. ત્યારે આ ચલિત જગતમાં માયાબળે વ્યાપી રહેલો સત્વગુણાત્મક જગતનો નિયામક ઇશ્વિર, અને તે જગતનો ભોક્તા જીવ, એવા 'જીવેશ્વર'ના સંઘાત દ્વંદ્વને, અને તેના અસંગ ધારક અધિષ્ઠાનાત્મક અવ્યય પરમાત્મ તત્વને ઉપનિષદોના દ્રષ્ટાઓ, સંહિતાના કવિઓના પ્રાગ્દર્શનને પુષ્ટ કરતાં, ઉપનિષદોના સુંદર પ્રબંધોમાં ઉતારેછે. વેદના આવા દિક્કાલના પરિચ્છેદની પારના, અને તેથી 'નિત્ય' કહેવાતા, અને પરમ 'સત્ય' સ્વરૂપી હોઇને 'ઇશ્વિરદત્ત' તરીકે ઓળખાતા, કેવળ 'જ્ઞાન' સ્વરૂપને પ્રકટ કરતી બૃહદારણ્યકની ૬. ૪. ૨૬.ની શ્રુતિ પોતેજ પુત્રનામ વિધાનમાં કહે છે, કે 'પછી એનું નામ પાડે છે, (એમ કહીને કે) તું વેદ છું, આ એનું ગુપ્ત છુપુ જ નામ થાય છે.' અર્થાત, કેવળ ચૈતન્યાત્મક નિત્ય અને સત્ય સ્વરૂપવાળા 'પુરૂષ'નું ગુપ્ત નામ તે 'વેદ' છે, એમ શ્રુતિ પોતે જ ઉપદેશે છે. વેદના આવા અક્ષર બ્રહ્મનું વિવેચન શ્રુતિએ છાંદોગ્યની શરૂઆતમાં જ કર્યું છે. ત્યાંનો છાંદો. ૧.૧. ખંડ, અને તે ઉપરની અમારી જ્યોતિ જુવો. વળી છાંદો ૮. ૩. ૫. માં, અને બૃ. ૧. ૬. ૩. અને તેની જ્યોતિમાં, 'સત્ય' ને માટે જુવો. વળી જુવો તૈત્તિ. ૩. ૫. ૧ માંનું 'વિજ્ઞાનબ્રહ્મ.'

**'વેદનું વેદત્વ' તેના સત્ય જ્ઞાનસ્વરૂપમાં રહ્યું છે.**

ત્યારે, વેદનું ' વેદત્વ ' તે વિવિધ રૂપમાં પલટતી તેથી અનિત્ય એવી ભાષામાં રહ્યું નથી, કારણ કે ' વેદ ' તો નિત્ય છે. તેમજ પ્રકટ થતા ગમે તેવા ચૈતન્યના વિકાર–વિચારાત્મક જ્ઞાનમાં રહ્યું નથી, પરંતુ સૃષ્ટિમાં અનુભવાતા નિશ્ચળ નિયમાત્મક ઇશ્વિરના 'જ્ઞાન'દર્શનમાંજ રહ્યું છે, કારણ કે તેવુંજ સત્ય ' ઇશ્વિરદત્ત' બની શકે. એટલે ' વેદ ' તે ' જ્ઞાનબ્રહ્મ ' છે. દ્રષ્ટાનું તે ઇશ્વિરદર્શન છે, આત્મદર્શન છે. આવા જ વેદના દ્રષ્ટાને 'કવિ' કહ્યો છે. કારણ કે તે જ કાર્યાત્મક એવા આંખે દેખાતા જગતની પારના તેના કારણને આંતર ચક્ષુએ જોનાર, તેથી ક્રાન્તદર્શી છે. આવા જ વેદનો દ્રષ્ટા ઋષિ છે, કારણકે **ઋતં** એવા અચળ પ્રવર્તી રહેલા સત્યને એજ જોઈ શકે છે. તેથી એવાજ ઋષિના દર્શન ઉપર પ્રજાનો વિશ્વાસ બંધાય છે; અને

એવા ઋષિની આગળ તે દર્શનની અભિલાષી એવી આખા જગતની રાજ્યવિભૂતિ પણ નમનતાઇથી પ્રાંજલિ ઉભી રહે છે. જ્યાં સત્યજ્ઞાનનું દર્શન થાય છે ત્યાં બધેય 'વેદ'જ પ્રકટ થાય છે, અને એના વડે પુરૂષ દેશ અને કાળની પરિછિન્નતાની પાર જોઈ શકે છે, અને એવા વેદનું દર્શન થતાંજ ઐહિક વિભૂતિઓએ બંધાતા એના ખોટા અહંકાર ગળી જાય છે, હૃદય પાવન થાય છે, અને નશ્વર જગતની આસક્તિ વછુટતાં અનેક વિકારના ચઢેલા રંગો ધોવાઈને અંતઃકરણ શુદ્ધ થતાં પરમ આત્મ તત્વની જ્યોતિમર્યાદામાં એનો પ્રવેશ થાય છે. આપણી શ્રદ્ધાળુ પ્રજાનું હૃદય તેથીજ 'વેદ' એવા શબ્દના ઉચ્ચારે ઉછળે છે, અને એના પવિત્ર સંસ્કારના રક્ષણમાં પ્રજા હજુય સ્થૂળ વિભૂતિની આહુતિઓને આનંદથી હોમવા ઉત્સુક થાય છે. આખા જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય આવા જ્ઞાનબ્રહ્મ 'વેદ'માંજ થતાં હોવાથી, 'ઉપનિષત્‌પુરૂષ'ના હાર્દને 'જ્ઞાનાત્મા' કહીને પ્રકટ કરતા ભગવાન શંકરાચાર્યના પ્રસિદ્ધ

**'यस्मात जातं जगत्सर्वं यस्मिन्नेव प्रलीयते**
**येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः "**

એવા 'વંદન'થી પ્રત્યેક ઉપનિષદ્‌ના ભાષાન્તરનો, તેમજ અમારી 'જ્યોતિ'નો અમે આરંભ કર્યો છે, અને તે વેદ વિદ્યાનો અંત પણ એવા જ્ઞાનબ્રહ્મના વિજ્ઞાનાત્મક વિકારોની પ્રશાન્તિ અથવા પ્રસાદમાંજ અનુભવ્યો છે. અને વેદના આવાજ દર્શનથી અમે 'કુસુમાંજલિ'માં ગાયું છે, કે

"જય તે જય મંગળ રૂપ રહો
પ્રતિપાળક હારક રમ્ય રમો,
સઉ સૃષ્ટિ ખીલી તુજમાં વિરમો,
જય મંગળ આત્મસ્વરૂપ અહો !" પૃ. ૩૭.

વેદનું આવું ખરૂ 'નિત્ય' સ્વરૂપ સમજતાં, એના અજ્ઞાનથી આપણામાં પેશી ગએલા કેટલાક ખોટા વિચારોને આપણે ટાળી શકીશું.

વેદના 'સાહિત્ય' સ્વરૂપની દૃષ્ટિએ તેનો 'આત્મા'

**વેદ શબ્દની આવી** ભાષા કે છંદોમાં રહ્યો નથી, પરંતુ સૃષ્ટિના
**ખરી સમજણથી થતું** કાર્યાત્મક વિકાર દર્શનની પાર કવિને એના

**વિવિધ દોષનિવારણ.** અનુભવે થતા ચૈતન્યાત્મક વ્યાપક કારણદર્શનમાં જ રહ્યા છે. તેથી નિર્મળ હૃદયવાળો એવો દ્રષ્ટા-કવિ એ દર્શનની જ્યોતિને ઝીલી ઝીલી આનંદના આવેશમાં વેદની ઋચાઓ ગાઈ રહે છે. ભાષા અને છંદો કે વ્યાકરણાદિ તો માત્ર એવા સાધન દ્વારા પ્રકટ થતા વેદનાં સ્થૂલ ઉપાધિરૂપ અંગ વસ્ત્રોજ છે. તેથી જો એ 'વેદ' બીજા દેશમાં અને તેથી તે દેશના કવિઓની જુદીજ વાણીમાં પ્રકટ થાય તો વેદના અભ્યાસી–ભક્તને તે ઓછા સન્માનને પાત્ર નથી. અર્થાત, આપણો ' વેદ ' પારસીઓની ઝેન્દ, કે ચીનાઓની ચાઈનીઝ, કે પછી સંસ્કૃતની અપેક્ષાએ અશુદ્ધ ગણાતી એવી બુદ્ધદેવની પોતાની અને સામાન્ય લોકમાં બોલાતી અને સમજાતી માગધી, કે પાલી, કે વળી અંગ્રેજોની અંગ્રેજી, કે યાહુદી, કે તુલસીદાસની વ્રજ, કે કબિરની હિન્દી, કે નાનકની ગુરૂમુખી, તેમજ આપણા પ્રાન્તની જ ગુજરાતી કે મરાઠી ભાષાઓમાં પ્રકટ થાય, તો તેથી એનું 'વેદત્વ' જરાય ઓછું થતું નથી. તેમજ જ્યાં આવું ' વેદ 'નું દર્શન જ હોય નહીં ત્યાં પણ પ્રાચીન છંદોમાં કે સંસ્કૃતના સુંદર પ્રબંધોમાં કે ફારસીની મધુર ગજલોમાં કે વિવિધ રીતે લલકારાતી બીજી મીઠી પ્રાન્તિક ભાષાઓમાં કંઈક લખવાથી તે લખાણ પ્રમાણભૂત 'કાવ્ય' બનતું નથી. એવું લખાણ પ્રાણ વગરના સુંદર પુતળાની પેઠે શબ્દના ઘોષથી કાનને રંજન કરીને બુદ્ધિને ક્ષણેક જડ કરતાં શ્રોતાને બાળકની પેઠે નાદમાં જ ચકિત કરે. જ્યાં સાહિત્ય તેમાં પ્રકટતા વેદને અનુકૂળ મળે, ત્યાં જરૂર 'વેદ'નું દર્શન સુંદર અને ઉત્તમ સાહિત્ય બનીને તે એના અભ્યાસીનો પરમાર્થ સાધે છે, પણ એવા અનુકૂળ સાહિત્યની સિદ્ધિને અર્થે ' વેદ 'નુંજ દર્શન એને સ્પષ્ટ અને જ્વલંત હોવું જોઈએ. કારણ કે જ્યાં કવિનું દર્શન એવું સ્પષ્ટ અને જ્વલંત હોય છે ત્યાં વાણી તો સ્વતઃ તેને અનુકૂળજ પ્રકટ થાય છે. જ્યાં લેખકનું ચિત્ત ભાષાની ઉપાધિઓમાંજ ચોટી રહે છે, ત્યાં વેદનું એનું દર્શન ચળે છે, અને તે નિર્બળજ રહેતાં એનો લેખક અભ્યાસીને એના પરમાર્થમાં ઘણો ઓછો જ સહાયક બને છે. વેદના આવા સ્પષ્ટીકરણથી 'વેદ' એજ ચૈતન્યસ્વરૂપ ગ્રાહ્ય વસ્તુ બને છે, તેને પ્રકટ કરતી ભાષાનું સાહિત્ય–સાધન તો ઉપાધિરૂપ હોઇને નિત્ય ફરતું જ છે. તેથી વિદ્વાનનું ચિત્ત તો વેદનેજ

પકડે છે, અને તે ભાષાનાં અંગ–વસ્ત્રોમાં મોહી રહેતું નથી. આટલી ચોખવટ થતાં વળી 'વેદ' તો અમુકજ ભાષામાં કે છંદોમાં, કે અમુક સ્વરોમાંજ બોલાવો જોઈએ, નહીં તો તે ફળ આપે નહીં, એવા ખોટા વિચારોનો પણ ત્યાગ થશે. તેમજ સમજાય નહીં એવી પુરાણી ભાષામાં બોલાતો કે ગવાતો વેદ જરૂર યથેષ્ઠ ફળ નહીજ આપે, કારણ કે વેદ તો સમજાયાથીજ સફળ થાય છે, એવી પણ આપણી ખાતરી થશે. આમ થતાં, અત્યારે કેવળ ઉપાધિઓમાંજ આત્મભાવની ચોટેલી ખોટી માન્યતાથી ચાલી રહેલા સામાજીક કંકાસ પણ ઘણા ઓછા થઈ જશે.

વળી સ્વદેશભક્તિના ખોટા આવેશભર્યા પ્રમાદમાં પરદેશી વિદ્વાનોની અવગણના કે તિરસ્કાર કરવાના પાપમાંથી પણ આપણે બચીશું. હિન્દુસ્થાનનો ઈતિહાસ જોઈશું તો આપણા વેદવેદાન્તના ઘસાઈ જતા જ્ઞાનની મહત્તા પ્રકટ કરી તેને ચોખ્ખા સમજાય એવા રૂપમાં પ્રસિદ્ધ કરવા માટે વેદમાંજ રમી રહેલા સત્યપરાયણ પશ્ચિમના અનેક મેક્ષમુલર, વીલ્સન, થીઓ, શોપનહોર, ડ્યુશેન, એની બીસેન્ટ, આદિ વિદ્વાનોના રૂણમાંથી આપણે સ્હેલાઈથી છુટીએ તેમ નથી. તેમજ બેકન, કેન્ટ, સ્પીનોઝા, ન્યુટન, હીકલ, હીગલ, લીબનીઝ, ડેકાર્ટ, ઓલીવર લોજ એમર્સન, આદિ જડ કે ચેતનવાદી અનેક 'વેદ'ના દ્રષ્ટાઓએ જગતને પાવન કર્યું છે, અને તેથી તે આપણા સન્માનને જ પાત્ર છે. એ સર્વ દ્રષ્ટાઓ આપણા પૂર્વના ઋષિઓના કે અત્યારના વિવેકાનંદ, ટાગોર, કે જગદીશચંદ્ર બોસ, અને પરમ સત્યના ઉપદેશક આચાર્યોના જેટલા જ આપણને પ્રિય રહેવા જોઈએ, કારણકે એ સર્વ 'વેદ'ના દ્રષ્ટાઓ પોતપોતાની દૃષ્ટિમર્યાદામાં વેદ બ્રહ્મને જ જોઈ રહ્યા છે. અને શ્રુતિના કહેવા પ્રમાણે રાગદ્વેષ ભર્યા સંસારીને વેદનું સર્વત્ર શુદ્ધ અને અખંડ દર્શન થવું કેટલું કઠિન છે તે વિચારતાં એમના દર્શનની વિવિધતામાં વિરોધ નહીં જોતાં, તેમના ઉપાધિભેદને જ ચોખ્ખા સમજવાથી તેવી વિવિધતા ગળી જઈને સર્વત્ર સુંદર સ્વરૂપમાં પ્રકટતો અંતર્યામી 'વેદપુરૂષ'જ આપણને દેખાશે.

વળી 'વેદ'નું આવું "ઈશ્વરદત્ત" સ્વરૂપ સમજાતાં, આપણાં શાસ્ત્રોમાં જેટલું જેટલું લખાયું છે તે બધુંજ 'વેદ' છે એમ માનીને સત્યની પણ અવગણના કરતી એવી કેટલીક કટાઈ ગએલી રૂઢ માન્ય-

તાઓને જુદી પાડીને તેમનો વિવેકભર્યો મર્યાદિત અર્થ આપણે કરી શકીશું. તેમજ પ્રતિપાદ્યના અમુક અંશના સ્પષ્ટીકરણ અર્થે યોજેલાં કલાત્મક કેટલાંક આખ્યાનો, અને ઉપમાઓની અર્થમર્યાદા સમજીને તેવી મર્યાદાવાળા જ અર્થપ્રકાશનો આપણે વિવેક જાળવી રાખીશું. અને આમ કરતાં પંડિતાઈના ગર્ભિત ગર્વ ભર્યા વેદના ઘાતક ઝઘડામાંથી જ્ઞાનબ્રહ્મના પ્રકાશની જ્યોતિને ઉગારી લેઈને, તેને આખા અણીપુર આપણે અનુભવમાં ઉતારી શકીશું; અને નિત્યત્વની કસોટીએ ચઢાવી સ્વરૂપના અમરત્વને પામી શકીશું. જેમ આત્માનો ઉપદેશ કરતાં છાંદોગ્યોપનિષદ્‌ના પ્રપાઠક ૮ ના ૭ મા ખંડમાં પ્રજાપતિએ ઈન્દ્ર અને વિરોચનના હાથમાં 'તે આત્મા અમર છે, એ અભય છે, એ બ્રહ્મ છે' એમ કહીને આત્માને ઓળખવાની ચાવી શ્રુતિએ મૂકી હતી, તેમજ 'વેદ'ને ઓળખવાની ચાવી આપણા પૂર્વજોએ, તે વેદ 'નિત્ય' છે અને તે 'ઈશ્વરદત્ત' છે, એવી પૂર્વથી ચાલી આવતી ઉપદેશ પ્રણાલિકામાં આપણને સૂંપી રાખી છે. અને આ ચાવીએ વેદના અર્થને ઉકેલતાં, અન્ય આચાર્યોની અપેક્ષાએ, ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યની 'અર્થગ્રાહી' બુદ્ધિ બીજાઓની 'શબ્દગ્રાહી' બુદ્ધિના કરતાં 'વેદ'નું દર્શન કરાવવામાં અવશ્ય ઘણી સફળ નીવડી છે, તેમજ દેશકાળની ઉપાધિઓની જોડે જ ફરતા જતા સમાજના ચલિત આચાર વિચારોનો સત્યસ્વરૂપી નિત્ય વેદના દર્શનથી વિવેક કરીને વેદના જ જ્ઞાનની વૃદ્ધિ કરવામાં તે બહુ ઉપયોગી બની છે.

**'વેદાન્ત.'**

વેદની આવાજ અર્થવાળી દૃષ્ટિએ 'વેદાન્ત' તે જ્ઞાનમાત્રના નિષ્કર્ષરૂપ વેદનું કલાત્મક અંતિમ સ્વરૂપ છે, અને તેવાજ પરમ સત્યમાં જ્ઞાનની પરિસમાપ્તિ થાય છે. વેદાન્તના દર્શનમાં જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેય એવાં જ્ઞાનાત્માનાં ત્રણેય અંગોનો લય થતાં, આત્માનું નિર્વિશેષ 'જ્ઞ' સ્વરૂપ પ્રકાશી રહે છે; અથવા ગુણોના આવિર્ભાવે પ્રકાશેલું વિશિષ્ટ જીવેશ્વરનું દ્વંદ્વ ઉડી જતાં 'જ્ઞાતા' સ્વભાવમાં ઠરી જાય છે. આ વેદાન્ત સંહિતાના છંદોના દ્રષ્ટાઓને તેમની પ્રતિભામાં પ્રકટ થયું હતું, તેને જ ઉપનિષદ્‌ના દ્રષ્ટાઓએ પ્રાધાન્ય આપી અનેક યુક્તિએ

જગતના આવિર્ભાવમાંથી ફલિત થતું દેખાડયું, અને અંતે તેના પરમ સ્વરૂપને બુદ્ધિમર્યાદામાં બને તેટલી સ્પષ્ટતાથી ઉતાર્યું, તેથી 'વેદાન્ત' શબ્દ ઘણે ભાગે ઉપનિષદોની વિદ્યાને માટે વપરાય છે. ઉપનિષદ્ વિદ્યાની તેથીજ તત્વજ્ઞાનમાં મહત્તા સ્વીકારાય છે. અને આ જ્ઞાનને ઝીલવા માટે અત્યંત પવિત્ર અને જીજ્ઞાસુ સૂક્ષ્મ બુદ્ધિની આવશ્યકતા છે, તેથી આવા દુર્લભ જ્ઞાનને 'ગુહ્ય' એવું નામ પણ મળ્યું છે.

**વેદોમાં વેદાન્તનો ભાગ તે 'ઉપનિષત્' કહેવાય છે.**

શુદ્ધ હીરાની કણીઓના જેવા ઝળકતા તારાની પેઠે સંહિતાના છંદોમાં વિખરાયલા આ વેદાન્તના કેટલાક ભાગને ઋગ્વેદમાંથી એકઠા કરીને તેમને સાયણ ભાષ્યના હિન્દી અનુવાદ સાથે રાજકોટના વકીલ ગુલાબરાય છાયાએ પ્રકટ કર્યા છે તેમાંથી, તથા બીજી અનેક ઋચાઓમાંથી એમ સ્પષ્ટ સમજાય છે કે, વેદાન્તનો વિષય સંહિતાના કવિઓની પ્રતિભામાં બહુ સ્પષ્ટ અને એના સત્ય સ્વરૂપમાં ચોક્કસ રીતે (Precisely) પ્રકટ થયો હતો. તેથી, કેટલાક વિદ્વાનો કહે છે તેમ વેદાન્તનું દર્શન સંહિતાના કવિઓને માત્ર છાયા અથવા આભાસ જેવું જ થયું હતું, તે તેમનું કહેવું ખરૂં નથી; જોકે, ઉપનિષદ્‌ના દ્રષ્ટાઓએ પ્રતિભા દર્શનને જેમ બુદ્ધિ ગમ્ય કરીને સર્વે વિદ્વાનોના દર્શનને શકય–યોગ્ય બનાવ્યું, તેવું સર્વાંગે સ્પષ્ટ તો તે નહીં કહી શકાય. વળી 'ઉપનિષદ્' એવું નામ પણ તેથી શુક્લ યજુર્વેદ સંહિતાના જ એક વિભાગને મળતાં તે 'ઇશાવાસ્યોપનિષદ્' તરીકે પ્રસિદ્ધ થયું છે. અને બ્રાહ્મણ અને આરણ્યકોના કેટલાક વિભાગો પણ એવાજ 'ઉપનિષદ્' નામથી સંબોધાયા છે. સામવેદીય છાંદોગ્ય બ્રાહ્મણનો એક ભાગ 'છાંદોગ્યોપનિષદ્' કહેવાય છે, અને 'કેનોપનિષદ્' પણ તલવકર બ્રાહ્મણનો જ એક ભાગ છે, અને તે છાંદોગ્યોપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકની જાણે મીમાંસા હોય એમ દેખાય છે. તેમજ ઐતરેયોપનિષદ્ અને 'તૈત્તિરીયોપનિષદ્' તેજ નામનાં આરણ્યકોના વિભાગનાં જ બનેલાં છે. વળી શુકલ યજુર્વેદીય શતપથ બ્રાહ્મણના જ એક વિભાગને 'બૃહદારણ્યકોપનિષદ્' કહેવાય છે. 'કૌષીતકિ બ્રાહ્મણોપનિષદ્' તો તેના નામ ઉપરથીજ બ્રાહ્મણના કોઇ વિશેષ ભાગનું જ બનેલું

છે એમ ઉઘાડુ અનુમાન થાય છે. પરંતુ તે ઋગ્ વેદના કૌષીતકિ બ્રાહ્મણમાં અત્યારે જડતું નથી, તેથી કેટલાક વિદ્વાનો એને તે બ્રાહ્મણનું એક વાર્તિક જ હોય એમ માને છે. અર્થાત્, 'ઉપનિષદ્' એવું સ્પષ્ટ નામ પણ સંહિતા, બ્રાહ્મણો, અને આરણ્યકોના કેટલાક વિભાગોનેય આપવામાં આવ્યું છે. આ બધાંય, અને વેદના ઉપનિષદ વિભાગમાં આવેલાં કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, શ્વેતાશ્વતર, અમૃતબિંદુ, કૈવલ્ય, અને સર્વસાર ઇત્યાદિ બીજાં અનેક મળીને અત્યારે લગભગ ૧૧૮ ઉપનિષદો પ્રસિદ્ધ થયાં છે. આટલા વિચારથી એમ સમજાય છે કે જ્ઞાનાત્મક 'વેદ'ની પેઠે 'ઉપનિષદ્' શબ્દ તે અધ્યાત્મ અથવા તત્વ દર્શનના જ્ઞાન વિભાગને લગાડવામાં આવ્યો છે, અને જ્યાં જ્યાં એ વિજ્ઞાનનો વિચાર પ્રધાન પણે થયો હોય તેવા વેદના કેટલાક સાહિત્ય ભાગને 'ઉપનિષદ્' અથવા 'વેદાન્ત' એવા નામથી ઓળખાવ્યુંછે.

**વેદાન્તદર્શનનું સદસદાત્મક મૂળ સંઘાત ચક્ર**

આ ઉપનિષદોએ સંહિતાના દર્શનને જ વિવેચન પૂર્વક પ્રકટ કરતાં છાંદોગ્યની જૂની શ્રુતિ પોતેજ ૩. ૧૭.(૬–૭)માં, જાણે એના પહેલા ત્રણે પ્રપાઠકમાં વિસ્તારથી ચિંતેલા વિષયનો ઉપસંહાર કરતાં કહે છે, કે "ઘોર આંગિરસે દેવકીપુત્ર કૃષ્ણને આ શિખવાડીને કહ્યું હતું, અને એ કૃષ્ણે (પછી બીજી વિદ્યાની) તૃષ્ણાજ કરી નથી, કે અંત વેળાએ આ ત્રણ (મંત્ર)ને શરણે જવું (તેમને જપવા): 'તું અવિનાશી છું', 'તું નિશ્ચળ છું', 'તું સૂક્ષ્મ પ્રાણ છું,' એમ." આમ જીવાત્માને 'સ્વ'રૂપમાં પરમાત્મા રૂપેજ જણાવી, શ્રુતિ તેના પ્રમાણ માટે ઋગ્વેદ સંહિતાના (૮. ૬. ૩૦), અને (૧. ૫૦. ૧૦)ના મંત્ર ભાગને ટાંકતાં આગળ કહે છે, કે "તેની આવી બે ઋચાઓ છે. (જગતના) પુરાણ બીજને (જ્યોતિ–આત્માને એ બ્રહ્મવિદો અંતરમાં નિહાળે છે). અંધકારની (તમસ–અજ્ઞાનની) પાર જળહળી ઉઠતી (આદિત્યમાં રહેલી) ઉંચા (**उत्तरं**) જ્યોતિને જોતાં, (અને) તેને પોતાની જ (**स्वः**–આત્માની જ) જ્યોતિ રૂપે અનુભવતાં (**पश्यंतः**), અહો શી ઉત્તમ જ્યોતિ ! અહો શી ઉત્તમ જ્યોતિ' એમ કરતા અમે ઉંચા (**उत्तरं**) દેવોના દેવ (**देवत्रा**) સૂર્યને (જેમાંથી પ્રાણ રશ્મિયો છુટે છે તેને) પામ્યા."

આવો જ્ઞેય બ્રહ્મમાં પ્રકટતી જ્યોતિને દ્રષ્ટાના પોતાના જ આત્માની જ્યોતિરૂપે અનુભવતા સંહિતાના દ્રષ્ટાનો જ અનુભવ ઉપનિષદે પણ પ્રકટ કર્યો છે, તે એમ કહીને કે, નાશવાન કાર્યાત્મક જગતની અપેક્ષાએ તેનો જ્યોતિરૂપે પ્રેરક 'અવિનાશી' ઇશ્વર તે તું જ છું, તેમજ દ્રષ્ટા જીવાત્માને મુખ્ય 'સૂક્ષ્મ પ્રાણ' રૂપે વર્ણવી 'તું સૂક્ષ્મ પ્રાણ છું', અને વળી આ ઉભય સંઘાતાત્મક જુદા જેવા દેખાતા અસદાત્મક ચૈતન્યાર્વિભાવોનું સદ્–અધિષ્ઠાનાત્મક અવ્યક્ત, તેથી નિશ્ચળ અને અવ્યય એવું સર્વનું મૂળ રૂપ આત્મતત્વ તે પણ તું જ 'નિશ્ચળ' છું. અને તેથી, ઉપનિષદે એવા 'જીવેશ્વરના' ઐક્યને પ્રકટ કરવામાં સંહિતાનું યથાર્થ જ પ્રમાણ બતાવ્યું છે. અને તેજ સત્યને પ્રકટ કરતાં એજ છાંદોગ્યની શ્રુતિએ એજ અર્થમાં પાછલા અનેક પ્રકારે થતા નામરૂપાત્મક વિકારોના સુંદર ઉપસંહાર રૂપે છાં. ૬. ૮. ૭. માં કહ્યું છે, કે "આવો જે (સદ્રુપ) સૂક્ષ્મ (મૂળ) છે, તેમાંજ આ સર્વ (જગત્)નું આત્મ છે. એજ સત્ય છે. (બીજું બધુંય વિકાર છે). એ આત્મા છે. હે શ્વેતકેતુ! તે તું છું (**तत्त्वमसि**)." અને આ પ્રભાવશાળી બોધ વારંવાર ઉદ્દાલક ઋષિએ પુત્ર શ્વેતકેતુને પાછળના ૯ થી ૧૬ સુધીના ખંડોમાં પ્રત્યેક ખંડના પ્રતિપાદ્ય તરીકે ઉપસંહારમાં દ્રઢતાથી ઠસાવ્યો છે. અને એજ બોધને વળી બીજી અનેક યુક્તિઓએ એજ શ્રુતિ છેલ્લા પ્રપાઠકમાં દેવોના રાજા ઇન્દ્ર અને પ્રજાપતિની આખ્યાઇકામાં સમજાવીને છાંદો. ૮. ૧૩. ૧. માં "શ્યામમાંથી હું શબલને પામું છું, અને શબલમાંથી શ્યામને પામું છું" એમ કહીને આટોપી લેછે. અને આ 'જીવેશ્વર' વાળા ભાવો **तत्** અને **त्वं**, અથવા 'શબલ' અને 'શ્યામ' એવા સંઘાત દ્વંદ્વના ધારક અવ્યક્ત એવા નિશ્ચળ કારણ બ્રહ્મને અદ્વૈતાત્મન્ "ભૂમા" કહીને પ્રકટ કરે છે. અને 'જીવેશ્વર'ની સૃષ્ટિના નામરૂપાત્મક વિકારોના બહુ વિવરણ પછી તે વિકારોને અલ્પ તેથી ચલિત અને નાશવાન, અથવા અસત્ય–અસત્ કહીને, સત્ય તેથી નિશ્ચલ એવા અદ્વૈત અમર તત્ત્વ 'ભૂમા'ને પ્રકટ કરતાં, એજ છાંદોગ્યની શ્રુતિ ૭. ૨૪. (૧–૨)માં પ્રબોધે છે, કે "જ્યાં (જે સ્થિતિમાં–તત્વમાં) બીજા કોઇને તે દેખે નહીં (અનુભવે નહીં), બીજાને સાંભળે નહીં, બીજાને જાણે નહીં, તે (તત્વાવસ્થા) 'ભૂમા' છે; પણ જ્યાં એ બીજાને દેખે,

બીજાને સાંભળે, બીજાને જાણે, ત્યાં એ 'અલ્પ' (અવસ્થા) છે. (નારદ૦) એવો એ (ભૂમા) શેમાં પ્રતિષ્ઠાવાળો છે? (સનત્કુમાર૦) પોતાનાજ (**સ્વ**ના) મહિમામાં; અથવા મહિમામાંય નહીં. એણે કહ્યું કે, ગાયો કે ઘોડાને અહીં (લોક) મહિમા કહે છે, તેમજ હસ્તિ, હિરણ્ય, દાસો, ભાર્યા, કે વિશાળ ક્ષેત્રોને. પણ જરૂર, હું એવો (મહિમા) કહેતો નથી, એમ જ કહું છું. કારણ કે, એ તો એક પદાર્થ બીજા(પદાર્થ)માં પ્રતિષ્ઠિત છે, એમ જ થાય! (પણ ભૂમા તો પોતામાં જ પ્રતિષ્ઠિત છે)" આમ જીવ અને ઇશ્વર એવા જુદા દેખાતા ચૈતન્ય વિકારોના જે ઐકયને, અવિદ્યારૂપી "અંધકારની પાર જળહળી ઉઠતી ઉંચી જ્યોતિને જોતાં, (અને) તેને પોતાની જ જ્યોતિરૂપે અનુભવતાં" કહીને, સંહિતાના કવિઓએ પોતાની પ્રતિભામાં અનુભવ્યું હતું, તેજ સત્યને વ્યવહારમાં સ્પષ્ટ કરીને સમજાવતાં, ભૂતોના જ્ઞેયાત્મક આ બધા જગતમાં થતા ચૈતન્યદર્શનની વ્યાપકતા બતાવી, વિવિધ ભૂતોના સમાન-સામ રૂપે તેમના પ્રેરક **तत्** 'ઇશ્વર', અને એ જ્ઞેયના જ્ઞાતા-ભોક્તા રૂપે બીજા ભાવમાં પ્રકટતા **त्वं** ચૈતન્ય દર્શનવાળા 'જીવ', એવા એ '**ज्ञाज्ञौ**' ભાવોને તેમના કારણરૂપ અવ્યક્ત ગુણવાળા અથવા વગર મહિમાના એવા નિર્ગુણ 'ચિત', અથવા સદાત્મક 'ભૂમા' અથવા 'બ્રહ્મ'માં જ વિલીન થતાં બતાવી, ઉપનિષદ્ અવ્યક્ત એવા અદ્વૈત બ્રહ્મને જ પ્રકટ કરે છે. જીવ અને ઈશ્વર ભાવોના 'ભૂમા'માં થતા ઐક્ય-અદ્વૈતને માટે વળી જુવો ઈશા ૧૬; બૃહ. ૫. ૫. ૨. બૃહ. ૫. ૧૫. ૧; તૈત્તિ. ૨. ૮. ૫.; ૩. ૧૦. ૪. ઋ. સં. ૧. ૧૮૯. ૧. આદિ.

ઉપનિષદ્‌ના દ્રષ્ટાએ સંહિતાના આર્ષ-પ્રતિભા દર્શનને કાર્ય-કારણ સંઘાતના પ્રતિષ્ઠિત નિયમોએ તપાસીને તેનું સત્ય પ્રકટ કર્યું છે.

**ઇશ્વર પ્રેરિત સંઘાત નો 'જ્ઞેય' વિસ્તાર.**

અને એવા ગૂઢ પરમ સત્યને લક્ષ્યમાં રાખીને તેનેજ અનુકૂળ જીવન કરવા એજ નિયમે ફલિત થતા કર્મને કરતાં કર્મ બળવાન થાય છે, એમ કહીને (છાં. ૧. ૧. ૧૦.માં) જ્ઞાનને વ્યવહારમાં ઉતારી તેનાથી જીવનને લોકસંગ્રહાર્થે પાવન કરવાનો અર્થ શ્રુતિએ સાધ્યો છે. તેથીજ વારંવાર જ્ઞાનનીજ ઉપાસના કરવાનો

ઉપદેશ કરવામાં, કેટલીક વાર તો, ઉપાસનાની પ્રશંસા કરતાં ફલની અતિશયોકિત પણ થઇ ગઈ છે, એમ શ્રુતિએ પોતે જ (બૃહ. ૧. ૫. ૨. માં) એણે આગળ બતાવેલી ઉપાસનાનું વિવરણ કરતાં કહ્યું છે, કે "તે દેવોને પણ પામે છે, તે અમૃતને ભોગવે છે, એમ (જે) કહ્યું, તે (ફળની) પ્રશંસા છે."

કાર્યકારણ સંઘાત દર્શનમાં પ્રકટ થતા ઐશ્વર સ્વરૂપને ઉપદેશતાં છાંદોગ્યની શ્રુતિ શરૂઆતમાં "ॐ એવા ઉદ્‌ગીથ" અક્ષરના રસાત્માને પહેલા જ ખંડમાં કાર્યાત્મક આ બધી સૃષ્ટિના સાર રૂપે બતાવે છે. અને પ્રત્યેક સ્થૂળ કાર્યને તેના સૂક્ષ્મ ભાવમાં દેખાડતાં પૃથ્વી અને જળના સંયોગથી પ્રાણ–તેજસ્‌નો સ્થૂળ પ્રકાશ ઓષધિઓની ઉત્પત્તિમાં થતો બતાવે છે. અને તેમાંથી કેવળ ચૈતન્યના સૂક્ષ્મ આવિર્ભાવોને અર્થે ચોખ્ખા પ્રકાશવાળી ભૂમિકા બાંધનાર વીર્ય દ્વારા સ્થૂળ માનવ શરીરમાં મન–બુધ્ધિ, અને અહંકાર ભાવે અનુભવાતા ચૈતન્ય વિકારને શ્રુતિ પ્રકટ કરે છે. આ ચૈતન્ય વિકારને પણ સ્થૂળમાંથી સૂક્ષ્મમાં ખેંચતાં વાણી, તેમાંથી ઋગ્‌–વેદ, તેમાંથી વેદોનો સામ એમ બતાવી, તેના પ્રેરણાત્મક કર્મને સર્વના 'સાર રૂપ ઉદ્‌ગીથ'માં પ્રકટ કરે છે. અને આ કાર્યકારણ સંઘાત દર્શનને પછીના ખંડોમાં અધિભૂત, અધિદેવ, અને અધ્યાત્મ એવા વિભાગે વ્હેંચી નાંખી, શ્રુતિ તેમને વિવિધ રીતે તપાસીને, ઇશ્વરના એ પ્રેરકભાવને અથવા સર્વત્ર નિયમસર ચાલી રહેલાં એ સર્વે કર્મોમાં પ્રકટ દેખાતી પ્રેરણાને 'ઉદ્‌ગીથ' રૂપે વર્ણવીને યજ્ઞની ધર્મ ક્રિયાઓને આધ્યાત્મિક અર્થમાં જોડે છે. આવી રીતે જીવેશ્વરના દ્વંદ્વમાંના ઇશ્વર ભાવને જગતના નિયંતા તરીકે, એટલે કે કાર્યકારણ સંઘાતના પ્રેરક બ્રહ્મ—પ્રાણરૂપે પ્રકટ થતો સમજાવીને, પછી પૃથ્વી, અંતરિક્ષ, અને સ્વર્ગમાં વ્યાપી રહેલા અદ્વૈત પરમાત્માના સૃષ્ટા, નિયંતા, અને સંહારક એવા ત્રિગુણ ભાવને પ્રકટ કરી તેની સર્વ વ્યાપકતાનો બોધ કરવા તે ઉદ્‌ગીથની પ્રતિષ્ઠાને '**खं ब्रह्म**' એવા અત્યંત સૂક્ષ્મ આકાશ તત્વમાં મૂકે છે. અને આવી આખી કાર્યકારણની પરંપરાને સમજનારને જ કર્મ કરવાનો કે કરાવવાનો અધિકાર છે, કારણકે, એવાનું જ કર્મ ઇશ્વિરની ઇચ્છાનુસાર સફળ, અને તેથી બળવાન થાય છે, એવા બોધથી છાંદોગ્યનો પહેલો પ્રપાઠક બંધ થાય છે. બીજા પ્રપાઠકમાં જેનો રસ ઉદ્‌ગીથ '**ॐ**' છે

એવા યજ્ઞમાં બોલાતી ઋચાઓના સામ ગાનની પણ સર્વત્ર વ્યાપકતા બતાવતાં, ભૂતમાત્રના ગુણાત્મક આવિર્ભાવોમાં આ સામ યજ્ઞજ ચાલી રહ્યો છે એમ કહી, કર્મમાત્રમાં તેમના પ્રેરક મહાદાત્માનો જ પ્રધાન ઉપદેશ કર્યો છે. અને સર્વત્ર સામની, એટલે સમાન રહી પ્રેરી રહેલા ચૈતન્યની દૃષ્ટિ જ શ્રેષ્ઠ અને કલ્યાણકારી છે એમ શ્રુતિએ પ્રકટ કર્યું છે. અને પછીના ત્રિજા પ્રપાઠકમાં પ્રાણના વિવિધ આવિર્ભાવોમાં પ્રકટતા દેવતાઓ અને તેમના સાર—આત્મા રૂપી અત્યંત પ્રિય એવા આદિત્ય પુરૂષને કાર્યસંઘાતમાં જોડીને, ગાયત્રી દ્વારા તેમની કરાતી ઉપાસનાનાં વિવેચન અને પ્રશંસા સાથે, સૂર્યદેવમાં પ્રકટતા મહાન આત્માને અથવા પ્રાણોનાય પ્રાણ રૂપ ચૈતન્યાત્મક ઇશ્વરને પ્રકટ કરતાં છાંદો. ૩. ૧૨. ૬. જે ઋગ્. ૧૦. ૯૦. ૩. ની જ ઋચા છે તેમાં શ્રુતિ કહે છે, કે "એ(ગાયત્રી રૂપે વ્યક્ત બ્રહ્મ)નો મહિમા (વિભૂતિ-વિસ્તાર) એવડો છે, કે એનાથી મોટો તો પુરૂપ (પરમાત્મા) જ છે. એનો એક જ પાદ સર્વે (મૂર્ત) ભૂતો છે, એનુ ત્રણ પાદવાળું અમૃત (સ્વરૂપ) સ્વર્ગમાં (**दिवि**—તેજસૂમાં) છે. ખરે, જે (ત્રિપાદામૃત) છે, તે બ્રહ્મ (કહેવાય) છે. આ બ્રહ્મ તે જ છે કે, જે પુરૂપની બહારનું (અમૂર્ત) આકાશ છે; ખરે, જે પુરૂષની બહારનું (પ્રસિધ્ધ) આકાશ છે તે જ. જે આ પુરૂપની અંદરનું આકાશ છે તે એ (બહારનું આકાશ) જ છે. (તેથી) ખરે, જે પુરૂપની અંદરનું આકાશ છે તે એ (બ્રહ્મ) જ છે. જે આ (શરીરમાં) અંતર હૃદયે આકાશ છે તે એ (પુરૂપની અંદરનું આકાશ) જ છે. અને એ પૂર્ણ તેથી સર્વવ્યાપક છે. અને નિશ્ચળ (તેથી અમૃત) છે. જે આ પ્રમાણે સમજે, તેને પૂર્ણ અને નિશ્ચળ લક્ષ્મી પ્રાપ્ત થાય છે."

**તે બધો વિસ્તાર જી-વાત્માના ભોગાર્થે છે.**

આવા વ્યક્ત ઇશ્વિરની સૃષ્ટિમાં કર્મફળની અનંત ત્રિજોરી રૂપ આ કાર્યકારણ સંઘાતને પંદરમા ખંડમાં દ્રવ્યભોગના ભંડાર રૂપે વર્ણવીને મનુષ્યના જીવનનું 'યજ્ઞ' સ્વરૂપ શ્રુતિ પ્રકટ કરે છે. અને તેના ઉપસંહારમાં એ યજ્ઞફલમાં પ્રાપ્ત થએલા વેદાન્તના સાર રૂપે દેવકીપુત્ર કૃષ્ણને ગુરૂ આંગિરસ પાસેથી મળેલા, અને આપણે આગળ તપાસેલા, 'તું અવિનાશી છું,' 'તું નિશ્ચળ છું;' 'તું સૂક્ષ્મ

પ્રાણ છું" એવા ત્રણ મંત્રોને પ્રકટ કરીને, આકાશ રૂપી બ્રહ્મ જે આદિત્ય પુરૂષ રૂપે સર્વમાં પ્રાણ પૂરી રહ્યો છે તેવો ઇશ્વર, અને મન અથવા પ્રજ્ઞાનબ્રહ્મ જે અધ્યાત્મમાં ભોગની તૃષ્ણાએ અન્ન–જીવભાવે બહુ સ્પષ્ટ રીતે પ્રકટ થયો છે તે, એવા ઉભય ચૈતન્ય વિકારોનું 'સ્વ'ભાવે ઐક્ય સાધી, જે આ બધો સંઘાત છે તે આદિમાં અવ્યક્ત–અસત્ હતું, તે મધ્યમાં 'વ્યક્ત' થઇને, અંતમાં પાછું અવ્યક્તમાં જ સમાય છે એમ શ્રુતિ કહે છે. અને 'આ સર્વ (કાર્ય) ખરે બ્રહ્મ જ છે. તેમાં (આ સર્વ કાર્યની) ઉત્પત્તિ, લય, અને સ્થિતિ (**तज्जलान्**) છે" એમ શાન્ત ચિત્તે ઉપાસના કરવાનું–ધ્યાનમાં નિત્ય ચિંતન કરવાનું કહીને શ્રુતિ એ પ્રપાઠકને પુરો કરે છે. (વળી જુવો તૈત્તિ ૩. ૧. ૧.) સંઘાતમાં નિત્ય ચાલી રહેલી આ 'ઉદ્‌ગીથ' રૂપી ઇશ્વિરની નિયમિત પ્રેરણાને સમજવાથી તેમાંથી ઉદ્‌ભવતી બધી સૃષ્ટિનો ક્રમ સમજાય છે, અને દેવતાઓની, તેમજ અધ્યાત્મમાં જીવભાવનાઓની પ્રવૃત્તિ પણ એને જ સમજવાથી બરાબર સમજી શકાય છે, તેથી એ તેજસ્વી મહદાત્મા વૈશ્વાનરને "પ્રાદેશમાત્ર અને અભિવિમાન' રૂપે જ પૂજવાનું પાંચમા પ્રપાઠકમાં છાંદોગ્યની શ્રુતિ ઉપદેશે છે. આમ 'જીવેશ્વર'ના. સંઘાતમાંના 'જીવભાવ'ના ભોગાર્થે જ્ઞેયાત્મક ભોજ્ય જગત રૂપે 'ઇશ્વિરભાવ' પોતે જે દૃશ્ય કારણકાર્યની પરિણામી અથવા નાશવાન એવી પરંપરામાં પ્રકટ થાય છે, તેને તપાસી તે પરંપરામાં નિત્ય કૂટસ્થ રહેતા અમર-તત્વને પ્રકટ કરવા, તથા એવા કાર્યદર્શનમાં આશ્ચર્યકારક ભેદભાવનું તંત્ર સમજાવવા શ્રુતિ છટ્ઠા પ્રપાઠકમાં પ્રયત્ન આદરે છે.

સંઘાતના આ વિરાટ સ્વરૂપમાં કાર્યની પરંપરાનુ અખુટ પરિવર્તન અમુક એક વ્યક્તિથી નિરવશેષ કદિ ગ્રહી શકાય જ નહીં, તેથી પ્રત્યેક ક્ષણે પ્રકટ થઈ થઇને બદલાતો, એટલે

**સંઘાત પરંપરામાં કારણ જ સત્ય છે, અને કાર્ય–વિકાર અસત્ છે. તેથી કારણને જ જાણતાં કાર્યાત્મક સર્વ સમજાય છે.**

વિનાશ પામતો, આ આખો કાર્ય સમુદાય જે એકજ તત્વમાંથી પ્રેરાઇને જેમાં અંતે લય થાય છે, તેવા અમર તત્વનેજ જાણવામાં જ્ઞાનની સફળતા છે, એવી દૃષ્ટિને તારવી કાઢી આ ચંચળ જગત રૂપી કાર્ય માત્રને સમજવા માટે નિશ્ચળ એવા તેના મૂળ કારણનું જ ગ્રહણ કરવું એજ ઉત્તમ વિદ્યા છે, એવો

બોધ કરતી શ્રુતિ છઠ્ઠા પ્રપાઠમાં કાર્યકારણ સંઘાતમાંથી સમજાતી ઇશ્વરની શક્તિના બીજા રૂપાન્તરને પ્રકટ કરે છે. પુત્રને થએલો વિદ્યાનો ખોટો ગર્વ જોઇને, ઋષિ ઉદ્દાલક શ્વેતકેતુના ગર્વનો ભંગ કરવા તેને પૂછે છે, કે " આવો તું જે મ્હોટાઇ વાળો, પંડિતાઇની ધૂનવાળો અને અક્કડ રહ્યો છું, તો કહે જોઇએ, તેં એવો ઉપદેશ (ગુરૂ પાસેથી) પૂછી લીધો છે કે જેનાથી નહીં સાંભળેલું (**अश्रुतं**) તે સાંભળેલું (**श्रुतं**) થાય, નહીં વિચારેલું (**अमतं**) તે વિચારેલું (**मतं**) થાય, નહીં જાણેલું (**अविज्ञातं**) તે જાણેલું (**विज्ञातं**) થાય ? હે ભગવન્! એવો તે ઉપદેશ કેવી રીતે થતો હશે ? સૌમ્ય ! જેમ એકલા માટીના જ લચકાને સમજવાથી માટીમય (માટીનું બનેલું) બધુંય સમજાય છે (તેમ). (માટીના બનેલા એવા સામાનમાં જે) વિકાર (માટીથી શરાવાદિનું જુદાપણું–વિશેષતા દેખાય) છે, તે તો વાણીના આશ્રયવાળું નામ માત્રજ છે. માટી એવી એ જ સત્ય (વસ્તુ) છે." ઇત્યાદિ, છાંદોગ્ય ૬. ૧. ૪. ના પ્રસિદ્ધ ઉપદેશથી એ પ્રપાઠકની શરૂઆત થાય છે. આગળ સમજાવેલી પરિણામી, તેથી નાશવાન એવી આખી, ગોળ ફરતા ચક્રના જેવી, અનંત પરંપરાના અથવા સાંકળના એકજ દાર્ષ્ટાન્તિક અંકોડાને અહીં પકડીને, સંઘાતના બીજા સ્વરૂપને પ્રકટ કરવા અર્થે, કારણમાંથી કાર્યને પ્રકટ કરતી ઐશ્વર સત્તાને શ્રુતિએ તેના 'માયિક' સ્વરૂપમાં સમજાવી છે. માટી એ કારણ છે, અને ઘટ, શરાવાદિનો તેમાંથી કાર્યભાવે ઉદય થાય છે. માટીનો જ્યારે ઘડો થાય છે, ત્યારે 'માટી' એવી બુદ્ધિ ઉડી જઇને, 'ઘટ' એવી બુદ્ધિનો ભાવ, જે એના ઉદય પહેલાં નહોતો તે, ખડો થાય છે; અને તે પરિણામ પામનાં, પાછો ક્યાં ઉડી જાય છે તે જરૂર ગીતા(૨.૨૯)માં કહ્યા પ્રમાણે અતત્વવિદ્‌ને આશ્ચર્યકારક જ લાગે છે. ત્યાં છાંદો. ૬. ૧. ૩. ની જ્યોતિમાં અમે સમજાવ્યા પ્રમાણે, આ ઉપદેશમાં કાર્યાત્મક સૃષ્ટિનું પ્રથક્કરણ કરતાં, શ્રુતિ કહે છે કે, સર્વવ્યાપક એવા દિગાત્મક બ્રહ્મનો પ્રેરકભાવ, જેને સંવત્સરો અથવા કાલ પ્રજાપતિ કહીને ઇશાવાસ્યના આઠમા મંત્રમાં શ્રુતિએ વર્ણવ્યો છે, તેના સત્ય સંકલ્પે પ્રત્યેક ક્ષણે દિગ્‌માં પ્રકટતો વિકાર દ્રષ્ટાને થતા અનુભવમાં કાર્યનું રૂપ ધારણ કરે છે, અને દ્રષ્ટા તેવા કાર્યને જુદુ નામ આપીને કાંઇક વિશેષતાએ કારણથી ભિન્ન

એમ ઓળખે છે. તેથી કાર્યાત્મક આવો જુદો દેખાતો વિકાર તે દ્રષ્ટાની વાણીના આશ્રયવાળું નામ માત્ર જ છે, તેમાં કાંઈ જ વસ્તુતા નથી. સત્ય વસ્તુ તો મૂળનું કારણ જ રહ્યું છે, કારણ કે કાર્યમાં તત્વદૃષ્ટિએ એજ સ્થિર, અવ્યય, કે નિશ્ચળ વસ્તુ છે. કાર્યની વિક્રિયા માત્ર તેથી નાશવાન અને અસત્ય છે. એટલે કે, કાર્ય એ ભોગેચ્છાએ પ્રકટતા જીવાત્મા-દ્રષ્ટાની અપેક્ષાવાળું છે, તેમજ તે સર્વવ્યાપક આકાશાત્મક બ્રહ્મની પ્રેરણાની પણ અપેક્ષાવાળું છે. અર્થાત્, (૧) કાર્યાત્મક જગત્ જીવેશ્વરના દ્વંદ્વવાળા સંઘાતનું જ વ્યાવહારિક પરિણામ છે, અને (૨) તે ભોક્તાની અવિદ્યાએ, તેની ગેર સમજણે, કારણથી જુદુ દેખાતું એવું વિકારાત્મક–દૃશ્ય છે, અને દ્રષ્ટાએ તેવા દૃશ્યને જુદુ નામ આપીને જ એના સ્થિર 'સ્વરૂપ'ના કારણભાવથી એને ભિન્ન પાડેલું છે. (**वाचारंभणं विकारो नामधेयं**). જુવો છાં. ૩ ૧૨. ૧. વળી, (૩) આવો કાર્યાત્મક વિકાર માત્ર ક્ષણિક હોઇને, તે નાશવાન છે, છતાં એ દૃશ્યમાં નિશ્ચળ એવું અધિષ્ઠાનાત્મક અવ્યક્ત કારણ એકલું જ વસ્તુતાએ સત્ય છે. (**मृत्तिकेत्येव सत्यं**). એક જ અંકોડામાં થતું આવું કાર્યદર્શન ચક્રવત ફરી રહેલી આખી પરંપરાને લાગુ પડે છે, અને આવી માત્ર નામની જ ભૌતિક પરંપરામાં તેના અંતર્યામી રૂપે પ્રકટતો નિયામક ચૈતન્ય વિકાર જે મહદ્દાત્મા અથવા ઇશ્વર કહેવાય છે, તેની અવસ્થા પણ ભોગાત્મક જીવભાવની અપેક્ષાએ જ ટકી રહી છે. એટલે આ ભૂતાત્મક જગત વ્યવહાર તે 'જીવેશ્વર'ના અન્યોન્યાશ્રયી દ્વંદ્વના વ્યાપારનું જ પરિણામી અથવા નાશવાન દર્શન છે.

**'સત્' એવા કારણમાંથી 'અસત્' એવું જીવેશ્વરનું પ્રકટતું દ્વંદ્વ.**

આવા સૂત્રરૂપે પ્રકટ કરેલા સત્યને આખા કાર્યકારણ પરંપરામાં વિસ્તારથી ઘટાવવા છાંદોગ્યની શ્રુતિ ૬. ૨. ખંડમાં ક્રમને ઉલટાવીને કહે છે, કે "સદ્ જ ('છું'-Being-એવું કેવળ 'જ્ઞ' સ્વરૂપી ચૈતન્ય) હે સોમ્ય! આ (જગત દેખાયું તે) ની પહેલાં હતું. (તે) એક (રસરૂપ) જ અને અદ્વિતીય (બીજા વગરનું હતું)...એણે જોયું (વિચાર્યું–આલોચન કર્યું) કે, હું બહુ થાઉં, હું જન્મને–વૃદ્ધિને પામું. તેણે તેજને કાઢ્યું. તે તેજે જોયું, કે હું બહું થાઉં, હું જન્મુ–વૃદ્ધિને પામું. તેણે જળો

કાઢ્યાં. તે જળોએ જોયું, કે અમે બહુ થઈએ, અમે વૃદ્ધિને પામીએ. તેમણે અન્ન કાઢ્યું...આ (શકિતયુકત) દેવતાએ જોયું, કે હું આ (તેજ, જળ, પૃથિવી રૂપી) ત્રણે દેવતાઓમાં આવા જીવભાવવાળા આત્માએ (**जीवेनात्मना**) પ્રવેશ કરીને નામ રૂપોને (પુનઃ) વિસ્તારૂં. તે(દેવતા)ઓમાંની દરેકને ત્રેવડી ત્રેવડી કરૂં, એમ (ધારીને) એ (સદ્) દેવતાએ ત્રણે દેવતાઓમાં આ જીવભાવવાળા આત્માએ જ પ્રવેશ કર્યો, અને નામરૂપોને (તેણે) વિસ્તાર્યાં. તેણે તેમાંની દરેક દેવતાને ત્રેવડી કરી. હે સોમ્ય, કેવી રીતે તે ત્રણે દેવતાઓની દરેક ત્રેવડી થઇ તે મારી પાસેથી વિસ્તારથી સમજી લે...જે (બળતા) અગ્નિનું લોહિત–લાલ રૂપ (રંગ) છે, તે તેજનું જ રૂપ છે. જે (એનું) ધોળું (રૂપ) છે, તે જળોનું છે. જે (એનું) કાળું (રૂપ) છે, તે અન્નનું (પૃથિવીનું) રૂપ છે, આમ અગ્નિનું અગ્નિપણું (આ 'અગ્નિ' છે એમ કહીએ છીએ તે તો) ઉડીજ ગયું. એ વિકાર (અગ્નિ એવું, તેજ, જળ, અને અન્નથી ભિન્ન કાર્ય) તો વાણીના આશ્રયવાળું નામ માત્ર જ છે. (મૂળનાં) ત્રણે રૂપો એકલાં જ સત્ય (વસ્તુ) છે." એમ આદિત્ય, ચંદ્ર, વિદ્યુત્, આદિ અનેક પદાર્થોનાં દૃશ્યોને મૂળનાં ત્રણ રૂપોમાં જ વ્હેંચી નાખી, તેમના વિકારોને મૂળ ત્રણ જ દેવતાઓમાં ભેળવી દઇ, વિકાર તો નામ માત્ર છે, એમ સમજાવતાં શ્રુતિ કહે છે, કે "આને (ત્રણ મૂળ રૂપોને જ કારણ રૂપે સત્ય) સમજનાર પૂર્વના મહાશાલો અને મહાશ્રોત્રિયો કહી ગયા છે, કે 'અમારે એવું કશુંય નથી કે જેના સંબંધે કોઇ એમ કહી શકે, કે અમે તે શિખ્યા નથી (**अश्रुतं**), કે વિચાર્યું નથી (**अमतं**), કે જાણ્યું નથી (**अज्ञातं**), કારણ કે આમનાથી (આ ત્રણે મૂળ કારણો દ્વારા) તેમણે એ બધુંય જાણ્યું હતું, (અને તેઓ સર્વજ્ઞ થયા હતા.) જે કાંઇ લાલ જેવું હોય, તે તેજનું રૂપ છે, એમ તેમણે જાણ્યું હતું. જે ધોળા જેવું હોય, તે જળોનું રૂપ છે એમ તેમણે જાણ્યું હતું. જે કાળા જેવું હોય, તે પૃથિવીનું રૂપ છે એમ તેમણે જાણ્યું હતું. જે વિશેષ (એવા જ્ઞેય રૂપે) જણાય જ નહીં એવું હોય, તે આ ત્રણે દેવતાઓનો સમાસ (સમાન અંશે એકઠા થવું તે) છે, એમ તેઓએ જાણ્યું હતું"...આમ મૂળ ત્રણ ગુણોનાજ આવિર્ભાવે થતી અંતરીક્ષની જ્યોતિઓની ઉત્પત્તિ બધી વિકારાત્મક

નામની જ છે એમ સમજાવી, એજ ગુણોના આપણા શરીરમાં થતા આવિર્ભાવોને 'અન્નમય મન છે, જળમય પ્રાણ છે, અને તેજોમય વાણી છે' એમ કહી, એવા ગુણોની ઉપાધિઓમાં પ્રકટતા 'હું' એવા ભોગેચ્છાએ સતના 'જીવ'ભાવી વિકારને પણ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિની અવસ્થાઓમાં સમજાવી, સદ્‌ને ભોગવવાની ઇચ્છાએ જ પાછો એવો જીવભાવ સુષુપ્તિમાં સદ્‌માં મળી જાયછે એમ કહે છે અને પછી ભોગાત્મક જગતનું બીજાંકુર સ્વરૂપ પ્રકટ કરવા આવા મૂળ ભૂત ત્રણે ગુણોને પણ કાર્યકારણની પરંપરામાં સાંકળીને શ્રુતિ છાંદો. ૬. ૮. (૩–૪) માં કહે છે, કે "આ ( શરીરરૂપી) અંકુર ( કાર્ય ) ઉગેલો છે, ( તેથી ) હે સોમ્ય ! તે કોઇ મૂળ ( બીજ ) વગરનો હોય નહીં, એમ જ તું સમજ. એનું મૂળ ( બીજ ) તે અન્ન વગર બીજે ક્યાં હોય ? તે જ પ્રમાણે સોમ્ય ! અન્ન ( પણ ) અંકુર ( કાર્ય ) છે, ( તેથી ) તેનુ મૂળ જળો છે એમ અનુમાનથી સમજી લે. હે સોમ્ય ! જળો અંકુર છે, (તેથી) તેજસ તેમનું મૂળ ( કારણ ) છે એમ અનુમાનથી સમજી લે. હે સોમ્ય ! તેજસ તે અંકુર છે ( તેથી ) સત્ ( તેનું ) મૂળ છે એમ અનુમાનથી જાણ. હે સોમ્ય ! (આ પ્રમાણે) સર્વે પ્રજાઓ (સૃષ્ટિમાત્ર) સદ્‌ના મૂળ (બીજ) વાળી છે." આમ કાર્યકારણ પરંપરાનો મૂળથી ઉતરતા અને ચઢતા એવા ઉભય ક્રમે ઉપસંહાર કરીને, એમાં સર્વત્ર વ્યાપક થઈ રહેલા નિશ્ચળ સત્વને પ્રકટ કરતાં કહે છે, કે "આવો જે (સદ્રૂપ) સૂક્ષ્મ (મૂળ) છે તેમાં જ આ સર્વ (જગત ) નું આત્મ છે, એ જ સત્ય છે. (બીજું સર્વ વિકાર છે. ) એ આત્મા છે. હે શ્વેતકેતુ ! તે તું છું (**तत्वमसि**)." આવા આત્મામાં જગતની સર્વ વિકારાત્મક વિવિધતા સમાતાં, આત્મામાં કેવળ અદ્વૈત ભાવજ રહે છે. ત્યાં ગુણાવિર્ભાવના અભાવે અવ્યક્ત કારણમાં કોઇપણ પ્રકારની વિવિધતા છે જ નહીં. અને તેમાં વિકારના આવિર્ભાવે જગતની પ્રવૃત્તિ પ્રકટતાં, જીવભાવ મૂળ એવા 'સ્વ'રૂપના અદ્વૈત ભાવને વિસરીને વિકારની વિવિધતાને જ તેવાં નામરૂપોએ નિભાવી રાખે છે એવો બોધ કરતાં, આખા જગતની પ્રતિષ્ઠા રૂપ આત્મતત્વના અદ્વૈતના જ પરમ સત્યનો, પછીના બધા ખંડોમાં, શ્રુતિ બોધ કરી રહી છે. તેથીજ વળી કઠ. ૩. ૫. માં શ્રુતિ કહે છે કે, ભોગેચ્છાએ "ઇન્દ્રિયો અને મનની સાથે

જોડાયલા આત્મા(અહંભાવે થએલા પરમાત્મા)ને વિચારકો 'ભોક્તા' (જીવભાવ) કહે છે."

**જ્ઞાનના સર્વ વિષયો નામમાત્ર છે.**

કાર્યાત્મક વિકાર તો વાણીના આશ્રયવાળું માત્ર 'નામ' જ છે, એવું જે કહ્યું, તેમાં વાણીના આશ્રયવાળુ જે નામ છે, તે દ્રષ્ટા એવો જીવભાવ અને તેના સંકલ્પની અપેક્ષાવાળુ છે. તેને સવિસ્તર સમજાવવા શ્રુતિએ છાંદોગ્યના સાતમા પ્રપાઠકમાં સનત્કુમાર અને નારદનો સંવાદ યોજ્યો છે. ત્યાં, વેદો સાથે અનેક વિદ્યાનાં શાસ્ત્ર ભણ્યા છતાં શોકને ટાળનારૂં જ્ઞાન થયું નહીં તેથી શોચ કરતા નારદ સનત્કુમાર પાસે આવીને પોતે અભ્યાસ કરેલાં ઓગણીશ શાસ્ત્રોને ગણી બતાવે છે, અને કહે છે કે, આટલું બધું ભણ્યા છતાં 'હું કેવળ મંત્રોને જ જાણવા વાળો છું (કાર્યાત્મક શબ્દ જ્ઞાની જ છું), આત્મજ્ઞાની (તેમના હાર્દને—મૂળ કારણને જાણનારો) નથી." સનત્કુમાર કહે છે કે, જે કાંઈ તમે ભણ્યા છો તે વિદ્યાઓ 'નામ માત્ર' જ છે, એમ કહી, બાહ્ય પદાર્થોની પેઠે, મનુષ્યની વિજ્ઞાનાત્મક માનસિક સૃષ્ટિ પણ કાર્યકારણ સંઘાતવાળી હોઈ અસત્ય તેથી મિથ્યા જ છે, એમ સૂચવી નામથી શરૂ થઈ ઉંચે ચઢતી પરંપરાને દૃષ્ટાના 'આત્મ' સુધી શ્રુતિ ખેંચી બતાવે છે. અને એમ કરીને, માનસ શાસ્ત્રની સંપૂર્ણ વિદ્યાને (Psychology) શ્રુતિ ત્યાં પ્રકટ કરે છે. વળી વચમાં સ્પષ્ટ કહી દે છે કે, નામરૂપાત્મક આખી સૃષ્ટિ તે સંકલ્પાત્મક જ છે. છાંદો. ૭. ૪. ખંડમાં શ્રુતિ ઉપદેશેછે, કે "સંકલ્પ (**क्रतु**) એ જરૂર મનથી અધિક છે. જ્યારે (પુરૂષ) સંકલ્પ કરે છે, ત્યાર પછી (તે) મનમાં ધારે છે (**मनस्यति**), ત્યાર પછી વાણીને પ્રેરે છે, (પછી) તેને નામમાં (શબ્દમાં) કાઢે છે. નામમાં (શબ્દમાં) મંત્રો એક થાય છે (સમાય છે, એકઠા થાય છે). મંત્રોમાં કર્મો (એકઠાં થાય છે.) જરૂર આવાં એ બધાંય સંકલ્પમાં એક થઈ જનારાં છે (**संकल्पायनानि**), સંકલ્પના શરીરવાળાં છે (**संकल्पात्मकं**), (એટલે) સંકલ્પમાં જ પ્રતિષ્ઠાવાળાં છે. સ્વર્ગ અને પૃથ્વીએ સંકલ્પ કર્યો, વાયુ અને આકાશે સંકલ્પ કર્યો, જળ અને તેજસે સંકલ્પ કર્યો. આમના સંકલ્પ કર્યાથી વર્ષા સંકલ્પ કરે છે, વર્ષાના સંકલ્પ કર્યાથી અન્ન સંકલ્પ કરે છે.

એ આવો (વિસ્તૃત) સંકલ્પ છે." આને બૃ. ૧. ૫. ૧. સાથે સરખાવો. સંકલ્પમાં અંતર્ગત ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન, અને પ્રાણબલ સુધી અધ્યાત્મના ચૈતન્યાવિર્ભાવોને ગણાવી, પછી વિરાટ્‌માં પ્રકટતા સર્વત્ર સમાન એવા બીજા સ્મર, આશા, અને મુખ્ય પ્રાણ રૂપી અવ્યક્તના આવિર્ભૂત ગુણોની ઉપાધિએ પ્રકટતા સર્વત્ર 'ઉદ્‌ગીથ' રૂપે ચાલી રહેલા ચૈતન્યાવિર્ભાવોનો સંઘાત શ્રુતિ સમજાવે છે. અને આવા સંઘાત ચક્રને યથાર્થ રૂપમાં સમજવાને આવશ્યક એકાગ્ર ચિત્તવાળી જીજ્ઞાસાને જણાવી, આવી સંઘાતની વ્યક્ત સંકલના–રચનાએ થતા અનુમાને સમજાતું અવ્યક્ત ગુણ–શક્તિવાળા જગતના કારણાત્મક અદ્વૈત બ્રહ્મને–' ભૂમા 'ને પ્રકટ કરીને, તેને જ 'હું' એવા આત્મભાવે થતું બતાવી, નામરૂપે વહી રહેલી આવી સંઘાત પરંપરાને તેના અવ્યક્ત કારણની સાંકળ સુધી ખેંચી બતાવી, છેલ્લા ખંડમાં છાંદોગ્યની શ્રુતિ કહે છે, કે "આ પ્રમાણે જોનારને, આ પ્રમાણે વિચારનારને, આ પ્રમાણે સમજનારને જરૂર આત્મામાંથી જ પ્રાણ, આત્મામાંથી જ આશા, આત્મામાંથી સ્મૃતિ, આત્મામાંથી આકાશ, આત્મામાંથી તેજસ, આત્મામાંથી જળો, આત્મામાંથી અવિર્ભાવો (પ્રકટ થવું તે) અને તિરોભાવો (અદૃસ્ય થવું તે), આત્મામાંથી બળ, આત્મામાંથી વિજ્ઞાન, આત્મામાંથી ધ્યાન, આત્મામાંથી ચિત્ત, આત્મામાંથી સંકલ્પ, આત્મામાંથી મન, આત્મામાંથી કર્મો, એમ આત્મામાંથી જ આ બધુંય (જગત થતું દેખાય છે). તેનો આવો શ્લોક છે ' આત્મવિદ્ મૃત્યુને દેખતો નથી, તેમ જ રોગ કે દુ:ખતાને અનુભવતો નથી. એ આત્મવિત્ સર્વને જુવે છે, સર્વ બાજુએ સર્વને પામે છે. એકલો હોય છે તે (જાણે) ત્રણ રૂપે થાય છે, પાંચ, નવ, અને પાછો અગિયારમો (થતો) સાંભળ્યો છે, તે એક સો ને દશ, અને હજાર ને વીશ (થાય છે)"

**આત્મા એજ જાણવાયોગ્ય સત્ય વસ્તુ છે**

બૃહદારણ્યકોપનિષદ્‌ની શ્રુતિ પણ આ નામરૂપાત્મક વિકારોની કાર્ય પરંપરાનું સુંદર દર્શન વિવધ રૂપે કરાવી, પછી જગતના અવ્યક્ત બીજવાળા આવા કારણ બ્રહ્મ અથવા આત્માને વિષે બૃ. ૨. ૪. ૫. માં એમ જ કહે છે, કે "જરૂર આત્મા જ દ્રષ્ટવ્ય (સ્પષ્ટ જોવા–અનુભવવા યોગ્ય) છે,

(એટલે કે) એ જ સાંભળવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે, નિદિધ્યાસ કરવા યોગ્ય છે. હે મૈત્રયિ ! આત્માના જ દર્શનથી, શ્રવણથી, બુદ્ધિપૂર્વક સમજવાથી સર્વ (જગત) સમજાય છે." આવો આત્મા જે જે વિકારમાં અવિદ્યાએ અહંકારી થતાં તાદાત્મ્યને પામે છે, તે જ વિકારોને તે વખતે એ જીવભાવે અનુભવે છે એમ સમજાવી, છાંદોગ્યમાં બતાવેલી 'ભૂમા'ની અવસ્થાની પેઠે, એને અવ્યક્ત ભાવમાં પ્રકટ કરતાં બૃહ. ૨. ૪. ૧૨ માં શ્રુતિ કહે છે કે "આ મહદ્ભૂત (મહદાત્મા-ઈશ્વર) જે અનંતર્ (અંદર રહિત), અપાર (બહાર રહિત) અને કેવળ 'જ્ઞાન' છે, તે આવાં (ઉપાધિરૂપ) ભૂતોદ્વારા ઉઠીને (વિશેષભાવે પ્રતિબિંબની પેઠે પ્રકટ થઈને) તેમની જ સાથે (વિશિષ્ટાત્મભાવે-જીવભાવે) નાશ પામે છે. (એમ કાર્યકારણ સંઘાતવાળાં ભૂતોમાંથી ઉઠી) ગયા પછી એને કાંઈ (ગુણાત્મક) સંજ્ઞાજ (રહેતી) નથી. અરે, (મૈત્રયિ !) આ હું (પરમાર્થ સત્ય) કહું છું. એમ યાજ્ઞવલ્કયે કહ્યું." વળી જુવો ખંડ બૃહ. ૩. ૧. ૪. અને જ્યારે મૈત્રયીએ કહ્યું કે એને સંજ્ઞાજ રહેતી નથી તે મારાથી સચ્ચજાતું નથી, ત્યારે 'ભૂમા' માં વ્યક્તિગત ભેદભાવ-નાનાત્વના અસંભવનો જ ઉપદેશ કરતાં યાજ્ઞવલ્કય કહે છે, કે "જરૂર, જ્યાં દ્વૈત (જુદી વસ્તુ) જેવું કાંઇ હોય છે ત્યાં જ એકબીજાને સુંઘેછે, ત્યાં જ એક બીજાને જુવેછે,...પણ જ્યાં સર્વ એનું આત્માજ થયું ત્યાં તે શી રીતે કોઈ કોઇને સુંઘે ? ત્યાં તે શી રીતે કોઈ કોઇને જુવે, ત્યાં શી રીતે કોઈ કોઈને સાંભળે, ત્યાં શી રીતે કોઇ કોઈની સાથે વાત કરે, ત્યાં શી રીતે કોઈ કોઈને ઓળખે ? જેના વડે જ આ બધુંય જણાય છે, તેને તે (બીજા) શા વડે જાણી શકાય ? (સર્વનાય) જાણનારાને તે અરે ! કોણે જાણી શકાય ?" સરખાવો છાંદો. ૬. (૯-૧૦) ખંડો.

**સંઘાતનુ 'મધુ' અથવા 'અન્યોન્યાશ્રય' સ્વરૂપ.**

આમ કારણાત્મનું સ્વરૂપ સમજાવી બૃહદારણ્યકની શ્રુતિ આ આખી સંઘાત પરંપરાનું અન્યોન્યાશ્રયિત્વ બહુ સ્પષ્ટતાથી પ્રકટ કરતાં અપૂર્વ 'પ્રતિભાવાળું' પ્રસિદ્ધ 'મધુબ્રાહ્મણ' ઉપદેશે છે. અને એનાથી એક સંઘાત પરંપરાના જ્ઞેય પદાર્થોનું ચક્ર, અને ભોગાર્થે તેના ધારક એવા 'જીવેશ્વર' ના દ્વંદ્વનું

બીજું ચક્ર, એમ બે ચક્રો જુદાં પાડી પ્રત્યેક ચક્રના દરેક અંકોડાનું અન્યો-ન્યાશ્રયત્વ પ્રકટ કરે છે. અને એ બન્ને ચક્રોનું પણ અન્યોન્યાશ્રયિત્વ પ્રકટ કરતાં, આખા સંઘાતનું અસત્‌પણું બતાવી, પુરૂષના ચૈતન્યભાવને, તેના અદ્વૈતાત્મ સ્વરૂપને જ 'સત્ય' રૂપે ઉપદેશે છે. બૃહ. ૨. ૫. ખંડના પહેલા જ મંત્રમાં શ્રુતિ કહે છે, કે "આ પૃથિવી સર્વે ભૂતોનું મધુ (આશ્રયાત્મક હેતુ) છે, સર્વે ભૂતો આ પૃથિવીનું મધુ છે. અને જે આ પૃથ્વીમાં તેજોમય, અમૃતમય (ઇશ્વર) પુરૂપ છે તે, અને જે આ અધ્યાત્મે (દ્રષ્ટામાં) તેજોમય અમૃતમય શારીર પુરૂપ છે તે, (પણ સર્વ ભૂતોનું, અને અન્યોન્યનું મધુ છે). આ 'પુરૂપ'જ એવો છે કે જે આ આત્મા છે. આ જ અમૃત, આ જ બ્રહ્મ છે. આ જ સર્વ છે." એમ કહી, જળાદિ ભૂતોની આખી પરંપરાને તપાસી વળે છે. અને આવા વિવિધ વિકારોની અપેક્ષાએ અમર દેખાતા તેમના 'અધિપતિ' અને 'રાજા' રૂપી નિયામક આત્માને ભૂતોના પરંપરામાં તેમનાં ચક્રોની સાંકળમાં જ નુંધેલો બતાવતાં શ્રુતિ કહે છે, કે "જેમ રથની નાભિમાં અને રથની વાટમાં બધા આરાઓ પરોવીને નુંધેલા હોય છે, તે જ પ્રમાણે આ આત્મામાં સર્વે ભૂતો, સર્વે દેવો, સર્વે લોકો, સર્વે પ્રાણો, સર્વે આ (જુદા જુદા દેખાતા) જીવાત્માઓ સંક-ળાએલા છે." (બૃ. ૨. ૫. ૧૫.) વળી જુવો, બૃ. ૫. ૫. ૨.

**'સદ્' આત્માની આવી શક્તિ તે 'માયા.'**

આવા અદ્વૈત, અને સર્વદૃગ્ આત્મા–'ભૂમા'માંથી અનેક સંઘા-તનાં ચક્કરો દ્વારા, 'જીવેશ્વર' સંઘાતના સંકલ્પોની સિદ્ધિ અર્થે, જ્ઞેયાત્મક કાર્ય પરંપરાને ખડી કરતી, અને જીવને આત્મજ્ઞાન થતાં તેની ભોગેચ્છાનો લોપ થવાથી સંઘાતજાળની સાથે જ ઉડી જતી, એવી આત્માની અચિંત્ય શક્તિને બૃહ-દારણ્યકની શ્રુતિ 'માયા' એવા એક જ નામથી વર્ણવતાં, ઋગ્‌વેદની ૬. ૪૭. ૧૮ ઋચાના શબ્દોમાંજ બૃહ. ૨. ૫. ૧૯ માં કહે છે કે "રૂપે રૂપે (શરીરે, શરીરે) તે પુરૂષ પ્રતિરૂપ (પ્રતિબિંબ) થયો, તે એના (પોતાના) સ્વરૂપને પ્રતિબિંબથી જોવાને માટે. ઇન્દ્ર (પર-મેશ્વર) વિવિધ 'માયાઓ' (માયિક દેખાવો) વડે અનેક રૂપોને પામે છે, કારણકે એણે (રથની પેઠે શરીરને) સો અને દશ ઇન્દ્રિયો (**હરયઃ**

મનને તેનું હરણ કરીને બહાર ખેંચી જાય તેવી) જોડી છે. જરૂર આ(પુરૂષ)જ ઈન્દ્રિયો છે. આ જ દશ, અને કેટલાય સહસ્ર, અને અનંત છે. આ જ તે બ્રહ્મ છે, એ અપૂર્વ (કારણરહિત) છે, અનપર (કાર્યરહિત) છે, અનંતર (વચગાળેય વિકાર રહિત) છે. એનાથી બહાર એવું કશુંય નથી (**अबाह्य**). આ (પ્રત્યગ્) આત્મા બ્રહ્મ છે, એ સર્વેને (દ્રષ્ટા, મંતા, શ્રોતા રૂપે) અનુભવનાર છે, એમ (વેદાન્તનો) ઉપદેશ છે."

આ જ બ્રહ્મચક્રની પ્રવૃત્તિ રૂપ ઈશ્વરની શક્તિને ધ્યાનદ્વારા યોગમાં અનુભવી રહેલા ઋષિઓ શ્વેતાશ્વતરોપનિષદ્‌માં તેને વર્ણવતાં(૧. ૩માં)કહે છે કે, "તેમણે (બ્રહ્મવિદોએ) ધ્યાન કરીને યોગ સાધ્યો. તો પોતાના ગુણે નિગૂઢ (પ્રકટ નહીં થએલી—અવ્યક્ત) એવી દેવની પોતાનીજ શક્તિને (જગતના કારણ તરીકે) દીઠી; અને એવો એ દેવ (કેવળ ચિદ્રુપ પરમાત્મા) એકલોજ (અદ્વિતીય રહ્યા છતાં) કાલ અને આત્મા(જીવ)ની સાથે સંયુક્ત બીજાં બધાંય (માયિક સંઘાતવાળાં) કારણોને (તેમનું) અધિષ્ઠાન (આશ્રય) થઈને નિયમી રહેતો (દીઠો)." આવી નિગૂઢ શક્તિના ગુણનો આવિર્ભાવ થતાંજ પહેલું જે 'જીવેશ્વર'નું દ્વંદ્વ જણાયું, તેને વિષે શ્રુતિ આગળ શ્વેતા. ૧. (૮–૧૧) સુધીમાં કહે છે, કે "(અવ્યક્તાત્મન્, આ માયિક સૃષ્ટિમાં) ઈશ્વર (ભાવે થઈ) ક્ષર અને અક્ષર, વ્યક્ત અને અવ્યક્ત, એમ સંયુક્ત (જોડએજ) થએલા આ વિશ્વને પાળે છે (ભરણ કરે છે), અને અનીશ (ભાવે થતાં 'જીવ') આત્મા ભોક્તૃભાવથી બંધાય છે. તે (બદ્ધ આત્મા) દેવ('સ્વ'રૂપ)ને ઓળખીને પછી બધા પાશોમાંથી મુક્ત થાય છે. જ્ઞાની (**ज्ञ**) અને અજ્ઞાની (**अज्ञ**, એવા) બે અજ છે, (એક) ઈશ અને (બીજો) અનીશ છે. તેમજ એક અજા (માયા છે) તે ભોક્તાના ભોગને અર્થે પ્રયોજાયલી (**युक्ता**) છે. અને જરૂર (એક) વિશ્વરૂપ અનંત આત્મા (અધિષ્ઠાન રૂપે નિર્વિકાર) અકર્તા છે. આવા ત્રણેયને એમ (ઉપાધિએ ભિન્ન છતાં પરમાર્થનાએ એકજ) સમજે, ત્યારે એવો એ (જ્ઞાની) બ્રહ્મ (રૂપે થાય) છે. ક્ષર (નાશવાન) તે પ્રધાન (દેવની માયા-શક્તિ) છે, અને અમૃત અને અક્ષર એનો હર (દેવ) છે. એકલો એ

દેવજ તે ક્ષર (પ્રધાન) અને (જીવ) આત્મા એવા બેયને વશ વર્તાવે છે. તેનું ધ્યાન કરતાં, તેનો યોગ સાધતાં, તેનારૂપ થતાં છેવટે સદાને માટે બધીય માયા ( **विश्वमाया** )માંથી છુટાય છે."...અને શ્વેતા. ૪. (૯–૧૧)માં વળી તે કહે છે, કે "છંદો, યજ્ઞો, યાગો, વ્રતો અને જે કોઇ થએલાનું કે થનારનું વેદો કહી રહ્યા છે, એવા સર્વ વિશ્વને માયી (માયાવાળો–દેવ–ઇશ્વર) આ(અક્ષર)માંથી સૃજે છે, કાઢે છે. અને એવા(પ્રપંચ)માં જાણે (અક્ષરથી પોતે) જુદો હોય એમ માયા વડે રૂંધાઈ રહે છે–બંધાય છે. માયાને તું પ્રકૃતિ જાણ, અને માયી(માયાવાન)ને તું મહેશ્વર (મહાન ઇશ્વર) સમજ. જાણે એનાં અવયવભૂત (થએલાં) કાર્યોથી આ સર્વ જગત વ્યાપ્ત છે. જે એકલો (અદ્વિતીય) છતાં, યોનિયોનિએ (પ્રત્યેક વસ્તુના માયિક કારણમાં) તે(માયા)નું અધિષ્ઠાન થઇ રહ્યો છે, અને જેમાં આ સર્વ જગત (પોષાઇ) રહ્યું છે, અને એ સર્વનો જે (પાછો) સંહાર કરે છે, એવા (સર્વને) વશ વર્તાવનાર (**ईशानः**), ઇષ્ટ (વર) આપવાવાળા, (અને) વેદોએ સ્તુતિ કરેલા દેવને (યોગમાં આત્મભાવે) અનુભવીને અત્યંત (અંત રહિત એવી પરમ) શાન્તિને (મોક્ષને) પમાય છે." અને શ્વેતા ૫. ૧ માં "એજ અક્ષર છે, એજ સવિતાનું 'વરેણ્ય' છે, અને એમાંથી આ પુરાણી–સનાતન પ્રજ્ઞા પ્રસરી છે," અને ૫. ૭ માં "ગુણોના અન્વય (એટલે પરિણામી સબંધ) વાળો (થતાં ઇશ્વિરભાવે) જે (કર્મનાં) ફળ (આપવારૂપી) કર્મનો કર્તા છે, અને એવા કૃત(કર્મ)નો એજ (જીવભાવે) ભોક્તા છે, તે વિશ્વરૂપ, ત્રણ ગુણાત્મક, ત્રણ માર્ગ(ધર્માધર્મ અને જ્ઞાન)વાળો, પ્રાણાધિપ (એવું જીવેશ્વરનું કે વિરાડધ્યાત્મનું દ્વંદ્વ આવાં) પોતાનાં કર્મોએ કરી (સંસારરૂપે) સંચરે છે." એમ શ્રુતિ ઉપદેશે છે. આ માયાની પ્રવૃત્તિને એટલે કે અદ્વિતીય આત્મામાંથી ઉઠતી આવી જગતમય સૃષ્ટિને 'વિવર્ત' એવા શબ્દથી એજ શ્રુતિ શ્વેતા. (૬. ૨)માં વર્ણવતાં કહે છે, કે "જેનાથી આ સર્વ ( જગત ) નિત્ય વ્યાપ્ત થઇ રહ્યું છે એવો જે 'જ્ઞ'રૂપ કાળનોય કર્તા વિકારાત્મક ગુણોનો ( માયાએ કરીને ) ધારક ( એવો ગુણી ) છે, અને સર્વને જે જાણનારો છે, તેણે નિયમેલું (નિયમથી પ્રેરેલું) કર્મ (સંકલ્પ–ક્રિયા) પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ (એમ પંચ-

**તેનો 'વિવર્ત' અથવા વિપરિત આભાસ**

ભૂતાત્મક) જગત રૂપે (તત્વથી વિપરિત એવા મિથ્યાજ્ઞાન રૂપે ભોક્તાને) ભાસે છે (**विवर्तति**), તે(કર્મ)ને વિચારવા યોગ્ય છે." અને શ્વેતા (૬.૪. માં) કહે છે, કે "જે ગુણયુક્ત કર્મો આરંભીને સર્વ ભાવનાઓને (તેમના પ્રત્યેક કર્મમાં) વિવિધ રીતે જે નિયોજે છે; (પછી) તેમનો (ભાવનાઓનો-કામનાઓનો બ્રહ્મજ્ઞાન થયે) અભાવ (નાશ) થતાં, કરેલાં સંચિત કર્મોનો નાશ થાય છે. (અને એમ) કર્મનો ક્ષય થતાં, તત્વ(નિર્વિકાર આત્મા)થી જુદો (દેખાતો) એવો તે (સંસારી ભોક્તા તત્વમાંજ) સમાય છે. આવો આદિ પુરૂષ (પરમાત્મા) ત્રણે કાલાતીત (કાલથી પર, અને) અકળ (નિષ્કલ, નિર્વિકાર) છતાં, સંયોગ (જગતના અધિષ્ઠાનાત્મક ઉપાદાન) અને નિમિત્ત (પ્રેરક) એવા (ઉભય) હેતુ (કારણ)રૂપે દેખાય (અનુભવાય) છે." એમ કહીને પછી (૬. ૧૫.માં) "એનેજ ઓળખીને મૃત્યુની પાર જવાય છે: તેને પહોંચવાનો બીજો પંથ નથી." એવો શ્રુતિ સ્પષ્ટ ઉપદેશ કરે છે.

**જીવેશ્વરના દ્વંદ્વનું પ્રાચીન સંહિતા દર્શન**

આવો ઉપદેશ કરતી શ્વેતાશ્વતરની શ્રુતિએ 'જીવેશ્વર'ના દ્વંદ્વનું જે દર્શન કરાવ્યું છે, તે સંહિતાના ઋષિઓનુંજ ઋ. સં. ૨. ૩. (૧૭-૧૮)માંનું પ્રતિભાદર્શન છે. અને તે ઋચાઓનાજ શબ્દોને મુંડક. ૩. ૧. (૧-૨) ,અને શ્વેતા. ૪. (૬-૭)માં પ્રકટ કરતાં ઉપનિષદો કહે છે, કે "નિત્ય જોડાયલાં અને સરખાં સખા, એવાં બે સુંદર પક્ષીઓ એકજ (સંસાર) વૃક્ષે વળગેલાં છે. તેમાંનું એક તે વૃક્ષના સ્વાદિષ્ટ ફળને ખાય છે (ભોગવે છે), અને બીજું વગર ખાધે (સાક્ષી રૂપે) જોયાજ કરે છે. એકજ (સમાન) વૃક્ષે રહ્યા છતાં, પુરૂષ (જીવાત્મા, જાણે દુ:ખમાં) ડુબનો હોય તેમ (અજ્ઞાનથી) મોહ પામીને (શરીરમાંજ આત્માની ભાવના કરતાં પોતાની) અનીશતા—નિર્બળતાને માટે શોચ્યા કરે છે, જ્યારે (સર્વથી) પૂજાયલા અને (સર્વના) સ્વામી-ઇશ્વર એવા પેલા બીજા(પુરૂષ)ને તે ઓળખે છે અને તેના આવા મહિમાને જુવે છે (અનુભવે છે), ત્યારે (ખરે તેજ હું છું એમ જાણીને) તે શોકથી મુક્ત થાય છે", અને આ ઉભય વિકારનું 'સ્વ'રૂપે અદ્વૈતપણું જ બતાવતી કઠો ૪. ૫ ની શ્રુતિ

ચોખ્ખું કહે છે, કે “ જે આ (કર્મના ફળરૂપી) મધ ચાખનાર જીવને, અંતરનો હોવાથી આત્મારૂપે, અને (સર્વાયણ–અધિષ્ઠાનરૂપે) ભૂત અને ભાવીને વશ વર્તાવતા (ઇશ્વર) રૂપે ઓળખે છે, તેવાને તો પછી (બીજાનો) વિદ્વેષ કરવાનું રહેતુંજ નથી. એજ (તું ખોળું છું) તે છે.” વળી જુવો. બૃહ. ૩. ૪. ૨. અને કઠ. ૫. ૧૨. આવા માયિક ચક્ક્રોની વિષયો રૂપી ‘જ્ઞેય’ પરંપરા, તે ‘ જ્ઞાતા’ અથવા દ્રષ્ટાની પ્રજ્ઞામાં કેવી રીતે એકઠી થઇને, સમાઇને, તે પ્રજ્ઞાની અપેક્ષાએજ સત્તાવાળી થાય છે, તેને વર્ણવતાં કૌષી. ૩. ૫. માં કહે છે, કે “ હવે જે પ્રકારે પ્રજ્ઞામાં બધાંય ભૂતો (વિષયો) એકઠાં થાય છે તેનું વ્યાખ્યાન કરીએ. જરૂર વાણી (ઇન્દ્રિયો) તે એ(પ્રજ્ઞા)નું એક કાઢેલું અંગ છે, અને નામ તે એની જુદી બહાર કાઢેલી ભૂતમાત્રા (બહાર દેખાતો વિષય) છે. જરૂર ઘ્રાણ તે એનું કાઢેલું એક અંગ છે. અને ગંધ તે એની જુદી બહાર કાઢેલી ભૂતમાત્રા છે. પ્રજ્ઞા (બુદ્ધિ–મન) તે એનું કાઢેલું એક અંગ છે, અને વિચાર, સમજણ, કામનાઓ, તે એની બહાર કાઢેલી ભૂતમાત્રાઓ (વિષયો) છે.”...અને તે ભૂતમાત્રાઓ અને પ્રજ્ઞામાત્રાઓનો અન્યોન્યાશ્રય બતાવતાં કૌષી. (૩. ૮. માં) કહે છે. કે “ જરૂર આ પ્રસિદ્ધ દશેય ભૂતમાત્રાઓ (દશ ઇન્દ્રિયોના વિષયો) પ્રજ્ઞાના આશ્રયે છે, અને દશ પ્રજ્ઞામાત્રાઓ (વિષયોનાં આંતર જ્ઞાનો) તે ભૂતોને (બાહ્ય વિષયોને) આશ્રયે છે. કારણકે, જો ભૂતમાત્રાઓ ન હોય, તો પ્રજ્ઞામાત્રાઓ ન સંભવે, અને જો પ્રજ્ઞામાત્રાઓ ન હોય તો ભૂતમાત્રાઓ (અનુભવાય છે તેમ) ન સંભવે. (એમ જ્ઞાન અને જ્ઞાનના વિષયો અન્યોન્યાશ્રયી છે.) જરૂર એમાંથી એકલા વડે કોઇપણ રૂપ (કર્મ) સધાતું નથી. (તેથી) એ બે (જ્ઞાન અને તેનો વિષય) વિવિધ જુદાં જુદાં (**નાના**) નથી. ( સંઘાતમાં દેખાતાં બે કારણ–કાર્ય તે મૂળમાં એકજ છે).”

આ જ વિષયને દૃઢ કરતી શ્રુતિ એતરેયોપનિષદમાં કહે છે કે, એકલા આત્માએ આલોચન–વિચાર કરીને પોતાના સત્ય સંકલ્પરૂપે આ લોકોને પોતાની માયા–શક્તિએ પ્રકટ કર્યા, અને પંચમહાભૂતાત્મક સૃષ્ટિ, અને તેમની વ્યક્ત શક્તિઓ રૂપી દેવતાઓને સૃજ્યા;

અને પછી એમની યાચના ઉપરથી તે પુરુષે મનુષ્યને સર્જ્યો, અને તેમાં સર્વે દેવતાઓએ ભોગાર્થે પ્રવેશ કર્યો. અને પછી એમાં જીવભાવે પોતે પ્રવેશીને પુરુષ ભોગ ભોગવવા લાગ્યો. છેવટે આત્મજ્ઞાન થતાં 'અહીં કશુંય (મારાથી) જુદુ છે એમ તે કોણ કહેશે'? એમ તે બોલ્યો. અને 'અહા! આ(આત્મા)ને (હવે) મેં જોયોજ' એમ સમજીને આનંદ પામ્યો. આવી બ્રહ્માથી કીટ પર્યંતની સૃષ્ટિમાંનાં આ "બધાંય 'પ્રજ્ઞાનેત્ર' (અધિષ્ઠાનાત્મક બ્રહ્મ છે નેત્ર–નિયંતા જેનો એવાં) છે. અને 'પ્રજ્ઞાન'માંજ એમની પ્રતિષ્ઠા (જન્મ, સ્થિતિ અને લય) છે. 'પ્રજ્ઞાચક્ષુ' (બ્રહ્મનું જોવું તે જ) લોક છે. 'પ્રજ્ઞા' (એ જ જગતની) પ્રતિષ્ઠા છે. 'પ્રજ્ઞાન' (સદ્રુપ વ્યક્ત જ્ઞાન) એ બ્રહ્મ છે. એ પ્રજ્ઞાત્માએ (તદ્રુપ થતાં) આ લોકમાંથી એ (વામદેવ) ઉંચે ચઢીને પ્રસિદ્ધ એવા (પ્રજ્ઞાબ્રહ્મ રૂપી) સ્વર્ગલોકમાં સર્વે કામનાઓને (બ્રહ્મ લોકની સર્વજ્ઞતાને) પામીને અમૃત થયા. અમૃત થયા." એમ કહી શ્રુતિ વિરમે છે. અને પ્રત્યગાત્માની અપેક્ષાએજ ઇશ્વરની સૃષ્ટિ ઉભી રહી છે, એવું પ્રતિપાદન કરતું આખું માંડૂક્યોપનિષત્ પણ આવોજ બોધ કરી રહ્યું છે.

**સંઘાતનાં આવાં ત્રણ ચક્રોનું સ્પષ્ટીકરણ**

આમ અવ્યક્ત શક્તિવાળા આત્મા–'સદ્', અને તેની અપેક્ષાએ બીજાં બન્નેય ચક્કરો રૂપી 'અસદ્'ના દ્વંદ્વવાળું 'સદ્-સત્' તે પહેલું ચક્ર, 'જીવેશ્વર'ના દ્વંદ્વનું તે બીજું ચક્ર, અને તેમના ભોગાર્થે ઉભા થએલા ભોગ્ય 'પદાર્થોનું' તે ત્રીજું ચક્ર. એવાં આ ત્રણે ચક્કરો સદ્‌ની અવ્યક્ત શક્તિ અથવા 'માયા'નો જ વ્યક્ત પ્રભાવ, અથવા વિકાર, કે વિભૂતિ છે, એમ શ્રુતિના ઉપદેશનું મર્મ છે. (જુઓ વળી કૈવલ્યો. ૧. ૧૨). અને આ બધાય વિકાર વાણીના આશ્રયવાળુ નામમાત્ર છે, અને તે આખા તંત્રમાં 'આત્મા' એકલોજ સદ્–સત્ય વસ્તુ છે; અને 'તે જ તું છું,' એવો યથાર્થ શ્રુતિનો નિર્ણય છે. અને તત્વજ્ઞાનનાં મર્મસ્થાનોનો આવો નિર્ણય, ઉપનિષદેજ બતાવ્યા પ્રમાણે, સંહિતાના ઋષિઓને એમની પ્રતિભામાં થએલા અનુભવનેજ અનુસરે છે. ભોજ્ય પદાર્થોની સંઘાત પરંપરાવાળા ત્રીજા ચક્રને સૂક્ષ્મ બુદ્ધિએ વિચારતાં, સંહિતાના જ દર્શનને અનુભવના ઉપનિષદ્‌ના દ્રષ્ટાઓએ

પોતાની વિચાર પરંપરાને આ ઉપનિષદોમાં વિસ્તારપૂર્વક પ્રકટ કરીને બ્રહ્મવિદ્યાના અભ્યાસને સરળ કર્યો છે. ગીતામાં બીજા ચક્રને 'પરા' પ્રકૃતિ કહી છે, ત્રીજા ચક્રને 'અપરા' કહી છે, અને પહેલા ચક્રના 'સદ્' અંશને, પોતાનેજ, ઇશ્વરભાવે 'અસત્'નો પ્રેરક કહ્યો છે. ( જુવો ગીતા. ૪. ૬).

**આવાં સંઘાત ચક્રોવાળી ઈશ્વરની શક્તિનું પ્રાચીન નામ પણ 'માયા' જ હતું.**

નિયંતા આત્માની આવી મહાન શક્તિને પોતાની પ્રતિભામાં અનુભવી રહેલા સંહિતાના દ્રષ્ટાઓએ પણ 'માયા' જ કહીને વર્ણવી છે, તે સંહિતામાં એજ શબ્દના વારંવાર થતા ઉપયોગથી ચોખ્ખું જણાય છે. ઇશ્વરની આ શક્તિને ઋગ્‌ વેદની પ્રાચીન સંહિતામાંજ ઇન્દ્ર, અગ્નિ, આદિ અનેક દેવતાઓને અંગે ' માયા ' એવા શબ્દે વર્ણવી છે: અને એ શબ્દનો પ્રયોગ ત્યાં લગભગ પોણો સો (૭૫) વખત થયો છે, અને તે શબ્દ ત્યાં તેના વિવિધ રૂપાન્તરોમાં યોજાયો છે, જેમકે **माया, मायाः, मायया, मायिनः, मायाभिः, मायिनाम्, मायिनं, मायी, मायिनि, मायिना, मायाविना, मायावत्, मायाविनाम्, मायाविनः** ઇત્યાદિ. અને ત્યાં 'માયા' શબ્દ તે ચિત્તશક્તિ, ખેલાડીની શક્તિ–ખેલ, છેતરે એવી વંચક શક્તિ, અતર્ક્યશક્તિ, સંકલ્પશક્તિ, ગુહ્યશક્તિ જેવાજ અર્થમાં સર્વત્ર વપરાયો છે. અને આ જ શક્તિ સદ્દેવતાને આકાશાદિ ભૂતોમાં 'વિવર્ત' પમાડે છે એમ કહી, આગળ બતાવ્યા પ્રમાણે, 'માયા'વાદને 'વિવર્ત'વાદ તરીકે શ્વેતાશ્વરની શ્રુતિ પ્રકટ કરે છે.

**આવાં ત્રણ માયિક ચક્રોની આધુનિક વિજ્ઞાનીઓમાં કરી શકાય તેવી વ્હેંચણી**

અત્યારના અભ્યાસકોની ભાષામાં આ ત્રણે ચક્રોને વિષયાનુસાર જુદા જુદા વિદ્વાનોને વ્હેંચી આપવાં પડશે. એટલે ત્રીજા ચક્રના પદાર્થોના અને તેમની પરંપરાનાં દશ્યો તે પદાર્થવેત્તા (Scientists) નો વિષય બનતાં, તે પદાર્થોનો કાર્યકારણાત્મક અભિક્રમ ઇન્દ્રિયો અને તેને મદદ કરતાં યંત્રો દ્વારા અનુભવી, તેમના નિશ્ચિત સંસ્કારને નોંધતા આઘાત પ્રત્યાઘાતની સ્વાભાવિક શક્તિવાળા મનના અધિકારમાંજ

પડશે. એવા પદાર્થોના થતા અનેક અનુભવના સંસ્કારોને બુદ્ધિના નિયમોએ ગોઠવતાં, એના કારણાત્મક પ્રેરકભાવને પકડવામાં ' જીનેશ્વર 'ના બીજા ચક્રના જ્ઞાનને પ્રકટ કરવાના પ્રદેશ વાળા તત્વવેત્તાઓનો ( Philosophers ) તે વિષય બનશે. અને પહેલા ચક્રમાંનો જે અવ્યકત શક્તિવાળો સદંશ તેના બીજા અસદંશનુ કારણ અનુમાનાય છે તે તત્વવેત્તાના અધિકારનું થશે; અને આવા આખા માયિક તંત્રની પાર રહેલું અધિષ્ઠાનાત્મક 'અજ' અને 'અવ્યય' એવું પરમ-સત્, પરમાત્મા, તે આર્ષપ્રદેશનો એટલે પરમ યોગીના પ્રતિભા–પ્રદેશનો વિષય બનશે. આવા યોગીના જ્ઞાનાનુભવને પ્રત્યય અથવા પ્રતિભા (Intuition)કહેવાય છે. આવું જ્ઞાન તે બુદ્ધિના વિવેકની પારની પ્રતીતિ, પ્રત્યક્ષાનુભવ છે; અને એવા અનુભવ પછી બીજા કોઈ પણ અન્ય પ્રમાણની દ્રષ્ટા અપેક્ષા કરતોજ નથી. જે જ્ઞાન આવાં ત્રણે પ્રમાણોની મર્યાદામાં વ્યવસ્થિત રહે, તેને તે મર્યાદાનું સત્ય જ્ઞાનજ કહેવાય છે.

**ત્રણેય ચક્રોને સંઘાતે જ વિચારવાની યોગ્ય પ્રાચીન પદ્ધતિ**

માયાની પાર જોઈ રહેલા વેદના દ્રષ્ટાઓમાં આવો ક્રમભેદ થયો દેખાયો નથી. એટલે તત્વના દર્શનવાળા તે ઋષિયો, આ ત્રણે ચક્રોમાં, એકજ પરમાત્માને સત્ય સ્વરૂપે અનુભવતાં, એ પરમ સત્ તત્વની અપેક્ષાએ આખી'અસત્'ની માયિક પરંપરાને પણ પોતાના જ્ઞાનનો વિષય કરેછે તો ખરા, પણ જે પરમ સત્ય તેઓ અનુભવી રહ્યા છે તે, આ તપાસ્યું તે માયિક તો જરૂર, નથીજ, એમ 'નેતિ' 'નેતિ' કહીને તેને ત્યજીજ દેવાને અર્થ. અને વળી જ્યાં ભોગની ઇચ્છા કરીને ભોકતાની બુદ્ધિ કારણને પકડીને તેના કાર્યાત્મક ફળને અર્થે પ્રેરાય ત્યાં તે તેની ' અવિદ્યા ' છે એમ કહી, તેના કાર્યફળના ભોગને અર્થે ' ચંદ્રલોક ' નો પિતૃયાણ માર્ગ તેઓ બતાવે છે, જે અધમ ગતિ છે. અને જ્યાં ભોકતા કોઇ પણ કારણને, તત્વની અપેક્ષાએ, કાર્યજ માનીને ઉંચીજ શ્રેણીએ ચઢતા કારણને ખોળતાં પરંપરાના ચકકરોને વીંધીને પરમ કારણને શોધવા પ્રેરાય ત્યાં તેને ' વિદ્યા ' કહીને, તે વિદ્યાના 'બ્રહ્મલોક'નો દેવયાન માર્ગ તેઓ બનાવે છે. અને આ ' વિદ્યા ' અને ' અવિદ્યા '

એ બેયને બરાબર સમજનારાને તો એ ઉભય માયાનાં જ કાર્ય છે, તેથી તે અનિત્ય–અસત્ છે, એટલે, ‘ હું ’ એવો જે એમને જોનારો અમર દ્રષ્ટા તો જરૂર એ નજ હોઉ એવી પ્રતીતિ થતાં, બૃહદારણ્યકમાં યાજ્ઞવલ્ક્ય કહી રહ્યા છે, કે ‘ હું ’ એવો આત્મા તે જરૂર આ તો નહીંજ, ‘ નેતિ ‘ નેતિ ’. આવા અનુભવવાળો વિદ્વાન સ્વરૂપમાં ભળે છે, અને તે માયાની પાર જઇ અમર થાય છે, એવો શ્રુતિ ઉપદેશ કરે છે. (જુવો ઇશા ૯ થી ૧૫, અને તેની જ્યોતિ)

**ઉપાસનામાં કામના પ્રમાણેજ ફળનો સંઘાત રહેલો છે.**

આત્મા ભોગાર્થે પ્રેરાતાં, એના સંકલ્પના બળે ત્રણ ગુણવાળી એની શક્તિ પ્રકટ થાય છે, અને જીવભાવે એવા પોતાના સંકલ્પાત્મક ભૂતકાર્યમાં પ્રવેશ કરી તેમાં તદ્રુપતાને પામી નામરૂપોને વધારે છે, એવું આપણે છાંદોગ્યાદિમાં સૃષ્ટિ સર્જનને અંગે જોયું. માયાના પ્રપંચનું બંધારણ જ આમ જીવેશ્વરના સંકલ્પ ઉપર જ આશ્રિત છે. તેમ જ એ પ્રપંચની સ્થિતિ અર્થે પણ દેવતાઓની ઉપાસનામાં શ્રુતિએ એ જ સૂત્રને પ્રકટ કરતાં કહ્યું છે કે, પુરૂષ જે દેવતાને જેવા ભાવે ઉપાસે છે તેવા ભાવાત્મક તે દેવતાના લોકને, તેના વિભવને, તે પામે છે, એટલે કે તેવા વિભવમાં તે આરૂઢ થાય છે. ઉપનિષદ્‌ની બહુ વિસ્તારવાળા ઉપાસનાનાં વિધાનોમાં આ જ સિદ્ધાન્ત ઉપર રચાતી તેના ફળની પરંપરા દેખાડી છે. છાંદો. ૧. ૩. ૧૨. માં શ્રુતિ કહે છે, કે “ એટલે જેની કામના રાખીને તે પ્રાર્થના–સ્તુતિ કરે છે, જરૂર જેની કામના રાખીને તે સ્તુતિ કરે, તે કામના તેને તરત જ ફળીને સમૃદ્ધિવાન કરે છે.” અને તે જ સિદ્ધાન્તને શ્રુતિ પુનઃ છાંદોગ્ય. ૧. ૭. ૮ માં સામના ગાનારને અંગે પણ પ્રકટ કરે છે. અને ઉપાસનામાં સંકલ્પનું આવું સામ્રાજ્ય સમેટી લેતાં, પુરૂષે આત્માને વિષે કેવો સંકલ્પ કરવો તેનો ઉપદેશ કરતાં શ્રુતિ છાંદોગ્ય. ૩. ૧૪. ખંડમાં કહે છે, કે “ હવે ખરે, પુરૂષ ક્રતુમય (નિશ્ચયાત્મક કર્મના સંકલ્પવાળો) છે. જેવા (કર્મના) નિશ્ચયવાળો પુરૂષ આ લોકમાં હોય છે, તેવો જ (કર્મના ફળવાળો) અહીંથી (મરી) જઇને થાય છે. તેથી એવો ક્રતુ (સંકલ્પ–નિશ્ચય) કરવો જોઈએ કે, મનોમય (અનાત્મક–મનરૂપ),

પ્રાણમય, ભા–ચિત્ રૂપ વાળો, સત્ય સંકલ્પવાળો, આકાશતુલ્ય સ્વરૂપવાળો, સર્વે કર્મોવાળો (સર્વનો કર્તા), સર્વ કામનાવાળો, સર્વ ગંધવાળો, સર્વ રસવાળો, આ સર્વ (જ્ઞેયમાત્ર)માં વ્યાપી રહેલો, અબોલો (બોલ–સંજ્ઞા વગરનો), સંભ્રમરહિત, આવો મારો આત્મા અંતર હૃદયમાં ડાંગર, કે જવ, કે સરસવ, કે સામાના તાંદુલના દાણાથીય નાનો છે; (અને વળી) એવો મારો આત્મા અંતર હૃદયમાં પૃથિવીથી મોટો છે, અંતરિક્ષથી મોટો છે, સ્વર્ગથીય મોટો છે; આ બધાય લોકોથી મોટો છે...એવો મારો આત્મા અંતરહૃદયે છે તેજ એ બ્રહ્મ છે, તેનેજ અહીંથી (મરી) જઇને હું મળીશ, તદ્રુપ થઇશ. એમ જે સમજનારનો ચોખ્ખો (નિશ્ચય) હોય તેને સંશય રહેતોજ નથી, એમ ઋષિ શાંડિલ્યે, ખરે, શાંડિલ્યે કહ્યું છે." વળી જુવો બૃ. ૪. ૪. ૫. આવું કહીને બ્રહ્મની સંકલ્પાત્મક ઉપાસનાવડે બ્રહ્મલોકની થતી પ્રાપ્તિ શ્રુતિએ બોધી છે. વળી જુઓ બૃહ. ૧. ૪. ૧૦, કૌ. ૧. ૧૭; અમૃ. ૮.

**તેમજ આત્માનીજ કામનાથી આત્મજ્ઞાની થતાં માયાનું બંધન વછુટે છે. મુક્તિનો બીજો માર્ગ નથી.**

જેવી રીતે આત્માની આ માયાશક્તિની ઉત્પત્તિ અને સ્થિતિનો આવિર્ભાવ આત્માના સંકલ્પબળે તે ભોગ-સંકલ્પોની સાથે થતી તદ્રુપતામાં રહ્યો છે, તેમજ તે માયાના વિલયનો આધાર પણ સ્વરૂપનું જ્ઞાન થતાંની સાથેજ તેમાંથી 'અહં'ભાવની વૃત્તિ ઉડી જવાના સંકલ્પ ઉપરજ રહે છે. તેથીજ ભોગની આસક્તિભર્યા ચીકણા ગુંદર જેવા માયાના આ સંસાર પ્રવાહમાંથી છુટવાનું પણ, આત્મા જે અવ્યય અને નિર્ગુણ છે, તેને ઓળખવાથીજ–તેનામય થવાથીજ શક્ય છે, અને તેના સિવાય મુક્તિનો બીજો રસ્તો નથી, એવોજ શ્રુતિનો નિર્ણય યથાર્થ છે.

આ શક્તિના વૈભવને અધિષ્ઠાન રૂપે ધારી રહેતા અવ્યય આત્માને ઓળખાવવાને 'ચક્ષુ પુરૂષ' નો ઉપદેશ કરતાં "તે અમર છે, ભય રહિત છે, ( કારણ કે તે અદ્વૈત છે, જુવો તૈત્તિ. ૨. ૮. ૧. ) એ બ્રહ્મ છે." એવું માર્મિક સૂત્ર બતાવીને, તેવા આત્માનો અનુભવ તો મુમુક્ષુએ પોતે જાતે જ કરી લેવાનો છે ( જુવો તૈત્તિ ૩. ૧. ૧.

જ્યોતિ ), એવો કઠિન પણ સત્ય ઉપદેશ કરતા પ્રજાપતિએ દેવોના રાજા ઈન્દ્રને અને દાનવોના રાજા વિરોચનને છાંદોગ્ય ૮. ૭. ૪. માં ઉપરનુ સૂત્ર આપીને વિદાય કર્યા. તે પછી વિરોચન તો ઉપદેશનું મર્મ સમજ્યાજ વગર શારીરિક ચક્ષુપુરૂપનેજ બ્રહ્મ માનતાં શરીરનેજ પુજતો અસુરોના સંઘ સાથે અધે. ગતિએ પહોંચ્યો; પણ તત્વનો વિચાર કરતો ઈન્દ્ર, શરીરમાં આત્માની ફરતી અવ.થાઓ સાથે એ ઉપદેશના સૂત્રને ઘટાવતાં ઉપજતી અનેક શંકાઓનુ વારંવાર પ્રજાપતિ પાસે જઈ-ને સમાધાન શોધતાં છેવટે આત્મજ્ઞાનને પામ્યો. અને એવા આત્માના પરમ દર્શનાર્થે પ્રજાપતિએ તે પ્રપાઠકના ૧૨ મા ખંડમાં આત્માનું શુદ્ધ ચિત્ સ્વરૂપ સમજાવતાં તેને એમજ કહ્યું, કે " હે મઘવન ! જરૂર આ શરીર મર્ત્ય છે. એને મૃત્યુએ પકડેલું છે. આ અમર અને શરીર વગરના આત્માનું તે (શરીર) અધિષ્ઠાન (આશ્રય) છે; એવા શરી-રવાળો (હું શરીર છું એવો શરીરાભિમાની) થતાં, એ (આત્મા) પ્રિય—અપ્રિયથી (સુખ-દુઃખથી) પકડાય છે (પીડાય છે). અને જ્યાં સુધી એવો શરીરવાળો (અભિમાની) એ રહે છે, ત્યાં સુધી પ્રિય અપ્રિયમાંથી એનો છુટકારો નથી. એ શરીરરહિત થતાં (શરીરમાંનો 'હું' ભાવ વછુટતાં) એને સુખ દુઃખ અડકી શકતાં નથી." આજ 'ચક્ષુપુરૂપ'નો ઉપદેશ છાં. ૪. ૧૫ ખંડમાં સત્યકામ જાબાલે પોતાના શિષ્ય ઉપકોસલને આપ્યો છે, તે છાંદો ૪. ૧૪. ૩ માં એવુંજ કહીને, કે " પણ તને હું એવો ઉપદેશ કરીશ કે જેથી કમલપત્રને જેમ જળ અડકેજ નહીં તેમ એ સમજનારાને પાપકર્મ અડકેજ નહીં." એટલે એવા ઉપદેશથીજ એ પાપકર્મના સંગથી રહિત થાય છે. વળી બૃહ. ૧. ૪. (૮–૯) માં શ્રુતિ કહે છે, કે " આત્માથી જુદી વસ્તુને પ્રિય કહેનારાને એ (આત્મવાદી) કહેશે કે, એવું (આ-ત્માથી જુદુ તારૂં ) પ્રિય તો નાશ પામશે. અને એ (આત્મવાદી) ઈશ્વર છે, તેથી એમ થાય પણ ખરૂં. (તેથી) આત્માનેજ પ્રિય ગણીને તેની ઉપાસના કરવી. જે આત્માને જ પ્રિય ગણીને ઉપાસે છે, તેનું પ્રિય મરણશીલ થતું નથી. ( બ્રહ્મવિદો) જે એમ કહે છે, કે બ્રહ્મને જાણવાથી સર્વ (સંપૂર્ણ) થવાય છે, તેને (વિવેકી) મનુષ્યો (સત્ય) માને છે; તેવા એ બ્રહ્મે (પોતે) કોને જાણ્યું હશે ? કે જેથી એ

સર્વ થયું ? (ઉત્તર કે) આ બધું પહેલાં બ્રહ્મ જ હતું, તેણે આ આત્માને (પોતાને) જ ઓળખ્યો, કે 'હું બ્રહ્મ છું', તેથી એ સર્વ રૂપે થયું... જરૂર તે(બ્રહ્મ)ને એજ (પ્રત્યક્ષ આત્મા) રૂપે જોનાર (અનુભવનાર) ઋષિ વામદેવ તે(બ્રહ્મ)ને પામ્યા હતા." અને બૃહ. ૪. ૩. ૮ માં વળી શ્રુતિ કહે છે, કે "એવો એ (સંસારી) પુરૂષ જન્મતાં શરીરાભિમાની થઈ તદ્રુપતાને પામીને (ધર્માધર્મરૂપી) પાપથી લેપાય છે; અને (તે કામના માત્રને છોડી દઈ) ઉડી જતાં મરણ પામીને પાપોને છોડી દેછે." બૃહ. ૪. ૪. ૬. માં શ્રુતિ કહે છે, કે "હવે કામના વગરનો, (એટલે) જે કામનારહિત, નિષ્કામ, ફળેલી કામના વાળો, (અર્થાત્) આત્માનીજ કામનાવાળો હોય છે, તેના પ્રાણો નીકળીને (સંસારીની પેઠે) બહાર જતા નથી, (પણ) એ બ્રહ્મજ હોઈને બ્રહ્મને પામે છે. તેનો એવો શ્લોક છે, કે "જ્યારે હૃદયમાં (બુદ્ધિ–વિજ્ઞાનમાં) રહેલી બધીય કામનાઓ વછુટી જાય છે, ત્યારે મર્ત્ય (જીવભાવ) અમર (પરમાત્મભાવે) થાય છે, (અને) અહીંજ (આ જ શરીરમાં) બ્રહ્મને પામે છે, બ્રહ્મરૂપે થાય છે."..."અને આ (કામનારહિત થવાથી) શરીર વગરનો એવો અમર પ્રાણ તે કેવળ બ્રહ્મ, કેવળ તેજ–જ્યોતિ રૂપે (ચિત્-સ્વરૂપે) રહે છે." વળી જુવો. કઠ. ૬. ૧૪. અને આ જ્ઞાનમાર્ગને વિષે બોલતાં શ્રુતિ (બૃ. ૪. ૪. ૮. માં) આગળ કહે છે, કે "એ માર્ગે ધીર બ્રહ્મવિદો સ્વર્ગલોકને પામે છે, અને ત્યાંથી આગળ (જન્મને) વિમુક્ત થાય છે." વળી બૃ. ૪. ૪. (૧૩–૧૪) માં કહે છે, કે "આ ગહન (સમજવામાં કઠણ એવા માયિક) શરીરમાં પેઠેલો આત્મા જેને હાથ લાગે, અને જે (આત્મજ્ઞાનમાં) પ્રબુદ્ધ થાય એવોજ (બ્રાહ્મણ) વિશ્વનો કર્તા (કહેવાય છે); કારણકે જરૂર (ત્યારે) એ સર્વનો (અધિષ્ઠાનરૂપે) કર્તા છે. આ (પ્રપંચમય) લોક (દેખાવ) એનોજ (કહેવાય) છે. ખરે એ (પોતેજ આ દૃશ્ય) લોક છે." (સર. ઐત. ૫. ૩.) "આ જ દેહે રહેતાં (અહીંજ) આપણે એને (આત્માને) ઓળખવો (અનુભવવો) જોઇએ. જો એમ ના થાય તો (હું) અવેદજ (અવિદ્યાવાળોજ રહી જઉં. અને) એ તો મહાન વિનાશ (અનર્થ) થાય. (કારણકે) જે એને ઓળખે છે તેજ અમર થાય છે, અને બીજાઓ તો દુઃખનેજ પામે છે." વળી બૃ. ૪. ૪. ૧૯ માં શ્રુતિ કહે છે. કે "મન વડેજ

(આવા બ્રહ્મને) ઓળખી શકાય છે. અહીં આત્મામાં કોઈ પ્રકારની વિવિધતા (ભેદ–દ્વૈત, કે જુદાપણું–નાનાપણું) છે જ નહીં. અહીં (આત્મામાં) કોઇ પ્રકારની વિવિધતા જેવું કંઈ પણ જે અનુભવે છે, તે મૃત્યુમાંથી મૃત્યુમાંજ પેસે છે (મૃત્યુનાજ ફેરામાં પડે છે). એ (અદ્વૈત હોઇ) તર્કના પ્રમાણોથી નહીં જણાય એવો, અને નિશ્ચળ (ધ્રુવ) બ્રહ્મ એક રસ રૂપેજ ઓળખાવો જોઇએ. મળ (વિકાર) વગરનો, આકાશથી (અવ્યાકૃતથી) પર, અને અજન્મ એવો આત્મા મહાન (સર્વથી મોટો) અને નિશ્ચળ છે, તેનેજ ઓળખીને વિચારશીલ (ધીર) બ્રાહ્મણે પ્રજ્ઞા (સ્થિરબુદ્ધિ) કરવી..." અને પછી એવા ગુણાતીતનું, તેથી માયાની ઉપાધિવાળા કારણ માત્રની પારના પરમાત્મ સ્વરૂપનું એકજ યથાર્થ વર્ણન કરતાં, બૃ. ૪. ૪. ૨૨ માં શ્રુતિ કહે છે, કે "એવો એ (સર્વના અધિષ્ઠાન રૂપે નિશ્ચળ રહેલો) આત્મા તો "આ નહિ,' 'આ નહિ,' એમ (કહીનેજ શ્રુતિ પ્રકટ કરે) છે. તે અગ્રાહ્ય છે, કારણકે (બુદ્ધિથી) તે પકડાતો નથી. એ અશીર્ય (સંકોચરહિત) છે, કારણકે તે સંકોચાતો નથી. તે અસંગ છે, કારણકે તે કોઇના સંબંધમાં આવતો નથી. તે અસિત (બંધન રહિત) છે. એને વ્યથા થતી નથી. એનો નાશ થતો નથી." અને છેવટે, તેજ બૃહદ્‌ની શ્રુતિ કહે છે, કે "એને જાણનારો સર્વે પાપ વગરનો, મળ વગરનો શંકા વગરનો (એવો) બ્રાહ્મણ થાય છે. એ જ બ્રહ્મલોક છે. યાજ્ઞવલ્કયે કહ્યું કે હે સમ્રાટ્! એને તમે પામ્યા છો."

અને 'આ નહિ' એવા પદનો અર્થ સ્પષ્ટ કરી બતાવતાં એ જ શ્રુતિ બૃ. ૨. ૩. ૬ માં વળી કહે છે, કે "આ નહિ, આ નહિ. જરૂર, આ(વ્યક્તબ્રહ્મ)નાથી (ઉપરનું બીજુ) 'નહિ' (નથી), એમ (ત્યાં કહ્યુ) નથી. ( કારણકે, આનાથી ) બીજું 'પર' તો છે જ. અને તેથી (તેનું જ) 'સત્યનું સત્ય' એવું નામ પડયું છે." વળી જુવો બ્ર. સૂ. ૩. ૨. ૨૭. અને તેની જ્યોતિ.

વળી તૈત્તિ ૨. ૧. ૧. માં શ્રુતિ કહે છે કે "બ્રહ્મને ઓળખનાર પરં(ઉત્તમ એવા મૂળ કારણ બ્રહ્મ)ને પામે છે...સ્થિર થઇ રહેલાને જે ઓળખે છે તે સર્વજ્ઞ એવા બ્રહ્મની સાથે ભળી જઇને

(બ્રહ્મરૂપ સર્વજ્ઞ થઇને) સર્વ કામનાઓને ભોગવે છે." વળી ઈશા. (૬–૭) માં શ્રુતિ કહે છે, કે "જે જ્ઞાની સર્વે ભૂતોને આત્મામાંજ અનુભવે છે, અને સર્વે ભૂતોમાં આત્માનેજ જુવે છે, તેવાને તો પછી (બીજાનો) વિદ્વેષ કરવાનું રહેતુંજ નથી. કારણકે, જે વખતે જ્ઞાનીને સર્વે ભૂતો ('સ્વ'ભાવે) આત્માજ છે એમ (અનુભૂત) થયું તેજ વખતે એવા એકત્વના જોનારને શોક શો (રહે) કે મોહ શો (રહે) ?" એમ કહી માયાની પારના એવા પરમ આત્માનું વર્ણન કરતાં તે કહે છે, કે "એ (આત્મા સ્વરૂપે) સર્વવ્યાપી, તેજસ્વી, કાયારહિત, અક્ષત, અસ્નાવિર, શુદ્ધ અને (ધર્માધર્મના) પાપ રહિત છે. એ કવિ (ક્રાન્તદર્શી—સર્વદૃગ્) મનીષી (સર્વજ્ઞ), પરિભૂ (સર્વોપરી), સ્વયંભૂ છે." અને માયાશક્તિના કાર્યકારણ સંઘાતનું ગૂઢ સૂત્ર પ્રકટ કરતાં વળી તે કહે છે, કે "એવા એણે શાશ્વત્ એવા સંવત્સરો(નામના કાલ પ્રજાપતિઓ)ને યથાર્થ રીતે (જે કાળે જે યોગ્ય કાર્ય હોય તેમ) એમનાં (કાર્યકારણ સંઘાતમાં પ્રકટ થતાં) કર્તવ્ય કર્મો વ્હેંચી આપ્યાં છે." અને શ્વેતા. ૬. ૧૧ માં વળી શ્રુતિ કહે છે, કે "એ એકલો (અદ્વૈત) દેવ સર્વે ભૂતોમાં ગૂઢ, સર્વવ્યાપી, સર્વભૂતોનો(નિયામક) અંતરાત્મા, (પ્રાણીમાત્રના) કર્મોનો અધ્યક્ષ (અધિષ્ઠાનરૂપે કર્મના ફળનો દોરનાર), અને સર્વે ભૂતોમાં વસેલા રૂપે (દેખાતો, છતાં વસ્તુતાએ) સાક્ષી (જ્ઞ) રૂપે, (અને) ચેતનસ્વરૂપે કેવળ (ઉપાધિરહિત) અને નિર્ગુણ છે."

તેમજ પ્રશ્ન (૪. ૧૦) માં શ્રુતિ કહે છે, કે "એવા છાયા (વાસના) વિનાના, શરીર વિનાના, પવિત્ર (અને તેજસ્વી) અક્ષરને જે ઓળખે છે તે (કારણાત્મક પ્રાણ) એવા અક્ષરનેજ પામે છે. હે સૌમ્ય ! જે (એવા અક્ષરને પામીને) સર્વને જાણનારો (થાય) છે. તે સર્વ રૂપ થાય છે." અને મુંડ. ૩. ૨. (૮–૯) માં "જેમ દોડી રહેલી નદીઓ સમુદ્રમાં ભળતાં નામરૂપોને છોડી દઇ (**विहाय**) શમી જાય છે, તેમ (બ્રહ્મ) જ્ઞાની નામરૂપાદિથી મુક્ત થઇને (**विमुक्तः**) દિવ્ય અને પરથી પર એવા પુરૂષમાં સમાઈ જાય છે. જરૂર જે આવા પરમ બ્રહ્મને ઓળખે છે તે બ્રહ્મજ થાય છે (બ્રહ્મના સ્વરૂપમાં ભળે છે); અને એવાના કુળમાં અબ્રહ્મવિદ્ થતો નથી. તે શોકને તરી જાય છે, પાપને તરી જાય છે. તે હૃદયની (અવિદ્યાએ પાડેલી) ગુંજોથી

મુક્ત થાય છે, અને અમૃત થાય છે." આ જ અર્થની શ્રુતિ જુવો પ્રશ્ન. ૬. (૫-૬) માં. વળી કૌષી. ૪. ૨૦ માં આત્મજ્ઞાનનો મહિમા વર્ણવતાં શ્રુતિ કહે છે, કે "જ્યાં સુધી ઇન્દ્રે એવા એ આત્માને ઓળખ્યો નહીં ત્યાં સુધી એને અસુરોએ હરાવ્યો, અને જ્યારે તેણે એને ઓળખ્યો ત્યાર પછીજ એ અસુરોને જીતીને સર્વે ભૂતોના શ્રેષ્ઠ સામ્રાજ્યને-આધિપત્યને પામ્યો."

શ્રુતિના આવા જ્વલંત બોધને વળી બીજા રૂપમાં વર્ણવતાં અમૃત બિ. (૬ થી ૯) માં કહે છે, કે '(મન) જ્યારે ચિંત્ય નહીં, કે અચિન્ત્ય નહીં, કે અચિંત્ય છતાં ચિંત્ય એવું કોઇ પણ પક્ષપાતથી રહિત થાય, ત્યારેજ બ્રહ્મને પમાય છે. સ્વર (ૐ) વડે યોગને સાંધી, અસ્વર એવા પરની ભાવના કરવી. જરૂર અસ્વરની ભાવનાથી ભાવ જ ઇચ્છાય છે, અભાવ નહીં. એવો એ (અસ્વરભાવ) જ નિષ્કલ, નિર્વિકલ્પ, અને નિરંજન બ્રહ્મ છે. એવું બ્રહ્મ તે જ હું છું એમ જાણીને જરૂર બ્રહ્મને પમાય છે. નિર્વિકલ્પ, અનંત અને હેતુદૃષ્ટાન્ત રહિત, તેમજ અપ્રમેય અને અનાદ્ય, એવા પરમ શિવરૂપને ઓળખ્યા પછી, નથી રહેતો નિરોધ, કે નથી ઉત્પત્તિ, કે નથી બન્ધ કે શાશન, તેમજ નથી રહેતી મોક્ષની ઇચ્છા, કે મુક્તિ. આનીજ અવસ્થા તે પરમાર્થતા છે." અને તે જ પ્રમાણે કૈવલ્ય. ૧. (૯-૧૦) માં શ્રુતિ કહે છે, કે "એને ઓળખીને જ મૃત્યુની પાર જવાય છે; મુક્તિને માટે બીજો માર્ગ નથી. બધાં ભૂતોમાં આત્માને રહેલો, અને આત્મામાં બધાં ભૂતોને રહેલાં અનુભવતાં (બ્રહ્મવિદ્) પરમબ્રહ્મને પામે છે, બીજા કોઈ સાધન-હેતુથી નહીં." જુવો વળી શ્વેતા. ૬. ૧૫. માં. અને કૈવ. ૧. ૧૨ માં શ્રુતિ કહે છે, કે "માયાએ સંપૂર્ણ મોહિત થએલો એજ આત્મા (જીવભાવે) શરીરમાં રહીને બધું આચરણ કરે છે. અને વળી જન્માન્તરમાં કર્મના યોગે કરીને એ જ જીવ પ્રબુદ્ધ (જ્ઞાનવાન) થઇને (મરણ પછી) 'સ્વ'માં ભળે છે...અને જે એ જીવ પુરત્રય (જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાઓ)માં ક્રીડા કરે છે, તે(ક્રીડા)માંથી જ આ સર્વ વિવિધતાવાળું વિચિત્ર (જગત્) ઉત્પન્ન થયું છે. જેમાં આ પુરત્રય પણ લય પામે છે તેવો (સર્વજ્ઞેય

માત્રનો) આધાર, આનંદ અને અખંડ બોધ (જ્ઞ) રૂપ છે. અને એમાંથી પ્રાણ, મન, અને સર્વેન્દ્રિયો, તેમજ આકાશ, વાયુ, જ્યોતિ, આપ અને વિશ્વને ધારણ કરનારી પૃથિવી થયાં છે. એવું જે પરબ્રહ્મ સર્વનું આત્મ (હોઇને) વિશ્વનું આયતન (અને) મહત્ છે, તે સૂક્ષ્મથીય અધિક સૂક્ષ્મ, અને નિત્ય છે. તેજ તું છું અને તું જ તે છે. જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ આદિ જે પ્રપંચ પ્રકટી રહ્યો છે તે (સર્વનું આત્મ-રૂપ) બ્રહ્મ હું છું, એમ સમજીનેજ બધાં બંધનોમાંથી મુક્ત થવાય છે. એ ત્રણે ધામ (અવસ્થાઓમાં) જે ભોજ્ય, ભોક્તા, અને ભોગ (રૂપે) થાય છે, તેઓનાથી વિલક્ષણ (જુદાજ પ્રકારનો) સાક્ષી 'હું' (એવો) 'ચિત્' માત્ર (છે, તે જ) સદાશિવ છે. મારામાંજ આ સકલ (જગત) થયું છે, મારામાંજ સર્વ ઠરી રહ્યું છે, અને મારામાંજ સર્વનો લય છે. એવું તે અદ્વય બ્રહ્મ હું જ છું"..."આનાથી એને સંસારાર્ણવનો નાશ કરવા વાળુ બ્રહ્મજ્ઞાન મળે છે. તેથી એ(બ્રહ્મ)ને આમ ઓળખીને એ કૈવલ્ય પદને પામે છે. ખરે, એ કૈવલ્યપદને પામે છે." આવોજ બોધ વળી કેન. ૨. (૪–૫)માં શ્રુતિએ કર્યો છે "જેને એવો નિશ્ચય થાય, કે પ્રત્યેક બોધમાં બ્રહ્મ (સાક્ષી રૂપે) પ્રકટ થાય છે, તેને અમૃતત્વ મળે છે. (હું આત્મા છું એમ ખાતરી થતાં) આત્માથી વીર્ય મળે છે; અને (આત્મા અમર–અક્ષર છે એમ) ઓળખવાથી (એવી પરા વિદ્યાથી) અમૃત મળે છે." આત્માને ઓળખવાથીજ સંસારીની સંઘાત ચક્રના દુઃખમાંથી મુક્તિ સધાય છે એવો શ્રુતિનો બોધ આવા સ્પષ્ટ કે ગર્ભિત શબ્દોમાં ઉપનિષદોમાં પદે પદે થઈ રહેલો છે, અને એજ એમનો પ્રતિપાદ્ય વિષય છે.

**યોગમાં થતી એ જ સત્યની પ્રતીતી**

શ્રુતિના આવાજ સત્યને પ્રકટ કરતાં યોગીશ્વર પતંજલિ પોતાનાં યોગસૂત્રોમાં એવીજ પ્રતિજ્ઞા કરે છે કે, "(૧) હવે યોગનુ અનુશાસન કરીએ. (૨) ચિત્ત-વૃતિઓ(ચિત્તનાં વિશિષ્ઠ સ્ફુરણો)નો નિરોધ તે યોગ. (૩) (તેવો યોગ થાય) ત્યારેજ દ્રષ્ટા (જીવ–પોતાના) 'સ્વ'રૂપમાં (આત્મામાં) ઠરે છે. (૪) એમ ના થાય તો, તે (દ્રષ્ટા) વૃત્તિ રૂપે થાય છે." યોગાભ્યાસીની આવી, પહેલાં

ચાર સૂત્રો રૂપે કરેલી, પ્રતિજ્ઞા જરૂર સ્વરૂપાનુભવની કસોટીએજ અંકિત છે. જુવો બ્રહ્મમીમાંસામાં 'યોગસૂત્રો' ઉપરની અમારી જ્યોતિ.

ત્યારે શ્રુતિએ બતાવ્યા પ્રમાણે આવાં ત્રણે ચક્રોમાં પ્રકટ થતી સૃષ્ટિનું દ્રશ્ય ( Phenomena ) જરૂર એના આત્મસ્વરૂપ (Noumena) થી વિકૃત–વિપરિત છે.અને એવું મોહમય દ્રશ્ય એના 'સ્વ'ભાવનું ભાન

**માયાનું મિથ્યાત્વ**

થતાંજ ક્યાંય ઉડી જાય છે તે સમજાતું પણ નથી. આવા બન્ને અંશ વાળા દ્રશ્યને વ્યવહારમાં પણ લોક " માયા "નો જ ખેલ એટલે 'મિથ્યા' કહે છે. આવું દ્રશ્ય 'ઇન્દ્રજાળ' નામે લોકમાં પ્રસિદ્ધ છે. આ જ્ઞેય દ્રશ્યને છાંદોગ્યની શ્રુતિએ તેનાં બન્ને અંશોવાળું, '**वाचारंभणं विकारो नामधेयं** (કાર્યાત્મક દેખાતો) વિકાર છે તે તો વાણીના આશ્રયવાળું નામ માત્રજ છે, અને **मृत्तिकेत्येव सत्यं**' માટી એવી એજ સત્ય (વસ્તુ) છે, એવું સૂત્ર બાંધીને પ્રકટ કર્યું છે. અને અસત્યનું સ્વરૂપ સમજાતાં માયાનો વૈભવ જ્ઞાનીની દૃષ્ટિમાંથી ઉડી જતાં દ્રષ્ટા સત્યમાં જ ઠરે છે. અને ભોગેચ્છાનો ત્યાગ થતાં જીવના સુધી પરમ યોગીની પેઠે લોક સંગ્રહાર્થેજ પછી તેની પ્રવૃત્તિ થાય છે. વળી વિચારો ગીતા. ૭. ૨૫ માં 'યોગમાયા' ઉપરની અમારી જ્યોતિ. એને જ બ્રહ્મ–સૂત્રકારે, કારણકાર્યનું 'અનન્યત્વ' છે, એમ કહીને જ બ્ર. સૂ. ૨. ૧. ૧૪ માં પ્રકટ કર્યું છે.

તેથી, જાગ્રત અવસ્થાનું આવું દર્શન માયિક છે એમ બતાવવા, આવાં માટી અને તેના વિકારાત્મક શરાવ, કે કુંડી જેવાં બીજાં અનેક સુવર્ણ અને અલંકારનાં, મૃગજળ, જળતરંગ, કે અહિકુંડળનાં દૃષ્ટાન્તોનો આશ્રય કરીને કારણમાં જ તેનાથી જુદા કાર્યભાવે થતા દર્શનનું હેતુ, દ્રષ્ટાનું ચિત્ત કારણની સ્થિર અવસ્થામાંથી ખસીને કાર્યમાં તદ્રુપભાવે પ્રવૃત્ત થતાં, દ્રષ્ટાને થએલા 'સ્વ'ભાવના અજ્ઞાનમાંજ રહ્યું છે, અને વિકારનું દ્રશ્ય તે દ્રષ્ટાની અવિદ્યાનો અથવા તેના એવા અજ્ઞાનનોજ પ્રકટભાવ છે, એમ છાંદોગ્યની શ્રુતિ સમજાવે છે. તેમજ, ( બૃહદારણ્યક ૪. ૩. ૭ થી ૧૮ માં ) દ્રષ્ટાની સ્વપ્ન, જાગ્રત, કે સુષુપ્તિ અવસ્થાઓનાં દૃષ્ટાન્તોનો આશ્રય લેઇને ઇશ્વરની શક્તિનું તે જ માયિક સ્વરૂપ પ્રત્યેક અવસ્થાની બધીય

સૃષ્ટિનું દૃશ્ય તેવી સ્વપ્નાદિમાં બની રહેલી જ્ઞાનાવસ્થાની અપેક્ષાવાળું જ છે, અને તેથી જ એક અવસ્થાનું દૃશ્ય બીજીમાં દ્રષ્ટાને ચોંટતું નથી, અર્થાત્ તે ત્યાં અસત્ છે, એમજ શ્રુતિ બતાવે છે. અને આવા અજ્ઞાનની ઉપાધિને વધારે સ્પષ્ટ કરીને સમજાવવા તેને અંધારાની સ્થૂળ ઉપમા આપી, તેજ શક્તિનું માયાત્વ બતાવવા અંધારાની ઉપાધિએ રજ્જુમાં સર્પ, કે સ્થાણુમાં પુરૂષની કલ્પના કરતા દ્રષ્ટાની ભ્રાન્તિજ તેવા દૃશ્યનું હેતુ છે, એમ બ્રહ્મવિદોનો વિવિધ ઉપદેશ છે. આ બધાંય દૃષ્ટાન્તોમાં માયાનાં બે મુખ્ય અંગો તો સર્વત્ર પ્રકટ થાય છે, કે (૧) પદાર્થ બધેય એના સ્વભાવથી વિપરિત અવસ્થાએજ દેખાય છે, અને (૨) તેવું વિપરિત દર્શન તે જોનારાની જ્ઞાનાવસ્થાની અપેક્ષાવાળું છે, એટલે કે, જ્ઞાનની અવસ્થાની સંઘાતે જ દૃશ્ય પણ ફરતુંજ જાય છે. આવી મર્યાદાવાળું દર્શન કે અનુભવ વ્યવહારમાંય 'માયા'જ કહેવાય છે. અને એવા સાપેક્ષ કાર્ય દર્શનને સ્વતંત્ર સત્તા નથી, તેથી તે અસત્ હોઇને મિથ્યા છે.

આવી ઐશ્વર શક્તિના માયિક આવિર્ભાવનું સ્વરૂપ અમે વિસ્તાર પૂર્વક બ્ર. સૂ. ૧. ૧. ૨. ઉપરની અમારી જ્યોતિમાં અનેક વિધ સમજાવ્યું છે, એટલે અહીં તો સર્વોપનિષદ્‌માં બતાવેલા માયાના લક્ષણનો ઉતારો કરીને આ વિષયને હવે સંકોચીશું. સર્વો. ૧. ૪. માં શ્રુતિ કહે છે, કે "માયા જરૂર અનાદિ (છતાં) અંતવાળી છે. (તેથી) તે પ્રમાણ અને અપ્રમાણ એ બેયને વિષે સરખી છે, (એટલેકે, તે) 'છે' એવી નથી (તેમ) 'નથી' એવીય નથી, તેમજ 'છે અને નથી' એવી પણ નથી. આમ 'સ્વયમધિકા' એવી (તેથી બીજા) વિકાર રહિત, (અને) નામ–રૂપે દેખાય ત્યાંજ સુધી છે એવી, (અર્થાત્) બીજા કોઇપણ લક્ષણ વગરની છે, તે 'માયા' કહેવાય છે. તે અજ્ઞાન રૂપ છે, (અને તેથી) તુચ્છ છતાં, અને ત્રણેય કાળમાં (વસ્તુતાએ) છેજ નહીં (**असती**) એવી છતાં, પામરોને તો (એને વિષે) તે વસ્તુતા વાળી અને હયાતીવાળી જ છે એવી બુદ્ધિ રહે છે, (અને સાધારણ) લૌકિકોને તે માત્ર 'આ', 'આવી' એમ અવર્ણ્ય હોઇને બોલવી પણ અશક્ય છે." અને બીજા ખંડમાં એજ શ્રુતિ કહે છે, કે "(વસ્તુતાએ તો) હું (આત્મા) 'હું' એવા ભાવે થતોજ નથી. (તેથી) નથી કોઈ

દેવ, કે દશ ઇન્દ્રિયો. (અર્થાત્‌) 'બુદ્ધિ' નથી, નિત્ય એવું 'મન' (પ્રાણ) નથી, તેમ 'અહંકારપણું' નથી. (તેથી આવું અનુભવાતું બધું—જ્ઞેય—દશ્ય તો માયિકજ છે). જરૂર 'હું' પ્રાણ નથી, કે મન નથી, કારણ કે બુદ્ધિ આદિમાંનો ('હું'તો) સદા નિત્ય શુભ્ર (ચેતન્ય) પ્રકાશ જ છે. હું સદા સાક્ષી છું. હું સર્વે વેદાન્તોએ કરીને ઓળખવા યોગ્ય એવું બ્રહ્મ જ છું. હું કાંઈ વ્યોમ, વાયુ, આદિ રૂપે વેદ્ય (જ્ઞેય) નથી. હું તો સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ જ છું. હું દેહ નથી, તો પછી મારે જન્મ મૃત્યુ ક્યાંથી હોય? હું ચેતસ્‌ નથી તો મારે શોક મોહ ક્યાંથી હોય? હું કર્તા નથી તો મારે બંધ કે મોક્ષ ક્યાંથી હોય? એવું ઉપનિષદ્‌ છે." એમ કહીને શ્રુતિ વિરમે છે.

**'મિથ્યા'નો અર્થ જાગ્રતમાં આ કશું દેખાતું જ નથી એવો નથી, પણ એવું દશ્ય અજ્ઞાન અવસ્થાની અપેક્ષાએજ સત્ય મનાયછે છતાં,જ્ઞાનાવસ્થામાં ઉઠી જવાથી પરમાર્થતાએ તે બધું અસત્‌—અસત્યજ છે, એવો અર્થ છે.**

ભોગેચ્છાએ પ્રવર્તતા 'જીવેશ્વર' દ્વંદ્વે પ્રકટ કરેલું આ સંઘાત ચક્રનું દશ્ય માયિક છે એમ કહેવાનો અર્થ એવો નથી, કે તેને આપણે જાગ્રતમાં ઇન્દ્રિયોએ અનુભવતા નથી. અને આંખે દેખાય તેને જો આપણા વ્યવહારમાં સત્ય માનીએ તો એવું તે સત્ય નથી, એમ પણ કહેવાનો શ્રુતિનો હેતુ નથી. કારણ કે, એવીજ દષ્ટિએ બૃહદ્‌ની શ્રુતિ (૫. ૧૪. ૪. માં) સત્યનું વર્ણન કરતાં કહે છે, કે "ચક્ષુ ખરે સત્ય છે. જરૂર ચક્ષુ સત્ય છે, તેથીજ જ્યાં બે જણ વાદવિવાદ કરતા આવે કે મેં આ જોયું, મેં આ સાંભળ્યું, ત્યાં જે એમ કહે કે મેં (આ) જોયું તેના જ ઉપર આપણે શ્રદ્ધા રાખીએ છીએ." વળી શ્રુતિ આવા જાગ્રતમાં ઇન્દ્રિયોએ અનુભવાતા સત્યની આખી સંઘાત પરંપરાને અંગે બૃહ. ૨. ૩. ના મૂર્તામૂર્ત બ્રાહ્મણમાં બ્રહ્મના અનુભવાતા વિકારોને આવાજ અર્થમાં સત્ય ગણીને, જેના અધિષ્ઠાન ઉપર આવા વિકારો ચળી રહ્યા છે, તેનો તો 'આ નહિ', 'આ નહિ', એવોજ ઉપદેશ કરીને, એવું અધિષ્ઠાનાત્મક 'પર' સત્ય તો છેજ, "અને તેથી તેનુંજ 'સત્યનું સત્ય' એવું

નામ પડયું છે. જરૂર (આ બધા વ્યક્ત) પ્રાણો સત્ય છે, તેમનુંય એ (અવ્યક્ત પરબ્રહ્મ) સત્ય છે." એમ કહી, પ્રથમ કહેલા સત્યને ઇન્દ્રિયોએ અનુભવાય એવું દૃશ્ય, અને બીજા 'પર' સત્યને તેવા દસ્યના આત્મ રૂપે અવ્યક્ત એવા મૂળ કારણને જ શ્રુતિએ ત્યાં પ્રકટ કર્યું છે. તેથી જ ઇન્દ્રિયોના પ્રત્યક્ષ પ્રમાણને અહીં એક યોગ્ય પ્રમાણ ગણીને શ્રુતિ પદાર્થોની પરંપરાના સંઘાતવાળા ત્રીજા ચક્રના વ્યવહારને પુનઃ પુનઃ બુદ્ધિની વિવેક કસોટીએ ચઢાવીને તપાસતાં, એવા પ્રમાદ રહિત પ્રત્યક્ષે સંગ્રહેલા જ્ઞાનના અનિવાર્ય અનુમાનના આશ્રયે 'જીવેશ્વર'ના બીજા સંઘાત ચક્રનું દ્રષ્ટા મનવડેજ ગ્રહણ કરે છે, એવો ઉપદેશ કરે છે. અને આંખે દેખાતા, તેમજ બુદ્ધિએ સમજાતા સર્વે પદાર્થોનો સર્વત્ર થઈ રહેતો વિનાશ અનુભવતાં, એ સર્વ દૃશ્યના અચળ દ્રષ્ટા રૂપે પોતાના આત્માથી તો તે દસ્ય જરૂર વિલક્ષણજ છે એમ સમજાવી, આ જાગ્રતનું ઇન્દ્રિયોએ અનુભવાતું સત્ય પણ, સ્વપ્નમાં અનુભવાતા દસ્યના જેવુંજ, દષ્ટાની જ્ઞાનાવસ્થાની અપેક્ષા પુરતુંજ સત્ય છે, અને તે પરમ એવું નિરપેક્ષ સત્ય નથી. એમજ શ્રુતિનો ઉપદેશ થય છે.

બૃહ. ૪. ૩. બ્રાહ્મણમાં શ્રુતિ આત્માની જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાઓનું વિવિધ રીતે પ્રથકકરણ કરીને અનેક જાતની ઉપાધિઓએ પ્રકટ થતી જ્ઞાનાવસ્થાઓથી તેમના અધિષ્ઠાનાત્મક 'અસંગ' ચૈતન્યની પરમ સદ્રુપતાનો સ્પષ્ટ વિવેક કરી બતાવી બૃહ. ૪. ૩. (૧૫–૧૮)માં ઉપસંહાર કરતાં શ્રુતિ કહે છે. કે "(યાજ્ઞ૦) જરૂર એવો એ પુરૂષ (પહેલાં સ્વપ્નમાં) રમી, ભ્રમણ કરી, સુખ (પુણ્ય) અને દુઃખ (પાપ) ને માત્ર જોઈનેજ (થાકતાં) સંપૂર્ણ આનંદવાળી સુષુપ્તિમાં (**संप्रसादे**) પડે છે, અને પાછો ફરી એજ માર્ગે થઈને સ્વપ્ન અર્થે એજ યોનિમાં (સ્વપ્નાવસ્થામાં) સરી પડે છે, ત્યાં (સ્વપ્નમાં) જે કાંઈ એ જુવે છે તે એની પાછળ (સુષુપ્તિમાં) લાગુ પડતું નથી, કારણ કે એ પુરૂષ અસંગ છે. જરૂર એવો એ પુરૂષ આ સ્વપ્નમાં રમી, ભ્રમણ કરી, સુખ અને દુઃખને માત્ર જોઇનેજ પાછો ફરી, એજ માર્ગે જાગ્રત થવા (**बुद्धान्ताय**) આ સ્થાન તરફ (જાગ્રત યોનિમાં) સરી પડે છે. ત્યાં (સ્વપ્નમાં) જે કાંઇ એ જુવેછે તે એની પાછળ (જાગ્રતમાં) લાગુ રહેતું

નથી, કારણકે પુરૂષ અસંગ છે...જરૂર એવો એ પુરૂષ આ જાગ્રતમાં રમીને, ભ્રમણ કરીને, સુખ અને દુઃખને માત્ર જોઇનેજ પાછો ફરી, એજ માર્ગે સ્વપ્નાની અવસ્થાને માટે તે સ્થાન (**योनि**) તરફ સરી પડે છે. તેથી જેમ કોઈ પણ મત્સ્ય ડાબાજમણી બન્ને તટોમાં સંચાર કરે તેમ, એ પુરૂષ આ બન્ને, સ્વપ્ન પછીની (સુષુપ્તિ) અને જાગ્યા પછીની (જાગ્રત), અવસ્થાઓમાં સંચાર કરે છે. જેમ શકરો બાજ કે કોઈ વધારે વેગવાળું પક્ષી આકાશમાં વિવિધ દિશામાં ઉડી ઉડીને થાકી જાય, અને પછી બન્ને પાંખોને સ્થિર કરી રહે, એટલે માળા-માંજ જતુંક ને પડે, તેજ પ્રમાણે આ પુરૂષ આ પ્રસિદ્ધ સુષુપ્તિ અવ-સ્થામાં (**सम्प्रसादे**) દોડી જાય છે, જ્યાં સુઇને તે કોઈ પણ કામ-નાની ઇચ્છા કરતો નથી, એ કોઈ પણ સ્વપ્નને જોતો નથી." અને મનુષ્યની મર્યાદિત બુદ્ધિશક્તિનો વિચાર કરતાં, વ્યવહાર દૃષ્ટિએ વર્ણવી શકાય તેવી રીતે 'અસંગ'નું સ્વરૂપ વર્ણવતાં બૃહ. ૪. ૩. ૨૧ માં શ્રુતિ કહે છે, કે "તેનું આવું પ્રસિદ્ધ ફળેલી કામનાવાળું (એટલે) આત્માનીજ કામનાવાળું (તેથી બીજી કોઇ પણ) કામના રહિત, અને શોકની પારનું સ્વરૂપ છે'.' અને બૃહ. ૪. ૩. ૨૩. માં વળી તે કહે છે. કે "જે ત્યાં (સુષુપ્તિમાં) જોતોજ નથી, તે જોતાં છતાંજ જોતો નથી (એમ છે). કારણ કે (સાક્ષી રૂપ) દ્રષ્ટાનો તો વિલોપ થાયજ નહીં, કારણકે એવો એ (દ્રષ્ટા) અવિનાશી છે. છતાં, ત્યાં એનાથી (આત્માથી) બીજું-દ્વિતીય (કાંઈજ) નથી, કે જેને એ પોતાથી એવા જુદા(વિભક્ત)ને જોઈ શકે...દ્રષ્ટા (જ્યાં) જળ–સલિલ (રૂપે) અદ્વૈત (અને) એક (રસ) થાય છે, તે જ હે સમ્રાટ્! બ્રહ્મલોક છે. એમ એને (જનકને) યાજ્ઞ-વલ્કયે ઉપદેશ કર્યો. એવો એ (બ્રહ્મલોક) આ (વિજ્ઞાનમય જીવાત્મા) ની પરમ ગતિ છે, એ આની પરમ સંપદ (ધન) છે, એ આનો પરમ લોક છે, એ આનો પરમ આનંદ છે. ખરે આવા આનંદની એકજ માત્રાને–કળાને ભોગવીને બીજાં (બ્રહ્મથી સ્તંભપર્યન્તનાં) ભૂતો જીવી રહે છે." અને મુંડ. ૩. ૨. ૩ માં કહ્યા પ્રમાણે "જે આત્માનીજ એ પ્રાર્થના (તીવ્રેચ્છા) કરી રહે છે, તેવા (આત્માની ઇચ્છા–સત્ય સંકલ્પ) વડેજ આત્મા પ્રાપ્ત થાય છે, અને આત્મા તેને જ પોતાનું સ્વરૂપ ઉઘાડુ કરી દે છે." એમ કહી શ્રુતિ વિરમે છે.

**માનવ બુદ્ધિની મહત્તા.**

આ જ ઐશ્વર શક્તિએ પ્રેરિત માનવ બુદ્ધિમાં 'જીવેશ્વર' દ્વંદ્વનો ચૈતન્યાવિર્ભાવ એવો તો ચોખ્ખો અને સંકલ્પના બળવાળો બને છે કે, ભોગેચ્છાએ ઇન્દ્રિયોદ્વારા બહારના વિષયોમાં પ્રવર્તી રહેલી ચિત્ત વૃત્તિઓ પોતાને પ્રિય એવા ભોગના નિત્ય ચાલી રહેલા વિનાશના શોકથી કંટાળી ભોગેચ્છાનેજ છોડવાની વિવેકવાળી બુદ્ધિ કરીને પછી શ્રેયસ્‌નેજ ખોળતાં (જુવો કઠ. ૨. ૧.) છેવટે આ માયાના તંત્રને ભેદીને તેનીય પાર સર્વના અધિષ્ઠાનાત્મક એવા પોતાના આત્માના 'અસંગ' સ્વરૂપમાં સમાવા તે શક્તિમાન થાય છે. આવી અસાધારણ બુદ્ધિવાળા મનુષ્યદેહની આથીજ મહત્તા મનાઈ છે. માયાની પારની જીવાત્માની આ જ પરમ અવસ્થા છે.

મનુષ્ય બુદ્ધિની આવી મહત્તાને પ્રકટ કરતી કઠો. ૩. ૧૨ ની શ્રુતિ કહે છે, કે "એવો એ (પુરૂષ) આત્મા સર્વ ભૂતોના અંતરમાં સંતાયલો (હોઇને) પ્રકટ (આ રહ્યો એમ) જણાતો નથી, છતાં (જરૂર) સૂક્ષ્મ તત્ત્વના જોનારને તેમની ઝીણી અને કુશાગ્ર બુદ્ધિવડે તે દેખાય (અનુભવાય) છે. વિજ્ઞાની(વિવેકી)એ વાણી( આદિ ઇન્દ્રિયો)ને મનમાં ખેંચી લેવી, મનને બુદ્ધિ(જ્ઞાનાત્મા)માં ખેંચી લેવું, બુદ્ધિને મહત્‌માં ખેંચી લેવી. અને તે મહતને શાન્ત આત્મામાં સંકોચી લેવું." આમ મનુષ્યની બુદ્ધિમાં પ્રકટતા ચિત્તને બુદ્ધિનીય પારના પરમ નિગૂઢ એવા પોતાના પ્રેરક પરમાત્માને પરોક્ષે જોતાં તેમાં વિલય થવાની અસાધારણ શક્તિ રહી છે, એમ શ્રુતિ બતાવે છે. જુવો વળી કઠ. ૩. ૧૨ ની જ્યોતિ.

**આત્મજ્ઞાન પામવાનો અધિકાર ભોગમાંથી છુટેલી આસક્તિ વાળાને જ મળે છે.**

આત્મજ્ઞાન પામવાનો અધિકાર તેથી જ નિત્ય વિનાશ પામતા ભોજ્ય પદાર્થોમાંથી ઉઠી ગએલી વૃત્તિ—આસક્તિ વાળાને જ મળે છે. કારણકે વિનાશ પામતા ભોગમાં એવા જ માણસને ભોગવવા જેવું કાંઈ દેખાતું નથી. છાંદો. ૮. ૯. ૨. માં દેવોનો રાજા ઇન્દ્ર આત્માને ઓળખવાની જીજ્ઞાસાએ પ્રજાપતિની પાસે પોતાને થતી શંકાને પ્રકટ કરતાં કહે છે, કે "જેમ આ શરીરને શણ-

ગાર્યે એ (આત્મા) શણગારાયલો થાય છે, સારાં વસ્ત્ર પ્હેરાવ્યે એ સારાં વસ્ત્રો પ્હેરેલો થાય છે, વાળનખે ચોખ્ખું કર્યે એ વાળનખે ચોખ્ખો કરેલો થાય છે, તે જ પ્રમાણે એ શરીર અંધ થતાં તે (આત્મા) આંધળો થાય, કાણું થતાં એ કાણો થાય, લંગડું થતાં એ લંગડો થાય, તો જરૂર આ શરીરનો નાશ થતાં તે(આત્મા)નો નાશ જ થશે. તેથી એવામાં તો મને ભોગવવા જેવું કાંઇ દેખાતું નથી." તેમ જ સ્વપ્નાવસ્થાનો આત્મા પણ સુખ દુઃખથી ભરેલો જ થાય, "એમાં તો હું ભોગવવા જેવું કાંઈ જોતો નથી". અને સુષુપ્તિમાં પણ "એ જ પ્રમાણે આ ભૂતોનેય (એ જાણે નહીં), એ તો એનો વિનાશ જ થયો (ગણાય). એમાં તો હું ભોગવવા જેવું કશુંય જોતો નથી." એમ નાશવાન ભોજ્યમાંથી વછુટી ગએલી આસક્તિવાળો થતાં જ, તે નિત્ય એવા આત્મામાં પ્રીતિવાળો થાય છે. તેમ જ બૃહદ્‌માં પહેલાં મૈત્રેયીની એવી ભોગવૃત્તિની પરીક્ષા કરીને જ પછી યાજ્ઞવલ્કય તેને આત્મબોધ કરે છે. "એ મૈત્રેયીએ કહ્યું કે, હે ભગવાન! આ આખી વિત્તની ભરેલી પૃથ્વી મળે તોય શું તેનાથી હું અમર થઈશ? યાજ્ઞવલ્કયે કહ્યું કે, ના. જેવું આ સંપત્તિવાનોનું જીવન છે તેવું જ તારૂં જીવન થશે. વિત્ત(મળ્યા)થી અમૃતત્વની તો આશા રાખીશ જ નહીં. તે મૈત્રેયીએ કહ્યું કે, જેનાથી હું અમૃત થાઉં નહીં, તેને લેઇને હું શું કરૂં? જે એ (અમૃતત્વનું) સાધન છે તેને તમે ભગવાન જાણો છો, તે જ મને કહો (આપો)." જુઓ બૃહ. ૨. ૪. (૨ થી ૪). અને તે જ પ્રમાણે કઠોપનિષદ્‌માં નચિકેતના અધિકારની પરીક્ષામાં મૃત્યુ એની ભોગાસક્તિની જ તપાસ કરીને, કઠ. ૨. ૩. માં કહે છે, કે "હે નચિકેત! તેં તો પ્રિય લાગે એવી અને મધુર સ્વરૂપની અનેક કામનાઓનો વિચાર કરી કરી (એકે એકે બધીયને) ફેંકી જ દીધી. જેમાં ઘણાં માણસો ડુબી મૂવાં છે એવી (ભોજ્ય) વિત્તની ભરેલી (કર્મફળની) માળાને તેં રાખી નહીં..." "તારા જેવાજ અમને પ્રશ્ન કરનારા હજો."..."હું ધારૂં છું કે, નચિકેતને માટે તો (બ્રહ્મ) સદ્મનું દ્વાર ઉઘડી ગયું છે." અને કઠ. ૨. ૧૫ માં આત્માની જ કામનાવાળો નચિકેત મૃત્યુને કહે છે, કે "ધર્મની પાર રહેલું, અધર્મની પાર રહેલું (વિધિનિષેધની પારનું),

તેમજ આ (પ્રસિદ્ધ) કાર્યકારણ (સંઘાત)ની પાર રહેલું, એવું જે તત્વ તમે જુવો છો તે મને સમજાવો." પછી એવો બ્રહ્મોપદેશ પામીને નચિકેત અમર થાય છે.

**કામનાના ઉપરામ વગરનાને અજાણ્યે પણ ભોગમાં રહેલી સૂક્ષ્મવાસના જ અદ્વૈતથી બ્હીવરાવે છે.**

ભોગવૃત્તિના આવા વિરામ વગરનો જ્ઞાની તો માત્ર શબ્દ જ્ઞાનીજ રહે છે, અને નારદની પેઠે પ્રિય વસ્તુનો નાશ થતાં, નિત્ય શોચ્યાજ કરે છે. જ્યાં સુધી એવી વૃત્તિ ઉપરામ પામી નથી ત્યાં સુધી આત્મજ્ઞાનનો ઉપદેશ તેના અંતરમાં ઠરતો નથી. અને એવા જ્ઞાનાનુભવે ચિત્ત યોગમાં ઠરવું જોઇએ તેમ નહીં થતાં, ભોગની સૂક્ષ્મ વાસનાએ અજાણતાંય જાગી રહેલી અનેક શંકાઓ 'અસંગ' અવસ્થાના બોધમાં એને ખુંચ્યા કરે છે. શ્રુતિ તેથીજ તૈત્તિ. ૨. ૭. ૧ ને અંતે કહે છે, કે "ખરે, જ્યારે આ (જીવ) એ(બ્રહ્મ)માં સહેજ પણ (પોતાથી) ભેદ ભાવ–જુદાપણું કરે છે (જુવે છે), ત્યારેજ તેને ભય થાય છે. (અદ્વૈતને) નહીં સમજનારા (માનનારા) વિદ્વાનનેજ તે (અદ્વૈત બ્રહ્મ) ભય (રૂપે) છે." અને દેવતાઓને પણ આવું પરમ 'સ્વ'રૂપ સમજાયલું નહી તેથી તેઓ પણ બ્રહ્મથી બ્હીતા હતા, તે બતાવવા શ્રુતિ આગળ કહે છે, કે "વળી તેનો આવો (હેઠળનો) શ્લોક છે. 'આ(બ્રહ્મ)ની બ્હીકથી વાયુ વાયછે, (એનીજ) બ્હીકથી સૂર્ય ઉગે છે, (એનીજ) બ્હીકથી અગ્નિ અને (મેઘ) અને પાંચમો મૃત્યુ દોડે છે." તેથી ઉપાસનાની સંકલ્પનામાં પોતાથી જુદા એવા ઉપાસ્ય બ્રહ્મને પણ પામતાં ત્યાં જુદાપણું અનુભવાય તો, જરૂર એવા બ્રહ્મલોકમાં કે વૈકુંઠમાં પણ એને ભયજ રહે છે. અને માત્ર દર્શનથીય ભગવાનને પણ આવા ભિન્ન ભાવેજ ભોગવતો ભક્ત સૂક્ષ્મ ભોગનીજ ઇચ્છાવાળો રહીને અંતવાળા ફળનેજ પામે છે. તેથી બૃ. ૩. ૮. ૧૦ માં યાજ્ઞવલ્કય યથાર્થજ કહે છે, કે "જરૂર હે ગાર્ગી ! આવા અક્ષરને ઓળખ્યા વગર આપણા (કર્મ) લોકમાં હજારો વર્ષ સુધી યજ્ઞ કરે, યજન કરે, તપ કરે, તો પણ તેનું તો અંતવાળુંજ ફળ હોય છે." વળી જુવો છાંદો. ૮. ૧. ૬.

આવા ફળ ભોગની કામનાવાળો પુરૂષ કાર્યકારણ પરંપરામાં ઘસડાતો કર્માનુસાર વિવિધ લોકોને પામતો મૃત્યુના ફેરામાં જ પડે છે. જુવો બૃ. ૩. ૨. ૧૩. બૃ. ૪. ૪. (૫–૬); છાંદો, ૫. (૩ થી ૯) ખંડો; અને બૃ. ૬. ૨. ૧૬; પ્રશ્ન. ૧. ૯. કૌષી. ૧. ૨. આદિ શ્રુતિ. આવા સંસારના માર્ગને 'દક્ષિણ' અથવા 'પિતૃયાન' માર્ગ કહે છે, અને ત્યાંના ભોગલોકને 'ચંદ્રલોક' કહે છે. જ્યારે પુરૂષની બ્રહ્મજ્ઞાનમાંજ અથવા સત્ય જ્ઞાનમાંજ આસક્તિ ચોટે ત્યારે તે ઉત્તરાયન અથવા 'દેવયાને' થઇ 'બ્રહ્મલોક'ને પામે છે, અને ત્યાંથી આગળ સ્વરૂપાનુભવ થતાં તે પછી કૈવલ્ય મુક્તિને પામે છે. જુવો. બૃ. ૩. ૨. ૧૩; બૃ. ૪. ૪. (૬–૭); છાંદો. ૫. ૧૦. ખંડ; બૃ. ૬. ૨. ૧૫; પ્રશ્ન. ૧. ૧૦; કૌષી. ૧. (૨–૩). વળી મુંડ. ૩. ૧. ૬માં શ્રુતિ કહે છે, કે "સત્યજ જીતે છે, અસત્ય નહીં. સત્ય વડે જ સ્વર્ગનો માર્ગ (દેવયાન) ખુલ્લો થાય છે, જે માર્ગે પરિપૂર્ણ થએલી કામનાઓ વાળા ઋષિઓ, જ્યાં તે સત્ય(બ્રહ્મ)નું પરમ (અર્થાપત્તિરૂપી) ધામ છે, ત્યાં (બ્રહ્મ ભણી) વળી રહ્યા છે. તે (બ્રહ્મ) મહાન્ (બૃહત્) દિવ્ય, અચિન્ત્ય રૂપ, અને સૂક્ષ્મથીય પણ ઘણું સૂક્ષ્મ એવું શોભી રહ્યું છે. તે દૂરથીય બહુ દૂર છે, અને વળી તે અહીં થડમાં જ છે. જે એને ઓળખે છે તેમને તો એ અહીં હૃદય ગુહામાંજ ઠરેલું છે....જ્ઞાનના પ્રસાદ વડે નિર્મળ સત્વ–અંતઃકરણ(હૃદય)વાળો થાય તો, તે પછીજ, એનું ધ્યાન કરનારો (સમાધિમાં) તે નિષ્કલ (નિર્વિકાર) બ્રહ્મને દેખેછે. અનુભવે છે." વળી જુવો મુંડ. ૩. ૨. ૨. આદિ અનેક શ્રુતિઓ.

**દેવ અને પિતૃયાનનું સંસરણ.**

આવા નિષ્કામ બ્રહ્મજ્ઞાનીનું ત્યારે વ્યવહારમાં વર્તન કેવું હશે એવો સહજ પ્રશ્ન થશે. આ પ્રશ્નનો ઉત્તર સંહિતાની શ્રુતિએ ઈશાવાસ્યના (૧ થી ૩) મંત્રોમાં બહુજ સ્પષ્ટ કરીને આપ્યો છે, અને એમ કરીને વેદના સનાતન જ્ઞાનને આચારમાં ઉતારતાં વર્ણાશ્રમ ધર્મની ઉચ્ચ મર્યાદા બાંધી છે. આથીજ વેદાન્તનું જ્ઞાન સુષ્ક નહીં રહેતાં આર્યના જીવનને એની બધી શ્રેણીઓમાં અ-

**નિષ્કામ જ્ઞાનીનો વ્યવહાર તેની પ્રકૃતિને અનુસાર કર્મ યોગવાળો કે સંન્યાસવાળો થાય છે.**

ધિકારાનુસાર ઉચ્ચગામી અને બળવાન કર્યું છે. જ્યાં સ્વધર્મની આવી મર્યાદિત સમજણમાં ગોટાળો થતાં પરધર્મનું આચરણ કરવાની વૃત્તિ થાય ત્યાંજ નિર્બળતા અને પ્રમાદ જામતાં લોકસંગ્રહને હાની પ્હોંચે છે. ઇશાવાસ્યની શ્રુતિ કહે છે, કે (૧) "આ જે કાંઇ જગત્ પ્રવાહ (**जगति**)માં ચલાયમાન છે તે બધું (અધિષ્ઠાન રૂપે) ઇશ્વરેજ વાસ્યું (વ્યાપ્ત) છે. (આવા જ્ઞાનના અભાવે થતા) તે(અહંકાર)ને છોડીનેજ તું (જગતને) ભોગવ, (પણ એમાં) આસક્તિ કરીશ નહીં, એવું ભોજ્ય (ધન) તે કોનું થયું છે? (૨) (એટલે) અહીં (ધર્મ્ય) કર્મ કરતાંજ સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરવી; (અને) આવી રીતે (અહંકાર અને આસક્તિ ત્યજીને) રહીશ ત્યાં સુધીજ તને નર (જીવાત્મા)ને કર્મનો લેપ થશે નહીં, પણ આથી અવળી રીતે (આસક્ત થઈને રહેતાં) નહીં. (૩) (કારણ કે) જરૂર, (અજ્ઞાનથી ભોગમાં આસક્ત થઇ) આત્માને હણનારા જનો મરણ પછી તે અજ્ઞાન (રૂપી) અંધારથી ભરેલા એવા અસુરોના (દેવાદિ ભોજ્ય) લોકમાંજ જાય છે." ઈશાવાસ્યોપનિષદ્‌ની આ જ પ્રતિજ્ઞા છે. તેથી જગતના માયા શક્તિએ ધારક ઇશ્વરનું વ્યક્તાવ્યક્ત સ્વરૂપ (૪થી ૭), અને (૮) મા મંત્રામાં તે પ્રકટ કરે છે. અને આવા ઈશ્વર સ્વરૂપને નહીં સમજનારા એવા માયામાં તણાતા અજ્ઞાનીથી થતી આત્મહત્યાને મંત્ર ત્રીજામાં જણાવીને, વિદ્યા અને અવિદ્યા એવા બેય રૂપવાળી એ માયાને સમજવાથીજ છેવટે અમર થવાય છે, એવો બોધ મંત્ર (૯ થી ૧૪)માં શ્રુતિએ કર્યો છે. અને માયાનું એવું સ્વરૂપ સમજાતાં ઇશ્વર અને જીવનું અદ્વૈતજ અનુભવાય છે, તે મંત્ર (૧૫–૧૬)માં સમજાવી, માયાનો વ્યવહાર નિયમાનુસાર કાર્યકારણ ભાવે આ ઇશ્વરથીજ દોરાય છે, અને તેમાં કર્મના ફળની ઇચ્છાએ પ્રવર્તતો પુરૂષ એના ચક્રમાંથી નથીજ બચતો એવું સ્પષ્ટ કહીને, નિષ્કામ કર્મને લોકસંગ્રહાર્થે આચરવાના મૂળ પ્રતિજ્ઞાવાળા સ્પષ્ટ બોધને જ અંતમાંય સૂચવીને શ્રુતિ વિરમે છે. શ્રુતિના આવાજ બોધને ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે સર્વાંગે અર્જુનને ઉપદેશ્યો છે, અને એવા જીવનને ત્યાં જ્ઞાનીનો 'કર્મયોગ' કહ્યો છે.

બીજાં ઉપનિષદોમાં, આવા કર્મયોગના ઉપદેશને વ્યવહારમાં

**કર્મયોગી રાજર્ષિનું જીવન.**

ઉતારીને સુદૃઢ કરવા, બ્રહ્મવેત્તાઓનાં જ્વલંત આદર્શવાળાં જીવનોમાંજ શ્રુતિએ તેને પ્રકટ કર્યો છે. લોકસંગ્રહાર્થેજ રાજ્યકારભારને સારી વ્યવસ્થાએ ચલાવતાં સામાજીક ધર્મના નિયંતા જનકાદિ રાજર્ષિઓના વ્યવસાયી જીવનમાંજ આત્મ-જ્ઞાનનો પહેલો ઉતાર થતો બતાવતી શ્રુતિ, શ્વેતકેતુના પિતા ગૌતમે બ્રહ્મવિદ્યાના ઉપદેશની પાંચાલ રાજા જૈવલિ પ્રવાહણ પાસે યાચના કરતાં, છાંદો. ૫. ૩. ૭ માં કહે છે, કે "એ રાજા ગભરાયો. એણે (રાજાએ) તે ગૌતમને આજ્ઞા કરી કે લાંબો કાળ (બ્રહ્મચારી થઈને) અહીં રહો. એણે કહ્યું કે ગૌતમ! તમે મને જે કહ્યું તેના સંબંધમાં (સાંભળો). તમારા પહેલાં આ વિદ્યા બ્રાહ્મ-ણોને ગઇજ નથી. તેથી બધાય લોકોમાં ક્ષત્રિયોનેજ એનો ઉપદેશ થતો. પછી એને તે કહેવા લાગ્યો." અને બૃહ. ૬. ૨. ૮ માં પણ ગૌતમને પાંચાલરાજ જૈવલિએ બ્રહ્મોપદેશ તો દૈવ વરોમાંનું છે, તેથી તેને છોડીને મનુષ્યોમાંનું વૈભવભર્યું વર માગવા વિનવતાં ગૌતમને ખોટું લાગેલું, તેથી તેને શિષ્યવૃત્તિએ રાખીને, પછી પોતાની એવી વિનંતિના ખુલાસા માટે તે રાજા કહે છે, કે "તમારા પિતામહોની પેઠે તમે ય મને દોષિત ના જ ગણશો. કારણ કે આ (દૈવ) વિદ્યા અત્યાર પહેલાં કોઈ પણ બ્રાહ્મણમાં રહી નહોતી, તે હું જ તમને આ (પ્રથમ) શિખવું છું. કારણ કે, આ (હું તમારો શિષ્ય છું એ) પ્રમાણે બોલનારા એવા તમને તે કોણ ના પાડી શકે?" વળી એજ જૈવલિ પ્રવાહણના બીજા ઉપદેશો માટે, જુવો છાં. ૧. ૮. ૮. અને ભૂતાત્મક સૃષ્ટિમાં ઈશ્વરના જીવભાવે પ્રકટતા વિવિધ દેવતાઓનેજ બ્રહ્મ માનીને તેમને ઉપાસતા ગર્વિષ્ટ બાલાકિ ગાર્ગ્યને જનક રાજાના પ્રતિસ્પર્ધી કાશીરાજ અજાત શત્રુએ કરેલા બ્રહ્મોપદેશ માટે જુવો બૃહ. ૨. ૧. (૧૪–૨૦); અને કૌષી. ૪. ૧૮. રાજા જનકનો બૃહ. ૩. ૧. ૧ માં બ્રાહ્મણોની સભા-વાળો દૃષ્ટાન્ત તો પ્રસિદ્ધજ છે. વળી અશ્વપતિ કૈકેય રાજાએ ઔપમ-ન્યવાદિ ચાર મહા શ્રોત્રિયોને 'જીવેશ્વર' સંઘાત ચક્રમાં પ્રકટતા 'આત્મા વૈશ્વાનર'નો ઉપદેશ કર્યો હતો, તે છાંદો. ૫. ૧૧. ૮માં શ્રુતિએ સંગ્રહ્યો છે. વળી બ્રહ્મવિદ્યાનો ઉતાર આવા જગતના વ્યવસાયભર્યા જીવનમાં

થતો હતો એમ બતાવતા ભગવાન શ્રીકૃષ્ણ પણ ગીતા. ૪. (૧-૩)માં એમ જ કહી રહ્યા છે. વળી જ્યાં આ બ્રહ્મવિદ્યા રાજર્ષિઓમાંથી ઉતરી બ્રાહ્મણોમાં ઠરી છે, ત્યાં પણ કર્મનો પરિત્યાગ નહીં થતાં, લોક સંગ્રાહાર્થે ગૃહાસ્થાશ્રમવાળા જીવનનુંજ સેવન થયું છે. તેના દૃષ્ટાન્તમાં યોગીશ્વર યાજ્ઞવલ્કયનો વ્યવહાર બૃ. ૨. ૪. (૧-૨), અને ૩. ૧. ૨. માં, અને તેમના ગુરૂ ઉદ્દાલક આરૂણિનો જીવનવ્યવહાર છાંદો. ૬. ૨. ૭માં, અનેક શિષ્યોના પોષણાર્થે ગૃહસ્થાશ્રમને જ સેવતો શ્રુતિએ પ્રકટ કર્યો છે. કર્મયોગના સર્વાંગે કરેલા !વિવેચન માટે જુવો ગીતા. ૨. (૪૭-૪૮) ઉપરની અમારી જ્યોતિ.

**સંન્યાસી બ્રાહ્મણનું જીવન**

બ્રાહ્મણપણાને કેવી રીતે પમાય છે તેનું વર્ણન કરતાં, બૃહ. ૩. ૫. ૧. માં શ્રુતિ કહે છે, કે "તેથી બ્રાહ્મણે (બ્રહ્મચારીએ) સંપૂર્ણ રીતે (શાસ્ત્ર જ્ઞાન રૂપી) પાંડિત્યને મેળવીને, (જ્ઞાન વડે વિષયોમાંથી આત્મવૃત્તિને ખેંચી લેવાના) બળવાળા થઈને રહેવા ઇચ્છવું જોઈએ. આવું બળ અને પાંડિત્ય સંપૂર્ણ રીતે મેળવ્યા પછીજ, (નિદિધ્યાસન શીલ) 'મુનિ' થવાય છે. (આમ વિદ્યાર્થે પ્રયત્ન શીલ થતાં) અમૌન અને (નિદિધ્યાસમાં) મૌનપણું પ્રાપ્ત કર્યા પછીજ બ્રાહ્મણ થવાય છે. (**બ્રાહ્મણ્ય**ને પમાયછે). આવો બ્રાહ્મણ ગમે તેવા સાધન (ચરણ-વૃત્તિ-આજીવિકા)વાળો હોય, તોપણ (મનોવૃત્તિમાં તો) આવોજ (રહેવો જોઈએ). આનાથી બીજી (કામનાઓવાળી) અવસ્થા તે કષ્ટ છે (વિનાશક છે)." અને આવા વિદ્વાન બ્રાહ્મણનું જીવન કેવું હોય છે તે વર્ણવતી છાંદો. ૮. ૧૫. ૧ ની શ્રુતિ કહે છે, કે "આ (બ્રહ્મ)વિદ્યા બ્રહ્માએ પ્રજાપતિને કહી હતી. પ્રજાપતિએ મનુને, અને મનુએ પોતાની પ્રજાઓને (કહી હતી.) આચાર્યના કુળમાં રહી, ત્યાં ગુરૂની સેવા કરતાં વધેલા વખતમાં વિધિપુરઃસર વેદોને ભણી, રજા લેઇ પાછો આવી, કુટુમ્બમાં રહી, ત્યાં શુદ્ધ ઠેકાણે ભણેલી વિદ્યાનો અભ્યાસ જારી રાખતાં, અને (પુત્ર શિષ્યાદિ) ધાર્મિકોને ધર્મ પ્રમાણે પાળતાં, સર્વેન્દ્રિયોને આત્મામાં સ્થાપીને તીર્થો (યજ્ઞો) સિવાય કોઈ પણ ભૂતોની હિંસા નહીં કરતાં (કોઇને દુઃખ નહીં દેતાં), આયુષ્ય પહોંચે ત્યાં

સુધી આવું જીવન-વર્તન કરનારો પુરૂષ બ્રહ્મલોકને પામેછે, અને પાછો ફરતો નથી; ખરે, પાછો ફરતો નથી."

પણ જો પ્રકૃતિએજ વૈરાગ્ય સેવી વૃત્તિ થાય તો, તેનો સ્વીકાર કરતા આત્મવિદ્દોના સંબંધે શ્રુતિ બૃ. ૩. ૫. ૧ માં કહે છે, કે "આવા તે આત્માને ઓળખીને બ્રાહ્મણો પુત્રેષણા, ધનેષણા, કે લોકેષણાઓને છોડીને ભિક્ષાવૃત્તિ કરતા ફરે છે." અને તેમની

**પરિવ્રાજકની ભિક્ષાવૃત્તિ.**

કામના સંબંધે બોલતાં, શ્રુતિ બૃહ. ૪. ૪. ૨૨ માં કહે છે, કે "યજ્ઞથી, દાનથી, તપથી, અનાશક વ્રતથી (શુદ્ધ સત્વવાળા થઈ ઉપનિષદ્દની વિદ્યા વડે) આનેજ ઓળખીને એ મુનિ થાય છે. એવાજ (બ્રહ્મ) લોકની ઇચ્છાએ પ્રવ્રાજીનો (સંન્યાસીઓ) ભિક્ષાવૃત્તિ કરતા ફરે છે. આનું કારણ સ્પષ્ટ એવું છે કે, પૂર્વે આનેજ ઓળખીને આત્મવિદ્દો પ્રજાની કામના કરતા નહોતા, (એમ જાણીને કે) જેમને આ આત્મા, આ બ્રહ્મલોક, મળ્યો છે, એવા અમારે તે પ્રજાનું શું કામ હોય?" અને તેવાની બ્રહ્મલોકમાં થતી ગતિને બૃ. ૬. ૨. ૧૫માં શ્રુતિએ વર્ણવી છે. મુંડ ૧. ૨. ૧૧ આદિમાં પણ શ્રુતિએ પારિવ્રાજક વૃત્તિ બતાવી છે. શ્રુતિએ નિષ્કામ 'કર્મ'વૃત્તિનો જેવો જ્વલંત ઉપદેશ કર્યો છે, તેવો સન્યાસનો ઉપદેશ કર્યો નથી, છતાં, જ્યાં પ્રકૃતિએ સન્યાસ સેવી થઇને જ્ઞાની ભિક્ષાવૃત્તિ કરે, ત્યાં શ્રુતિનો એમાં વિરોધનથી. પણ ભિક્ષાવૃત્તિમાંય કર્મ તો રહ્યુંજ છે, તેથી આસક્તિ રહિત થઈને લોકસંગ્રહને અર્થે કર્મયોગનું પરમાર્થજીવન જ ઉપદેસ્ય થાય છે; અને તેથી શ્રેષ્ટ એવા રાજર્ષિઓનું જીવન શાસ્ત્રમાં આદર્શ બની રહ્યું છે.

અહીં દોરેલી વેદાન્તની રૂપ રેખા સર્વાંગે પૂર્ણ નથી. તેમજ આ રૂપ રેખા દોરવામાં અમે અહીં પ્રકટ કરેલાં ઉપનિષદોમાંનાં પુરાં પ્રમાણો પણ ટાંકયાં નથી. વેદાન્ત દર્શનનાં માત્ર મર્મસ્થાનોનેજ એમાં પ્રકટ કર્યાં છે. આ મર્મસ્થાનોની આસપાસ સમગ્ર દર્શનના વિસ્તૃત જીવને પુરી રહેલું વિશાળ જ્ઞાનક્ષેત્ર આ પંદરેય ઉપનિષદોમાં ભરેલું છે.

**વેદાન્તનું આટલું દર્શન માત્ર રેખા રૂપેજ છે, તે સર્વાંગ દર્શન નથી.**

અને આ ત્રણેય સંઘાત ચક્રોનાં વિવિધ અંગોને પકડી પકડીને નાનાં

ઉપનિષદો જ્ઞાનની ચોખવટ કરવા અનેક યુક્તિ પ્રયુક્તિએ પરમાત્માને અસત્‌ની ઉપાધિમાં પ્રકટતા તેના વિવિધ વિકારોથી વિખુટો પાડીને બુદ્ધિમાં ઉતારવા પ્રયત્ન કરે છે. એમ કરતાં આ પ્રાચીન ઉપનિષદો અનેક યુક્તિવાળી ઉપમાઓને રચે છે, અને તેમાં અનિવાર્ય સંદિગ્ધ અર્થોનો વિવિધ રીતે તેઓ સ્પષ્ટ તિરસ્કાર પણ કરે છે. અને જ્યાં એ નિર્વિકાર એવા પરમ તત્વની પ્રતીતિ કરાવે છે, ત્યાં એક ધાર્યા અજ, અવ્યય, નિષ્કલ, અસંગ, અવ્યક્ત, અદ્વૈત, એકરસરૂપ, નિર્ગુણ, 'નેતિ', એવા શબ્દપ્રયોગો કરી સ્વરૂપાનુભવે જ્ઞાનપ્રાપ્ય એવા પરમ તત્વને પ્રકટ કરે છે. આવાં ઉપનિષદોષોનો સાર પણ આપવો જરૂર અશક્યજ છે. તેથી વેદાન્તના સમગ્ર દર્શનને અર્થે પ્રત્યેક ઉપનિષદ્‌ને બહુ સન્માનભેર અને શાન્ત ચિત્તેજ વાંચી, તેના ઉપદેશનું આવી માર્મિક રૂપ રેખાએ દોર્યું મનન કરવાથી જ પરમ શ્રેયસ્કર એવા આત્મજ્ઞાનમાં આરૂઢ થવાશે. આવા ઉદ્દેશે, ઉપનિષદોના બહુ ગંભીર અભ્યાસમાં પ્રવેશકની આગળ તેમના ઉપદેશની આવી સૂત્રાત્મક દૃષ્ટિને ધરવાનો અમે પ્રયાસ કર્યો છે.

**આવી વિદ્યાએ દોરાતા વેદધર્મની શ્રેષ્ટતા.**

અત્યારના ભૌતિક પદાર્થના સંઘાતચક્રની પરંપરામાં કાર્યકારણ સંબંધોને ભોગેચ્છાએ સમજી લેઇને તેવી વિદ્યાના બળે કર્મનાં ફળ સાધવામાં મચી રહેલા કુશળ વૈજ્ઞાનિકો જગતના વૈભવને વધારી રહ્યા છે. અને તેજ વિદ્યાની વૃદ્ધિ થતાં ભોગની સહજ અનિવાર્ય સ્પર્ધામાં સમાજના વિનાશને પણ કેટલાક સાધી રહ્યા છે. ત્યારે, વેદની વિદ્યાએ અલંકૃત થએલા રાજર્ષિઓ ભૌતિક પદાર્થના સંઘાતચક્રમાંથી સધાતો સામાજીક વૈભવ સમસ્ત સમાજના સુખાર્થેજ વહાવી તેની નાશક સ્પર્ધાને ધર્મના અંકુશમાં રાખીનેજ પોતે નિષ્કામ વૃત્તિએ સમાજના નિયંતા બની, બ્રાહ્મણજીવનનેજ ધ્યેય મનાવતાં, ધીરો પણ સતત આગળ વધતો જગતનો વિકાસક્રમ નિભાવી રહ્યા હતા. આવી વેદ વિદ્યાને નિત્ય નવિનતા ધારણ કરતી વિજ્ઞાનની વૃદ્ધિથી જરાય ડરવાનું કારણ રહેતું નથી, કારણ કે, એવી વૃદ્ધિમાંનું વિનાશક તત્વ વ્યાપક પરમાત્માની પ્રધાન

દષ્ટિવાળા જ્ઞાનના અંકુશથી સદા મર્યાદિત જ રહેછે, અને સમાજમાં ઋષિના જ જીવનને સદા સન્માન મળતાં, વૈભવના અહંકારની હદને ઓળંગતાં એને જરૂર વાર લાગે છે. બ્રહ્મવિદ્ યોગી તેથીજ પોતે સદા સંતુષ્ઠ રહેતાં, સમાજને પાવનકારક બનીને સર્વને સુખદ થઇ રહેછે. એવુંજ જીવન તેથી ધન્ય છે. એમાંજ થતો ઈશ્વરનો આવિર્ભાવ પૂજ્ય બનતાં તે જગતનો ઉદ્ધારક બને છે. 'વેદ'ધર્મ તેથીજ દુનિયાના બધા ધર્મોમાં જેટલો પ્રાચીન છે તેટલોજ તે શ્રેષ્ઠ છે, અને ભવિષ્યમાંય તેજ શ્રેષ્ઠ રહેવાને યોગ્ય છે.

આવા શ્રેષ્ઠ ધર્મના મૂળ ગ્રંથોનો અભ્યાસ કરવાની ઉત્કંઠાવાળા ગુજરાતી વાચકનો માર્ગ સરળ કરવાની ઇચ્છાએ અમે પ્રાચીન ઉપનિષદોની સાથે બીજાં ત્રણ મળી પંદર ઉપનિષદોનું સરળ ગુજરાતી ભાષામાં અક્ષરશઃ ભાષાન્તર કર્યું છે. વળી એ શાસ્ત્રના પ્રતિપાદ્ય વિષયને સ્પષ્ટ કરી ઉપનિષદના મર્મને ચોખ્ખું સમજાવવા અમે 'જ્યોતિ' રચી છે. આત્માના આવા પરમ ધર્મની જીજ્ઞાસાવાળા વાચકોના સંતોષથી અમારૂં કાર્ય સફળ થયું અમે સમજીશું.

ઉપનિષદોના અંગે તેમનો અનુક્રમ, અને વિચાર વિકાસ જેવા

**બીજા ગૌણ પ્રશ્નો.** બીજા અનેક ગૌણ પ્રશ્નોનો વિચાર બીજા ખંડમાં કર્યો છે, તેને માટે ત્યાં જુવો.

નડીઆદ.
ઓકટોબર ૧૯૨૮.

મગનભાઈ ચતુરભાઈ પટેલ.

## આર્ત પુકાર.

કર પ્રકટ 'સ્વ'રૂપ પ્રભુ! તારૂં,
આ માયા જાળ વિદારૂં— કર. ધ્રુવ.

'ઈશ્વર'ભાવે વ્યાપક તારૂં,
તન આ તો સમજાયું;
'આત્મ'સ્વરૂપે સુંદર દર્શન,
કરવા યાચક આવું— કર.

જળ્હળ્ જ્યોત નહીં આ જગની,
શું આ તેજ સ્વરૂપનું!
પ્રકટ થતાં અંતર સૌ ટુટ્યાં,
કાળ ગળ્યો, રૂપ જાગ્યું— કર.

કોક કહે દર્શન આ લૂખું!
ને કહે ભોગ ભરેલું!
જૂઠા બેય ફસેલા તારી
માયાના જન જાણું— કર.



# ઈશાવાસ્યોપનિષત્.

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ ( शंकर )

ૐ. તે ( પરમપુરૂષ ) પૂર્ણ છે. આ (દૃશ્ય) પૂર્ણ છે.

---

જ્યોતિ.

( વંદન. )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્ગુરૂ સમ પિતા–પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર ' જ્યોતિ '–પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી સ્વ–ભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને.

આ શુક્લ યજુર્વેદીય ઉપનિષદ્ વાજસનેય સંહિતાનો એક ભાગજ છે; અને તેથી ઉપનિષદ્‌ની ગણનામાં એને અગ્રસ્થાન અપાય છે. આ ઉપનિષદ્‌ના પહેલા ત્રણ મંત્રો પ્રતિજ્ઞા રૂપે છે. મંત્ર ચારથી આઠ સુધીમાં પહેલા મંત્રમાં પ્રકટ કરેલા સર્વવ્યાપક વિરાડાત્મક ઇશ્વરનું સ્વરૂપ સ્પષ્ટતાથી સમજાવ્યું છે. ત્રીજા મંત્રમાં સ્વર્ગાદિ લોક-પ્રાપ્તિની જે પરોક્ષ નિંદા છે તેનો અવળો અર્થ થાય નહીં તે સંભાળવા અને વિદ્યા અને અવિદ્યા એ બેય અસત્ છે છતાં અવિદ્યા અધોગતિ કરાવનારી છે અને વિદ્યા અમરત્વ ભણી દોરનારી છે એવો વિવેક સમજાવવા મંત્ર નવથી ચૌદ સુધી શ્રુતિએ પ્રયત્ન કર્યો છે. મંત્ર પંદર અને સોળ માં એ વિરાટ્ પુરૂષ અને અધ્યાત્મપુરૂષનો સ્વરૂપે તો અભેદજ છે એમ પ્રતિપાદન કર્યું છે; અને મંત્ર સત્તર અને અરાઢમાં જીવાત્માની લોકાન્તર પ્રાપ્તિમાં રહેલો કર્મનો પ્રસિદ્ધ સિદ્ધાન્ત શ્રુતિએ

**પૂર્ણમાંથી પૂર્ણ ઉઠે છે. પૂર્ણમાંથી પૂર્ણ લીધા છતાં પૂર્ણજ બાકી રહે છે ! ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**

---

પ્રકટ કર્યો છે. આવી રીતે આ ઉપનિષદ્ આપણા ધર્મનાં પ્રસિદ્ધ તત્વોનું સ્પષ્ટીકરણ કરીને, સંસાર વ્યવહારને મોક્ષમાં ફળાવતી નિરાસક્ત પ્રવૃત્તિનું વિધાન કરી રહ્યું છે. ગીતાનો પરમ ઉપદેશ આ ઉપનિષદ્‌ના અનુસંધાન રૂપેજ છે.

શ્રુતિના ભાષાન્તરમાં જેટલા શબ્દો કાઉન્સમાં મૂક્યા છે તે શ્રુતિના અર્થને સરળ કરવા અર્થેજ મૂકયા છે. જ્યાં સંસ્કૃત શબ્દ હશે ત્યાં શ્રુતિના કયા મૂળનું ભાષાન્તર છે તે બતાવ્યું છે.

**શાન્તિપાઠઃ**—આ શાન્તિપાઠમાં પરબ્રહ્મનું બહુ સુંદર અને તત્વદષ્ટિમાં બહુ ચોક્કસ વર્ણન કર્યું છે, તેની સાથે બુદ્ધિસહવર્તમાન આખું દશ્યજગત્ કેવળ કલ્પનાજ છે, અને વસ્તુતાએ તો તે છેજ નહીં એમ પણ બતાવ્યું છે. કારણ કે બ્રહ્મ જો પૂર્ણ—અપરિચ્છિન્ન—છે, તો તેનાથી ઉપરની બીજી કોઇ વસ્તુ નથીજ, એટલે કે તે અદ્વૈત છે, અને આમ કોઇ કારણ રહિત હોઇને તે અજ છે. અને એવા અજ અને અદ્વૈત બ્રહ્મમાંથી જગત્‌ની વસ્તુતાએ ઉત્પત્તિનો સંભવ નથી, છતાં આ વ્યવહારમાં થતી ઉત્પત્તિ જણાય છે તે તો પૂર્ણમાંથી પૂર્ણ ઉદ્ભવે—થાય—છતાં કારણાત્મક પૂર્ણ તો પૂર્ણજ રહે તેના જેવીજ તે કાલ્પનિક ઉત્પત્તિજ હોવી જોઇએ, વસ્તુતાએ નહીંજ. કારણ કે પૂર્ણમાંથી જો પૂર્ણ ઉઠે એટલે વસ્તુતાએ જન્મ પામે તોય, પૂર્ણ કારણજ પૂર્ણ કાર્ય રૂપે બની સાંખ્યદર્શનાનુસાર પરિણામ પામે, પણ એમ થતાં તો પૂર્ણકારણનો ઉપમર્દ—નાશ—થતાં પૂર્ણ કાર્ય એકલાનોજ સંભવ યોગ્ય છે. એકજ ક્ષણે બેયનોય નહી. છતાં અહીં તો શ્રુતિમાં એવું કહેવામાં આવે છે કે પૂર્ણમાંથી પૂર્ણ ઉઠે છે—ઉદ્ભવે છે છતાં પૂર્ણ કારણતો અખંડિતજ રહે છે. પૂર્ણમાંથી પૂર્ણને લેઇ લેતાં કાંઈજ અવશેષ ના રહે એવો આપણા ગણિતશાસ્ત્રનો અનુભવ છે. તેથી વ્યવહારના સત્યજ્ઞાનાર્થે સ્વીકારેલાં પ્રમાણોની રૂઇએ જો પૂર્ણ કારણ સતરૂપ વસ્તુતાએ હોય, તો પછી, દેખીતું તેનાથી જૂદુ કાર્ય અવશ્ય અસત્—છેજ નહીં—એવું હોવું જોઈએ, આ જગત્‌માત્ર કલ્પિતજ

**ૐ. (૧) આ જે કાંઇ જગત્પ્રવાહ (जगति)માં ચલાયમાન છે તે બધું (અધિષ્ઠાનરૂપે) ઈશ્વરેજ વાસ્યું (વ્યાપ્ત)**

---

હોવું જોઇએ, એનું દૃશ્ય કેવળ માયિકજ હોવું જોઇએ. શ્રુતિ તેથીજ આવો શાન્તિપાઠ યોજીને સ્પષ્ટ અનુમાન કરાવે છે કે આ સૃષ્ટિ જે કાર્યાત્મક છે તે જોનારની માત્ર કલ્પનાજ છે. જે દેખાય છે તે પરમાત્માની સ્વેચ્છા-સ્વાભાવિક કલ્પના-સિવાય બીજું કાંઇજ નથી. અધિષ્ઠાન રૂપે રહેલા સર્વાત્મક ઇશ્વરથી ભિન્ન જણાતી એવી એમાં કાંઈ વસ્તુજ નથી. **नेह नानास्ति किंचन** જુવો બૃહ્. ૪. ૪. ૧૯; કઠ. ૪. ૧૦. માયાના સ્વરૂપના સ્પષ્ટીકરણ માટે જુ. બ્ર. સૂ. (૧. ૧. ૨.) જ્યોતિ.

( ૧ ) ઉપરના શાન્તિપાઠમાં જે સ્પષ્ટિકરણ જગત્ની ઉત્પત્તિ વિષે કર્યું છે તેજ સત્ય આ પહેલા મંત્રમાં આ સર્વ જગત્ ઇશ્વરે જ વાસ્યું છે એમ કહીને શ્રુતિ પ્રતિપાદન કરે છે. ઇશ્વર સિવાય બીજી કાંઇ વસ્તુ જ નથી; એટલે જેમની દૃષ્ટિયે આ જગત્ અન્ય વસ્તુ રૂપે જણાય છે તેવાને સત્યની સમજણ પાડવા આ દૃશ્ય ઇશ્વર રૂપ જ છે, એમાં ઇશ્વર જ વસેલા છે એમજ કહેવું યોગ્ય છે. જ્યાં વસ્તુતાએ જૂદા જેવું દેખાતું આ સર્વ દૃશ્ય ઇશ્વર જ હોય ત્યાં જૂદી દેખાતી વસ્તુમાં ઇશ્વર વસ્યા છે એમ કહેવું અયોગ્ય નથી. અંધારામાં પડેલી દોરડી સર્પ જેવી દેખાય છે એવી સ્થિતિને જાણનારો જ્ઞાની તેવી રીતે નહીં જાણનાર અજ્ઞાનીને એમ કહે કે જે આ સર્પ દેખાય છે તે દોરડી જ છે, એમાં દોરડી જ રહેલી છે, તો તે સાધારણ થતા વ્યવહારને અનુસાર જ છે, અને તેજ વળી સત્ય છે; કારણ કે સર્પનો દેખાવ કેવળ અજ્ઞાનિએ કલ્પિત જ છે; માયિક છે. આમ જ્યારે જ્ઞેય માત્રમાં વસ્તુતાએ ઇશ્વર જ છે એટલે કે જે જીવભાવ છે તે પણ ઇશ્વરનું જ રૂપ છે તો 'આ મારૂં.' 'આ તારૂં' એવા ભિન્નભાવનો તત્વદૃષ્ટિએ અવકાશ જ સંભવતો નથી. છતાં તેવો વ્યવહારતો કરાય છે જ; તેથી એવા અનિવાર્યને નિવાર્યા વગર પણ શ્રુતિ યથાર્થ જ કહે છે કે મારૂં તારૂં એવા અહંકારાત્મક આસક્તિ રહિત થઇને જ જે મળે તેને ભોગવી લે,

**છે. (આવા જ્ઞાનના અભાવે થતા) તે (અહંકાર)ને છોડીનેજ**

નિભાવી લે. સર. વિ. ચૂ. ૩૦૮–૩૦૯. વ્યવહારમાં આજ પરમ સંન્યાસ છે. અને એજ ગીતાનો મુખ્ય ઉપદેશ છે. જુવો ગીતા. ૫. ૬. ત્યાગ માટે જુવો ગીતા. ૧૮.૩. જ્ઞાનથી વિમુખતા એજ અહંકાર જુવો. કેન ૩.૧; અને ૪.૧. જગત્માં ઇશ્વરના થતા પ્રવેશ અને પ્રેરકત્વ માટે જુવો. છાંદો. ૬. ૩. ૨; તૈત્તિ. ૨. ૬; ઐત. ૩. ૧૧; શ્વેતા. ૫. ૫. બૃહ. ૭. ૩. ૩. કઠ. ૪. ૭.

ભગવાન મધ્વાચાર્ય "**तेन त्यक्तेन**" નો અર્થ એવો કરે છે કે, તને ભગવાને આપેલું હોય તે ભોગવ. ભાગવતવાદીની આ દૃષ્ટિમાં '**त्यक्तेन**' નો અર્થ આપેલું એમ કરે છે તે યોગ્ય લાગતો નથી. છતાં એકંદરે આવો અર્થ પણ અદ્વૈતદૃષ્ટિનો વિરોધી નથી, કારણકે ઇશ્વિરનું આપેલું તે પોતાનું કે મારૂં, તારૂં, એમ આસક્તિ વાળું ના ગણે તો એ સંન્યાસ જ કહેવાય. ભકિતવાદીઓના મતમાં કેવળ આત્મદર્શન નથી. એમાં વિરાડાત્મક–હિરણ્યમય–જે અહંભાવથી જીવમાત્રને તેના કર્મનાં ફળ આપી રહ્યો છે તે ઇશ્વિર, હરિ, વિશ્નુ છે, અને જીવાત્માઓ તે ભાવમાં આરૂઢ થતાંય પોતાની વ્યક્તિ–સંજ્ઞા–રાખીનેજ સદા એ લોકમાં–વૈકુંઠમાં–વસી રહે છે. આવા લોકની અવસ્થા તે ઉપનિષદોમાં ઉપદેશેલી પરમાવસ્થા નથી. જુવો બૃ. ૨. ૪. (૧૨–૧૪). જેમાંથી કલ્પાંતેય પાછું ફરવાનું થાય તે સ્થિતિ નિષ્કલ કે અસંગ અવસ્થા નથી, પણ નાનાત્વવાળી તેથી દુઃખદાજ છે. ઉપનિષદ્નો ઉપદેશ એથી જૂદોજ છે. જુવો પ્રશ્ન. ૬.૫; બૃહ. ૨. ૪. (૧૨. ૧૩); ૪. ૩. ૨૨; ૪. ૪. ૧૯; ૪. ૫. ૧૩; કઠ. ૪. ૧૦.

શ્રુતિએ પ્રકટ કરેલા જગત્ના આવા તત્વચિંતનમાં હાલની પાશ્ચિમાત્ય વિદ્યા પણ ઘણે અંશે સાક્ષી પુરી રહી છે. તા. ૯–૧૦–૨૫ ના ટાઇમ્સ ઓફ ઇન્ડીયામાં જણાવેલા ડૉ. વીલીસ વ્હીટનેના અભિપ્રાયે જડપરમાણું પણ સ્થૂળ, પ્રવાહિ અને વાયુની સ્થીતિમાંથી ઇલેકટ્રીક સ્થિતિમાં થઇ હવે તો શૂન્ય એવા કેવળ આકાશની વસ્તુતાએ પહોચ્યું છે!

ભોગના વિષયમાં આસક્તિ નહીં રાખવાના ઉપદેશમાં શ્રુતિ-કારણ પણ વતાવે છે કે આ ભોજ્ય કોનું થયું છે? અર્થાત્ આતો

**તું (જગત્‌ને) ભોગવ, (પણ એમાં) આસક્તિ કરીશ નહીં, એ ભોજ્ય (ધન) તે કોનું થયું છે? (૨) (એટલે) અહીં (ધર્મ્ય) કર્મ કરતાં કરતાંજ સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરવી; (અને) આવી રીતે (અહંકાર અને આસક્તિ ત્યજીને) રહીશ ત્યાં સુધીજ તને નર (જીવાત્મા)ને કર્મનો લેપ થશે નહીં; પણ આથી અવળી રીતે (આસક્ત થઈને**

---

અનિત્ય છે અને નાશવાન છે, કોટિ ઉપાયે એ ટકવાનુંજ નથી અને એમાંજ તારો સ્વાર્થ રાખીશ તો અવશ્ય તું દુઃખીજ થઇશ. જુવો. બૃ. ૧. ૪. ૮. વળી સર. ગીતા, ૨.૪૭; ૪.૨૪; ૧૩.૨૮; ૧૮. ( ૪ થી ૯ ). ભગવાન બુદ્ધે પોતાના વૈરાગ્યોપદેશનો પાયો જગત્‌ના ચંચળત્વ ઉપરજ રચ્યો છે.

(૨) આમંત્રમાં પ્રથમના સૂત્રમાં જે વ્યવહારનુ સૂત્ર બીજરૂપે મૂકયું છે તેને સ્ફુટ કરી શ્રુતિ તત્વાનુસંધાનમાં રહીને પ્રકૃતિને વશ થતાં વ્યવહાર કર્મ કરવાનો નિયમ પ્રકટ કરે છે; અને કર્મ માત્રમાં લેપનિર્લેપનું કારણ તેમાં રહેલી આસક્તિજ છે તેથી આસક્તિ રહિત કર્મ નિર્લેપ છે, અને તેથી અવળી રીતનું એટલે આસક્તિવાળું કર્મ બંધનકારક છે એમ સ્પષ્ટ ઉપદેશ કરે છે. આ વિષય કૃષ્ણ ભગવાને ગીતામાં વિસ્તારથી છેડયો છે. અહીં કહેલાં ધર્મ્ય કર્મ તે પ્રકૃતિએ કરવા યોગ્ય શાસ્ત્રે બતાવેલાં કર્મો છે. જુવો ગીતા. ૪. ૪૧ જ્યોતિ. ગીતા. ૨. ( ૪૭, ૪૮ ).

આ મંત્રને સમજાવતાં ટીકાકારોએ તેને નિવૃત્તિ પોષક કે પ્રવૃત્તિ પોષક ઉપદેશ તરીકે બતાવવામાં પોતાની આસક્તિ અનુસાર બુદ્ધિનો વ્યય કર્યો છે. શ્રુતિના બન્ને મંત્રોને સાથે વાંચતાં અર્થની સરળતા એવી સારી છે કે તેને સમજાવવા વધારે પ્રયત્નની જરૂરજ નથી. અમને તો આ ઉભયમંત્રોમાં પ્રકૃતિ અનુસાર નિરાસક્ત કર્મ કરવાના ઉપદેશ વાળીજ આ શ્રુતિ છે એમ સ્પષ્ટ સમજાય છે. અને એજ દષ્ટિનો ભગવાન કૃષ્ણે ગીતામાં સ્પષ્ટ ઉપદેશ કર્યો છે. કેવળ નિવૃત્તિનોજ શ્રુતિનો ઉપદેશ હોત તો પ્રથમ મંત્રમાં “ભોગવ” ( **भुंजिथा** ) એવા અને બીજા મંત્રમાં “કર્મ કરતાં કરતાંજ

**રહેતાં ) નહીં. (૩) (કારણ કે) જરૂર ( અજ્ઞાનથી ભોગમાં આસક્ત થઇ ) આત્માને હણનારા જનો મરણ પછી તે અજ્ઞાન (રૂપી) અંધારથી ભરેલા એવા અસુરોના (દેવાદિ ભોજ્ય) લોકમાંજ જાય છે.**

**(૪) તે ( ઈશ્વર, મહાત્મા ) નિશ્ચળ ( નિષ્કંપ )**

---

જીવવાની ઇચ્છા કરવી" ( **कुर्वन्नेव कर्माणि जिजीविषेत्** ) એવો સ્પષ્ટ ઉપદેશ નાજ સંભવે, અને એવા કર્મની મર્યાદાનું વિધાન પણ અયોગ્યજ થઇ પડે. શ્રુતિના આવા સ્પષ્ટ શબ્દોને નિરર્થક માનતાં અમે અચકાઇશું. જુવો. વિ. ચૂ. ૩૦૮ માં પણ "ભુંક્ષ્વ." એવોજ શબ્દ વાપર્યો છે. છતાં સર. બ્ર. સૂ. ૩. ૪. (૧૩, ૧૪).

(૩) શ્રુતિએ પોતે વિધાન કરેલી રીતથી અવળી રીતે કર્મ કરતાં શું પરિણામ આવે તેનો ચિતાર આ ત્રીજા મંત્રમાં બતાવ્યો છે. અને આસક્તિ નિવૃત્તિનીજ હઠના જેવી ગમે તેવા ઉંચા પ્રકારની હોય તો પણ તે ભોજ્યલોકમાં દોરનારી હોઇને પરમ આત્મજ્ઞાનથી વિમુખ રાખનારી છે, તેથી એવી પ્રવૃત્તિ કરનાર અજ્ઞાની જીવને અહીં આત્મઘાતી કહ્યા છે, અને ઉંચામાં ઉંચા ભોગવાળા દેવલોકને પણ અજ્ઞાનાંધકારથી ભરેલો અસુરલોકજ કહ્યો છે. અહીં વિદ્યાથી પ્રાપ્ત થતા લોકમાત્રની જે ગર્ભિત નિંદા છે તે પરમ કલ્યાણ રૂપ આત્મજ્ઞાનની અપેક્ષાએજ છે. આ નિંદાનો અવળો અર્થ કરીને અજ્ઞાની પુરૂષ વિદ્યામાં પ્રવૃત્તિજ કરતો બંધ ના થાય તેટલા માટે શ્રુતિ આગલના ( ૧૧, ૧૪ ) મંત્રોમાં વિદ્યા અવિદ્યાના વિચારનું સ્પષ્ટિકરણ કરે છે. અવિદ્વાનમાં જો વિદ્યાનો તિરસ્કારજ રહે તો આત્મજ્ઞાનનો સદા અસંભવજ રહેશે; કારણ કે આત્માભિમુખ થવામાં વિદ્યાજ ઉત્તરોત્તર પ્રબળ સાધન બને છે અને અંતે તેજ ચિત્તને સ્થિર કરી સ્વયંપ્રકાશ પરમાત્મપદનું અમરત્વ આપનારી થાય છે. જુવો. વિ. ચૂ. ૩૦૩. વેદમાં અસુરનો અર્થ દેવ પણ થાય છે.

( ૪ ) આ મંત્રથી શ્રુતિએ ઇશ્વરનું વ્યક્તાવ્યક્ત સ્વરૂપનું અવલોકન કરવા માંડ્યું છે. અંતરિક્ષમાં વ્યાપી રહેનાર પ્રાણવાયુને સર કઠ. ૪. ૭. સાથે.

**છે, એક છે, મનથી પણ વધારે વેગવાન છે, તે બેઠો બેઠોય બીજા દોડનારાની પાર નીકળી જાય છે. એ ( મહદ્ )માંજ રહીને ( જગત્‌ની માતા રૂપ ) અંતરિક્ષ (આકાશ)માં વ્યાપી રહેનાર પ્રાણવાયુ (માતરિશ્વા) ભૂત માત્રની ચેષ્ટાઓને (અપો) ધારી રહે છે–પ્રેરે છે. (૫) તે ( ઈશ્વર ) ચંચળ છે, ( વળી ) તે નિશ્ચળ છે; તે દૂર છે ( વળી ) તે અત્યંત નજીક છે; તે સર્વના અંતરમાં છે, અને સર્વની બહાર છે. (૬) જે જ્ઞાની સર્વે ભૂતોને આત્મામાં જ અનુભવે છે અને સર્વે ભૂતોમાં આત્માને જ જુવે છે તેવાને તો પછી ( બીજાનો ) વિદ્વેષ કરવાનું રહેતું જ નથી. (૭) ( કારણકે ) જે વખતે જ્ઞાનીને સર્વે ભૂતો ( સ્વભાવે )**

(૫) ચોથા અને પાંચમા મંત્રોમાં મહદ્ આત્માનું સર્વ વ્યાપી સ્વરૂપ સમજાવી તેનાં વિવિધ માયિક સ્વરૂપો બતાવતાં તે સર્વમાં વિવિધ ગુણદ્વારા ભિન્ન દેખાતો છતાં સર્વના અંતર આત્મારૂપે તો એક રસ સર્વમાં વ્યાપી રહેલો, એકલો, સ્થિર અને નિશ્ચળ છે એમ પ્રકટ કર્યો છે. પ્રકૃતિનાં વિવિધ રૂપો એમાં વ્યાપી રહેલા મહદાત્માને આધારેજ વિવિધ ક્રિયા કરી રહ્યાં છે, આવાં તમામ પ્રકૃત્તિએ પ્રકટતાં વિવિધ રૂપાંતરો પરસ્પર વિરોધી જેવાં જણાય છે તે સર્વ અવિદ્યાજનિત માયિક છે, અને તેમના અધિષ્ઠાન રૂપે રહેલો વ્યાપક આત્મા તો એકજ નિશ્ચળ છે. જર્મન તત્વવેત્તા હીગલે પણ વિરોધી દ્વંદોને એક અધિષ્ઠાનમાં અલોપ થતાંજ બતાવ્યાં છે.

( ૬–૭ ) ઇશ્વરનું બાહ્યાન્તર સ્વરૂપ સમજાતાં જ્ઞાનીને આ ભૂતાત્મક સૃષ્ટિ કેવી જણાય છે તેનું આ બે મંત્રોમાં શ્રુતિ વર્ણન કરે છે, અને કહે છે કે આવી રીતે આત્માને ઓળખનાર કેવળ તદ્રુપ થઇને નિર્ભય થાય છે; તે શોક અને મોહને તરી જાય છે. સર કેવ. ૧. ૧૦. ભૂતોમાં આત્માનો અને આત્મામાં ભૂતોના થતા અનુભવના સંબધી જુવો ગીતા. ૬. (૨૯ થી ૩૨) ઉપરની જ્યોતિ. બીજો કોઇ હોય તોજ તેવા અન્યના વિદ્વેષનો સંભવ બને. જ્યાં

**આત્મા જ છે એમ ( અનુભૂત ) થયું તેજ વખતે એવા એકત્વના જોનારને શોક શો ( રહે ) કે મોહ શો (રહે) ?**

---

બધેય આત્માજ છે, ત્યાં વિદ્વેષનો અસંભવજ છે.

આ મંત્રોમાં જીવ અને ઇશ્વર એવા ભિન્ન આવિર્ભાવોનાય સાક્ષી કુટસ્થ એવા કેવળ ચૈતન્યાત્મક સર્વદ્રષ્ટા અને સ્વયંપ્રકાશ પરમાત્મ તત્વનું સ્પષ્ટીકરણ કરતાં શ્રુતિ કહે છે કે આવા પરમ એકત્વના અનુભવનારને તે શોક શો રહે કે મોહ શો રહે ? કારણ કે શોક કે મોહ તો જ્યાં સ્હેજ પણ દ્વૈતભાવ પ્રકટ થતો હોય ત્યાંજ સંભવે. જુવો બૃ. ૨. ૪. ૧૪. વળી સર. બૃ. ૪. ૪.૧૫. અને કઠ. ૪. (૫, ૧૨)

આ મંત્રોમાં 'આત્મા'ને મધ્વાચાર્ય મહદ્, ઇશ્વર, તરીકેજ ઓળખાવે છે, અર્થાત્ જગતના સંઘાત ચક્રના કારણ રૂપ અને જીવથી ભિન્ન એવા ઇશ્વર તરીકે ઓળખાવે છે; અને પુરાણોમાં ભકિતભાવે પ્રગટ કરેલા અર્થનો આધાર લેઇને ઇશ્વિર અને જીવ ઉભય આવિર્ભાવોને વસ્તુતાએજ પ્રથક્ પ્રથક્ માની ભકિતએ મહદ્માં તલ્લીન થયા છતાં જીવને પોતાનો વ્યકિતભાવજ સેવતો બતાવે છે. ઉપનિષદ્ની દૃષ્ટિએ આત્મા તો સ્વભાવે એકજ છે અને જીવ તેમજ મહદાત્મા–ઇશ્વર પણ આ પરમાત્માના પ્રકૃતિજન્ય વિકારોજ છે, આભાસોજ છે; અને એ ઉભય દ્વંદ્વ પરમાત્માની અપેક્ષાએ અસત્–માયિકજ છે. જુઓ વિ. ચૂ. ૨૪૫–૬–૭. " આત્મા " શબ્દ અહીં પરમાત્માના સ્વરૂપને સ્પષ્ટ કરવા વાપર્યો છે; અને તેજ અર્થ લેતાં સાતમા મંત્રમાં બતાવેલું 'એકત્વ' સમજી શકાય છે. મધ્વાચાર્ય પોતે આ એકત્વ ભાવને ઇશ્વરમાં લીન થતા જીવનું વ્યક્તિત્વ–ભિન્નતા–રાખીને બરાબર સમજાવી શકતા નથી. અને એ કરવું અશકયજ છે. પુરાણોમાં ઉપાસનાની દૃષ્ટિ પ્રધાન છે; અને એ દૃષ્ટિએ પ્રથમજન્મ હિરણ્યગર્ભ અથવા મહદાત્મા જે પરમાત્માથી અત્યંત સમીપનો અને પ્રથમનોજ કાર્યબ્રહ્મરૂપે આવિર્ભાવ છે તેનેજ શ્રેષ્ટ ઉ..સ્ય તરીકે સ્વીકારવાની જરૂર પડી હતી, અને તેથી પૌરાણીક દૃષ્ટાએ મહદાત્માને સર્વાત્મા તરીકેજ સ્વીકાર્યો છે, અને ભક્ત અને

**(૮) એ ( આત્મા સ્વરૂપે ) સર્વવ્યાપી, તેજસ્વી, કાયારહિત, અક્ષત, અસ્નાવિર ( માંસપેશલ રહિત ), શુદ્ધ અને (ધર્માધર્મના ) પાપ રહિત છે; એ કવિ ( ક્રાન્તદર્શી, સર્વદૃક્ ), મનીષી ( સર્વજ્ઞ ), પરિભૂ ( સર્વોપરી ), સ્વયંભૂ છે; એવા એણે શાશ્વત્-નિત્ય-એવા સંવત્સરો ( નામના કાલ પ્રજાપતિઓ ) ને યથાર્થ રીતે ( જે કાલને જે યોગ્ય કાર્ય હોય તેમ ) એમનાં ( કાર્યકારણ સંઘાતમાં પ્રકટ થતાં ) કર્તવ્ય કર્મો વ્હેંચી આપ્યાં છે.**

---

ભગવાનનું દ્વૈત કાયમ કર્યું છે. અને તેથીજ સ્વરૂપાનુસંધાનમાં પણ ભક્તનું નિત્ય વ્યક્તિત્વ તેમને સ્વીકારવું પડ્યુ છે. આ દૃષ્ટિ ઉપાસનાને અંગે ઠીક છે. પરંતુ તે તત્વ દૃષ્ટિ પરમ સત્યના દર્શનવાળી નથી. ઉપનિષદોનો બોધ આ બાબતમાં બહુ સ્પષ્ટ છે, અને ગીતામાં પણ તેને બહુ સરળ કરી બતાવ્યો છે. ત્યાંતો ભગવાન કૃષ્ણ પરમતત્વના ચિંતનમાં જગત્‌ના મહદાત્મક કારણ ભૂત શક્તિ યુક્ત અવ્યક્તની પારની પરમ પુરૂષની જૂદીજ કોટી સ્પષ્ટ કરી બતાવે છે. જુવો ગીતા ૧૫. (૧૬ થી ૨૦). મધ્વાચાર્યની દૃષ્ટિ તેથી શ્રુતિનો અર્થ કરવામાં દોષિત છે એમ સમજાય છે.

(૮) આ મંત્રમાં શ્રુતિયે કાર્યકારણ સંઘાતમાં કાલાનુસાર જગત્‌ના નિયામક ઇશ્વરનું સ્વરૂપ પ્રકટ કર્યું છે. કવિ એટલે ક્રાન્તદર્શી અથવા સર્વદૃક્. "**नान्योऽतोऽस्ति द्रष्टा**" બૃ. ૩. ૭. ૨૩. આનાથી કાંઇ જૂદો દૃષ્ટા નથી, તેથી એને ક્રાન્તદર્શી અથવા કવિ કહ્યો છે. ચૈતન્યાત્મક પરમાત્માજ સ્વયંપ્રકાશ છે, અને વળી તેજ સર્વના પ્રકાશનું કારણ છે; એના કેવળ સાનિધ્યથીજ સર્વ માયિક વ્યહવાર સ્ફુરી ઉઠે છે. "શાશ્વત્ સંવત્સરો" એટલે નિત્યકાળ. એ નિત્યકાળને પ્રજાપતિ કહેવાય છે, કારણે કે દશ્ય માત્ર એ કાળમાં અને તેના સંઘાત વાળા આકાશમાં રહીનેજ કાર્યકારણની પરંપરામાં બુદ્ધિએ ગ્રહી શકાય છે. એવા જગત્ માત્રની ભૂમિકારૂપ દિક્કાલનો પ્રેરક પરમાત્માજ છે, કારણ કે એજ ચૈતન્ય છે. તેથીજ એને કાળ પ્રજાપતિઓને કર્મા-

**(૯) ( આવા જ્ઞાનના અભાવે કરીને ) જે અવિદ્યાને ઉપાસે છે તે અંધતિમિરમાં પડે છે,—એનાથીય જાણે (ઇવ)**

---

નુસાર કર્તવ્ય કર્મ વહેંચતો શ્રુતિ વર્ણવે છે. કાલનું કર્તવ્ય કર્મ તે કાર્યકારણની પરંપરામાં વિવિધતા વાળા નિશ્ચિત ગુણોના આવિર્ભાવોને પ્રકટ કરવા તે છે. આ કર્તવ્ય કર્મનો વ્યાપાર એજ માયાનો વ્યવહાર છે. વસ્તુતાએ કારણ નિશ્ચળ છતાં, માત્ર કાલે અને આકાશે ખડી કરેલી ભ્રમણાથી જોનારની દૃષ્ટિમાં દૃશ્યના કારણ અને કાર્યોના ગુણોની વિવિધતા પ્રકટ થાય છે, એજ પ્રેરક ભગવાનની અનિર્વચનીય માયા શક્તિ છે. આ માયાની ગહન લીલા સ્વરૂપાનુંસંધાનવાળા યોગમાં બહુ સુંદર અનુભવાય છે, સ્વરૂપમાં સ્થીર થએલો યોગી માયાની આવી લીલા સમજતાં હરખાય છે. જુવો તૈત્તિ. ૩. ૧૦. (૫–૬.)

(૯) કાર્યકારણ સંઘાતના પ્રેરક તરીકે પરમાત્માને બતાવી હવે શ્રુતિ કાર્યકારણની પરંપરાને સમજાવી તેને પરમાત્માની પ્રાપ્તિમાં શી રીતે સહાયક કરી લેવી તે બતાવે છે. આમ કરતાં આગળ વિદ્યાની કરેલી ગર્ભિત નિંદાને નિવારી પણ લેછે.

વસ્તુનું બે પ્રકારે જ્ઞાન થઇ શકે છે. સોનાની વીંટીને જોતાં 'વીંટી' એવા કાર્યરૂપે, અને તેમાં કૂટસ્થ એટલે સ્વરૂપે નિશ્ચળ રહેલા 'સુવર્ણ' એવા કારણરૂપે, વસ્તુનું જ્ઞાન થાય છે. જે કારણનું જ્ઞાન છે તે કાર્ય જ્ઞાનના કરતાં વધારે ચિરસ્થાયી છે, કારણ કે વીંટી ભાગીને તેનો વેઢ કરતાં વીંટીના જ્ઞાનનો નાશ થઇ વેઢનું નવું જ્ઞાન થશે, છતાં કારણાત્મક સૂવર્ણનું જ્ઞાન તો ઉભયકાળે સ્થિરજ રહેશે. ત્યારે જે કાર્યાત્મક જ્ઞાન છે તે નાશવાન હોઇ તેને અવિદ્યા કહેવાય છે, અને કારણાત્મક જ્ઞાન છે તે અધિક ચિરસ્થાઇ હોઇ તેને તે કાર્યની અપેક્ષાએ વિદ્યા કહેવાય છે. વળી સુવર્ણાત્મકજ્ઞાન જે વીંટીની અપેક્ષાએ વિદ્યા છે તે જે તત્વોનું એ સુવર્ણ બન્યું છે તેમના જ્ઞાનની અપેક્ષાએ અવિદ્યા પણ ઠરશે, કારણ કે સુવર્ણ તત્વો ત્યાં કારણ બનશે, અને સુવર્ણ તો માત્ર કાર્યજ થશે. વળી જે વખતે વીંટી જોઇએ છીયે તેજ વખતે વીંટીના ભાનની સાથેજ સુવર્ણનું જૂદુજ ભાન હોતું નથી, તેથી તેજ ક્ષણે કાર્યમાં સમન્વિત ભાવે થએલા કારણજ્ઞાનને

**વધારે અંધકારમાં વિદ્યામાંજ રતિ-આસક્તિ-વાળા પડે છે.**

'અસંભૂતિ' અથવા અવ્યક્ત ભાન કહેવાય છે; અને કાર્યાત્મક ભાનને 'સંભૂતિ' અથવા વ્યક્ત ભાન કહેવાય છે. એટલે સંભૂતિ અથવા વ્યક્ત તે અસંભૂતિ અથવા અવ્યક્તની અપેક્ષાએ નાશવાન છે; અસંભૂતિ અથવા અવ્યક્ત તે સંભૂતિની અપેક્ષાએ અમર-ચિરસ્થાયી ગણાય છે.

આટલું સ્પષ્ટીકરણ કર્યો પછી જે 'વિદ્યા' અને 'અવિદ્યા' શબ્દો આ શ્લોકમાં વપરાયા છે તેનો અર્થ સમજવો કઠણ નહીં પડે.

આ બન્ને શબ્દો ઉપર બતાવ્યા પ્રમાણે કાર્યકારણ સંઘાતની પરંપરામાં સાપેક્ષજ છે; એટલે કે વિદ્યા તે અમુક જ્ઞાનની અપેક્ષાએ એ વિદ્યા થાય તો બીજા જ્ઞાનની અપેક્ષાએ તે અવિદ્યા પણ બને. આમ આત્મજ્ઞાનને જો આપણે વિદ્યા કહીએ, તો તે સિવાયનું બીજું બધું જ્ઞાન અવિદ્યા કહેવાય, શ્રુતિમાંજ તેનું દૃષ્ટાન્ત જુવો. છાં. ૭. ૧. (૩–૫) અને બૃહ. ૪. ૪. (૧૩–૧૪)માં તેમજ આ અવિદ્યામાંના વેદાન્ત દર્શનના જ્ઞાનને જો આપણે વિદ્યા કહીએ તો તેની અપેક્ષાએ કર્મકાણ્ડના જ્ઞાનને અવિદ્યા પણ કહેવાય. જુવો. બૃ. ૬. ૨. (૧૫–૧૬). તેમાંય જો કર્મકાંડ અને અન્ય ઉપાસના જ્ઞાનને વિદ્યા કહીએ તો તેવા જ્ઞાન સિવાયના માત્ર કર્મ કૌશલ્યને અવિદ્યા કહેવાય, જુવો. છાં. ૧. ૧. ૧૦. અને તેમાંય વળી એકલું જાણવું તેને જ વિદ્યા કહીએ તો તેટલુંય જેને ભાન નથી તેને અજ્ઞાનજ કહેવાય. જુવો. બૃ. ૬. ૨. ૧૬ માંનો કીટ પતંગ લોક. આ આખા ક્રમને ઉલટી રીતે વિચારતાં એક અવિદ્યા તો તેના ઉપરનાં તમામ જ્ઞાન વિદ્યા, અને તેમની અપેક્ષાએજ તે અવિદ્યા; તેમજ તેની હેઠળનાં બધાંય જ્ઞાન અવિદ્યા ગણાય. આ સર્વ વિદ્યાઓનાં ફળ જૂદાં જૂદાં છે; અર્થાત્ પ્રત્યેક વિદ્યા તેના વિવિધ લોકને અથવા જ્ઞાનદૃષ્ટિને આપનારી થાય છે. જુવો. મું. ૧. ૧. (૪–૫). બ્રહ્મવિદ્યા તો અન્ય સર્વ વિદ્યાઓની અપેક્ષાએ પરાવિદ્યા છે. એની હેઠળની અન્ય સર્વ વિદ્યાને અપરા વિદ્યા કહી છે. જીવન મુક્તનો અથવા યોગીનો જે આત્માનુભવ અથવા તેમનો સ્વરૂપ સાક્ષાત્કાર તે આવા વિદ્યા અવિદ્યાના કાર્ય સંઘાતની પારનો છે. જુવો. બૃ. ૪. ૪. ૧૦. જ્યોતિ.

(૧૦) ( છતાં ) જે ધીર-વિવેકી-પુરૂષોએ અમને એનું

ત્યાં આવાજ મંત્રનું સ્પષ્ટીકરણ કર્યું છે. 'પર', 'અપર'ના આવાજ અર્થ માટે જુવો કઠ. ૩. ૧૦. જ્યોતિ.

આવું વિદ્યા અવિદ્યાનું જોડું અથવા સંઘાત તે કાર્યકારણ સંઘાત ચક્રનું માયિક અને તેથી નાશવાન દર્શનજ છે; અને તે કાર્યાત્મક અસત્ એવી પ્રકૃતિનુંજ દર્શન હોઇને ઉભય અસત્ છે. તેથી એમાંના કોઈ પણ અંગ ઉપર આસક્તિ રાખી તેનેજ અંતીમ ધ્યેય માની તેને સેવનાર જીવ જરૂર કેવળ કાર્યનેજ સેવી રહ્યો છે, તેથી શ્રુતિ તેની સેવનાને આ નવમા મંત્રમાં નિંદે છે. અને વિદ્યાના સેવનારને પણ જાણે વધારે અંધકારમાં પડતો હોય તેમ બતાવે છે તે સામાન્ય દૃષ્ટિએ અયોગ્ય જણાય છે, છતાં ઉપરના વિચારથી શ્રુતિનું દર્શન યથાર્થજ છે એમ સમજાય છે. બ્રહ્મવિદ્યાના કેટલાક ઉપાસકો એમ માને છે કે એવી ઉપાસનાથીજ મોક્ષ મળે છે, તેમની એવી આસક્તિ નિંદ્ય છે. તત્વાનુંસંધાન ઇષ્ટ છે; તેની માત્ર વિદ્યાજ નહીં.

આમ જયારે વિદ્યા અને અવિદ્યા ઉભય સંઘાતનાં સમાન કાર્યાત્મક અંગો છે તો વિદ્યામાંજ રતિવાળાને શ્રુતિ અવિદ્યાના કરતાંય વધારે અંધકારમાં પડે છે એમ કેમ કહે છે એવો પ્રશ્ન થવા સંભવ છે. તેઓ ખરેખરજ વધારે અંધકારમાં પડે છે એમ તો કહેવાનો શ્રુતિનોય અભિપ્રાય નથી એટલું તો "જાણે" એવો શબ્દ મુકીને આજ મંત્રમાં તેણે સ્પષ્ટ કર્યું છે. પરંતુ અજ્ઞાનીના કરતાં જ્ઞાની પાસે શ્રુતિ વધારે ઉચ્ચ ગતિની આશા રાખે છે એટલું તો ખરૂંજ. અને તેથીજ જાણે એમજ કહે છે કે વિદ્યાના સેવકની દૃષ્ટિ તો અજ્ઞાનીના કરતાં બહુ સતેજ હોવી જોઇએ, કારણ કે એની બુદ્ધિ જાગ્રત થઇ છે. તો એ બુદ્ધિ વડે એણે અસદ્ વસ્તુમાંજ આસક્ત નહીં થઇ રહેતાં નિત્યસત્ય એવા પરમાત્મામાંજ બદ્ધલક્ષ થવું જોઇએ, છતાં એનાથી જ્યાં એમ નથી થવાતું ત્યાં અજ્ઞાનીના કરતાં પણ શ્રુતિ એને ટકોર કરવા વધારે નિંદે છે; એમ નહીં કે શ્રુતિની આ નિંદામાં વિદ્યાને અવિદ્યાના કરતાંય વધારે નિંદ્યજ માની છે.

(૧૦) આવા શ્રુતિના ગૂઢ અભિપ્રાયમાં પણ ગેર સમજુત ના

**વિવેચન કરી બતાવ્યું છે તેમની પાસેથી અમે સાંભળ્યું છે કે વિદ્યાનું ફળ જૂદુ છે, અને અવિદ્યાનું ફળ જૂદુ છે. (૧૧) તે વિદ્યા અને અવિદ્યાનું જોડું-સંઘાત-છે, તેને સાથેજ શીખે છે તે અવિદ્યાએ ( થતા ) મૃત્યુને વિદ્યા વડે તરી જઇને પછી અમૃતને ( કારણભાવને ) ભોગવે છે.**

---

થાય અને વિદ્યાના ઉપર પણ શ્રદ્ધાળુ જનની અરૂચિ ના થાય તેથી દસમા મંત્રમાં વિદ્યાનું ઉત્તરોત્તર થતું શ્રેષ્ઠત્વ શ્રુતિ પ્રતિપાદન કરે છે. વિદ્યા અવિદ્યાનાં વિરોધીફળ માટે જુવો. શ્વેતા. ૫. ૧; બૃ ૧. ૪. ૧૫; ૧. ૫. ૧૬; છાં. ૧. ૧. ૧૦. કેન. ૨. ૪.

(૧૧) આ વિદ્યા અને અવિદ્યાના જોડખાને અથવા સંઘાતને સાથેજ શિખવાનું શ્રુતિ કહે છે, તે પણ સાભિપ્રાય છે; કારણ કે કાર્ય કારણના આખા સંઘાતને બરાબર સમજ્યા વિના ઇશ્વરનું પરિપૂર્ણ જ્ઞાન થતું નથી, જુવો. અ. બિ.૧૭. વળી જુવો. ગૌ કા.૪. (૮૯–૯૦). અને એવી જ્ઞાન સામગ્રી વિના આત્માની જ્યોતિનો પ્રકાશ સ્પષ્ટ ઝળકી ઉઠતો નથી. તેથીજ કાર્યની કારણમાંથી થતી ઉત્પત્તિની આખી પરંપરાને યથાર્થ સમજતાં બુદ્ધિ સર્વમાં અધિષ્ઠિત થઇ રહેલા અને આ સંકલનાને એકજ નિશ્ચિત નિયમે દોરતા પરમાત્માને પકડવા તૈયાર થાય છે, જુવો. કઠ. ૨. (૧૨–૧૩), અને સર્વવ્યાપક ઇશ્વરને સ્પષ્ટ સમજતાં પછી પરમાત્મા સ્વયંપ્રકાશ તેની બુદ્ધિમાં ઝળકી ઉઠે છે; અને સંઘાતાત્મક માયિક પ્રપંચ દૃષ્ટિમાંથી સરી પડે છે. આમ છેવટની પરાવિદ્યા કાર્યકારણ સંઘાતનું અંગ હોવા છતાં તે માયાના પડળને એવું તો નિઃસત્વ કરી નાખે છે કે પરમાત્માનો સ્વયંપ્રકાશ નિર્બાધ થઇ ઝળકી ઉઠે છે. તેથીજ અવિદ્યાએ જે આત્મા ઉપર આવરણ ખેંચીને તેનું જાણે મૃત્યુ કર્યું હતું તેને વિદ્વાન વિદ્યા વડે હણીને છેવટે સર્વદૃક્–પરમાત્મ સ્વરૂપને અનુભવે છે, એમ શ્રુતિનો સ્પષ્ટ અને સુંદર બોધ છે.

**કેટલાક આ મંત્રનો અર્થ ‘અવિદ્યા વડે મૃત્યુને તરીને વિદ્યા વડે અમૃતને પામે છે’ એમ કરે છે, તે અયોગ્ય છે. અવિદ્યા વડે**

**(૧૨) જે અસંભૂતિ (કારણાત્મક પ્રકૃતિ)ની ઉપાસના કરે છે તે અંધતિમિરમાં પડે છે, તેનાથીય જાણે વધારે અંધારામાં સંભૂત(કાર્યાત્મક પ્રકૃતિ)માં આસક્ત પુરૂષો પડે છે.**

---

મૃત્યુને તરી શકાય એવું શ્રુતિનું કહિં પણ દર્શન નથી. અવિદ્યાએ તો મૃત્યુ થાય છે એવોજ બોધ છે; જુવો. શ્વેતા. ૧.૫; અને બૃ. ૧. ૪.૧૫; અને કાર્યકારણ-સંઘાતનીપારનું પરમ અમરત્વતો વિદ્યાથી પણ પ્રાપ્ત થતું નથી, પરંતુ એ અમરત્વ તો આત્માનીજ કૃપાથી પ્રાપ્ત થાય છે. જુવો. કઠ. ૨. (૨૦,૨૩). વિદ્યાએ પ્રાપ્ત થતું અમરત્વ તો કાર્યકારણના માયિક સંઘાતના પરિચ્છેદવાળુ છે. આમ વિચારતાં મંત્રનો અમે સ્વીકારેલો અર્થ સરળ, અને શ્રુતિના તેમજ અનુભવના પ્રમાણથી સમર્થિત છે, તેથી તેજ યોગ્ય છે.

(૧૨) મંત્ર ૯ થી ૧૧ સુધીમાં જે બુદ્ધિની અવસ્થાને વિદ્યા અને અવિદ્યા કહીને શ્રુતિએ વર્ણવી છે, તે બુદ્ધિની ઉપાસનાને એવીજ રીતે આ મંત્રોમાં નિંદી છે. વિદ્યા એ ભૂતવસ્તુના કારણનું જ્ઞાન છે, તેનો ઉપાસ્ય વિષય અવ્યક્ત અથવા અસંભૂત પદાર્થ છે; અને અવિદ્યા જે ભૂતવસ્તુના કાર્યનું જ્ઞાન છે, તેનો ઉપાસ્ય વિષય વ્યક્ત અથવા સંભૂત કાર્યપદાર્થ છે. એટલે વિદ્યાવાળાની ઉપાસના અસંભૂતિની બને છે, અને અવિદ્વાનની ઉપાસના સંભૂતિની-મૂર્તની-બને છે. આ ઉભયને શ્રુતિએ એકજ કારણથી નિંદી છે. કાર્યાત્મક પ્રકૃતિને માટે "સંભૂત" એવો શબ્દ શ્રુતિમાં વપરાય છે; જુવો. તૈતિ. ૨. ૧. ૧.

આ મંત્રમાં પ્રકૃતિમાત્રની ઉપાસનાને નિંદતાં શ્રુતિએ ક્રમને ફેરવ્યો છે. અહીં પણ "જાણે" વધારે એમ કહીને નિંદાની સમતાજ બતાવી છે છતાં અહીંનો ક્રમ ઉત્તરોત્તર શ્રેષ્ઠતાના પ્રમાણમાં યોગ્યજ છે. અમૂર્ત-અસંભૂતિ અથવા કારણાત્મક પ્રકૃતિની ઉપાસના મૂર્ત-સંભૂત અથવા કાર્યાત્મકની ઉપાસના કરતાં ઉંચ્ચતર છે, કારણ કે ચૌદમા મંત્રમાંજ બતાવ્યા પ્રમાણે કાર્યાત્મક સૃષ્ટિ કરતાં કારણાત્મક ચિરસ્થાયી છે.

**(૧૩) ( છતાં ) જે ધીર પુરૂષોએ અમને એનું વિવેચન કરી બતાવ્યું છે તેમની પાસેથી એમ સાંભળ્યું છે કે સંભૂતિ ( કાર્યાત્મક પ્રકૃતિની ઉપાસના )નું ફળ જૂદુ છે, અને અસંભૂતિ ( કારણાત્મક પ્રકૃતિની ઉપાસના )નું ફળ જૂદુ છે. (૧૪) અસંભૂતિ ( કારણાત્મક-અવ્યાકૃત ) અને વિનાશ ( કાર્યાત્મક-વ્યાકૃત પ્રકૃતિ )ના જોડખાને સાથેજ શીખે છે તે વિનાશથી (થતા) મૃત્યુને અસંભૂતિ વડે તરી જઈ ને પછી અમૃત ( કારણભાવ )ને ભોગવે છે.**

**(૧૫) ( પરમ ) સત્યનું દ્વાર ( મુખ ) હિરણ્યના**

---

ઉપાસે છે એટલે કે તેજ ખરી છે, સત્ય છે, એમ માનીને તેનેજ સેવે છે. કારણાત્મક અવ્યાકૃત અને કાર્યાત્મક વ્યાકૃત એમ બેય પ્રકૃતિ કાર્યકારણના સંઘાતવાળી હોઈ ઉભય ' જ્ઞેય ' છે, કલ્પિતજ છે અને એ સંઘાતમાં પડેલી કોઇ પણ વસ્તુની સ્થિરતા નથી, માટે તે પરમાર્થ દૃષ્ટિએ સત્ય નથી. આવી અસત્ય વસ્તુનેય સત્યજ માનીને તેમને ઉપાસતા નરો અવશ્ય અંધકારમાંજ એટલે તેથી થતા સુખદુ:ખના ફેરામાંજ પડે છે; કારણ કે જેને સત્ય માની તેનુ સેવન કર્યું છે તેને નષ્ઠ થતાં, અથવા તે નાશવાનજ છે એમ જાણતાં, તેનો ઉપાસક-સેવક દુ:ખીજ થશે. વળી જુવો ગૌ. કા. ૩. ૨૫.

મધ્વાચાર્ય પ્રમાણે " સંભૂતિ " તે " વિનાશ " છે, જે મંત્ર ચૌદમાં શ્રુતિએજ એ પ્રમાણે વાપર્યો છે. આ મંત્રોને એ કૂર્મ-પૂરાણ પ્રમાણે સમજાવે છે.

(૧૩-૧૪) આ મંત્રોનો અર્થ આગલા ૧૦-૧૧ મંત્રો પ્રમાણેજ સ્પષ્ટ સમજી લેવો. અત્યારના કેવળ એકજ નિષ્ટાથી જડ જગત્‌ના મૂળ કારણને શોધી રહેલા પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો આવા અસંભૂતિનાજ ઉપાસકો છે, છતાં એકજ મૂળતત્વની શોધમાં પડેલા હોઈ તેમની પ્રવૃત્તિ ઉચ્ચ માર્ગી છે.

(૧૫) હિરણ્યના તેજસ્વી પાત્રથીજ સત્ય પરમાત્માનું-સત્‌નું-અચિંત્યાત્માનું દર્શન બંધ થયું છે. હિરણ્યગર્ભ એ ઇશ્વર અથવા

**( તેજસ્વી ) પાત્રે ઢાંકેલું છે તેને હે પુષન્ ( જગતનું પોષણ કરવાવાળા)-સૂર્ય-તમે ઉઘાડો, (એટલે) જેનો સત્ય (પરમાત્મા એજ) ધર્મ (ઉપાસના) છે એવાને મને એ (સત્ય-બ્રહ્મ)નું દર્શન થાય. (૧૬) હે પુષન્ ! હે એક દ્રષ્ટા (ઋષિ), હે ( નિયમમાં રાખનાર ) યમ ! હે સૂર્ય, હે પ્રજાપતિના પુત્ર, તમારી રશ્મિયોને ( પ્રાણોને-કિરણોરૂપી વિકારોને ) ખેંચી લ્યો, તેજને સંકેલી લ્યો. ( હવે ) જે તમારૂં અત્યંત કલ્યાણકારી (પરમાત્મ) સ્વરૂપ છે તેને (આ)હું જોઉં છું-અનુભવું છું. જે તે ત્યાં ( તમારા મંડળોમાં ) પુરૂષ છે તે હું (પ્રજ્ઞાત્મા) જ છું.**

---

વ્યક્ત બ્રહ્મ છે, અને એમનાજ સત્ય સંકલ્પથી વિવિધ રશ્મિઓ-વિકારો-વાળી આ માયાવી જગતની ઉત્પત્તિ થઇને ચાલી રહી છે, એની માયાના બળે આત્માનું સત્ય સ્વરૂપ અજ્ઞાનીની દૃષ્ટિએ ઢંકાઈ રહ્યું છે. એવું અજ્ઞાનનું આવરણ ખસ્યા વિના સત્ય પરમાત્માનું દર્શન દુર્લભ છે. આ હિરણ્યગર્ભને તેથીજ સુવર્ણમય તેજસ્વી પાત્ર કહ્યું છે. સૂર્ય એ હિરણ્યગર્ભ—બ્રહ્મા-નુંજ ઉપાસ્ય સ્વરૂપ છે, એટલે તેમની પ્રાર્થના કરતાં ઉપાસક કહે છે કે તમારીજ કૃપાથી તમે સ્વયંપ્રકાશ મારે માટે પ્રકટ થશો. સર. તૈત્તિ. ૧. ૪. ૧. બૃહ. ૫. ૫. ૨. કઠ. ૪. ૧૪.

**સત્યધર્માય** એટલે સત્ય એવા પરમાત્માનોજ ધર્મ એટલે ઉપાસના છે જેની એવાને મને તે સત્યનું દર્શન થાય.

આ ઉપનિષદ્‌ની પ્રાર્થનાના ૧૫ થી ૧૮ મંત્રો એના એજ સ્વરૂપમાં બૃહ. ૫. ૧૫. ૧ ની પ્રાર્થનામાં આવેલા છે.

(૧૬) સર. છાં. ૩. ૧૭. ૭; છાંદો. ૬. ૮. ૭; તૈત્તિ. ૩. ૧૦. ૪; ૨. ૮. ૫૦. અહીં દ્રષ્ટામાં પ્રત્યગાત્મા રૂપે પ્રગટતું, અને સૂર્યમાં રહેલા પુરૂષ રૂપે સમજાતું, એવું વિવિધગુણી જે આત્મદર્શન થાય છે તે એકજ પરમાત્માના માયિક આવિર્ભાવો છે, અને તેમના તત્વમાં તો અભિન્નત્વજ છે એમ સ્પષ્ટ આ મંત્રમાં શ્રુતિ સત્યને પ્રકટ કરે છે; તેમનો સ્વરૂપે તો અભેદજ શ્રુતિ પ્રતિપાદન કરે છે. જુવો ઉપરનો મંત્ર ૭.

**(૧૭) હવે પ્રાણવાયુ અમૃત એવા અનિલ ( પ્રાણ-દેવતા )ને પામો, અને આ શરીર ભસ્મીભૂત થાઓ! હે ( અગ્નિરૂપી ) મન, કરેલાં કર્મને યાદ કર. હે મન (ક્રતો)**

---

શ્રુતિના આવા **"सोऽहमस्मि"** વાક્યના સ્પષ્ટ **અર્થને** પણ પૌરાણીક મધ્વાચાર્ય આવી રીતે મચડે છે. એમના પ્રમાણે **अहं** એટલે 'અહેય' એટલે ત્યજાય નહીં એવો સર્વોપરિ, એ પુરુષ સર્વમાં રહેલો છે તેથી એ ત્યજાય નહીં એવો કહેવાય છે. **अस्मि**માં **'अस्'** એટલે પ્રાણ, અને **'मि'** તે તેનું માપ અથવા પરિમાણ, અર્થાત્ **'सो'** એવું સર્વોપરિ પ્રાણનું પ્રમાણ અથવા નામ છે! આવી સરળ શ્રુતિને ફેરવવાનો આટલો બધો પ્રયત્ન કરવામાં આચાર્યનું પ્રયોજન તો માત્ર એટલુંજ છે કે આવા જીવેશ્વર ભાવનું અભિન્નત્વ પ્રતિપાદક સ્પષ્ટ વાક્યને એમણે સ્વીકારેલા ભેદવાદમાં સ્થાન હોઈ શકે નહીં તેથી એને બીજો અર્થ આપવો જ જોઇએ. મધ્વનો આવો પ્રયત્ન કેવળ નિષ્ફળજ છે, કારણ કે શ્રુતિના શબ્દો સરળ અને બહુ સ્પષ્ટ છે. અને એવો પ્રયત્ન અન્ય સ્થળે પણ શ્રુતિએ કરેલા બોધની વિરૂદ્ધ છે. જુવો ઇશા. ૭. આદિ.

(૧૭) મરતી વખતની સ્થિતિનું વર્ણન જુવો બૃ. ૪. ૪. (૧. ૬) માં ક્રતુ એટલે સંકલ્પાત્મક મન, તેને માટે જુવો. છાં. ૩. ૧૪. ૧. કર્માનુસાર દેહપ્રાપ્તિને માટે જુવો. કઠ. ૫. ૭.

આ મંત્રમાં, કર્માનુસારજ સંસારીની ગતિ થાય છે, અને એજ કર્મના નિયમે ઇશ્વર જગત્‌ને દોરી રહ્યો છે, જેમાંથી કોઇ છટકી શકવાનું નથીજ એવો, અહીં શ્રુતિનો સૂચક બોધ છે. આવાં ઉત્તરોત્તર ઉચ્ચ કર્મ કરતાં આત્મજ્ઞાનની પ્રાપ્તિનો સંભવ છે, અને જ્યારે એવા જ્ઞાનથી આસક્તિ માત્ર ક્ષીણ થતાં અજ્ઞાનનું પડળ છેદાયછે ત્યારેજ ઉપરના ૧૬ મા મંત્રમાં બતાવી તેવી અભેદાત્મક આત્માનુભૂતિ થાય છે; ત્યારેજ સ્વયંપ્રકાશ આત્મા સ્વરૂપને પ્રકટ કરતાં જ્ઞાની બોલી ઉઠે છે કે " જે તે ત્યાં તમારા મંડળોમાં પુરૂષ છે તે હું જ છું." આવી નિશ્ચળ ચિત્તસ્થિતિ તેજ યોગ, તેજ જીવન મુક્તિ છે.

**કર્મને સંભાર, સંભાર. (૧૮) હે અગ્નિ! (કર્મનાં ફળના) ભોગને અર્થે અમને (ઉત્તરાયનને) સારે માર્ગે દોરજે, હે દેવ! તમે અમારાં બધાંય કર્મોને જાણનારા છો; અમારાં કુટિલ પાપની સ્હામે તમે લડજો, (અને તેમનો નાશ કરજો, એટલે પવિત્ર થઇ) અમે તમને ઉંચે સ્વરે વારંવાર નમસ્કાર કરીએ.**

**ૐ તે (પરમ પુરૂષ) પૂર્ણ છે, આ (દશ્ય) પૂર્ણ છે. પૂર્ણમાંથી પૂર્ણ ઉઠે છે. પૂર્ણમાંથી પૂર્ણ લીધા છતાં પૂર્ણજ બાકી રહે છે! ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**



( ઇશાવાસ્યોપનિષદ્‌નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

**સુધારોઃ** પાને ૭. મે પેહેલી લીંટીએ 'વેગવાન છે' એની પછી **'એને દેવો પણ પહોંચી શકતા નથી, એ આગળ જ દોડી જાય છે,'** એટલા શબ્દો ઉમેરીને મંત્ર (૪) વાંચો.

---

(૧૮) આવા શ્રુતિના પરમ બોધ ઉપર લક્ષ ઠેરવીને ઉપાસકની મરણ સમયની પ્રાર્થના શ્રુતિએ અહીં અરાઢમા મંત્રમાં પ્રકટ કરી છે.

આ પ્રમાણે ભગવત્ ગીતામાં ઉપદેશેલા કર્મયોગના બીજરૂપ આવું ઇશાવાસ્ય ઉપનિષદ્ કર્મયોગનાં સર્વે અંગોને સારી રીતે પ્રકટ કરે છે, અને વળી ઉપાસનાના સુંદર માર્ગે પરમાત્માના અભેદ ભાવમાં ભેળવી નિષ્કલ એવા કેવળ સદ્‌સ્વરૂપમાં મુમુક્ષુને આરૂઢ કરે છે. શરીર છે ત્યાં સુધી કર્મ છુટવાનુંજ નથી, તેથી તેનો પરિત્યાગ નહીં કરતાં છતાં, તે કર્મમાં જે બંધનકારક પાપાંશ છે તેને બહુ સ્પષ્ટ રીતે છુટો કરી કર્મમાં અહંકાર માત્રને ત્યજી દેવાનો, અને ભોગમાં આસક્તિ નહીં કરવાનો ઉપદેશ કરી, સફળ અને મોક્ષપ્રદ જીવનની સુંદર ચાવી આપણા હાથમાં મૂકે છે.

ઉપનિષદોના ભાષાન્તરમાં કૌન્સમાં મૂકેલા શબ્દો છોડી દેતાં ભાષાન્તર મૂળ સંસ્કૃતનું અક્ષરશઃ રહેશે.

( ઇશાવાસ્યોપનિષદ્‌ની 'જ્યોતિ' સમાપ્ત. )



# છાંદોગ્યોપનિષત્.

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः      ( शंकर )

## પ્રપાઠક પેહેલો.

ૐ. આ મારાં અંગો (જેવાં કે) વાણિ, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, બળ (હાથ), અને સર્વે ઇન્દ્રિયો પુષ્ઠ થાઓ.

---

### જ્યોતિ.

( વંદન )

જેમાંથી આ જગત્ જન્મ્યું ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્દગુરૂ સમ પિતા-પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર ' જ્યોતિ '-પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી સ્વ-ભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને,

આ ગદ્યોપનિષત્ સામવેદીય છાંદોગ્ય બ્રાહ્મણનોજ ભાગ છે. ત્યાં આની આગળ બીજા બે અધ્યાયો છે.

ૐ એવું ઉદ્દગીથ એ સર્વ ચૈતન્યાત્મક પ્રવૃત્તિનો સાર છે. એટલે ચૈતન્ય-આત્મ-તત્વનું સ્પષ્ટ પ્રકટીકરણ એ સામના સારરૂપે ઇન્દ્રિયોના ઉદ્દગાન-વ્યવહારોમાંજ થાય છે, અને તેજ દ્વારા ચૈતન્ય તત્વનું સ્વરૂપ પકડાય છે, તેથી એ અક્ષર ઉદ્દગીથની ઉપાસનાને બ્રહ્મ-જ્ઞાન પ્રાપ્તિનું શ્રેષ્ઠ સાધન માન્યું છે. એવી ઉપાસનાનો આ પ્રપાઠ-કમાં શ્રુતિએ બોધ કર્યો છે. અમર તત્વના સંશોધનની શરૂઆત અહીંથીજ કરવી યોગ્ય છે.

**શાન્તિપાઠ**—સરળ ઉપાસના યુક્ત આ શાન્તિપાઠમાં દૃશ્ય માત્ર બ્રહ્મ છે તેથી તેમાંજ, અર્થાત્ આત્મામાં, રમમાણ થતાં ઉપનિ-

(આ) સર્વ ઉપનિષદે પ્રકટ કરેલું બ્રહ્મજ છે. હું બ્રહ્મને અળગો ના કરૂં, બ્રહ્મ મને અળગો ના કરે. (કોઈ કોઇને) અળગો કરવાનું ના થાઓ; મને અળગો કરવાનું ના થાઓ. આત્મામાં રમમાણ થતાં ઉપનિષદ્‌ના બધાય ધર્મો મારામાં રહો, મારામાં રહો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## પહેલો ખંડ.

### (૧) ૐ એવા આ ' ઉદ્‌ગીથ ' અક્ષરની ઉપાસના

---

ષદ્‌ના બધાય ધર્મોને સ્વીકારી કર્મ કરતા રહેવાનોજ શ્રુતિનો પ્રધાન ઉપદેશ પ્રકટ કર્યો છે. ઇશાવાસ્યનો તેમજ ગીતાનો પણ બ્રહ્મમાં રમમાણ રહેતાંજ–તેમાં યુક્ત રહેતાંજ–પરમ યોગી થઇને પ્રકૃતિએ પ્રેરિત ધર્મ્ય કર્મોને લોક સંગ્રહાર્થે કરવાનો આવોજ સ્પષ્ટ ઉપદેશ છે.

(૧) સર૦ તૈત્તિ૦ ૧. ૮. ૧; બૃહ. ૩. ૯. ૧. આ ઉદ્‌ગીથ ઉપાસનાનું રહસ્ય ઉંડું છે અને તે અવશ્ય સમજવા જેવું છે, કારણ કે એને જાણવાથી દસમા મંત્રમાં કહ્યા પ્રમાણે આપણાં કર્મ વધારે બળવાન અને શુદ્ધ થાય છે; એ નહીં સમજનારનાં કર્મ એટલાં બળવાન નથી તેથી તે વારંવાર નિષ્ફળ જાય છે, અને અંતે સમજ્યા વગર છુટકોજ નથી. જ્ઞાન વગરનું કર્મ નિરર્થક છે. જ્ઞાનવાળુંજ કર્મ ફળપ્રદ છે. ઉપાસના એટલે અર્થના વિચારપૂર્વક પ્રતિકનું પર્યટન અથવા વારંવાર કરાતું ચિંતન.

આ ઉદ્‌ગીથ તે માત્ર સંકલ્પાત્મક જ્ઞાનમાંજ સમાપ્ત થતું નથી; પરંતુ ઉદ્‌ગીથ એ સર્વ ક્રિયાઓનું નામ છે, અને જ્યાં આ સર્વ ક્રિયાઓનો એટલે મન સહવર્તમાન સર્વેન્દ્રિયોની ક્રિયાનો 'યજ્ઞ' આવા જ્ઞાન સાથે થાય ત્યાંજ અવશ્ય આપણાં તમામ કર્મ બળિષ્ટ થાય જ એમાં જરાય શંકા નથી. ત્યારે કર્મ અને જ્ઞાન માત્રનો સમાવેશ ૐ માં પ્રથમ કરવામાં આવે છે, અને આ ૐ ને જ્યાં જ્યાં ક્રિયા છે તે સર્વે ક્રિયાના સાર-રસ રૂપે એટલે તે ક્રિયાના આત્મારૂપે ઓળખાવ્યું છે. આ સર્વ ભૂત માત્રનો રસ એટલે સારરૂપ પૃથિવી કહી છે, કારણકે સ્થૂળ તત્વના આશ્રય-આયતન સિવાય ભૂતોની સ્થિતિ નથી. અને તે

**કરવી, કારણ કે ૐ એમ કરીને ઉદ્ગાન કરે છે. તેનું હવે વિવેચન કરીએ.**

---

સર્વનો સાર પુરૂષની વાણિ, જે જ્ઞાન તત્વ છે, એટલે જેમાં બુદ્ધિ અને સંકલ્પનો સમાવેશ થાય છે, તે છે. આ વાક્-જ્ઞાન છે, તેનું સાર સામાદિ વેદો છે. એટલે સર્વ ક્રિયાઓના ફળનો વિચાર કરી પુરૂષને આત્મા તરફ લઇ જનાર ક્રિયાઓ કઇ કરવા જેવી છે, અને કઇ નથી કરવા જેવી, એનો બોધ કરનાર વેદ છે, તેથી તેને વિજ્ઞાનોનો સાર કહ્યો છે. આ જ્ઞાન-સામ-એજ પ્રાણ છે, અને તે પ્રાણની ક્રિયા તેજ વાક્. એમ પ્રાણ એ પુરૂષ, અને તેની શક્તિ-કર્મ-વાક્, એ બેના મિથુનથીજ આત્મતત્વનો પ્રકાશ થાય છે. આ બાહ્યાન્તર ભૂતમાત્રના રસને-આત્માને ૐ એવા પ્રતિકથી ઉપાસના માટે શ્રુતિએ પ્રકટ કર્યો છે.

જેટલાં જેટલાં કર્મ મનુષ્ય કરે છે તે તે કર્મનું ફળ અવશ્ય ઇશ્વર આપીજ રહ્યો છે. પણ કયું કર્મ કરવાથી શું ફળ થશે એને જાણ્યા વગરજ કર્મ કરવાથી સારાં અને નઠારાં બન્નેય કર્મ કરીને પરસ્પર વિરોધી ફળોનો નાશ થતાં જ્ઞાન દશાએ પહોંચી શકાયજ નહીં, તેથી વેદે અનુભવના જ્ઞાનવડે જે શુભફળ આપનારાં કર્મોનો નિર્ણય કરી રાખ્યો છે તેવાંજ કર્મ કરવાથી કેવળ ઈચ્છિત ફળનો જ સંચય થતાં કામની તૃપ્તિ સરળ થાય, છે, તેથી તેવાં કર્મ બળિષ્ટ ગણાય છે. વેદે બતાવેલાં એટલે જ્ઞાન દૃષ્ટિએ પૂર્વથી ફળ શ્રેણીનો વિચાર કરીને નક્કી કરેલાં કર્મ કરવામાં આટલું ફળ છે એમ જાણ્યા પછી, એ ફળનો અંતિમ ઉદ્દેશ પણ આ ૐ પ્રતિકવાળા બ્રહ્મની ઉપાસનાથી સદા દૃષ્ટિ આગળ રહે છે, અને તે એવો છે કે વેદ વિહિત કર્મો તે ૐ બ્રહ્મનાજ ભણી દોરનાર છે. જે જે કર્મનું ફળ સંકુચિતતા—વ્યક્તિનો સ્વાર્થ-તેને છોડીને વિશાળતાને પકડે તે કર્મ આત્મા તરફ દોરી જાય છે. જેને આપણે આપણું અથવા મારૂં, પોતાનુંજ અને બીજાનું નહીં એમ ગણ્યું, તેને જો મેં તેમનું એમ ગણીને બીજાને આપ્યું, તો મારા સ્વાર્થમાં-સંકુચિતતામાં-મેં તેટલા પુરતો બીજાનો પણ સમાવેશ કર્યો. એટલે કે મારો સ્વાર્થ એટલો વિશાળ થઈ બ્રહ્મભણી વિસ્તર્યો. આ સર્વ ઇન્દ્રિયોની ક્રિયાઓમાં જ્યાં આ "મારૂં" એવો ભાવ વિસ્તારને

**(૨). આ ભૂતોનુ પૃથિવી રસ (સાર) છે, પૃથિવીનું આપો-જળ-રસ છે, આપોનું ઓષધીયો રસ છે, ઓષધીયોનું પુરૂષ રસ છે, પુરૂષનું વાક્-વાણિ-રસ છે, વાણિનું ઋક્ રસ છે, ઋચાઓનું સામ રસ છે, (અને) સામનું રસ (સાર) ઉદ્ગીથ છે. (૩) એવું આ જે સર્વે રસોનું રસ (અને તેથી) પરમ રસ છે, અને જે શ્રેષ્ઠ સ્થાને (પૃથ્વીથી) આઠમું છે તે ઉદ્ગીથ છે.**

**(૪). કયી કયી ઋક્, કયું કયું સામ, કયો કયો ઉદ્ગીથ (અક્ષર) એનો હવે વિચાર થાય છે.**

**(૫). વાણિ એજ ઋક્ છે. પ્રાણ એજ સામ છે, ॐ એવો આ અક્ષર તે ‘ઉદ્ગીથ’ છે. તેનું ખરે આ જોડું વાણિ અને પ્રાણ છે; (અથવા) ઋક્ અને સામ છે. (૬) હવે**

---

પામીને એ સર્વે પ્રાણોનું, અને ત્યાંથી આગળ વધીને મુખ્ય પ્રાણ ઇશ્વરનું, એવો ભાવ પ્રકટ થાય, ત્યાં એ ઉદ્ગીથનો મહા યજ્ઞ પોતાના સર્વ ફળને આપનારો થાય છે. આમાં સ્વાર્થ દૃષ્ટિ તેજ પાપ છે, અને ત્યાંજ મૃત્યુ ઇન્દ્રિયોને હણી શકે છે. જ્યાં સર્વમયતા થઇ ત્યાં એજ પુણ્ય, અને ત્યાં મૃત્યુ પોતે હણાય છે. આ ઉદ્ગીથની વિધિ આ પ્રપાઠકના બીજા ખંડમાં આવે છે. આજ વિષયવધારે સ્પષ્ટ કરીને બૃહદારણ્યકયના ૧. ૩. માં અને તેની જ્યોતિમાં સમજાવ્યો છે.

ત્યારે આવા જ્ઞાન વગર કર્મ કરનારો તે આવું સમજવાની કડાકૂટમાંથી છુટી શકશે કે કેમ? એવી શંકાનો ઉત્તર સ્પષ્ટ છે. કર્મફળનો ન્યાય એવો અસ્ખલિત છે, કે એને સમજ્યા વગર છુટકો જ નથી; અને જ્ઞાન વિના મોક્ષ પણ નથી. જુવો. બૃહ. ૩. ૮. ૧૦. તૈ. ૨. ૬. અને તૈ ૨. ૮. ૫. બૃ. ૪, ૪. ૧૪; મું. ૨. ૨. ૫; શ્વેતા. ૬; ૧૫. તૈ. ૨. ૧. ૧; છાં, ૨. ૨૩.૧. જ્ઞાન એકલુંજ થતી અને થવાની કામનાઓને બાળી શકે છે, એટલે જ્ઞાનમાંથી છટકવાનો રસ્તોજ નથી એ શ્રુતિનો નિશ્ચિત બોધ છે. જુવો. સર્વો. ૨.

(૨) સર. બૃ. ૬, ૪. ૧.

આ મિથુન ૐ’ એવા એક અક્ષરમાં ફળે છે. (કારણ કે) જરૂર જ્યારે જોડાનાં બેય જણાં ભેગાં થાય ત્યારેજ અન્યોન્યની કામના ફળે છે. (૭) જે આ(ૐ)ને આ પ્રમાણે જાણીને અક્ષર ઉદ્ગીથને ઉપાસેછે તેની કામનાઓ જરૂર ફળે છે.

(૮). એ ખરે સંમતિ (હા) જણાવનારો અક્ષર છે, કારણ કે જેમાં કોઇ સંમતિ (અનુજ્ઞા) આપે તેમાં ૐ એમ તે કહે છે. જે અનુજ્ઞા (સંમતિ) તેજ સમૃદ્ધિ છે. જે આને આમ સમજીને અક્ષર ઉદ્ગીથને ઉપાસે તે (યજમાનની) કામનાઓની સમૃદ્ધિ કરાવનારો થાય છે.

(૯). એનાથી ત્રણે વિદ્યાઓ પ્રવર્તે છે. ૐ એમ કહીને (ઉદ્ગીથ) સંભળાવે છે. ૐ એમ કરીને આજ્ઞા કરે છે. ૐ એમ કરીને ઉંચેસ્વરે ગાય છેઃ એજ અક્ષરની પૂજા અર્થે એ મહીમાવાળા પરમ રસથી ( આવી ત્રણે વિદ્યાઓ યજ્ઞમાં પ્રવર્તી રહે છે.)

(૧૦). તે બન્નેય કર્મ તો કરે જ છે; જે આ પ્રમાણે જાણે તે, અને જે આ પ્રમાણે ના જાણે તેય પણ. (છતાં) વિદ્યા (જ્ઞાન) અને અવિદ્યા (અજ્ઞાન) એ બે જૂદાં જ છે. (તેથી) જરૂર જે કર્મને વિદ્યા સાથે સમજીને કરે છે, શ્રદ્ધા સાથે અને ઉપનિષદ્ (રહસ્ય જ્ઞાન)ની સાથે કરે છે, તેજ કર્મ વધારે બળવાન-ઉત્તમ વીર્યવાળુ-થાય છે. ખરે આટલું એ અક્ષરનુ વિવેચન છે.

---

## બીજો ખંડ.

(૧). જ્યારે પ્રજાપતિના બન્નેય પુત્રો, દેવો અને

---

(૧૦) સર. બૃહ. ૪. ૪. (૧૦-૧૨) ઈશા. (૯-૧૦). વળી વિચારો છાં. ૪. ૧૬. ૧ જ્યોતિ. અ. બિં. ૧૭,

(૧.) બૃહદના ૧. ૩. ને આ ખંડ અને પછીના ખંડ સાથે

**અસુરોએ સ્પર્ધા કરવા માંડી ત્યારે દેવોએ ઉદ્‌ગીથને પકડયું, એમ ધારીને કે એના વડે અમે આમને (અસુરોને) જીતીશું. (૨) તેમણે નાસિકાના પ્રાણને (એ) ઉદ્‌ગીથ ( છે એમ માની તે) રૂપે ઉપાસ્યો ( ધ્યાન કર્યું, ચિંતન કર્યું ). તે પ્રાણને તે અસુરોએ પાપથી હણ્યો. તેથી એ બેયને સુંઘે છે, સુગંધી અને દુર્ગંધીને; કારણ કે એ પ્રાણ પાપથી હણાયો છે (નહીં તો કેવળ સુગંધીને જ સુંઘત). (૩) પછી**

---

સરખાવો. ઉપનિષદે જે જે ઉપાસના કહી છે ત્યાં બધેય તેમાં ઉપાસ્યનું ધ્યાન કરી કરીને એકાગ્રચિત્તે તેના અર્થનું ચિંતન કરવાનીજ ક્રિયા પ્રધાન સ્થાને છે; અને એમ કરતાં તેના જ્ઞાન સાથે જ તે ક્રિયારૂપ થવું તે એવી ઉપાસનાનું ફળ છે. ઉપનિષદ્‌ની બધીય ઉપાસનાનું આજ રહસ્ય છે.

ઉદ્‌ગીથને પકડયું, એટલે ઉપલા ખંડમાં સમજાવ્યા પ્રમાણે જ્ઞેયમાત્રના સમાન સાર—રસ રૂપ હોઇ એ સર્વને બળ આપનાર છે એમ જાણી તેનો આશ્રય પકડયો. અને આવા આશ્રયને માટે પ્રથમ તેમણે પ્રાણને એવો સર્વરસ 'ઉદ્‌ગીથ' ગણીને એજ એ ઉદ્‌ગીથ છે, એજ એ સર્વનો સાર છે, એમ માની તેને ચિંતનદ્વારા ઉપાસ્યો, એટલે કે દેવો તદનુરૂપ થઈ વર્તવા લાગ્યા. પણ એ નાસિકાનો પ્રાણ ઉદ્‌ગીથ રૂપ નહોતો, અને તેતો ઉદ્‌ગીથનો મર્ત્ય વિકારજ હતો તેથી તે અસુરોથી હણાયો. આવી ઉદ્‌ગીથ રૂપે અહીં કરેલી ઉપાસનાને બૃ. ૧. ૩. ૩. માં આમ વર્ણવી છે. "પછી તેમણે પ્રાણને કહ્યું કે તું અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કર." આ બન્નેનો અર્થ તો એકજ છે.

આ ઉપરથી શ્રુતિ એક વાત એ પણ પ્રકટ કરે છે કે દેવતાઓ પણ પૂર્વે બધા જ્ઞેયનો સાર શું છે તે જાણતા નહોતા. જુવો કઠ. ૧.૨૧. આ અનુભવ ઉપરથીજ એમને ખબર પડી કે સર્વનું બળપ્રદ અંશ તે મુખ્ય પ્રાણ છે—સદ્ દેવતા છે, અને તેજ એમનું પોતાનું પણ સત્-તત્વ છે, એમની શક્તિનું તેજ મૂળ છે. આ વિચાર બૃહદારણ્યકમાં વધારે સ્પષ્ટ થએલો છે. વળી જુવો કેન ૪. ૧.

(તેમણે) વાણિને ઉદ્‌ગીથ રૂપે ઉપાસી. તેને અસુરોએ પાપથી હણી. તેથી તે બેય બોલે છે, સત્ય અને અસત્ય; કારણ કે એ પાપથી હણાયલી છે. (૪) પછી (તેમણે) ચક્ષુને ઉદ્‌ગીથ રૂપે ઉપાસ્યું. તેને તેમણે (અસુરોએ) પાપથી હણ્યું. તેથી એ બેયને જુવે છે, જોવા યોગ્ય અને નહીં જોવા યોગ્ય (શાસ્ત્રે નિષેધ કરેલું તે); કારણ કે એ પાપથી હણાયલું છે. (૫) પછી (તેમણે) શ્રોત્રને ઉદ્‌ગીથ રૂપે ઉપાસ્યું. તેને અસુરોએ પાપથી હણ્યું. તેથી તે બેયને સાંભળે છે, સાંભળવા યોગ્ય અને નહીં સાંભળવા યોગ્ય; કારણ કે એ પાપથી હણાયું છે. (૬) પછી (તેમણે) મનને ઉદ્‌ગીથ રૂપે ઉપાસ્યું. તેને તેમણે (અસુરોએ) પાપથી હણ્યું. તેથી તે બેયનો સંકલ્પ કરે છે. સંકલ્પ કરવા યોગ્ય અને નહીં સંકલ્પ કરવા યોગ્ય; કારણ કે એ પાપથી હણાયું છે. (૭) પછી (તેમણે) આ મુખ્ય (મુખમાંના) પ્રાણને ઉદ્‌ગીથ રૂપે ઉપાસ્યો. તેની પાસે જઈને અસુરો પોતેજ હણાયા, તે જેમ નહી ભગાય એવા પથ્થર ઉપર પડીને (માટીનું ઢેપુ પોતે) હણાય તેમ. (૮) જેમ નહી હણાય એવા પથ્થર ઉપર પડતાં (ઢેપુ) હણાય છે–ભાગીજ જાય છે-તેજ પ્રમાણે જે કોઈ આવું જાણનારના ભણિ તેને પાપ-અહિત-કરવાની ઈચ્છા કરે, કે એને હણે, તે પોતેજ નાશ પામે છે, (કારણ કે) એ (આ પ્રાણને જાણનારો) નહીં હણાય એવો પથ્થર (સમાન) છે.

(૯). આ સુગંધ (સુરભિ) છે, કે દુર્ગંધ છે, એમ જરૂર

---

૯. મુખ્ય અથવા મુખમાંનો પ્રાણ નિર્વિશેષ એટલે વિશેષણ રહિત છે. એ સર્વ શક્તિઓને સમાન હોવાથી કોઈપણ સ્વાભાવિક વિશેષતા વગરનો તેથી બ્રહ્માત્મક છે, એમ સ્પષ્ટ કરવા આ મંત્ર રચાયોછે.

આ મુખ્ય પ્રાણ વડે કોઈ જાણી શકતું નથી, ( નાસિકાના પ્રાણ વડે જ તે જાણે છે.) કારણ કે એ પાપ રહિત છે. આનાથી (મુખ્ય પ્રાણથી) જે કોઈ ખાય છે કે પીવે છે, તેના વડે તે બીજા પ્રાણોને પોષે છે અંત વખતે આનેજ નહીં જોઇને ( વિશિષ્ઠ ઇન્દ્રિયોના પ્રાણોનો સંઘ ) નીકળી જાય છે, મરણ વખતે એજ મોં ફાડી નાંખે છે.

(૧૦). આ (મુખ્ય) પ્રાણનેજ ઋષિ અંગિરાએ 'ઉદ્-ગીથ' રૂપે ઉપાસ્યો હતો (ધ્યાન કર્યું હતું), (એટલે) એને જ લોક આંગિરસ કરીને માને છે, કારણ કે એ અંગોનો રસ છે, સાર છે (૧૧) એનેજ ઋષિ બૃહસ્પતિએ ઉદ્‌ગીથ રૂપે ઉપાસ્યો હતો, એટલે એનેજ લોક બૃહસ્પતિ કરીને માને છે, કારણ કે વાગ્ એટલે બૃહતી, અને તેનો એ પતિ છે. (૧૨) તેનેજ ઋષિ આયાસ્યે ઉદ્‌ગીથ રૂપે ઉપાસ્યો હતો; એટલે એનેજ લોક આયાસ્ય કરીને માને છે. કારણ કે મરણ વખતે મુખે થઇને એ નીકળી જાય છે. (૧૩) તેને દલ્ભના પુત્ર (દાલ્ભ્ય) બક જાણતા હતા, તેથી તે નૈમિશીય સત્રીયોના (યાજ્ઞિકોના) ઉદ્‌ગાતા થયા હતા. અને તે (ઉદ્‌ગાતા) એમને (યાજ્ઞિકોને) અર્થે (યજ્ઞમાં પ્રાર્થના કરતાં) કામોને ગાતા.

(૧૪) જે આ પ્રમાણે જાણીને અક્ષર ઉદ્‌ગીથને ઉપાસે

---

૧૦. ઉદ્‌ગીથને અંગોનો રસ કહ્યો છે તેને માટે સર૦ બૃ.૧. ૩.૨૪.

(૧૩). એ ઉદ્‌ગીથ તેના ઉદ્‌ગાતા દાલ્ભ્યને સર્વ કામનાઓ-વિભવોને-લાવી આપે છે, કારણકે એમના એવા જ્ઞાનથી યજ્ઞમાં એમને મોટી દક્ષિણાઓ મળે છે. વળી યજ્ઞમાં યજ્ઞિકોની કામનાના મંત્રોને તેથીજ એવો વિદ્વાન જ ઉદ્‌ગાતા ગાય છે; એટલે એ ઉદ્‌ગીથ યાજ્ઞિકોને પણ તેમની કામનાઓ ફળાવે છે.

(૧૪). અધ્યાત્મ એટલે આત્મા-શારીરાત્મા તેના સંબંધિ. જુવો ગીતા ૮-૩.

**તે જરૂર કામનાનો (યજ્ઞમાં) ઉદ્‌ગાતા-ગાયક થાય છે. આટલું અધ્યાત્મ ( દેહી સંબંધી ).**

## ત્રીજો ખંડ.

**(૧). હવે અધિદૈવત ( દેવતાઓ સંબંધી ). જે આ તપે છે તે( આદિત્ય )ને ઉદ્‌ગીથ રૂપે ઉપાસવો. ખરે ઉગતાંજ એ પ્રજાને માટે ઉદ્‌ગીથ કરે છે; ઉગીને તે અંધકારના ભયને હણે છે. જે આ પ્રમાણે જાણે છે તે અંધકારના ભયને હણનાર થાય છે. (૨) ખરે, આ (પ્રાણાગ્નિ) અને તે (આદિત્ય) બેય સરખા છે. આ ઉષ્ણ (ગરમ) છે, અને તે પણ ઉષ્ણ છે. આને 'સ્વર' એમ કહે છે, અને એનેય 'સ્વર-પ્રત્યાસ્વર' કહે છે; તેથીજ એને, અને આને, ઉદ્‌ગીથ કરીને ઉપાસવા.**

---

(૧). ઉગતાં સૂર્ય પોતાનું ધર્મ્ય કર્મ કરે છે એટલે કે તાપથી તપવે છે, તેજ તેનું ઉદ્‌ગીથ કર્મ છે; તેજ ઇશ્વરની સ્તુતિનું ગાન છે, એજ એનું સામ ગાન છે.એજ બ્રહ્માનું-સદ્ દેવતાનું પ્રધાન કર્મ છે. જેમ પિંડમાં ચૈતન્યનો સંપૂર્ણ પ્રકાશ ॐ-વાક્‌માં થાય છે, તેમ બ્રહ્માંડમાં સર્વ દશ્યનો ચૈતન્ય પ્રકાશ આદિત્ય પુરૂષમાં પ્રકટ થાય છે, તેથી પિંડ બ્રહ્માંડમાં ઉદ્‌ગીથની સરખી વ્યવસ્થા શ્રુતિ કરી બતાવે છે. સર. ગી. ૮. (૩, ૪).

(૨). સ્વર એટલે સરવું-નીકળવું, અને પ્રત્યાસ્વર એટલે પાછા આવવું. એટલે પ્રાણને 'સ્વર' બહાર નીકળનાર કહે છે; અને સૂર્યને નીકળનાર અથવા જનાર–તેથી "સ્વર", અને જઇને–અસ્ત થઇને વારંવાર એ પાછો આવે છે તેથી "પ્રત્યાસ્વર" એવું સ્વર–પ્રત્યાસ્વર એમ સૂર્યનું નામ પડયું છે. આ ઉભય ઉષ્ણ છે, એટલે વાક્ અને સૂર્ય સમાન છે, તેથી એમને ઉદ્‌ગીથ કરીને ઉપાસવા. એ વાક્ તે વ્યાન છે, તેથી એને પણ ઉદ્‌ગીથ કરીને ઉપાસવા શ્રુતિ ત્રીજા મંત્રમાં બોધ કરે છે.

(૩) ખરે વ્યાનને ઉદ્‌ગીથ કરીને ઉપાસવો. જે પ્રાણન્ ક્રિયા કરે છે (શ્વાસ બહાર કાઢે છે) તે પ્રાણ છે, અને જે અપાન ક્રિયા કરે છે ( શ્વાસ અંદર ખેંચે છે ) તે અપાન છે. અને જે પ્રાણ અને અપાનની સંધિ છે એ વ્યાન છે. અને આ વ્યાન તે વાક્ (વાણિ) છે, તેથી પ્રાણ નહીં કાઢતાં કે નહીં લેતાં લોક વાણિને બોલે છે. (૪) જે વાણિ તે ઋક્ છે, તેથી પ્રાણ નહીં કાઢતાં કે નહીં લેતાં (લોક) ઋક્ બોલે છે. ઋક્ એ સામ છે, તેથી પ્રાણ નહીં કાઢતાં કે નહીં લેતાં સામ ગાય છે. જે સામ છે તે ઉદ્‌ગીથ છે, તેથી પ્રાણ નહીં કાઢતાં કે નહીં લેતાં ઉદ્‌ગીથ ગાય છે. (૫) એટલે જે બીજાં (પણ) વીર્યવાળાં કર્મો(ક્રિયાઓ)છે, જેવાં કે, અગ્નિનું મંથન, કે સરતમાં દોડવું કે કઠણ ધનુષ્યને ચઢાવવું, તેમને (લોક) પ્રાણ નહીં કાઢતાં કે નહીં લેતાંજ કરે છે. આવા કારણથી વ્યાનનેય ઉદ્‌ગીથ કરીને (તે રૂપે) ઉપાસવો.

(૬). હવે ખરે ઉદ્‌ગીથના અક્ષરોને ઉદ્‌ગીથ કરીને ઉપાસવા. પ્રાણ ખરે 'ઉત્' છે, કારણ કે પ્રાણથી એ (ઉદ્‌ગીથ) ઉપડે છે (ઉઠે છે). વાણિ 'ગી' છે; કારણ કે વાણિને લોક ગિરા કહે છે. અન્ન એ 'થ' છે, કારણ કે અન્નમાં સર્વની સ્થિતિ છે ( એમ 'ઉદ્‌ગીથ' શબ્દ થયો ). (૭) દ્યૌઃ (સ્વર્ગ) એ 'ઉત્' છે, અંતરિક્ષ એ 'ગી' છે, પૃથિવી એ 'થ' છે. આદિત્ય એ 'ઉત્' છે. વાયુ 'ગી' છે. અગ્નિ 'થ' છે. સામ-વેદ 'ઉત્' છે. યજુર્વેદ એ 'ગી' છે. ઋગ્વેદ 'થ' છે. જે આ પ્રમાણે આ ઉદ્‌ગીથના અક્ષરોને ઉદ્‌ગીથ કરીનેજ ઉપાસે છે તેને માટે વાણિ (કામનાપૂર્તિરૂપે) દૂધને દૂઝે છે, (અને એ) વાણિ એજ દૂધ છે. તે અન્નવાળો થઈ અન્નને

(૩) પ્રાણની ક્રિયાઓનું અહીં પ્રથકરણ કર્યું છે.

ખાનાર ( પ્રદિપ્ત જઠરવાળો) થાય છે.

(૮). હવે આશીષ્‌ની(કામનાની પ્રાપ્તિરૂપ) સમૃદ્ધિ વિશે: ઉપસરણોની (ધ્યેયોની) ઉપાસના કરવી (તેમનું ધ્યાન કરવું); તે આમ, કે જે સામવડે પ્રાર્થના કરે તે સામને તેણે ઉપાસવો (તેના અર્થને ધ્યાનમાં શોધવો). (૯) જે ઋચામાં (તે સામ હોય) તે ઋચાને, જે ઋષિની ( એ ઋચા હોય ) તે ઋષિને, જે દેવતાની (ઋષિ) સ્તુતિ કરતા હોય તે દેવતાને ધ્યાન પૂર્વક વિચારવા-ઉપાસવા. (૧૦) જે છંદથી સ્તુતિ કરતો હોય તે છંદનું ધ્યાનમાં ચિંતન કરવું. જે યજ્ઞથી સંતોષ માનતો હોય તે યજ્ઞનું ચિંતન કરવું. (૧૧) જે દિશાની સ્તુતિ કરતો હોય તે દિશાનું ધ્યાનમાં ચિંતન કરવું, ઉપાસના કરવી. (૧૨) પછી અંતમાં કામનાનું ધ્યાન કરતાં પોતાની જાતને લગતી ( ગોત્રાદિ નામો દઈ) વગર ચૂકે સ્તુતિ કરવી ( સામ મંત્રોથી પ્રાર્થના કરવી). એટલે જેની કામના રાખીને તે પ્રાર્થના-સ્તુતિ કરે, જરૂર જેની કામના રાખીને તે સ્તુતિ કરે, તે કામના તેને તરતજ ફળીને સમૃદ્ધિવાન કરે છે.

## ચોથો ખંડ.

(૧) ૐ એવા આ અક્ષર ઉદ્ગીથને ઉપાસવો (તેનું ધ્યાનમાં શોધન કરવું), કારણકે ૐ એમ બોલીને ઉદ્ગાન કરે છે; તેનું (હવે વિવેચન કરીએ):

(૨) મૃત્યુથી ડરતા દેવોએ ત્રણ પ્રકારની વિદ્યામાં પ્રવેશ કરતાં ( ત્રણ પ્રકારની વિદ્યાના કર્મરૂપી યજ્ઞ કરતાં ) તેમણે છંદોથી ( પોતાને ) છાવર્યા ( ઢાંકી નાખ્યા ). એમ-

(૨) ત્રણ પ્રકારની વિદ્યાઓ તે ઋક્, સામ, અને યજુર્વેદની વિદ્યાઓ. એ વિદ્યાઓના સાર રૂપ મુખ્ય પ્રાણાત્મક ૐમાં પ્રવેશ કરતાંજ દેવો મૃત્યુના હાથમાંથી ઉગરીને અમર થયા. જુવો બૃ. ૧. ૩. બ્રાહ્મણ.

નાથી દેવો ) છાવરાયા તેજ છંદોનું છંદત્વ ( રક્ષણ કરવાપણું—ઢાંકવાપણું ) છે. (૩) જેમ ( માછી ) જળમાં મત્સ્યને જોતો રહે છે તેમ એ દેવોને ઋચાઓમાં, સામમાં, યજુષ્માં મૃત્યુ જોઈ રહ્યો હતો. એ (મૃત્યુ એમ શોધી રહ્યો હતો તે ) જાણી લઇને તે દેવો ઋક્, સામ, યજુષ્માંથી ઉઠીને ( ૐ ) સ્વરમાંજ પેઠા.

(૪) ખરે જ્યારે ( શિષ્ય ) ઋક્વેદ પ્રાપ્ત કરે છે (ભણી રહે છે ), ત્યારે ૐ એમ કરીને ઉંચો સ્વર કરે છે, એજ પ્રમાણે સામ અને યજુષ્ના સંબંધે છે. આ સ્વર જે આ ૐ અક્ષર છે તે અમૃત છે, તે અભય છે, તેથી તેમાં પ્રવેશ કરીને દેવો અમૃત અને અભય ( ભય રહિત ) થયા. (૫) જે કોઇ આને આ પ્રમાણે જાણીને અક્ષરને ઉપાસે છે તે જરૂર એ અક્ષર, સ્વર, અમૃત, અભયમાં પ્રવેશ કરે છે. તેમાં પ્રવેશ કરીને જેમ દેવો અમર થયા તેમ તે અમર થાય છે.

---

## પાંચમો ખંડ.

(૧). હવે ખરે જે ઉદ્ગીથ છે તેજ પ્રણવ છે. જે પ્રણવ છે તેજ ઉદ્ગીય છે. એટલે ખરે આ આદિત્ય ઉદ્-ગીથ છે, તેજ પ્રણવ છે, કારણ કે એ ૐ એમ સ્વર

---

(૩) આ આખી ઉપમા બહુ સુંદર છે. મૃત્યુ તે વ્યક્ત હિરણ્ય-ગર્ભ. સર્વાન્તર્યામી રૂપે માત્ર સાક્ષી બનીનેજ ભૂતોમાં શક્તિયો અથવા દેવતારૂપે પ્રકટતા પોતાના જીવભાવને એ જો-જ રહે છે, અને એ જીવભાવો ભૂતોની ગુણવૃદ્ધિ કરવા તાદાત્મ્ય ભાવે ભૂતોમાં પ્રવેશતાં સૃષ્ટિનો વિસ્તાર વધ્યાજ જાય છે ! આ ગુણના તાદ્રુપ્યભાવરૂપી મૃત્યુ-માંથી ઉગરવા દેવોને વિજ્ઞાનોમાંથી નીકળીને જ્ઞાનાત્મક ૐમાંજ આશ્રય લેવો પડે છે !

(૧) પ્રણવનું પ્રતીક ૐ છે.

કરતો જાય છે. (૨) કૌષીતકિએ પોતાના પુત્રને કહ્યું હતું કે એ ( આદિત્ય )નીજ મેં સ્તુતિ-ઉપાસના–પ્રાર્થના કરી હતી તેથી મારો તું એકલોજ પુત્ર થયો. તું બહુ રશ્મિઓનું-કિરણોનું ધ્યાન કર, તેથી તને બહુ સંતતિ થશે. આટલું અધિદૈવત.

(૩) હવે અધ્યાત્મ. જે આ મુખ્ય પ્રાણ છે તેને ઉદ્-ગીથ કરીને ઉપાસવો ( ધ્યાનમાં ચિંતવો), કારણ કે ૐ એમ સ્વર કરતો એ નીકળે છે-નિસરે છે.

(૪) કૌષીતકિએ પોતાના પુત્રને કહ્યું હતું કે મેં એ ( મુખ્ય પ્રાણ )નીજ સ્તુતિ કરી હતી તેથી મારો તું એક-લોજ પુત્ર થયો. તું આ ઘણા ( भूमानं ) પ્રાણોનું ધ્યાન-માં એમ ચિંતન કર કે મારે ઘણી સંતતિ થાય.

(૫) અહીં ખરે જે ઉદ્‌ગીથ છે તે પ્રણવ છે. જે પ્રણવ છે તે ઉદ્‌ગીથ છે. એટલે હોતાને સ્થાનેથી ઉદ્‌ગી-થમાં ભૂલ થાય તેને તે ( પ્રણવવાળો ) સુધારી લે છે, જરૂર તે સુધારી લે છે.

---

(૨) રશ્મિ અને સૂર્ય એકજછે, છતાં એકજ સૂર્ય રશ્મિ-ઓમાં અનેક રૂપે થાય છે, એટલે રશ્મિની ઉપાસના તે એના એજ સૂર્યની ઉપાસના છતાં રશ્મિદ્વારા થતાં તે અનેક ધણિ વૃદ્ધિ કરવાવાળી છે એમ શ્રુતિનું સૂચન છે. જુવો બ્ર. સૂ. ૪. ૧. ૨. જ્યોતિ.

(૩) પ્રાણની ઉપાસનામાં પણ ઉપરની સૂર્યની ઉપાસના જેવાં જ અનેક ફળ સાધવાનું શ્રુતિ સૂચવે છે; ફળને અંગે થતી પ્રત્યેક ઉપાસના જૂદી જૂદી જ છે તેથી.

(૫) સર. કૌષી ૨. ૬.

## છઠ્ઠો ખંડ.

(૧) આ (પૃથિવી) ખરે ઋક્ છે, અગ્નિ (સામ) છે. એટલે આ સામ તે પેલી ઋચામાં સંલગ્ન રહેલો છે, તેથી ઋચામાં સંલગ્ન રહીનેજ સામ ગવાય છે. આ (પૃથિવી) ખરે 'સા' છે, અને અગ્નિ તે 'અમ' છે, એમ 'સામ' (થયો). (૨) અંતરિક્ષ જરૂર 'ઋક્' છે, વાયુ 'સામ' છે, એટલે આ (સામ) તે પેલી ઋચામાં સંલગ્ન થઈ રહ્યો છે, તેથી ઋચામાં સંલગ્ન રહીનેજ સામ ગવાય છે. અંતરિક્ષ ખરે 'સા' છે અને વાયુ 'અમ' છે એમ 'સામ' (થયો). (૩) દ્યૌ જરૂર 'ઋક્' છે, આદિત્ય 'સામ' છે. એટલે આ સામ તે પેલી ઋચાઓમાં સંલગ્ન થઇ રહ્યો છે. તેથી ઋચામાં સલગ્ન થઇનેજ સામ ગવાય છે. દ્યૌ ખરે 'સા' છે અને આદિત્ય 'અમ' છે, એણુ 'સામ' થયો (૪) નક્ષત્રો જરૂર 'ઋક્' છે. ચદ્રમા 'સામ' છે. એટલે આ સામ તે પેલી ઋચામાં સંલગ્ન થઇને રહ્યો છે; તેથી ઋચામાં સંલગ્ન રહીનેજ સામ ગવાય છે. નક્ષત્રો ખરે 'સા' છે, ચંદ્રમા 'અમ' છે, એમ સામ (થયો). (૫) હવે આદિત્યની જે ધોળાશ (શુક્લ ભાસ) એજ આ 'ઋક્' છે, બીજી નીલ-અતિ કાળાશ-

---

(૧) જગતમાં જણાતી વસ્તુ માત્ર ગમે તો તે બાહ્યભૂતાત્મક હો, કે આંતર વિચારાત્મક હો, પણ એ સર્વે વસ્તુઓ એકબીજાની સાથેના અનિવાર્ય સંબંધમાં જોડાઇનેજ રહી છે, અને તે સર્વને અંતરથી એકતામાં જોડનાર વસ્તુ તેજ મહદાત્મા અથવા ૐ છે, એમ શ્રુતિ આ ખંડોમાં પ્રતિપાદન કરે છે. બાહ્ય દેખાતા ઇન્દ્રિયોના પૃથિવ્યાદિ વિષયો જ્ઞાનાત્મક વિચારનેજ આશ્રયે હોઇને આવાં સાપેક્ષ ભૂતોનું તાદાત્મ્યજ બતાવવા શ્રુતિ કહે છે કે પૃથિવી ઋક્ છે, અગ્નિ સામ છે, ઇત્યાદિ. 'સામ' એ વસ્તુનું સંલગ્ન કરાવનાર સંબંધ હોઇને પ્રેમનું સ્વરૂપ છે, તેથીજ એમાં ગેયતા પણ રહી છે.

તે 'સામ' છે. એટલે આ સામ તે પેલી ઋચામાં સંલગ્ન થઇ રહ્યો છે, તેથી ઋચામાં સંલગ્ન રહીનેજ સામ ગવાય છે. (૬) હવે આ આદિત્યની જે ધોળાશ તે 'સા' છે, અને જે બીજી નીલ-અતિ કાળાશ તે 'અમ' છે, એમ 'સામ' (થયો).

હવે આદિત્યની અંદરનો જે પ્રસિદ્ધ હિરણ્યમય-સુવર્ણ જેવો પ્રજ્વલિત (ચૈતન્યાત્મક સર્વાત્મા) પુરૂષ દેખાય છે, જે હિરણ્ય દાઢીવાળો અને હિરણ્ય કેશવાળો છે, અને જે નખથી (શિખા) સુધી સર્વાંગે તેજસ્વી છે, (૭) તેને (કપિની પૂઠ જેવાં) રાતાં કમળના જેવી બે આંખો છે, તેનું 'ઉત્' એવું નામ છે, એ સર્વે પાપોની પાર રહ્યો છે. જે આ પ્રમાણે સમજે તે સર્વે પાપોને તરી જાય છે. (૮) તેના 'ઋક્' અને 'સામ' એવા બે સાંધા છે; એટલે કે, તે (પોતે તો) 'ઉદ્ગીથ' (રસરૂપ) છે. તેથીજ વળી તેને ઉદ્ગાતા (યજ્ઞમાંનો ઋત્વિજ દેવ) કહે છે, કારણ કે એનો (ઉદ્ગીથનો)જ એ ગાનાર છે. એવો એ (પુરૂષ) જે આ

---

(૬) જુવો બ્ર. સૂ. ૧. ૧. ૨૦. જ્યોતિ. અહીં હિરણ્યમયનું વર્ણન ઉપાસનાને અર્થેજ છે.

(૮) ઋક્ અને સામ રૂપે પૃથિવી આદિ લોકો તો એવા એક રસરૂપ ઉદ્ગીથ તત્વનાં વિકારવાળાં અંગો-સાંધા-જ છે, અને એ પરિચ્છેદવાળાં અંગો એક બીજાથી તેથીજ ભિન્ન છે. પણ જેનાં આ સર્વે અંગો છે એવું 'ઉદ્ગીથ' તો એક રસરૂપ છે; અને સર્વે અંગોને તે સમાન-સામ-છે, તેથી તેજ સર્વનો ઇશ્વર, નિયામક, છે. એ ઉદ્ગીથ રૂપ પુરૂષ સર્વે લોકોને અને સર્વે દેવોની કામનાઓને પોતાને વશ વર્તાવી રહ્યો છે, કારણકે એ સર્વનો આત્મા છે, એવો અહીં શ્રુતિનો બોધ છે. સર. તૈત્તિ. ૧. ૪. ૨.

(સૂર્ય)ની ઉપરના ( લોકો ) છે તેમને, અને દેવોની કામના-ઓને ( ઇશ્વરરૂપે ) વશ વર્તાવી રહ્યો છે. આટલું અધિદૈવત.

---

## સાતમો ખંડ.

(૧) હવે અધ્યાત્મઃ વાક્ એ 'ઋક્' છે, પ્રાણ 'સામ' છે. એટલે આ સામ તે પેલી ઋચામાં સંલગ્ન થઈ રહ્યો છે. તેથી ઋચામાં સંલગ્ન રહીનેજ સામ ગવાય છે. વાક્ એજ 'સા' છે, અને પ્રાણ 'અમ' છે, એમ 'સામ' (થયો). (૨) ચક્ષુ એજ 'ઋક્' છે, આત્મા (લિંગાત્મા કે પુરૂષછાયા ) 'સામ' છે. એટલે આ સામ તે પેલી ઋચામાં સંલગ્ન થઈ રહ્યો છે, તેથી ઋચામાં સંલગ્ન રહીને સામ ગવાય છે. ચક્ષુ એજ 'સા' છે, આત્મા 'અમ' છે, એમ 'સામ' (થયો). (૩) શ્રોત્ર એજ 'ઋક્' છે, મન તે 'સામ' છે. એટલે આ સામ તે પેલી ઋચામાં સંલગ્ન થઈ રહ્યો છે. તેથી ઋચામાં સંલગ્ન રહીને સામ ગવાય છે. શ્રોત્ર એ 'સા' છે. અને 'મન' એ 'અમ' છે; એમ સામ(થયો). (૪)હવે જે આ આંખની ધોળાશ (શુક્લ ભાસ) એ 'ઋક્' છે, જે બીજી નીલ–અતિ કાળાશ તે 'સામ' છે. એટલે આ સામ તે પેલી ઋચામાં સંલગ્ન થઈ રહ્યો છે. તેથી ઋચામાં સંલગ્ન રહીને સામ ગવાય છે. હવે ખરે જે આંખની ધોળાશ તે 'સા' છે, અને જે નીલ-અતિ કાળાશ તે 'અમ' છે, એમ 'સામ' (થયો).

(૫). હવે જે આ પ્રસિદ્ધ આંખની અંદરનો (વિજ્ઞા-

---

(૧) સર. બૃહ. ૬. ૪. ૨૦; સામના સામત્વને માટે વળી સર. બૃ. ૧. ૩. ૨૨.

(૨) જુવો બ્ર. સૂ. ૩. ૩. ( ૨૦–૨૨ ). ચાક્ષુષ પુરૂષને માટે સર. બૃ. ૫. ૫. ૨. એ પુરૂષને વિજ્ઞાનમય પુરૂષ કહેવાય છે.

નાત્મા) પુરૂષ દેખાય છે એજ ઋક્ છે, એ સામ છે, એ ઉક્થ છે, એ બ્રહ્મ છે. જે આનું રૂપ તેજ પેલા (આદિત્યમાંના પુરૂષ)નું રૂપ છે, જેટલા આના સાંધા (અંગો-વિકારો) છે, તેટલા પેલાના છે, જે આનું નામ (ઉત્) છે, તેજ પેલાનું નામ છે. (૬) એવો એ (ચક્ષુપુરૂષ) જે લોકો આ ( ચક્ષુપુરૂષ ) નાથી હેઠળના છે તે સર્વે લોકોને, અને મનુષ્યોની કામનાઓને ( ઇશ્વરરૂપે )વશ વર્તાવી રહ્યા છે. તેથી જેઓ આ વીણામાં ગાય છે તેઓ એને (એ ચક્ષુપુરૂષને)જ અર્થે ગાય છે, અને તેથી તેઓ ધનને મેળવે છે.

(૭) હવે જે આ (સામ)ને આ પ્રમાણે સમજીને સામ ગાય તે બેય(પુરૂષો)ને અર્થે ગાય છે. અને એવો એ (ગાનાર) પેલા(આદિત્ય પુરૂષ)દ્વારા જે એની ઉપરના લોકો છે તેમને અને દેવની કામનાઓને જીતે છે-મેળવે છે, (૮) અને આ( ચક્ષુપુરૂષ )દ્વારા એનાથી હેઠળના જે લોકો છે તેમને, અને મનુષ્યની કામનાઓને જીતે છે. તેથીજ ખરે આ પ્રમાણે સમજનારા ઉદ્ગાતાએ (યજમાનને) પૂછવું કે, તારી કયી કામનાને અર્થે હું (સામને) ગાઉં-(સ્તુતિ કરૂં) ? કારણ કે, જે આમ સમજીને સામ ગાય છે, તે જરૂર આ ઉદ્ગીથ ગાનની કામનાને મેળવવા શક્તિમાન (ઇશ્વર) છે.

---

## આઠમો ખંડ.

(૧) ત્રણ જણા "ઉદ્ગીથ"માં કુશળ થયા હતા. શિલક શાલાવત્ય, ચૈકિતાયન દાલ્ભ્ય,અને પ્રવાહણ જૈવલિ. તેમણે (અંદર અંદર) કહ્યું કે આપણે ઉદ્ગીથમાં કુશળ

---

(૭. ૫.) ઋક્, સામ, ઉદ્ગીથ આદિ ચેતનક્રિયાઓની પ્રતિષ્ઠા વિજ્ઞાનાત્મા છે. તેનાં બે સ્વરૂપો છે, એક આદિત્યનો પુરૂષ, અને બીજું પ્રાણીઓનો પુરૂષ. તે બેય અભિન્ન છે.

છીએ, તો આવો ઉદ્ગીથને વિષે વિવાદ કરીએ.(૨) ઠીક, એમ કહીને એ બધા (ઉદ્ગીથનો) વિવાદ કરવા બેઠા. પ્રવાહણ જૈવલિએ કહ્યું કે પહેલા આપ બે વિવાદ કરતા બોલો, અને હું (તમો) બ્રાહ્મણોનો સંવાદ સાંભળીશ.

(૩). પછી શિલક શાલાવત્યે ચૈકિતાયન દાલ્ભ્યને કહ્યું કે, કહો, તમને હું પૂછું ? એણે કહ્યું કે (હા,) પૂછો. (૪). સામની ગતિ (પ્રતિષ્ઠા) કયી ? એણે કહ્યું કે સ્વર. સ્વરની ગતિ કયી ? એણે કહ્યું કે પ્રાણ. પ્રાણની ગતિ કયી ? એણે કહ્યું કે, આપો-જળો. (૫). આપની (જળની) ગતિ કયી ? એણે રહ્યું કે પેલો લોક (સ્વર્ગ). એ( સ્વર્લોક )ની ગતિ કયી ? એણે કહ્યું કે સ્વર્ગ લોકની પાર (સામને) લઇ જવાય નહીં. આપણે સામને સ્વર્ગ લોકમાંજ સ્થાપીએ છીએ, કારણ કે સામને સ્વર્ગ કહીને સ્તવીએ છીએ.

(૬). શિલક શાલાવત્યે તે ચૈકિતાયન દાલ્ભ્યને કહ્યું કે, હે દાલ્ભ્ય ! તારો સામ ખરે અપ્રતિષ્ઠત (પ્રતિષ્ઠા વગરનો) છે, તેથી અત્યારે કોઇ કહે કે (તું જૂઠું બોલતો હોઉં તો) તારૂં માથું હેઠું પડજો, તો તારૂં માથું હેઠુંજ પડે.

(૭). (દાલ્ભ્યે કહ્યુ કે) ત્યારે હું એ (સામની પ્રતિષ્ઠા)

---

(૨). પ્રવાહણ જૈવલિ ક્ષત્રિય છે, તેથી બ્રાહ્મણો ઉદ્ગીથનું રહસ્ય કયાં સુધીનું જાણે છે તે જોવા એણે બીજા બે બ્રાહ્મણોનેજ વાદ કરવાનું કહ્યું, અને પોતે તે સાંભળી રહેવાનું પસંદ કર્યું. આગળના વાદ ઉપરથી જણાશે કે, ખરૂં રહસ્ય તો આ ક્ષત્રિય પ્રવાહણ જૈવલિજ જાણતા હતા, અને તેમણે પછી એનો ઉપદેશ એ બ્રાહ્મણોને કર્યો છે. સર૦ છાંદો, ૫. ૩. ૭. બૃહ. ૨. ૧. (૧૪-૧૫); ૬. ૨. ૮.

(૬) માથું હેઠુંજ પડે એટલે કે વિવાદમાં હારીને તું માનભંગ જ થાઉ.

(૭) આ મર્ત્ય લોકમાંજ કરેલા હોમ યાગાદિ જેવાં કર્મોના ઉપર

આપની પાસેથી શીખું ? એણે કહ્યું કે હા શીખો. એ (સ્વર્ગ) લોકની ગતિ કયી ? એણે કહ્યું કે આ(મર્ત્ય)લોક. આ લોકની ગતિ કયી ? એણે (શિલકે) કહ્યું કે (સામને) આ લોક રૂપી પ્રતિષ્ઠાની પાર લઈ જવાય નહીં. આપણે સામને આ લોકમાં પ્રતિષ્ઠા વાળો કરીને સ્થાપીએ છીએ, કારણ કે સામને 'પ્રતિષ્ઠા' કહીને સ્તવીએ છીએ.

(૮) તે(શિલકને)ને પ્રવાહણ જૈવલિએ કહ્યું કે, હે શાલાવત્ય ! ખરે તારો (મર્ત્યની પ્રતિષ્ઠાવાળો) સામ અન્તવાળો (નાશવાન્)જ છે. જો કોઈ અત્યારે કહે કે તારૂં માથું હેઠું પડજો, તો તારૂં માથું હેઠુંજ પડે. ત્યારે હું તેને આપની પાસેથી શીખું ? એણે કહ્યું કે હા, શીખો.

---

સ્વર્-દેવ-લોકનું જીવન છે, તેથી આ લોકને સ્વર્ લોકની ગતિ કહી છે. કહ્યું છે કે " **अतः प्रदानं देवा उपजीवन्ति** "

દાલ્ભ્યને શાલાવત્ય માત્ર અન્યોન્યાશ્રયી સંધાતના એકજ હેતુ સુધી આગળ લઇ શક્યો.

(૮) જુવો.છાંદો, ૫. ૩. ૭; બૃહ. ૨. ૧.(૧૪-૧૫); ૬. ૨. ૮.

પ્રવાહણ જૈવલિનું એવું કહેવું છે કે, સામ તો નાશવાન નથી, તે અમર છે, કારણ કે, એ સર્વનો ઇશ છે; અને તું કહે છે તેમ જો તે આ પૃથિવીમાંજ પ્રતિષ્ઠિત હોય તો, અવશ્ય તે નાશવાન જ થાય, તેથી તારૂં સમજવું બરાબર નથી. તેથી શિલક હવે પ્રવાહણ જૈવલિ પાસે ઉપદેશ લેવા બેસે છે. અને એ જૈવલિ સર્વના આશ્રય રૂપ આકાશમાંજ ઉદ્‌ગીથને પ્રતિષ્ઠિત કરે છે. તે આકાશ વ્યક્ત બ્રહ્મનું શરીર છે, અને તે સર્વ જ્ઞેય માત્રમાં વ્યાપ્ત છે તેથી અવિનાશી મનાય છે. આ આકાશનો ગુણ "શબ્દ" છે, અને ૐ "ઉદ્‌ગીથ" એ 'અક્ષર-શબ્દ' છે, અને તે આકાશમાં-ઉદ્‌ગિથમાંજ પ્રતિષ્ઠિત છે. ઉપાસનાના વિષયને આકાશની પાર લઇ શકાય નહિ.

## નવમો ખંડ.

(૧) આ લોકની ગતિ કયી? એણે કહ્યું કે આકાશ. ખરે આ સર્વે ભૂતો આકાશમાંથીજ ઉત્પન્ન થાય છે, અને આકાશમાંજ સમાઈ જાય છે. આકાશજ એમનાથી મોટું છે, અને (તેથી) આકાશ એમનું પરાયણ-પરમ આશ્રય છે.

(૨) આવો એ (ૐ) ઉદ્‌ગીથ પરાવર–શ્રેષ્ઠનુંય શ્રેષ્ઠ છે. એવો એ અનંત છે (નાશરહિત છે). જે એ પ્રમાણે સમજીને એવા 'પરાવર' ઉદ્‌ગીથને ઉપાસે (ધ્યાનથી શોધે) તેને ઉત્તમોત્તમ (વસ્તુ) મળે છે; અને તે ઉત્તમોત્તમ લોકને જીતે છે-મેળવે છે.

(૩) અતિધન્વા શૌનકે એવા એ ઉદ્‌ગીથનો બોધ કરીને ઉદર શાંડિલ્યને કહ્યું હતું કે, જ્યાં સુધી તારી પ્રજામાં આવા ઉદ્‌ગીથને જાણવાવાળા રહેશે, ત્યાં સુધી આ લોકમાં એમનું જીવન ઉત્તમોત્તમ (પરાવર) થશે. (૪) તેમજ પેલા (સ્વર્ગ) લોકમાંના લોક (પણ ઉત્તમોત્તમ થશે). જે આને આ પ્રમાણે જાણીને ઉપાસે તેનું આ લોકનું જીવન પરાવર થાય છે. તેમજ પરલોકનો લોક (જીવન) પણ (તેવોજ થાય છે), ખરે પરલોકનુંય જીવન (એવુંજ થાય છે).

---

## દશમો ખંડ.

(૧) હીમના તોફાનથી જ્યારે કુરૂ દેશમાં ખેતીનો

---

(૯. ૧). જુવો બ્ર. સૂ. ૧. ૧. ૨૨. આકાશ બ્રહ્મવાચક છે. જૈવલિના સવિસ્તર બ્રહ્મજ્ઞાનને માટે જુવો છાં. ૫. (૩ થી ૧૦) ખંડો.

(૧૦. ૧). **आटिकी** એટલે જુવાન શ્રી. શંકરાચાર્ય એનો અર્થ કરતાં કહે છે કે **आटिकयाऽनुपजातपयोधरादिस्त्रीव्यंजनया सह जायया.**

નાશ થતાં દુષ્કાળ પડયો ત્યારે યુવાન પત્ની સાથે ઉષસ્તિ ચાક્રાયણ (ઋષિ) કંગાળ અવસ્થામાં હાથીવાળા (સોદાગર) ના (ઇભ્ય) ગામમાં રહેતા હતા. (૨) કુલમાષા ખાવા બેઠેલા ઇભ્યની પાસે જઇને એમણે ભિક્ષા માગી, તો એણે તેમને કહ્યુ કે જે આ મારા ભાણામાં પિરસેલા છે તેથી બીજા (કુલમાષા) મારી પાસે નથી. (તો મારે શું કરવું?) (૩) એમણે કહ્યુ કે એ (પીરસેલા)માંથી મને આપો. એટલે તેણે એ કુલમાષા આપ્યા, (અને કહ્યું કે) લ્યો આ જળ અનુપાન માટે. ત્યારે એણે (ઋષિએ) કહ્યું કે (ના. જો હું તે પીઉં તો) મેં ઉચ્છિષ્ઠ (એંઠું) પીધું એમ કહેવાય। (૪) (ઇભ્યે કહ્યું કે) શું ત્યારે આ (કુલમાષા) પણ ઉચ્છિષ્ઠ નહોતા? એમણે કહ્યું કે, મેં એ ના ખાધા હોત તો હું જીવત નહીં; પણ પીવાનું જળ તો જોઇએ તેટલું છે. (૫) તેણે તે ખાઇને વધેલા એની જાયા (પત્ની)ને આપ્યા. પહેલેથીજ એને તો સારી ભિક્ષા મળેલી હતી, ત્હોય (સ્ત્રીના સ્વભાવ પ્રમાણે) તેમને લઇને તેણે રાખી મુકયા.

(૬) સ્હવારમાં ઉઠીને તેણે (ઉષસ્તિએ) કહ્યું કે, થોડુંક અન્ન મળે તો કાંઈક ધન લાવું. પેલો રાજા યજ્ઞ કરે છે, એ સર્વે ઋત્વિજોની જગ્યાએ મને જ પસંદ કરશે. (૭) એ ભાર્યાએ તેમને કહ્યું કે, હે પતિ ! લ્યો આ કુલમાષા. (ઉષસ્તિ) તેમને ખાઇને એ ચાલી રહેલા યજ્ઞમાં ગયો.

(૮) ત્યાં જઇને તે ઉદ્દગીથ ગાનારાઓના આસ્તાવ ( Pulpit ) ઉપર સ્તુતિ કરનારાઓની થડમાં બેઠો, અને

---

અહીંથી પાછળના ખંડોમાં ઉપર પરાવર રૂપે વર્ણવેલા ઉદ્દગીથને તેના યજ્ઞ દેવતાઓ સહિત પૂરી રીતે જાણવાથીજ યોગ્ય ફળ મળે છે એવો શ્રુતિનો ઉપદેશ છે.

(૫) સ્ત્રીનો સ્વભાવ સંગ્રહ કરવાનો છે તે અહીં સૂચવ્યો છે.

તેણે પ્રસ્તોતા(મુખ્ય સ્તુતિ કરનાર )ને કહ્યું કે, (૯) હે પ્રસ્તોતર્ ! જે દેવતા પ્રસ્તાવનો આશ્રય છે તેને જાણ્યા વિના તું જો પ્રસ્તાવ કરીશ તો તારૂં માથું હેઠું પડશે. (૧૦) તેણે એજ પ્રમાણે ઉદ્દગાતાને કહ્યું કે, હે ઉદ્દગાતર્ ! જે દેવતા ઉદ્દગીથનો આશ્રય છે તે દેવતાને જાણ્યા વગર જો તું ઉદ્દ-ગાન કરીશ તો તારૂં માથું હેઠું પડશે. (૧૧) એજ પ્રમાણે તેણે ઉત્તર દેનારને કહ્યું કે, હે પ્રતિહર્તર્ ! જે દેવતા પ્રતિ-હારનો આશ્રય છે તેને જાણ્યા વગર તું પ્રતિહાર કરીશ તો તારૂં માથું હેઠુ પડશે.

## અગીયારમો ખંડ.

(૧). પછી એને યજમાને કહ્યું કે, ભગવાન (આપ) કોણ છો એ જાણવાની હું ઈચ્છા કરૂં ? એણે કહ્યું કે હું ચાક્રાયણી ઉષસ્તિ છું.

(૨). એણે કહ્યું કે, આ ઋત્વિજોની બધી જગ્યાઓને અર્થે હું આપનેજ શોધી રહ્યો હતો. ભગવાનનો પત્તો નહીં લાગવાથી જ મેં બીજાઓને પસંદ કર્યા. (૩) પણ હવે ભગવાનજ મારા સર્વે ઋત્વિજોને સ્થાને રહીને (યજ્ઞ કરો).

તેણે કહ્યું કે, ઠીક. ત્યારે હવે મારી સંમતિથી આમ-

---

(૩). અહીં સહજ શંકા થશે કે, શું ઉષસ્તિને દક્ષિણા મળતાં જ તેના જ્ઞાનથીજ સફળ થાય તેવા યજ્ઞનું ફળ યજમાનને મળી ગયું ? યજ્ઞ તો હજુય અજ્ઞાન યાજ્ઞિકોએજ કરાવ્યો ! યજ્ઞના ફળનો આધાર જ્ઞાની ઋત્વિજના સંકલ્પના ઉપર આશ્રિત છે, તેથી શ્રુતિનું વાક્ય યથાર્થ છે. જુવો. બ્ર. સૂ. ૩. ૪. (૪૫, ૪૬). શ્રુતિએ વળી આ ઉપ-દેશમાં એમ પણ બતાવ્યું કે, આવા સંપૂર્ણ જ્ઞાન વિના યજ્ઞ કરાવ-નારો યાજ્ઞિક યજમાનની દક્ષિણા લઇને પાપમાંજ પડે છે, કારણ કે યજમાનના તે પૈસા લે છે, છતાં યજ્ઞનું સંપૂર્ણ ફળ તેને મળતું નથી.

નેજ સ્તુતિ કરવા દો, પણ જેટલું ધન તમે એમને આપો તેટલું મનેય આપજો. યજમાને કહ્યું કે સારૂં.

(૪). પછી પ્રસ્તોતા એમની (ઉષસ્તિની) પાસે શિષ્ય થઈને આવ્યો, (અને બોલ્યો કે) ભગવાને મને કહ્યું હતું કે હે પ્રસ્તોતર્ ! જે દેવતા પ્રસ્તાવનો અન્વાયત્ર (પ્રતિષ્ઠા–આશ્રય) છે તેને જાણ્યા વગર જો પ્રસ્તાવ કરીશ તો તારૂં માથું હેઠું પડશે, તે દેવતા કયો? તે કહો. (૫) એમણે કહ્યું કે પ્રાણ. આ સર્વે ભૂતો પ્રાણમાં જ પેશીને શમી જાય છે, અને પ્રાણમાંથી ઉઠે છે (ઉત્પન્ન થાય છે). એવો એ દેવતા પ્રસ્તાવનો આશ્રય (પ્રતિષ્ઠા) છે. તેને જો મારા કહ્યા છતાં તેં જાણ્યા વગર પ્રસ્તાવ કર્યો હોત તો તારૂં માથું હેઠુંજ પડત.

(૬). પછી ઉદ્ગાતા એની પાસે શિષ્ય થઈને આવ્યો, (અને બોલ્યો કે) ભગવાને મને કહ્યું હતું કે હે ઉદ્ગાતર્ ! જે દેવતા ઉદ્ગીથનો આશ્રય છે તેને જાણ્યા વગર જો ઉદ્-ગીથ કરીશ તો તારૂં માથું હેઠું પડશે, તે દેવતા કયો તે કહો. (૭). એણે કહ્યું કે આદિત્ય. આ સર્વે ભૂતો આદિ-ત્યને ઉગતાંજ ઉંચે સ્વરે સ્તવે છે, એવો એ દેવતા ઉદ્ગીથનો આશ્રય છે. જો મારા કહ્યા છતાં એને તેં જાણ્યા વગર ઉદ્ગાન કર્યુ હોત તો તારૂં માથું હેઠું પડત.

(૮). પછીથી પ્રતિહર્તા એની પાસે શિષ્ય થઇને આવ્યો, (અને બોલ્યો કે) ભગવાને મને કહ્યું હતું કે હે

(૫). ઉષસ્તિ અહીં ઉદ્ગીથના દેવતાઓ વિષે સમજાવે છે. અધ્યા-ત્મમાં પ્રાણ, અધિદૈવમાં આદિત્ય, અને તે ઉભયને સંકલનાર અન્ન જે આદિત્યથી પોષાઇને પ્રાણને પોષે છે તે. આ ત્રણ પ્રાણ, આદિત્ય અને અન્ન, એમનાથીજ ચૈતન્યાત્મક વ્યવહાર પ્રકટ થાય છે, અને આત્માના વિજ્ઞાન સ્વરૂપનું તે વ્યવહારમાં સ્પષ્ટ દર્શન થાય છે.

પ્રતિહર્તર્ ! જે દેવતા પ્રતિહારનો આશ્રય છે તેને જાણ્યા વગર જો તું પ્રતિહાર કરીશ તો તારૂં માથું હેઠું પડશે, તે દેવતા કયો તે કહો. (૯). એણે કહ્યું કે અન્ન. આ સર્વે ભૂતો અન્નનેજ લઈને (ખાઇને) જીવે છે. આવો એ દેવતા પ્રતિહારનો આશ્રય છે. મારા કહ્યા છતાં જો તેં એને જાણ્યા વગર પ્રતિહાર કર્યું હોત તો તારૂં માથું હેઠું પડત.

## બારમો ખંડ.

(૧). હવે અહીંથી શૌવ (શ્વાનનું) ઉદ્‌ગીથઃ બક દાલ્ભ્ય અથવા (ઉર્ફે) ગ્લાવ મૈત્રેય વેદાભ્યાસને માટે (અરણ્યમાં) ગયો. (૨) તેની આગળ એક ધોળો શ્વાન પ્રકટ થયો. તેની આસપાસ બીજા શ્વાનો વીંટળી વળ્યા, અને કહેવા લાગ્યા કે અમારા અન્નને અર્થે હે ભગવન્ ! તમે ગાઓ (ઉદ્‌ગીથ પ્રાર્થના કરો), અમે ભૂખ્યા છીએ. (૩). તેમને તેણે (ધોળાશ્વાને–મુખ્ય પ્રાણે) કહ્યું કે, તમે સ્હવારમાં મારી પાસે અહીં આવજો. આ બધું બક દાલ્ભ્ય ઉર્ફે ગ્લાવ મૈત્રેયે જોયાં કર્યું. (૪). જેમ બહિષ્પવમાન પ્રક્રિયામાં ઉદ્‌ગાતાઓ અડોઅડ ગોઠવાઇને ચાલે છે તેજ પ્રમાણે તેઓ (શ્વાનો) ત્યાં આવીને થડમાં બેઠા, અને 'હિં' કાર કર્યો કે, (૫). ૐ. અમે ખાઈએ, ૐ. અમે પીઇએ, હે દેવ, (વૃષ્ટિ કરનાર હોઇને) વરૂણ ! (પ્રજાનું રક્ષણ કર્તા હોઇને ) પ્રજાપતિ ! (એવા) સવિતા !

---

(૧). આને સર૦ બૃહ. ૧. ૩. (૧૭–૧૦). પ્રાણનું પોષક અન્ન આદિત્યથીજ પોષાય છે એવો શ્રુતિનો અહીં મુખ્ય ઉપદેશ સમજાય છે.

(૨) શ્વાન એ પ્રાણ-વાક્‌નુંજ સ્વરૂપ છે. પ્રાણો અને મુખ્ય પ્રાણની કથા બૃહદ્‌માં અને છાંદોગ્યમાં વારંવાર કહેવાય ગઈ છે. એ પ્રાણ જાણે એક કૂતરાના રૂપે અહીં પ્રગટ થાય છે.

**અહીં અન્ન આણો હે અન્નપતિ! (અમારે માટે) અહીં અન્ન આણો આણો.**

## તેરમો ખંડ.

(૧). ખરે આ(મર્ત્ય)લોક "હાઉ"કાર છે, વાયુ 'હાઈ'કાર છે, ચંદ્રમા 'અથ'કાર છે, (પ્રત્યક્) આત્મા 'ઇહ'કાર છે, અગ્નિ 'ઇ'કાર છે, (૨) આદિત્ય 'ઉ'કાર છે, આહ્વાન 'એ'કાર છે, વિશ્વેદેવો 'ઔહોઈ'કાર છે, પ્રજાપતિ 'હિં'કાર છે, પ્રાણ 'સ્વર' છે, અન્ન 'યા' છે, વાક્ 'વિરાટ' છે. (૩) તેરમો સ્તોભ (અવ્યક્ત હોઇ) બોલી શકાય નહીં તેવો સંચર તે 'હું'કાર છે. (૪) જે આવા આ સામનું ઉપનિષદ (રહસ્ય) જાણે તેને અર્થે વાણિ દૂધ દૂવે છે, જે વાણીજ દૂધ છે. (એટલે) અન્નવાળો થઈ અન્નને ખાનાર થાય છે, જે આ સામનું રહસ્ય, જાણે તે.

**પહેલો પ્રપાઠક સમાપ્ત.**

# પ્રપાઠક બીજો.

## પહેલો ખંડ.

(૧) ૐ. સમસ્ત (આખા) સામનું ઉપાસન (ઉપાસના)

---

(૧૩-૧) અહીં એકજ ઉદ્દગીથને તેનાં અનેક અંગોમ વિવિધ રૂપે ઉપાસવાની શ્રુતિ વિધિ બતાવે છે.

### પ્રપાઠક બીજો.

આ પ્રપાઠકમાં જેનો રસ ઉદ્દગીથ-ૐ-છે એવા યજ્ઞમાં બોલાતી ઋચાઓના સામગાનની પણ સર્વત્ર વ્યાપકતા બતાવી ભૂત, માત્રની ક્રિયાઓને આ સામ યજ્ઞ સાથે સરખાવી, તે સર્વે ક્રિયાઓના એકજ પ્રેરક મહદાત્માનો ઉપદેશ કર્યો છે. અને આ સામ દષ્ટિજ સાધુ-

તે સારૂં છે-સાધુ છે. ખરે જે સારૂં (હોય) તે સામ કહેવાય છે. જે સારૂં-સાધુ-નથી તેને અસામ કહે છે). (૨) વળી લોક કહે કે, એણે તો સામથી (સામ નીતિએ એને) મેળવી લીધો, એટલે કે એણે સારી રીતે મેળવી લીધો; અને કહે છે કે, અસામથી એ મળ્યો, એટલે કે નઠારી રીતે એ મળ્યો (જેથી પરિણામ અનિષ્ઠ થયું). (૩) વળી જે સારૂં થાય, અને (જેને) સારૂ છે એમ લોક કહે તેને આપણું સામ થયું કહેવાય છે; અને જે નઠારૂં થાય, અને (જેનો નઠારૂં છે એમ લોક કહે તેને આપણું અસામ થયું કહેવાય. છે એ (સામ)ને આ પ્રમાણે જાણીને જે સારૂં તે સામ, એમ કરીને સામને ઉપાસે તેની પાસે સારા ધર્મો ત્વરિત છોડી જાય છે, અને તેને (ભોગાર્થે) નમીને (વશ) રહે છે.

---

## બીજો ખંડ.

(૧) લોકોને વિષે પાંચ પ્રકારના સામની ઉપાસના કરવી; પૃથિવીને 'હિં'કાર કરીને (તે રૂપે), અગ્નિને 'પ્રસ્તાવ'

---

કલ્યાણકારી છે, એવો શ્રુતિનો અહીં આગ્રહ છે. ઉદ્ગીથમાં જે સંશોધન સૂક્ષ્મ દૃષ્ટિએ થાય છે, તેજ સંશોધન અહી આ સામના શોધનમાંસ્હેજ સ્થૂળતા પકડીને સ્થૂળ ભૂતોના વ્યવહારમાં પણ સમગ્રતાજ બતાવે છે.

(૧). સામ એકજ છે, છતાં વિવિધ પ્રકારે તેની પ્રક્રિયા થાય છે. એકજ યજ્ઞ-કર્મમાં એ સામનો હિંકાર, પ્રસ્તાવ, ઉદ્ગીથ, પ્રતિહાર, નિધનાદિ રૂપે વ્યવહાર થાય છે, અને તે તે પ્રસંગોમાં તેને હિંકારાદિ જૂદા જૂદા પ્રકારે યોજવામાં આવે છે; છતાં સ્વરૂપે પોતે એકજ છે. તેજ પ્રમાણે આખા વિશ્વમાં અનુભવાતાં ભૂતો અને તેમના કાર્યોનો પ્રવાહ સામની પેઠે એકજ પરમાત્માની જૂદી જૂદી ઉપાધિઓમાં પ્રકટતી પ્રક્રિયાઓ છે, છતાં તે સર્વે ક્રિયાનું આશ્રયસ્થાન તો એકજ ઉદ્ગીથ ૐ, અથવા મહદાત્માજ છે, એવો શ્રુતિનો ઉપદેશ છે.

કરીને, અંતરિક્ષને 'ઉદ્ગીથ' કરીને, આદિત્યને 'પ્રતિહાર' કરીને, અને દ્યૌઃ(સ્વર્ગ)ને 'નિધન' (નિધિ) કરીને ઉપાસવાં. આ પ્રમાણે હેઠળથી ઉપર ચઢતા લોકનું થયું. (૨) હવે ઉલટું (ઉપરથી નીચે ઉતરતા લોકોનું): દ્યો(સ્વર્ગ)ને 'હિં'. કરીને, આદિત્યને 'પ્રસ્તાવ' કરીને, અંતરિક્ષને 'ઉદ્ગીથ' કરીને, અગ્નિને 'પ્રતિહાર' કરીને, પૃથ્વીને નિધન કરીને (ઉપાસવાં). (૩) જે એને આ પ્રમાણે જાણીને લોકોને વિષે પાંચ પ્રકારે સામની ઉપાસના કરે તેને ઉર્ધ્વ (ઉપર ચઢતા) લોક, તેમજ હેઠળના લોક મળે છે.

---

## ત્રીજો ખંડ.

(૧) વૃષ્ટિને વિષે પાંચ પ્રકારના સામને ઉપાસવો. (એટલે કે) પ્રથમ વાતા પવનને "હિં" કરીને (તે રૂપે), એ મેઘ (વાદળાં) લાવે (ત્યારે) તેને 'પ્રસ્તાવ' કરીને, એ વર્ષે તેને 'ઉદ્ગીથ' કરીને, અને વિજળી થાય અને ગર્જે (ત્યારે) તેને 'પ્રતિહાર' કરીને, (૨) એ બંધ પડે (ત્યારે) તેને 'નિધન' કરીને (ઉપાસવો). જે એને આ પ્રમાણે જાણીને વૃષ્ટિને વિષે સામને પાંચ પ્રકારે ઉપાસે, તેને અર્થે મેઘ વર્ષે છે, એટલે કે (એવો ઉપાસક) મેઘ વર્ષાવે છે.

---

## ચોથો ખંડ.

(૧) સઘળાં જળોની વિષે પાંચ પ્રકારના સામને ઉપાસવો. (એટલે કે) જે મેઘ (વાદળ) ચઢી આવે છે તેને

---

અહીં સામનાં અંગો સાથે અનેકવિધ આ ભૂત પ્રપંચને સરખાવી તમામ ભૂત ગ્રામો સ્વરૂપમાં અભિન્ન જ છે એમ શ્રુતિ સૂચવે છે. ખંડ ૨ થી ૭ મા સુધી ભૂત ગ્રામોના પાંચ પાંચ વિભાગ કરીને તેમનું ઐક્ય બતાવ્યું છે.

'હિં'કાર કરીને, જે વર્ષે છે તેને 'પ્રસ્તાવ' કરીને, જે જળ પૂર્વ તરફ વહી જાય છે તેને "ઉદ્‌ગીથ" કરીને, જે પશ્ચિમ તરફ વહી જાય છે તેને 'પ્રતિહાર' કરીને, સમુદ્રને 'નિધન' કરીને (ઉપાસવાં). (૨) જે આ પ્રમાણે જાણીને સર્વ જળોને વિષે પાંચ પ્રકારે સામને ઉપાસે છે તે જળોને વિષે મરતો નથી, (એટલે) જળવાળો થાય છે.

## પાંચમો ખંડ.

(૧). ઋતુઓની વિષે પાંચ પ્રકારના સામને ઉપાસવો. (એટલેકે) વસંતને 'હિં'કાર કરીને, ગ્રીષ્મને 'પ્રસ્તાવ' કરીને, વર્ષાને 'ઉદ્‌ગીથ' કરીને, શરદ્‌ને 'પ્રતિહાર' કરીને, હેમન્તને 'નિધન' કરીને (ઉપાસવી). (૨) જે આ પ્રમાણે જાણીને ઋતુઓની વિષે પાંચ પ્રકારે સામને ઉપાસે તેઓને અર્થે ઋતુઓ ફળે છે, (એટલે) ઋતુઓનાં વિવિધ સુખ વાળો તે થાય છે.

## છઠ્ઠો ખંડ.

(૧). પશુઓની વિષે પાંચ પ્રકારના સામને ઉપાસવો. બકરાંને 'હિં'કાર કરીને, ઘેટાંને 'પ્રસ્તાવ' કરીને, ગાયોને 'ઉદ્‌ગીથ' કરીને, અશ્વોને 'પ્રતિહાર' કરીને, પુરૂષોને 'નિધન' કરીને (તે રૂપે ઉપાસવાં). (૨) જે આ પ્રમાણે જાણીને પશુઓની વિષે પાંચ પ્રકારના સામને ઉપાસે તેનાં પશુઓ થાય છે, (એટલે) તે પશુઓવાળો થાય છે.

---

(૬. ૧) શરીરના સંબંધે પુરૂષોને પણ પશુઓની જ કોટિમાં અહીં મૂકયા છે. પુરૂષ પશુઓનો આશ્રય હોવાથી તેને નિધન કરીને ઉપાસવાનું કહ્યું છે.

## સાતમો ખંડ.

**(૧). પ્રાણોની વિષે પાંચ પ્રકારના પરોવરીય (ઉત્તમોત્તમ) સામને ઉપાસવો. (એટલે કે) પ્રાણને 'હિં' કરીને, વાક્‌ને 'પ્રસ્તાવ' કરીને, ચક્ષુને 'ઉદ્‌ગીથ' કરીને, શ્રોત્રને 'પ્રતિહાર' કરીને, મનને 'નિધન' (નિધિ) કરીને (ઉપાસવા). ખરે, આ (પણ) એકથી એક ચઢીઆતા (परोवरीयांसि) છે. (૨) જે આ પ્રમાણે જાણીને પ્રાણોને વિષે પાંચ પ્રકારના પરોવરીય સામને ઉપાસે તેનો પરોવરીય લોક થાય છે, (એટલે) એ ઉત્તમોત્તમ લોકોને પામે છે–મેળવે છે.**

---

## આઠમો ખંડ.

(૧). હવે સાત વિધના (સામવિષે). વાણિને વિષે સાત પ્રકારના સામને ઉપાસવો. (એટલે કે) વાણિમાં જ્યાં કાંઇ 'હું' એમ હોય તેને 'હિં' કરીને, જ્યાં 'પ્ર' એમ હોય ત્યાં એને 'પ્રસ્તાવ' કરીને, જ્યાં 'આ' હોય ત્યાં એને 'આદિ' કરીને, (૨) જ્યાં 'ઉત્' એમ હોય ત્યાં 'ઉદ્‌ગીથ' કરીને, જ્યાં પ્રતિ હોય ત્યાં 'પ્રતિહાર' કરીને, જ્યાં 'ઉપ' હોય ત્યાં તેને 'ઉપદ્રવ' કરીને, જ્યાં 'નિ' એમ હોય ત્યાં તેને 'નિધન' કરીને (ઉપાસવી). (૩) જે આને આ પ્રમાણે જાણીને વાણિને વિષે સાત પ્રકારના સામને ઉપાસે તેને અર્થે

---

(૭.૧). પ્રાણને 'પરોવરીય' સામ કહેવાનું કારણ કે પ્રાણમાં જ ચેતન ક્રિયાનું પ્રકટીકરણ બહુ સ્પષ્ટ છે, તેથી ત્યાં આત્માના શુદ્ધ ચેતનનીઝાંખી થાય છે. આ પ્રાણદ્વારાજ તેથી ઉદ્‌ગીથની સૂક્ષ્મ દૃષ્ટિએ પરમાત્માના સ્વભાવના સંશોધનની શરૂઆત થાય છે. આ પ્રાણ તે મુખ્ય નહીં પણ તેનું અંગજ.

(૮.૧). હવે વાણિઆદિના સાત વિભાગ કરી તેમને સામનાં સાત અંગો સાથે સરખાવી તેમનું ઐક્ય સાધી બતાવે છે.

વાણિ દૂધ દૂવે છે-વાણિ તેજ દૂધ છે. (એટલે) એ અન્નવાળો થઈને અન્નને ખાનારો (પ્રદિપ્ત જઠરવાળો) થાય છે.

---

## નવમો ખંડ.

(૧). હવે ખરે પેલા આદિત્યને સાત પ્રકારનો સામ કરીને ઉપાસવો. એ હમેશાં આખોજ (સમસ્ત) હોય છે તેથી એ સામ છે.(એટલે કે) મારી ભણી (સૂર્યછે), મારી ભણી (સૂર્ય છે)એમ સર્વે લોકને એ સરખો(સમસ્ત)જણાયછે, તેથી એ સામ છે. (૨) એ (સૂર્ય)માં સર્વે તત્વો આશ્રયવાળા (જીવી રહે) છે એમ જાણવું જોઇએ. જે એ ઉદય થતા પૂર્વે હોય છે તે 'હિં' રૂપે છે; એવા એનોજ પશુઓને આશ્રય છે. તેઓ (પશુઓ) 'હિં' કરે છે, કારણ કે એ સામના 'હિં'કારમાં તેઓ ભાગીયાં છે. (૩) હવે જે એ પહેલો ઉદય થાય છે, તે 'પ્રસ્તાવ' રૂપે છે; એવા એનોજ મનુષ્યોને આશ્રય છે. તેઓ પ્રસ્તુતિ કરવાની ઈચ્છાવાળા (એટલે) એની પ્રશંસા કરવાની કામનાવાળા હોય છે, કારણ કે એ સામના પ્રસ્તાવમાં ભાગીયા છે. (૪) હવે જ્યાં એનાં કિરણો છુટવાનો વખત એટલે કે (વચ્છધાવન વખત) થાય છે તે 'આદિ' રૂપે છે, એવા એનોજ પક્ષીઓને આશ્રય છે. તેઓ અંતરિક્ષમાં કોઈના આધાર વગરજ (એટલે) જાતનેજ લઈને ઉડી રહે છે, કારણ કે તેઓ એ સામના 'આદિ'માં ભાગીયાં છે. (૫) હવે જે બરાબર મધ્યદિને એ ચઢે છે તે "ઉદ્ગીથ" રૂપે છે; એવા એનોજ દેવોને આશ્રય છે. તેઓ પ્રજાપતિના સંતા-

---

(૨). ભાગીયાં એટલે સહભાગી-સહાયક. અર્થાત્ એમના 'હિં'કાર સાથેજ સૂર્યનો હિંકાર થતો કહેવાય છે. પ્રાણીમાત્ર સૂર્ય ઉગતાં જ પોતપોતાના કર્મમાં વળગી જાય છે, તેથી એ સૂર્ય અને પ્રાણીઓને પ્રત્યેક કર્મમાં સહભાગી કહ્યાં છે.

નોમાં સર્વોત્તમ છે, કારણ કે તેઓ એ સામના ઉદ્દગીથમાં ભાગીયા છે. (૬) હવે મધ્યાન્હથી ઉપરનો અને સાંજના પ્હોરની આગળનો સૂર્ય તે 'પ્રતિહાર' રૂપે છે, એવા એનોજ ગર્ભોને (બીજોને) આશ્રય છે તેથી તેઓ મૂકાયા-રહ્યા-પછી ગરી પડતા નથી. જરૂર એ સામના પ્રતિહારમાં તેઓ ભાગીયા છે. (૭) હવે સાંજના પ્હોરની ઉપરનો અને અસ્તની પૂર્વેનો સૂર્ય તે 'ઉપદ્રવ' રૂપે છે, એવા એનાજ ઉપર જંગલી પ્રાણીઓનો આશ્રય છે, તેથી તેઓ પુરૂષને જોઈને (બ્હીકથી) ભય રહિત એવા અરણ્યમાં નાશી જાય છે (उपद्रवन्ति). જરૂર એ સામના તે ઉપદ્રવમાં સહભાગી છે. (૮) હવે જે પ્રથમ અસ્ત થાય છે તે 'નિધન' રૂપે છે, એવા એનોજ પિતૃઓને આશ્રય છે, તેથી (સાયંકાળે) તેમને ( દર્ભ ઉપર પિંડ કે ભૂતબલિ ) મૂકે છે. જરૂર આ સામના નિધનમાં તેઓ ભાગીયા છે. આ પ્રમાણે પેલા આદિત્યને સાત પ્રકારનો સામ કરીને ઉપાસે છે.

---

## દશમો ખંડ.

(૧) હવે ખરે એના ( સામના પોતાના ) જેવડા, અને મૃત્યુની પારના સાત પ્રકારના સામને ઉપાસવો. 'હિંકાર' એ ત્રણ અક્ષરનો છે, 'પ્રસ્તાવ' એ ત્રણ અક્ષરનો છે એટલે

---

(૧). હવે એના પોતાના એટલે સામના જેવડા પ્રમાણવાળા, એટલે કે એની ત્રણ માત્રાવાળા સાતે પ્રકારના 'હિંકારા'દિ સામના વિભાગોને પણ સામના સમાનજ ગણીને ઉપાસવા, એમ શ્રુતિ કહે છે. તેમજ 'સામ'નું એક સ્વરૂપ ૐ છે, તે એક શબ્દ છતાં ત્રણ માત્રાઓ વાળું સ્વરૂપ છે, તેથી તેને પણ તેની સમાનજ ગણ્યું છે. શ્રુતિનો ભાવાર્થ એમ સમજાય છે કે, જે આ વિવિધ રૂપે સામની ઉપાસના બતાવી તે સર્વ, પ્રતિકો તથા તેને અંગે થતી ક્રિયાઓ, આ એક જ સામ અથવા 'ૐ' રૂપેજ છે, અને એ ઐક્યભાવ તે મૃત્યુની

તેઓ એ(સામ) ના સમાન છે. (૨) ‘ આદિઃ ’ એ બે અક્ષરનો છે; ‘પ્રતિહાર’ એ ચાર અક્ષરનો છે, તેમાંનો (ત્રણ અક્ષર કાઢી લેતાં વધેલો) આ એક (અક્ષર) તે(ત્રણ માત્રાવાળા એક ૐ)ના સમાનજ છે. (૩) “ઉદ્ગીથ” એ ત્રણ અક્ષરનો છે; ‘ઉપદ્રવ’ એ ચાર અક્ષરનો છે, તેમાં ત્રણ અક્ષરવાળા ત્રણ અક્ષરવાળાને સમાન છે, (અને) વધેલો(ચોથો)અક્ષર તે ત્રણ માત્રાવાળો (ૐ) જ છે, એટલે (તે પણ) તેની સમાન છે. (૪) ‘નિધન’ એ ત્રણ અક્ષરવાળો છે તે એ (ૐ) ની સમાન જ છે. આ બધાય ખરે, બાવીસ અક્ષરો થયા. (૫) (ઉપાસક) એકવીસથી આદિત્યને (મૃત્યુને) જીતે છે, કારણ કે અહીંથી (ગણતાં) એકવીસમો આદિત્ય આવે છે; અને બાવીશમા અક્ષરથી આદિત્યની પારના (અક્ષર–બ્રહ્મ)ને જીતે છે. તે સુખ રૂપ અને શોક રહિત છે. (૬) જે આને આ પ્રમાણે સમજીને પોતાના જેવડા અને મૃત્યુની પારના સાત પ્રકારના સામની ઉપાસના કરે, એવા સામને ઉપાસે, તે આદિત્યના જયને પામે છે (મૃત્યુને જીતે છે), અને વળી જે આદિત્યની પારનો જય છે (તેનેય મેળવે છે).

## અગીઆરમો ખંડ.

(૧) મન ‘હિંકાર’ છે, વાક્ ‘પ્રસ્તાવ’ છે, ચક્ષુ ‘ઉદ્-

---

પાર રહેલું અવ્યાકૃત આત્મતત્વ જેને ‘ૐ’ કરીને પૂજાય છે તેજ છે. આજ ભાવ જૂદી જૂદી ઉપાસનાઓ વડે શ્રુતિ ઉપાસકના મનમાં દૃઢ કરવા પ્રયત્ન કરી રહી છે. અર્નસ્ટ હીકલના એકતત્વવાદ (Monism) માં થતી ભૂલને જાણે સુધારી લેઇને તેનુંજ દર્શન કરાવતી શ્રુતિ તેના ઉપદેશમાં વધારે સ્પષ્ટ અને સર્વાંગે ફરી વળતી જણાય છે.

(૧) અહીંથી વળી પ્રાણાદિના ઉદ્ગીથ–ચૈતન્ય ક્રિયાઓ–ના સ્થૂળ સ્વરૂપનું પણ સાથે સાથેજ સંશોધન થાય છે. પ્રાણની સ્વાભાવિક ક્રિયા–પ્રાણુત્વ તે “ગાયત્ર”, અથવા ગુંજન (Vibration) છે.

ગીથ' છે, શ્રોત્ર 'પ્રતિહાર' છે, પ્રાણ 'નિધન' છે. આટલો 'ગાયત્ર' (સામ) પ્રાણોમાં ઓત પ્રોત થઇને રહ્યો છે. (૨) જે આ પ્રમાણે આવા પ્રાણમાં વ્યાપી રહેલા 'ગાયત્ર'ને જાણે છે, તે પ્રાણથી સતેજ રહે છે, (અને) સંપૂર્ણ આયુષ્યે પહોંચે છે. ઉજ્વળ જીવનવાળો થાય છે, પ્રજા અને પશુની સમૃદ્ધિને પામે છે, કીર્તિથી મોટો થાય છે. (ગાયત્ર ઉપાસકનો) એવો નિયમ (વ્રત) હોય છે કે, એણે મોટા મનવાળો રહેવું.

## બારમો ખંડ.

(૧) જે (અરણીઓને) ઘસે છે, તે 'હિંકાર' છે, ધૂમાડી થાય છે, તે 'પ્રસ્તાવ' છે, બળે છે તે 'ઉદ્ગીથ' છે, અંગારા-લાળા-થાય છે, તે 'પ્રતિહાર' છે, ઓલવાય છે તે 'નિધન' છે, (એટલે) સંપૂર્ણ શમી જાય છે તે નિધન છે. આ અગ્નિમાં વ્યાપી રહેલું 'રથંતર' છે. (૨) જે આ પ્રમાણે અગ્નિમાં વ્યાપી રહેલું 'રથંતર' જાણે તે બ્રહ્મતેજ વાળો, અન્ન ખાનાર ( દીપ્ત જઠરવાળો ) થાય છે, પૂર્ણ આયુષ્યને પહોંચે છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, પ્રજા અને પશુઓએ સમૃદ્ધિવાન થાય છે, કીર્તિમાં મોટો થાય છે. ( એવા સામના ઉપાસકનો ) એવો નિયમ હોય છે કે, અગ્નિની થઠમાં પાણી પીવું નહીં, કે એમાં નાક નસિકવું, કે થુંકવું નહીં.

## તેરમો ખંડ.

(૧) જે બોલાવે તે 'હિંકાર', જે સંતોષે તે પ્રસ્તાવ,

---

(૧૨. ૧) અરણીઓના મંથનમાં ઉદ્ગીથનું-સામનું-અગ્નિગાન રહ્યું છે. અગ્નિની સ્વાભાવિક ક્રિયા-અગ્નિત્વ-તેને રથંતર (burning) કહ્યું છે.

જે સ્ત્રી ભેગું સુવે તે 'ઉદ્ગીથ', સ્ત્રી અભિગમન કરે તે 'પ્રતિહાર', કાળ જાય તે 'નિધન', (એટલે) પૂરૂં થાય તે 'નિધન'. આ મિથુનમાં રહેલું 'વામદેવ્ય' છે. (૨) જે આ પ્રમાણે મિથુનમાં રહેલું 'વામદેવ્ય' જાણીને મિથુની થાય તે પ્રત્યેક મિથુને પ્રજાને પામે છે, સંપૂર્ણ આયુષ્યે પહોંચે છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, પ્રજા અને પશુઓની સમૃદ્ધિવાળો થાય છે, કીર્તિએ મોટો થાય છે, એવા (ઉપાસક)નો નિયમ હોય છે કે, એ કોઈનેય પરિહરે નહીં.

---

## ચૌદમો ખંડ.

(૧) ઉગતાં (સૂર્ય) 'હિંકાર' રૂપે છે, ઉગેલો તે 'પ્રસ્તાવ' છે, મધ્યહ્નિને ચઢેલો 'ઉદ્ગીથ' છે, પાછલા પ્હોરનો તે 'પ્રતિહાર' છે, અસ્ત થએલો તે 'નિધન' છે. આ 'બૃહદ્' આદિત્યમાં રહ્યું છે. (૨) જે આ પ્રમાણે આદિત્યમાં રહેલું બૃહદ્ જાણે છે તે તેજસ્વી, અન્ન ખાનાર થાય છે, પૂરા આયુષ્યે પહોંચે છે, જ્વલિત જીવનવાળો થાય છે, પ્રજા અને પશુની સમૃદ્ધિવાળો થાય છે, કીર્તિએ મોટો થાય છે. એવા (ઉપાસક)નો નિયમ હોય છે કે, એણે તપતાને નિંદવો નહીં.

---

## પંદરમો ખંડ.

(૧) વાદળીઓ દોડી રહે તે 'હિંકાર', મેઘ ચઢી આવે તે 'પ્રસ્તાવ', વર્ષે તે 'ઉદ્ગીથ', વીજળીઓ થાય અને ગર્જે તે 'પ્રતિહાર', બંધ રહે તે 'નિધન'. આ "વૈરૂપ" પર્જન્ય(વર્ષા)માં રહ્યું છે. (૨) જે આ પ્રમાણે પર્જન્યમાં રહેલા એ 'વૈરૂપ'ને જાણે તેને (ઉંટજેવાં)કદ્રુપાં અને(ઘોડાજેવાં) રૂપાળાં પશુઓ મળે, તે પૂરા આયુષ્યે પહોંચે, ઉજ્વળ જીવ-

નવાળો થાય છે, પ્રજા અને પશુઓની સમૃદ્ધિવાળો થાય છે, કીર્તિથી મોટો થાયછે. એવાનો નિયમ હોય છે કે, તે વર્ષતાને નિંદે નહીં.

## સોળમો ખંડ.

(૧) વસંત તે 'હિંકાર,' ગ્રીષ્મ તે 'પ્રસ્તાવ', વર્ષા તે 'ઉદ્‌ગીથ', શરદ્ તે 'પ્રતિહાર', હેમન્ત તે 'નિધન'. આ "વૈરાજ" ઋતુઓમાં રહ્યું છે. (૨) જે આ પ્રમાણે ઋતુઓમાં રહેલા 'વૈરાજને' જાણે તે પ્રજા અને પશુઓની સમૃદ્ધિ અને બ્રહ્મતેજથી વિરાજી રહે છે, પૂર્ણ આયુષ્યે પહોંચે છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, પ્રજા અને પશુઓએ સમૃદ્ધિવાન થાય છે, કીર્તિએ મહાન્ થાય છે. એ (ઉપાસક)નો નિયમ હોય છે કે, તેણે ઋતુઓને નિંદવી નહીં.

## સત્તરમો ખંડ.

(૧) પૃથિવી તે 'હિંકાર' છે, અંતરિક્ષ તે 'પ્રસ્તાવ,' દ્યોઃ તે 'ઉદ્‌ગીથ', દિશાઓ તે 'પ્રતિહાર', સમુદ્ર તે 'નિધન' છે. આ "શક્વર્યો" લોકોમાં વ્યાપી રહી છે. (૨) જે આ પ્રમાણે લોકોમાં રહેલી 'શક્વર્યોને' જાણે તે લોકવાન થાય છે, પૂરા આયુષ્યે પહોંચે છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, પ્રજા અને પશુઓની સમૃદ્ધિવાળો થાય છે, કીર્તિએ મોટો થાય છે. એ (ઉપાસક)નો નિયમ હોય છે કે, તેણે લોકોને નિંદવા નહીં.

## અરાઢમો ખંડ.

(૧) બકરાં તે 'હિંકાર', ઘેટાં તે 'પ્રસ્તાવ', ગાયો તે

(૧) શક્વર્યઃ એ શક્વરીનું બહુવચન છે, અને આ શબ્દ બહુવચનમાંજ વપરાય છે.

'ઉદ્‌ગીથ', અશ્વો તે 'પ્રતિહાર', પુરૂષો તે 'નિધન' છે. આ 'રેવતીઓ' પશુઓમાં રહી છે. (૨) જે આ પ્રમાણે પશુઓમાં રહેલી રેવતીઓને જાણે તે પશુવાળો થાય છે, પૂર્ણ આયુષ્યે પહોંચે છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, પ્રજા અને પશુની સમૃદ્ધિવાળો થાય છે, કીર્તિએ મોટો થાય છે. એ(ઉપાસક)નો નિયમ હોય છે કે, તેણે પશુઓને નિંદવાં નહી.

## ઓગણીસમો ખંડ.

(૧) રૂવાડાં તે 'હિંકાર', ચામડી તે 'પ્રસ્તાવ', માંસ તે 'ઉદ્‌ગીથ,' હાડકાં તે 'પ્રતિહાર', ચરબી તે 'નિધન' છે. આ 'યજ્ઞાયજ્ઞીય' અંગોમાં રહી છે. (૨) જે આ પ્રમાણે અંગોમાં રહેલી 'યજ્ઞાયજ્ઞીય'ને જાણે તે દૃઢ અંગોવાળો થાય છે, અને અંગે ખંડિત થતો નથી, પૂર્ણ આયુષ્યે પહોંચે છે, જ્વલિત જીવનવાળો થાય છે, પ્રજા અને પશુની સમૃદ્ધિવાળો થાય છે. આ (ઉપાસક)નો નિયમ હોય છે કે, એક વર્ષ સુધી એણે મજ્જા (માંસ) ખાવી નહીં, એક વર્ષ સુધી મજ્જા ખાવી નહીં.

## વીસમો ખંડ.

(૧) અગ્નિ તે 'હિંકાર', વાયુ તે 'પ્રસ્તાવ', આદિત્ય તે 'ઉદ્‌ગીથ', નક્ષત્રો તે 'પ્રતિહાર', ચંદ્રમા તે 'નિધન' છે. આ 'રાજન' દેવતાઓમાં રહ્યું છે. (૨) જે આ પ્રમાણે દેવતાઓમાં રહેલું 'રાજન' જાણે તે એ દેવતાઓનાં સાલોકતા (દેવલોકની પ્રાપ્તિ), સાર્ષ્ટિતા (દેવની સમૃદ્ધિઓની પ્રાપ્તિ), સાયુજ્ય (તેમના રૂપ થવું તે)ને પામે છે; પૂરા આયુષ્યે પહોંચે છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, પ્રજા અને પશુ-

ઓની સમૃદ્ધિવાળો થાય છે. એ (ઉપાસક)નો નિયમ હોય છે કે, તેણે બ્રાહ્મણોને નિંદવા નહીં.

---

## એકવીસમો ખંડ.

(૧) ત્રણ વિદ્યાઓ તે 'હિંકાર', ત્રણ લોકો તે 'પ્રસ્તાવ', (ત્રણ દેવો) અગ્નિ, વાયુ અને આદિત્ય, તે 'ઉદ્ગીથ'; (ત્રણે) નક્ષત્રો, પક્ષીઓ અને કિરણો, તે 'પ્રતિહાર'; (ત્રણે) સર્પો, ગંધર્વો અને પિતૃઓ, તે 'નિધન' છે. આ 'સામ' સર્વેમાં ઓતપ્રોત થઈ રહ્યો છે. (૨) જે આ પ્રમાણે સર્વેમાં વ્યાપી રહેલો 'સામ' જાણે, તે સર્વરૂપ થાય છે. (૩) એનો આવો શ્લોક છે કે "જે પાંચ પ્રકારના ત્રણ ત્રણ છે, તેમનાથી મોટું બીજું કોઇ નથી." (૪) જે એને જાણે છે તે સર્વને જાણે છે. બધી દિશાઓ એને માટે બલિ (અન્ન) લાવે છે. એ (ઉપાસક)નો નિયમ હોય છે કે એણે 'સર્વ હું છુ' એમજ ઉપાસના કરવી.

---

(૧) ત્રણ વિદ્યાઓ તે ઋક્, સામ અને યજુર્વેદની વિદ્યાયો. સામની આ સર્વરૂપતાનું પ્રથક્ પ્રથક્ સ્વરૂપ પણ સામરૂપ જ છે એમ આગળ સમજાવીને અહીં હવે શ્રુતિ તેનો ઉપસંહાર કરતાં ૐરૂપ ઉદ્ગીથની સર્વમયતા પ્રગટ કરે છે. આજ સામગાનનું રહસ્ય છે. એજ શ્રુતિની ઉપાસનાનું અંતર્ લક્ષ્ય છે. ઉપનિષદ્ આવા સ્વરૂપમાં રચાયાં તે પહેલાં જે અનેક શ્રુતિઓ શ્લોક કે મંત્ર તરીકે મુખ પાઠે ચાલતી તે સર્વેને સમજાવી તેમને આવા ઐક્યમાં જોડવાની ઇચ્છાએ શ્રુતિએ આટલો બધો પ્રયત્ન કર્યો સમજાય છે. સામને આવી સર્વમયતાવાળો સમજે તે " સર્વ હું છું" એવીજ ઉપાસના કરે તે યોગ્યજ છે. જુવો. તૈત્તિ. ૧. ૪. ૧.

## બાવીસમો ખંડ.

(૧) 'સામના ઉંડા નાદ વાળું (ગાન) હું પસંદ કરૂં છું, તે પશુઓને કલ્યાણકારી છે' એમ અગ્નિનું 'ઉદ્‌ગીથ' છે, અનિરૂકત (અસ્પષ્ટ સ્વરનું) પ્રજાપતિનું (સામગાન) છે. સ્પષ્ટ (સ્વરનું) સોમનું છે. મૃદુ અને કોમળ તે વાયુનું છે. કોમળ અને બળવાન તે ઈન્દ્રનું (પ્રાણનું) છે. હંસના જેવું તે બ્રહસ્પતિનું છે. ખોખરૂં (ગાન) તે વરૂણનું છે. આ બધાંયને ઉપાસવાં, પણ વરૂણનું (ખોખરૂં ગાન) છોડી દેવું.

(૨) હું દેવોને અર્થે અમૃતત્વને ગાઉં (સ્તુતિ કરીને મેળવું), એમ (ઉદ્‌ગાતાએ સંકલ્પમાં) ગાવું; સ્વધા (બલિ) ને પિતૃઓને અર્થે, આશાને મનુષ્યોને અર્થે, તૃણોદકને પશુઓને અર્થે, સ્વર્ગલોકને યજમાનને અર્થે, અન્નને આત્માને (પોતાને) અર્થે હું ગાઉં, એમ, મનમાં આટલા સંકલ્પ કરીને (ધારીને) વગર ચુકે સ્તુતિ કરવી.

(૩) બધાય સ્વરો ઈન્દ્રના (પ્રાણના) અવયવ રૂપે છે, બધા ઉષ્માક્ષરો (શ,ષ,સ,હ) પ્રજાપતિના અવયવ રૂપે છે, બધા વ્યંજનો મૃત્યુના અવયવ રૂપે છે. કદિ કોઈ એને સ્વરની બાબતમાં ઠપકો દે તો એણે કહેવું કે 'હું ઇન્દ્રને શરણે પડયો છું તે તને ઉત્તર આપશે.' (૪) પછી કોઈ ઉષ્માક્ષરના સંબંધે ઠપકો દે તો એણે કહેવું કે 'હું પ્રજાપતિને શરણે પડયો છું તે તને ઉત્તર આપશે.' વળી કોઇ વ્યંજન સંબંધી ઠપકો દેતો એણે કહેવું કે 'હું મૃત્યુને શરણે પડયો છું તે તને ઉત્તર આપશે.'

---

(૧) આ ખંડમાં વળી શ્રુતિનો એવો ઉપદેશ છે કે, સામના ઐક્યને સમજનારે પોતાની સર્વે ઉદ્‌ગીથ ક્રિયાઓ તે, તે, દેવતાની જ છે, અને અહંભાવવાળી મારી પોતાની નથી, એવીજ ભાવના રાખવી, જેથી પોતામાં બ્રહ્માત્મક ભાવને પ્રકટ થતાં વાર લાગે નહી.

**(૫) 'હું ઇન્દ્રને (પ્રાણને) બળ આપું છું' એમ (સંકલ્પ કરીને) બધાય સ્વરોને ઘોષ કરીને અને જોરથી બોલવા; 'હું આત્માને પ્રજાપતિમાં આપી દઉં' (ભેળવી દઉં) એમ (સંકલ્પ કરીને) સર્વે ઉષ્માક્ષરોને નહીં ખમચાઇને, કે નહીં એકદમ બહાર કાઢીને, ખુલ્લા બોલવા જોઇએ. 'મૃત્યુના હાથમાંથી આત્માને હરીં લઉં–છોડાવી લઉં' એમ (સંકલ્પ કરીને) બધાય વ્યંજનોને ધીમે ધીમે (અને) એકઠા ના થઇ જાય તેમ બોલવા.**

---

## ત્રેવીસમો ખંડ.

**(૧) ધર્મની (કર્મ વિદ્યાની) ત્રણ શાખાઓ છે. યજ્ઞ,**

---

(૧) અહીં હવે શ્રુતિ ફળની ઇચ્છાએ આચરવામાં આવતા ધર્મની ત્રણ શાખાઓ–વિદ્યાઓ–ને વિષે કહે છે. સર્વ કામનો ત્યાગ કરનાર આસક્તિ રહિત સન્યાસી ગમે તે વર્ણ કે આશ્રમનો હોઈ શકે. એવા બ્રહ્મજ્ઞાનીને કોઇ આશ્રમ કે કર્મ અડતુંજ નથી, અને તેથીજ એ પરબ્રહ્મમાં સદા સ્થિત થઈ રહે છે, તેજ ખરો બ્રહ્મસંસ્થ છે.

'આ બધાય ધર્મ-કર્મના કરનારા પુણ્યના લોકોને પામે છે, પણ અમૃતત્વને તો બ્રહ્મસંસ્થ જ પામે છે' આવો શ્રુતિનો બોધ બૃહદારણ્યકમાં પણ થયો છે. સર૦ બૃહ. ૬. ૨. ૧૫. ત્યાંનો મંત્ર આજ અર્થમાં સમજવો. ત્યાં આ ધર્મ કર્મ કરનારાઓને પંચાગ્નિઓ કે સત્યબ્રહ્મને ઉપાસતા આરણ્યકો એમ કહેવામાં આવ્યા છે. બ્રહ્મસંસ્થની દશા બૃહ. ૪. ૪. ૬. માં બતાવી છે. બ્રહ્મજ્ઞાન વડેજ મોક્ષ છે. જુવો. બૃ. ૩. ૮. ૧૦; બૃ. ૪.૪.૧૪; બૃ. ૧. ૪. ૧૫; તે. ૨. ૬; તૈ. ૨. ૮. ૫; તૈ. ૨. ૧. ૧; છાંદો ૭. ૨૫. ૨. શ્વેતા. ૬. ૧૫. છાંદો. ૨. ૨૩. ૧.

યજ્ઞ, અધ્યયન અને દાન એ ત્રણમાંથી, પહેલું દાન તે આ લોકના ભોગને આપનારૂં છે, યજ્ઞ–તપ–તે પરલોકના ભોગને આપનારૂં છે, અને અધ્યયન તે જ્ઞાનને આપનાર હોઇ બ્રહ્મજ્ઞાનની

અધ્યયન, અને દાન એ (ત્રણેમાં) પહેલી (શાખા). એકલું તપ ( ચાંદ્રાયણાદિ યજ્ઞ માત્ર ) તે બીજી. બ્રહ્મચારી થઈને આચાર્ય કુળમાં વાસ કરવો તે (અધ્યયન) ત્રીજી, એટલે મરણ પર્યન્ત આચાર્યકુળમાં જઈને ( વિદ્યાઅર્થે ) વસવું તે. આ બધાય (ધર્મ·કર્મ કરનારા) પુણ્યના લોકોને પામે છે, (પણ) અમૃતત્વને તો બ્રહ્મસંસ્થ (સર્વ કામનાને છોડનાર સંન્યાસી બ્રહ્મનિષ્ઠ)જ પામે છે.

(૨) પ્રજાપતિએ લોકોને (વિચારથી) તપવ્યા, તે તપેલા લોકોમાંથી ત્રણ પ્રકારની વિદ્યા (કર્મ-વિદ્યા) પ્રસરી–બહાર નીકળી. તે વિદ્યાને (એમણે) તપવી. એવી તપેલી (વિદ્યા) માંથી આટલા અક્ષરો પ્રસર્યા. તે 'ભૂઃ' 'ભુવઃ' 'સ્વર્' હતા. (૩) તેણે એ અક્ષરોને તપવ્યા. એવા તપેલા (અક્ષરો)માંથી 'ૐ'કાર પ્રસવ્યો (બહાર નીકળ્યો). તેથી જેમ સર્વે પત્રો ડાળીવડે સંકળાઈ રહે છે, તેમ બધી વાણિ 'ૐ'કારથી સંકળાઈ રહી છે. 'ૐ' એજ આ સર્વ છે, અરે 'ૐ' એજ આ સર્વ છે.

## ચોવીસમો ખંડ.

(૧) બ્રહ્મચારીઓ કહે છે કે, જે પ્રાતઃસવન (પ્રાતઃ-કાળની આહૂતિ)છે તે વસુઓનું છે, જે મધ્યાન્હ સવન છે તે રૂદ્રોનું છે, અને જે ત્રીજું (સાયંકાળનું) તે આદિત્યો અને વિશ્વે દેવોનું છે. (૨) ત્યારે યજમાનનો લોક ક્યાં (તે તો

---

પ્રાપ્તિનું સાધન બની સ્વર્ગ આપી, અંતે બ્રહ્મસંસ્થ થતાં મોક્ષને આપનારૂં પુરૂષાર્થ છે. જુવો. બ્ર. સૂ. ૪. ૩. ૧૦; ૪. ૪. ૨૨.

(૨૪ .૨) પહેલા મંત્રમાં તો સવનોના અધિષ્ઠાતા દેવો કહ્યા. બાજામાં તે સવનોથી કયો ભોગલોક પ્રાપ્ત થાય છે તે જણાવવા માટે શ્રુતિ પોતે પ્રશ્ન કરીને તેનો આગળ ઉત્તર આપે છે.

કહો). જે એને ના જાણે તે (યજ્ઞ) કેવી રીતે કરી શકે ? (કારણ કે) એને જાણીને જ કોઇ (યજ્ઞ) કરે.

(૩) પ્રાતઃકાળનું સામગાન કરતા પહેલાં 'ગાર્હપત્ય' અગ્નિની પૂઠે રહી ઉત્તર દિશામાં મુખ રાખી યજમાન બેશીને વાસવ (વસુઓના) સામને ગાય છે. કે, (૪) (આ પૃથિવી) 'લોકના દ્વારને ઉઘાડો, કે જેથી (હે અગ્નિ) અમે (પૃથિવીના) રાજ્યને અર્થે તમને જોઇએ-તમારૂં દર્શન કરીએ.' (૫) પછી હોમ કરે છે, (આમ બોલીને કે) "અગ્નિ-દેવને નમસ્કાર હો ! જે તમે પૃથિવીમાં વસો છો અને આ લોકમાં વસોછો (તેવા) તમે હું યજમાનને અર્થે તે લોક આણી આપો. યજમાનના એજ લોકમાં મારે જવાનું છે." (૬) "યજમાન આયુષ્ય પુરૂ થયા પછી અહીં (એ લોકમાં આવે ત્યારે ત્યાંની ) ભૂંગળ (પરિઘ) તમે ઉઘાડી નાખજો (ખેંચી લેજો), સ્વાહા !" આમ બોલીને એ ઉભો થાય છે. તેને અર્થે વસુઓ પ્રાતઃસવન સફળ કરે છે.

(૭) મધ્યાન્હનું સવન (આહૂતિ) કરતા પહેલાં 'અગ્નીધ્રીય'(અગ્નિ)ની પૂઠે રહી ઉત્તરાભિમુખ બેશીને એ યજમાન રૈદ્ર (રૂદ્રોનો) સામ ગાય છે, કે, (૮) (અંતરિક્ષ) "લોકનું દ્વાર ઉઘાડો જેથી (હે રુદ્રો ! ) અંતરિક્ષના રાજ્યને અર્થે અમે તમને જોઇ શકીએ-મળી શકીએ." (૯) પછી

(૩) પ્રાતઃકાળમાં આહૂતિયો અર્થે સળગાવેલા અગ્નિને '**ગાર્હપત્ય**' અગ્નિ કહેવાય છે. મધ્યાન્હની આહૂતિયો અર્થે સળગાવેલા અગ્નિને "**અગ્નીધ્રીય**" અગ્નિ કહેવાય છે. અને સંધ્યાંની આહૂતિયો અર્થે સળગાવેલા અગ્નિને "**આહવનીય**" અગ્નિ કહેવાય છે. આ પ્રમાણે ત્રણે અગ્નિઓનાં યજ્ઞનામો છે. આ ત્રણે અગ્નિઓએ પોતાનાં સ્વરૂપો કામલાયન ઉપકોસલને છાંદો. ૪. (૧૧, ૧૨, ૧૩) ખંડોમાં સમજાવ્યાં છે.

એ હોમ કરે છે; (એમ બોલીને કે) 'વાયુને નમસ્કાર હો ! જે તમે અંતરિક્ષમાં વસો છો, અને તે લોકમાં વસો છો (તેવા) તમે હું યજમાનને અર્થે એ લોક આણી આપો. યજમાનના એજ લોકમાં મારે જવાનું છે.' (૧૦) 'યજમાન આયુષ્ય પુરૂ થયા પછી (અહીં અંતરિક્ષમાં આવે ત્યારે ત્યાંની) ભૂંગળ (તમે) ઉઘાડી નાખજો. સ્વાહા ' આમ બોલીને યજમાન ઉભો થાય છે. તેને અર્થે રુદ્રો મધ્યાન્હનું સવન સફળ કરે છે.

(૧૧) ત્રીજું સવન કરતા પહેલાં 'આહવનીય'(અગ્નિ)ની પૂઠે રહી ઉત્તરાભિમુખ બેશીને તે યજમાન આદિત્ય અને વૈશ્વદેવોના સામોને ગાય છે, કે, (૧૨) "(સ્વર્ગ)લોકનું દ્વાર ઉઘાડો જેથી ( હે આદિત્ય ! ) સ્વર્ગના રાજ્યને અર્થે અમે તમને જોઇએ-મળીએ." (૧૩) આ આદિત્યનું (ગાવાનું). હવે વિશ્વેદેવોનું: 'લોકનું દ્વાર ઉઘાડો જેથી ( હે વિશ્વેદેવો ! ) સામના રાજ્યને ( સર્વોત્તમ રાજ્યને ) અર્થે અમે તમને જોઇએ-મળીએ.' (૧૪) પછી હોમ કરે છે, ( એમ બોલીને કે) "આદિત્યોને અને વિશ્વેદેવોને નમસ્કાર હો ! જે ( તમે ) સ્વર્ગમાં વસો છો અને તે લોકોમાં વસો છો (તેવા) તમે હું યજમાનને અર્થે એ લોક આણી આપો." (૧૫) "યજમાનના એજ લોકમાં મારે જવાનું છે. યજમાન આયુષ્ય પુરૂ થયા પછી અહીં ( સ્વર્ગમાં આવે ત્યારે ત્યાંની ) ભૂંગળ ( તમે ) ઉઘાડી નાખજો, સ્વાહા ! " એમ બોલીને એ ( યજમાન ) ઉભો થાય છે. (૧૬) તેને અર્થે આદિત્યો અને વિશ્વેદેવો ત્રીજા સવનને સફળ કરે છે. જે આ પ્રમાણે સમજે તેજ યજ્ઞની માત્રાઓને (અંગોને) સમજે છે, જે ખરે આ પ્રમાણે સમજે તે જ.

**બીજો પ્રપાઠક સમાપ્ત.**



# પ્રપાઠક ત્રીજો.

## પહેલો ખંડ.

(૧) આ પ્રસિદ્ધ આદિત્ય દેવોનું મધ (મધુ·પ્રિય) છે. દ્યૌઃ તે તે (આદિત્ય)નો ત્રાંસો વંશ (વાંસ) છે, અંત-રિક્ષ તે એનો પૂડો (મધપૂડો) છે. એના મરીચયો (કિરણોથી આકર્ષેલાં જળો જાણે) પુત્રો છે. (૨) એની પૂર્વની રશ્મિયો (કિરણો) તે પૂર્વની મધુનાડીઓ (મધપુડાનાં છિદ્રો) છે. ઋચા-ઓ મધુકરીઓ (મધમાખો) છે. (યજ્ઞરૂપે) ઋગ્વેદજ પુષ્પ છે, અમૃતો (રસો) તે જળો (યજ્ઞમાં હોમાતાં આજ્યો) છે, અને

---

આ ત્રીજા પ્રપાઠકમાં શ્રુતિ દેવતાઓનું વિવરણ કરે છે, અને સર્વ દેવોના મધુ–સાર–રસ રૂપ આદિત્યને જણાવી, ધર્મ ક્રિયાઓનુ એને કેન્દ્ર ગણે છે. અને તેનાં અંગો તે વેદ ક્રિયાઓનાં અમૃતો–આજ્યો રૂપી સારનાં જ બનેલાં છે, એમ બતાવે છે. આદિત્ય પુરૂષની ઉપાસનાના ગાયત્રી મંત્રથી આ દેવ પ્રકરણનો, છેવટે ઉપસંહાર કરે છે. હીકલ પણ આપણા મંડળના મુખ્ય પ્રાણ (Energy) ની પ્રતિષ્ઠા સૂર્યમાં જ છે એમ બતાવે છે.

(૧) આની સાથે સરખાવો છાં. ૪–૧૭ મો ખંડ.

આદિત્ય સર્વ યજ્ઞોના ફળ રૂપ છે તેથી તે દેવતાઓને અતિ-પ્રિય છે, એ તેમનું મધ છે. હવે આ આદિત્યનું આખું અંગ તે યજ્ઞના ફળમાંથી કેવી રીતે થયું તે આગલના મંત્રોમાં શ્રુતિ સમજાવે છે. અહીં "આદિત્ય" શબ્દ સૂર્યમંડળ અને આદિત્ય પુરૂષ ઉભયને માટે વપરાયો છે. દ્યોઃ અને અંતરિક્ષ ભોગના લોક છે.

(૨ થી ૪)યજ્ઞના ફળને અહીં રસરૂપે વર્ણવ્યું છે. એ રસ તે અમૃત છે. અને યજ્ઞનાં ફળ અહીંથી આદિત્યના ભણી વહે છે એમ કહ્યું છે. ઋચાઓને મધુકરીઓ કહી છે, કારણ કે એ ઋચાઓ દ્વારાજ યજ્ઞમાં આહૂતિયો હોમાતાં કર્મફળની માળા બંધાય છે; અને તેવી આહૂ-તિયોવડે શક્તિ રૂપી દેવો પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થવા તૈયાર થાય છે.

ખરે (તેમને લેઈ જનારી) આ ઋચાઓ તે જ મધુકરીઓ છે. (૩) આ (યજ્ઞકર્મમાં પ્રયુક્ત) ઋચાઓએ તે ઋગ્વેદ (યજ્ઞ) ને (વિચારથી) તપવ્યો (brooded), અને એવા તપેલાનો રસ (અમૃત) થયો, તે યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય અને અન્નાદ્યં-જઠરાગ્નિ (રૂપે પ્રગટયો). (૪) તે રસ ઝરી ગયો, અને આદિત્યના ભણી વહ્યો, એટલે આ જે આદિત્યનું લાલ રૂપ (રંગ) દેખાય છે તે (થયું).

## બીજો ખંડ.

(૧) હવે જે એની દક્ષિણની રશ્મિયો છે તે એની દક્ષિણની મધુ નાડીયો છે, યજુંષો તે માખીઓ છે, યજુર્વેદ એ પુષ્પ છે, તેનાં અમૃતો તે જળો ( આજ્યો ) છે. (૨) ખરે, તે યજુર્વેદની ઋચાઓએ યજુર્વેદને તપવ્યો, અને એવા તપેલાનો રસ થયો, તે યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય અને જઠરાગ્નિ (થયાં). (૩) તે (રસ) ઝરી ગયો, અને તે આદિત્યનું શુક્લ (ધોળું) રૂપ (રંગ) છે તે થયું.

## ત્રીજો ખંડ.

(૧) હવે જે એની પશ્ચિમની રશ્મિયો છે તે એની પશ્ચિમની મધુનાડીઓ છે, સામો (સામગાનો) માખીઓ છે,

---

આ ધર્મ ક્રિયાઓના જ્ઞાનનું ફળ તે જ્ઞાનાનુભવ છે, એટલે કે તે જીવનો એવો વિશેષ ભાવજ છે; અને અધ્યાત્મમાં જે પુરૂષ છે તેજ તે ભાવરૂપે પરિણમે છે. આ પુરૂષ અને આદિત્યમાંનો પુરૂષ એકજ છે. જુવો. ઈશ. ૧૬, છાંદો. ૩. ૧૭. ૭. તેથી યજ્ઞનું ફળ આવા ભાવ અથવા રસરૂપે આદિત્યમાંજ વહ્યું એમ જે શ્રુતિ કહે છે તે આ દૃષ્ટિએ સ્પષ્ટ સમજાય છે. વળી અહીંથી મરી ગયા પછી આ પુરૂષ આદિત્ય પુરૂષમાંજ ભળે છે. જુવો છા. ૮. ૬. ૫; છાં. ૪. ૧૫. ૫; બૃ. ૬. ૨. ૧૫. છાં- ૫. ૧૦. ૨.

સામવેદ તે પુષ્પ છે, તેનાં અમૃતો તે જળો છે. (૨) ખરે, તે સામોએ સામવેદને તપવ્યો, અને એવા તપેલાનો રસ થયો, તે યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય અને જઠરાગ્નિ (થયાં). (૩) તે રસ ઝરી ગયો, અને આદિત્યના ભણીને વહ્યો, એટલે આ જે આદિત્યનું કૃષ્ણ (કાળું) રૂપ (રંગ) છે તે (થયું).

## ચોથો ખંડ.

(૧) હવે જે એની ઉત્તરની રશ્મિયો છે તે એની ઉત્તરની મધુનાડીઓ છે, અથર્વાંગિરસો એ મધમાખીઓ છે, ઇતિહાસ (એટલે) પુરાણ (જૂની કથાઓ)એ પુષ્પ છે, તેનાં અમૃતો તે જળો છે. (૨) તે અથર્વાંગિરસોએ એ ઇતિહાસ પુરાણને તપવ્યાં અને એવા તપેલાનો રસ થયો, તે યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય અને જઠરાગ્નિ (થયાં) (૩) તે રસ ઝરી ગયો, અને આદિત્યની ભણી વહ્યો, એટલે આ જે આદિત્યનું અત્યંત કાળુ રૂપ (રંગ) છે તે (થયું).

## પાંચમો ખંડ.

(૧) હવે જે એની ઉર્ધ્વ (ઉભી) રશ્મિયો છે તે ઉભી મધુનાડીઓ છે, ગુહ્ય ઉપદેશો તે મધુકરીઓ છે, બ્રહ્મ (ૐ રૂપ યજ્ઞ કર્મ) એ પુષ્પ છે. તેનાં અમૃતો તે જળો છે. (૨) તે ગુહ્યોપદેશોએ એ બ્રહ્મને તપવ્યું. એવા તપેલાનો રસ (અમૃત) થયો, તે યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય અને જઠરાગ્નિ (થયાં). (૩) તે રસ ઝરી ગયો, અને તે આદિત્ય

---

(૧) "ગુહ્યોપદેશો" એ વેદાન્ત અથવા ઉપનિષદ્ વાચક શબ્દ છે. બ્રહ્મ તેનું ફળ-પુષ્પ છે. અને તેણે પ્રકટ કરેલું સર્વવ્યાપક તત્વ આદિત્ય પુરૂષ અથવા મહદાત્મ-ઇશ્વર-છે, જેનું પરમતત્વ આત્મા છે.

(૩) આ 'પલકતો' તે કોઇ રંગ નથી. આપણે જાણીએ છીએ તેવા રંગોમાં આનો સમાવેશ નથી. આતો માત્ર પલકારા મારતા

**ભણી વહ્યો, એટલે જે આ આદિત્યની વચ્ચે-મધ્યે-પલકે છે. (ક્ષોભતે–quivers) તે (થયું) (૪) જરૂર આ રસો તે રસોનાય રસ છે, કારણ કે વેદો રસો છે, તેમનાય એ રસો છે. આ અમૃતો તે અમૃતોનાંય અમૃત છે, કારણે વેદો અમૃત છે, તેમનાંય આ અમૃતો છે.**

---

## છઠ્ઠો ખંડ.

**(૧) એ જે પહેલું અમૃત છે તેના ઉપર અગ્નિથી માંડીને વસુઓ જીવે છે. દેવો તો ખરે ખાતાય નથી કે પીતાય નથી, અમૃતને જોઇનેજ એ તૃપ્ત થાય છે. (૨) તેઓ એજ રૂપ (લાલરંગ)માં સમાઈ જાય છે, અને એજ રૂપમાંથી ઉત્પન્ન થાય છે. (૩) જે આ પ્રમાણે એ**

---

તેજનો જ્યોતિનોજ સ્વભાવ છે. જે "ज्ञ"નું પલકારા મારવાનું સ્વરૂપ છે તેના વિશેષણનેજ અહીં રંગની જગ્યાએ વાપર્યું છે. વિરાટમાં આદિત્ય પુરૂષનું આવુંજ સ્વરૂપ છે; અને આવુંજ અધ્યાત્મમાં પ્રત્યગાત્માનું–ચિત્નું સ્વરૂપ છે. ઉભય એમના આવિર્ભાવમાં પલકારાજ મારે છે.

(૧) 'દેવો ખરે ખાતાય નથી કે પીતાય નથી; અમૃતને જોઇનેજ તેઓ તૃપ્ત થાય છે.' દેવો જીવાત્માની પેઠે સ્થૂળ અન્નને ભોગવતા નથી. એમની કામનાની તૃપ્તિતો માત્ર વસ્તુને જોઇને જ થાય છે.

શ્રુતિ આ વસુઓ, રૂદ્રો, આદિત્યો, મરૂતો અને સાધ્યોને, લાલ, શુક્લ, શ્યામ, કૃષ્ણ અને પલકારામાંથી થતા અને તેમાંજ સમાતા બતાવે છે.

(૩) મેક્ષમુલર આનું ભાષાન્તર એવું કરે છે કે " અગ્નિની આગેવાની હેઠળ વસુઓમાંનો એક થાય છે, અને તે અમૃતને જોઇને તૃપ્ત થાય છે." આ અર્થમાં પણ કાંઇ ઝાઝો ફેર નથી. છતાં જે પહેલા મંત્રમાં " તેના ઉપર અગ્નિથી માંડીને વસુઓ જીવે છે"

**અમૃતને સમજે છે તે વસુઓમાંનો એક થઇને અગ્નિની જ આગેવાની હેઠળ એ અમૃતને જોઇને જ તૃપ્ત થાય છે, (અને) એજ રૂપમાં સમાઇ જાય છે, અને એ રૂપમાંથી ઉત્પન્ન થાય છે (સર્વ પ્રકારે વસુઓ રૂપ થાય છે ). (૪) એ જ્યાં સુધી આદિત્ય પૂર્વમાં ઉગે અને પશ્ચિમમાં આથમે ત્યાં સુધી વસુઓના આધિપત્યવાળા સ્વર્ગરાજ્યને (स्वाराज्यं) પામે છે.**

---

## સાતમો ખંડ.

(૧) હવે જે બીજું અમૃત છે તેના ઉપર ઇંદ્રથી માંડીને રૂદ્રો જીવે છે. દેવો તો ખરે ખાતાય નથી, અને પીતાય નથી; માત્ર એ અમૃતને જોઇને જ તૃપ્ત થાય છે. (૨) તેઓ એજ રૂપ (શુક્લ રંગ)માં સમાઇ જાય છે, અને એજ રૂપમાંથી ઉત્પન્ન થાય છે. (૩) જે આ પ્રમાણે અમૃતને સમજે તે રૂદ્રોમાંનો એક થઇને ઇન્દ્રની આગેવાની હેઠળ એ અમૃતને જોઇને જ તૃપ્ત થાય છે. (અને) એ એજ રૂપમાં સમાઈ જાય છે, અને એ રૂપમાંથી ઉત્પન્ન થાય છે. (૪) એ જ્યાં સુધી સૂર્ય પૂર્વમાં ઉગે અને પશ્ચિમમાં આથમે

---

એમ કહ્યું છે, તેનાજ ઉપસંહારાર્થે આ ત્રીજો મંત્ર છે, તેથી 'અમૃતને જોઇનેજ તૃપ્ત થાય છે' એ વિચારની સાથેજ શંકરાચાર્ય 'અગ્નિની આગેવાની હેઠળ'ના વાક્યને જોડે છે તે વધારે યોગ્ય લાગવાથી અમે તેમનેજ અનુસર્યા છીએ.

(૭.૪.) આ દિક્ષણમાં ઉગવાનો અને ઉત્તરમાં આથમવાનો વિચાર ક્યાંથી ઉપજ્યો હશે ? રા. તિલકના કહેવા પ્રમાણે આપણે ઉત્તરધ્રુવમાં વસતા હતા તે વખતની સૂર્યની દક્ષિણમાંથી ઉગવાની કથાઓમાં તો એનું મૂળ નહી હોય ? પણ ઉત્તરમાં આથમવાનું કેમ બને ? આગળના આઠ અને નવ ખંડો જોતાં સૂર્યમંડળના ઉગવા કે આથ-

એનાથી બમણું એ દક્ષિણમાં ઉગે અને ઉત્તરમાં આથમે ત્યાં સુધી રૂદ્રોના આધિપત્યવાળા સ્વર્ગના રાજ્યને પામે છે.

---

## આઠમો ખંડ.

(૧) હવે જે ત્રીજું અમૃત છે તેના ઉપર વરૂણથી માંડીને આદિત્યો જીવે છે. દેવો તો ખરે ખાતાય નથી, અને પીતાય નથી; એ અમૃતને જોઈનેજ તેઓ તૃપ્ત થાય છે. (૨) તે એજ રૂપમાં (કાળા રંગમાં) સમાઇ જાય છે અને એજ રૂપમાંથી ઉ-

---

મવાના દૃશ્યની સાથે આનો ભાગ્યેજ સંબંધ બેશશે. કારણ કે ત્યાં સૂર્ય પશ્ચિમમાં ઉગે અને પૂર્વમાં આથમે, અને ઉત્તરમાં ઉગે અને દક્ષિણમાં આથમે, એમ પણ કહ્યું છે, જે અત્યારના સૂર્યમંડળના પ્રયાણને જોતાં સમજવું કઠિન છે.

પૂર્વથી પશ્ચિમના સૂર્ય-પ્રયાણને આપણે એક દિવસ કહીએ છીએ. તેમજ ઉત્તર ધ્રુવ આગળની સ્થિતિ વિચારતાં દક્ષીણમાં ઉગી ઉત્તરમાં અસ્ત થવાના સમયને કદિ છ માસવાળા સૂર્યના ઉત્તરાયણ દક્ષિણાયન પ્રવાસને કહીએ તો પણ આ ઉભય કાલ પ્રયાણ એકજ વખતે અને એકજ સ્થળે બની કેમ શકે એ સમજાતું નથી, કારણ કે ધ્રુવ આગળ પૂર્વ પશ્ચિમ સૂર્યોદય કે અસ્ત અનુભવાતો નથી, ત્યારે અહીં ઉત્તર દક્ષિણ અસ્તોદય અનુભવાતો નથી. વખતે જૂની ઉત્તરાયણની ચાલી આવેલી કાળ ગણના સાથે અહીંના દિવસોના અનુભવે બંધાયલી ગણત્રીનું સંમિશ્રણ કરીને કાલગણના અહીં બતાવી હોય! ખાસ ચોક્કસ કાળજ બતાવવાની અહીં જરૂર નહીં લાગવાથી એવી અનિશ્ચિત કાળ ગણનામાં વખતે દોષ પણ નહીં લાગ્યો હોય. ઉત્તર ધ્રુવની સ્થિતિનો વિચાર કરતાં પણ ઉત્તરમાં અસ્ત થવાનું કેમ બની શકે, તે અત્યારે અહીંના અનુભવે સમજવું મુશ્કેલ છે. ઉત્તર ધ્રુવના પ્રદેશના વધારે અનુભવે આ વિચાર સ્પષ્ટ થઇ શકે. આજ પ્રમાણે પશ્ચિમમાં ઉગવાનું અને પૂર્વમાં આથમવાનું દૃશ્ય પણ સમજાય તેમ નથી.

ત્પન્ન થાય છે. (૩) જે આ પ્રમાણે એ અમૃતને સમજે તે આદિત્યોમાંનો એક થાય છે, અને વરૂણની આગેવાની હેઠળ એ અમૃતને જોઇનેજ તૃપ્ત થાય છે. એ એજ રૂપમાં સમાઇ જાય છે, અને એજ રૂપમાંથી ઉત્પન્ન થાય છે. (૪) એ જ્યાં સુધી આદિત્ય દક્ષિણમાં ઉગે અને ઉત્તરમાં આથમે તેનાથી બમણું એ પશ્ચિમમાં ઉગે અને પૂર્વમાં આથમે ત્યાં સુધી આદિત્યોના આધિપત્યવાળા સ્વર્ગલોકના રાજ્યને પામે છે.

## નવમો ખંડ.

(૧) હવે જે ચોથું અમૃત છે તેના ઉપર સોમથી માંડીને મરૂતો જીવે છે. દેવો તો ખરે ખાતાય નથી, અને પીતાય નથી; અમૃતને જોઇને જ તેઓ તૃપ્ત થાય છે. (૨) તે એજ રૂપમાં (અતિકૃષ્ણ રંગમાં) સમાઇ જાય છે, અને એ રૂપમાંથી ઉત્પન્ન થાય છે. (૩) જે આ પ્રમાણે એ અમૃતને સમજે તે મરૂતોમાંનો એક થાય છે, અને સોમની આગેવાની હેઠળ એ અમૃતને જોઇનેજ તૃપ્ત થાય છે. તે એજ રૂપમાં સમાઇ જઈને એ રૂપમાંથી ઉત્પન્ન થાય છે—નીસરે છે. (૪) એ જ્યાં સુધી આદિત્ય પશ્ચિમમાં ઉગે અને પૂર્વમાં આથમે તેનાથી બમણું ઉત્તરમાં ઉગે અને દક્ષિણમાં આથમે ત્યાં સુધી મરૂતોના આધિપત્યવાળા સ્વર્ગના રાજ્યને પામે છે.

## દશમો ખંડ.

(૧) હવે જે પાંચમું અમૃત છે તેના ઉપર બ્રહ્મ

(૧૦. ૧) આ ખંડમાં વ્યક્ત મહત્‌ના વિરાટ અને આધ્યાત્મ તત્ત્વરૂપ બ્રહ્મ દેવનું વર્ણન છે. એને સૂર્ય મંડળમાંના પુરૂષ અને અ-

(ૐ)થી માંડીને સાધ્યો જીવે છે. દેવો તો ખાતાય નથી, કે પીતાય નથી. એ અમૃતને જોઈનેજ તેઓ તૃપ્ત થાય છે. (૨) તેઓ આ જ રૂપમાં (પલકતા રૂપમાં) સમાઈ જાય છે, અને આજ રૂપમાંથી ઉત્પન્ન થાય છે. (૩) જે આ પ્રમાણે એ અમૃતને સમજે તે સાધ્યોમાંનો એક થાય છે; અને બ્રહ્મનીજ આગેવાની હેઠળ અમૃતને જોઈનેજ તૃપ્ત થાય છે. તે એજ રૂપમાં સમાઈ જાય છે, અને એજ રૂપમાંથી ઉત્પન્ન થાય છે. (૪) એ જ્યાં સુધી આદિત્ય ઉત્તરમાંથી ઉગે અને દક્ષિણમાં આથમે તેનાથી બમણું ઉભો ઉગે અને નીચે આથમે ત્યાં સુધી સાધ્યોના આધિપત્યવાળા સ્વર્ગના રાજ્યને પામે છે.

---

## અગીઆરમો ખંડ.

(૧) હવે અહીંથી ઉંચે ચઢીને એ ઉગતોય નથી

---

ધ્યાત્મના ચિતરૂપે પલકતારૂપવાળો વર્ણવ્યો છે. અહીંથી ઉપરના પ્રદેશનો દેવ અવ્યક્ત આત્મરૂપ હોઇ તે ઉદય કે અસ્તને પામતો નથી; અને તેનું એવુંજ વર્ણન અગિયારમા ખંડમાં શ્રુતિ કરે છે. આ અમૃતરૂપ ઇન્દ્ર તેજ ૐ, પ્રણવ, કે ઉદ્‌ગીથ છે. સર૦ તૈત્તિ. ૧. ૪. ૧.

(૧) આ મંત્રમાં સૂર્ય મંડળમાં રહેલા ચિદ્ઘન સહ દેવતા–પુરૂષ–નુંજ વર્ણન છે. સર. મદ્રાસપ્રતના મહાભારતમાં વનપર્વના અધ્યાય ૧૬૪ ના (૨૬–૨૮, ૩૭–૩૮) શ્લોકો, અને તેજ પર્વના ૧૬૫ (૧૧–૧૩) શ્લોકો. ત્યાં મેરૂ પર્વતનું વર્ણન બહુ બોધક છે. માથા ઉપરના ધ્રુવના તારાથી માંડી સિદ્ધી નીચે પૃથ્વીના તળ સુધી પહોચતી તેજસ્વી ઉર્ધ્વરેખાને ત્યાં મેરૂ રૂપે કલ્પેલો છે.

ઉપનિષદ્‌ના આવા અખંડ જ્યોતિરૂપ મહદાત્માને ઉત્તર ધ્રુવના જ્યોતિસ્તંભરૂપે કલ્પી તેને સ્થૂલ ભાવ ભર્યો મેરૂ પર્વત બનાવીને સામાન્ય લોકોમાં ઉંચા આત્મતત્વની જૂની કથાને એવા રૂપમાં પણ જાળવી રાખવામાં મહાભારતકારે બહુ કુશળતા બતાવી છે.

અને આથમતોય નથી. એ એકલોજ મધ્યમાં (અચળ)રહે છે. તેનો આવો શ્લોક છે કે, (૨) "જરૂર ત્યાં (એમ) નથી; એ અસ્ત થતોજ નથી. એ કદિ ઉગતોય નથી. હે દેવો, જો આ સત્ય હોય તો હું બ્રહ્મની જોડે વિરોધિ ના થાઉં." (બ્રહ્મની મને અપ્રાપ્તિ ના હોજો.)

(૩) જે આ બ્રહ્મોપનિષદ્ (વેદનું આવું બ્રહ્મરહસ્ય) સમજે તેની દૃષ્ટિએ તો જરૂર એ (આદિત્ય પુરૂષ) ઉગે કે આથમે નહીંજ, એને તો જરૂર સદૈવ દિવસજ હોય છે.

(૪) આવું એ (રહસ્ય) બ્રહ્માએ પ્રજાપતિને સમજાવ્યું હતું, પ્રજાપતિએ મનુને, (અને)મનુએ (પોતાની) પ્રજાઓને. ઉદ્દાલક આરૂણિ જે જયેષ્ઠ પુત્ર થતો હતો તેને એના પિતાએ આ બ્રહ્મનો ઉપદેશ કર્યો હતો. (૫) ( તેથી ) બ્રહ્મનો આ ઉપદેશ પિતા પોતાના જયેષ્ઠ પુત્રને કરે, અથવા પોતાના યોગ્ય શિષ્યને કરે, (૬) પણ બીજા ગમે તેવાને નહીં, પછી ભલેને જળે વીંટાયલી આખી ધનની ભરેલી પૃથિવીને તે આપતો હોય ( તો પણ નહીંજ ). કારણ કે, એથીય આ વિદ્યા વધારે કિંમતી છે, ખરે, એથીય આ વધારે કિંમતિ છે.

---

## બારમો ખંડ.

(૧) ગાયત્રી ખરે આ સર્વ (ભૂત માત્ર) છે, જે કાંઇ

---

(૧) ગાયત્રી આદિત્ય પુરૂષ (**वरेण्यं**)ના ઉદ્‌ગીથરૂપે છે, અને તેજ અધ્યાત્મમાં આત્માનું ઉદ્‌ગીય છે. એટલે આદિત્ય પુરૂષ 'તત્' ને આત્મા—'ત્વં'ની સાથે ઐકયમાં જોડનાર જે ઉદ્‌ગીથ છે, તેજ અહીં પ્રાણ-વાક્ રૂપે ગાયત્રી આ સર્વ ભૂતોને પ્રકટ કરે છે, ગાયછે, એટલે કે તેમને નામ આપીને વ્યક્ત કરે છે. અને તેવા નામમાંજ એ વ્યક્તિનું રક્ષણ થાય છે, એટલે કે એ નામ હોય છે ત્યાં સુધીજ અમુક

**આ છે તે બધુંય. અને વાક્ ખરે ગાયત્રી છે, (કારણ કે) જરૂર વાણિ જે આ સર્વ (ભૂતમાત્ર) છે તેને ગાય છે (નામથી પ્રકટ કરે છે), અને તેનું રક્ષણ કરે છે.**

**(૨) આવી જે ગાયત્રી તે જ આ જે પૃથિવી છે તે છે, કારણ કે એમાં સર્વ ભૂત માત્ર પ્રતિષ્ઠિત છે, (અને) તેને કોઇ ઓળંગી શકતું (એને છોડીને તેના વિના રહી શકતું) નથી. (૩) જે એ પૃથિવી તે જ આ (ગાયત્રી). (અને) એ (ગાયત્રી), તે આ પુરૂષને અંગે શરીર છે તે છે; કારણ કે આ શરીરમાં પ્રાણો પ્રતિષ્ઠિત છે, (અને) એને તેઓ ઓળંગી શકતા નથી. (એનાથી જૂદા પ્રાણ ભાવે રહી શકતા નથી). (૪) જે એ પુરૂષને વિષે આ શરીર (કહ્યું) છે, તે એ પુરૂષમાં અંતર્ હૃદય છે તે**

---

વ્યક્ત ભૂતના અસ્તિત્વને તે જાળવી રાખે છે. એ વાક્ તે પ્રાણ છે; અને પ્રાણનો આશ્રય 'હૃદય'સત્વ છે. એ હૃદયાકાશ-સત્વ તે પૃથિવીનું સૂક્ષ્મ તત્વ છે, તેથી ગાયત્રીને પૃથિવી કહી છે. અર્થાત્ ચિદ્રૂપ બ્રહ્મનું હૃદયાકાશની સૂક્ષ્મ ધાતુના આલંબ વિના પ્રાકટ્ય નથી, તેના વિના તેનો આભાસ બુદ્ધિમાં પ્રકટ થતો નથી. ગાયત્રીને માટે સર. બૃ. ૬. ૩. ૬. જ્યોતિ.

(૨) આ ગાયત્રીને અહીં પૃથિવી કહી છે, તે પૃથિવી તે મહત્‌નું પ્રકૃતિ-સત્વ, જે સર્વ ભૂતોનું શરીર બને છે. કોઇ ભૂત એની પાર જઇ શકતું નથી, કારણ કે એના વિના તે પ્રકટ થઇ શકતું નથી. ગાયત્રી તેથી વ્યક્ત પુરૂષની વિષેનું પણ શરીર છે, કારણ કે ગાયત્રી તે પ્રાણ અને પ્રાણની પ્રતિષ્ઠા છે.

(૩) પ્રાણો માટે સરખાવો. છાં. ૧. ૨. ૧; ૨. ૭. ૧; ૩.૧૩.૧. પુરૂષની વિષેના શરીરનો અર્થ શ્રુતિ પોતેજ ચોથા મંત્રમાં કરી બતાવે છે.

(૪) પુરૂષની વિષેનું શરીર તે એનું અંતર હૃદય જ છે; કારણ કે તેમાંજ પ્રાણો પ્રતિષ્ઠિત છે.

**છે, કારણ કે એમાં આ પ્રાણો પ્રતિષ્ઠિત છે, (અને) તે (હૃદય)ને તેઓ ઓળંગી શકતા નથી.**

**(૫) આવી આ ગાયત્રી ચારપદવાળી, અને છ પ્રકારની છે. તેને વિષે આવી (હેઠળની ઋગ્વેદની) ઋચાથી કહ્યું છે કે, (૬) "એ(ગાયત્રી રૂપે વ્યક્ત બ્રહ્મ)નો મહીમા (વિભૂતિ-વિસ્તાર) એવડો છે કે એનાથી મોટો તો પુરૂષ (પરમાત્મા)જ છે. એનો એકજ પાદ સર્વે (મૂર્ત) ભૂતો છે,**

---

(૫) ગાયત્રી ચાર પાદવાળી છે તે તો સ્પષ્ટ છે, કારણ કે એનાં ચાર ચરણો છે. જુવો બૃહ. ૫. ૧૪. બ્રાહ્મણ, અને બૃહ. ૬. ૩. ૬. એના છ પ્રકાર તે સૂક્ષ્મ ભૂતો રૂપે, વાક્ રૂપે, પૃથિવી રૂપે, શરીર રૂપે, અંતર હૃદય રૂપે અને પ્રાણ રૂપે ઉપર બતાવ્યા તે છે. એનો આ મહિમા વિસ્તાર એટલો બધો મોટો છે, કે એનાથી મહાન તો કેવળ નિર્વિકારી આત્મા-પુરૂષજ છે. ગાયત્રી તે પ્રથમજન્મ મહત્નુંજ સ્વરૂપ છે, એમ શ્રુતિનો ભાવાર્થ છે. સર્વ ભૂતોનો આધાર નામ રૂપો ઉપર એટલે વાગ્ ઉપર છે, વાગ્નો આધાર પ્રાણ ઉપર, પ્રાણનો આધાર અંતર હૃદય ઉપર છે, તેનો આધાર સૂક્ષ્મ પૃથિવી ઉપર, તેનો આધાર આકાશ ઉપર, અને તે વ્યક્ત બ્રહ્મનું શરીર બને છે.

(૬) આ મંત્ર તે ઋગ્વેદ ૧૦. ૯૦. ૩ની ઋચા છે.

એનાથી મોટો તો પુરૂષજ છે. તે નિર્વિકાર અને સર્વાશ્રય આત્મા જ છે. તેથી બ્રહ્મનું આખું મૂર્તામૂર્ત વ્યક્ત-સ્વરૂપ તેજ ગાયત્રી છે. જે ત્રિપાદવાળું અમૃત સ્વર્ગમાં (દિવિ)છે, તે સ્વર્ગ તે હૃદયાકાશ છે. આ હૃદયાકાશ તે બહારના આકાશ અને શરીરની અંદરના આકાશ રૂપે જ છે. આ ત્રણે આકાશોમાં સ્વરૂપે કશોય ભેદ નથી. આકાશ બ્રહ્મ છે. તેને માટે જુવો છા. ૮.૧૪.૧. આકાશના પ્રથમ થએલા ધાતુ સત્વમાંજ પ્રથમજન્મ હિરણ્યગર્ભ પ્રકટ થાય છે. આવા આકાશના શરીરવાળો હિરણ્યગર્ભ તે જ મહદાત્મા, પ્રાણ, મૃત્યુ, આદિ નામે પ્રસિદ્ધ છે. એનેજ કાર્ય બ્રહ્મ કહે છે, જે કાર્યકારણના સંઘાતમાં કાર્યાત્મક જગતનું કારણ બને છે, અને જેમાં આ સર્વનો પુનઃ લય થાય છે. જુવો બ્ર. સૂ. ૪. ૩. ૭. જ્યોતિ.

એનું ત્રણ પાદવાળું અમૃત (સ્વરૂપ) સ્વર્ગમાં (દિવિ-તેજસૂમાં) છે."

(૭) ખરે, જે (ત્રિપાદામૃત) છે તે બ્રહ્મ (કહેવાય) છે. આ બ્રહ્મ તે જ છે, કે જે પુરૂષની બહારનું (અમૂર્ત) આકાશ છે, ખરે જે પુરૂષની બહારનું (પ્રસિદ્ધ) આકાશ છે તે જ. (૮) જે આ પુરૂષની અંદરનું આકાશ છે તે એ ( બહારનું આકાશ)જ છે, (તેથી) ખરે, જે પુરૂષની અંદરનું આકાશ છે તે એ(બ્રહ્મ)જ છે. (૯) જે આ (શરીરમાં) અંતર હૃદયે આકાશ છે તે એ (પુરૂષની અંદરનું આકાશ) જ છે. અને એ પૂર્ણ-સર્વવ્યાપક-છે, અને નિશ્ચળ (તેથી અમૃત) છે. જે આ પ્રમાણે સમજે તેને પૂર્ણ અને નિશ્ચળ લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

---

(૭) જે એ ત્રણ પાદવાળો અમૃત પુરૂષ સ્વર્ગમાં છે, તે બ્રહ્મ છે, અને મૂર્ત ભૂતો તે હેઠળનો એનો એક પાદ છે, એમ ચારે પાદ વાળી ગાયત્રી છે. જાગ્રતમાં દેખાતાં ભૂત માત્ર તે આ ગાયત્રીનો એકજ પાદ છે, અને બીજા ત્રણે પાદ તે અમૃત તેજસ-આત્મામાં સ્થિત છે. તે જ્યોતિ રૂપે પ્રકટ થઇ ભૂતો વાળા એક પાદને જુવે છે. પ્રકટ કરે છે. એટલે કે બાકીના ત્રણમાંનો પહેલો પાદ જાગ્રત્ અવસ્થાની જ્યોતિરૂપે થાય છે. અને તે બહારનું આકાશ બને છે (મંત્ર ૭.). અને બીજો પાદ સ્વપ્નાવસ્થાની જ્યોતિ થાય છે, તે પુરૂષની અંદરનું મનાકાશ છે (મંત્ર ૮). અને ત્રીજો પાદ તે સુષુપ્તિ અવસ્થાનો પ્રાજ્ઞ અથવા સર્વાત્મક પ્રાણ. એવા પ્રાણ રૂપે તે વિજ્ઞાનઘન હૃદયાકાશ છે, (મંત્ર ૯). આ પ્રમાણે વ્યક્ત બ્રહ્મનું જગત્ છે, અને ગાયત્રી તે નામ રૂપોવડે આવા બાહ્યાન્તર જગતને પ્રકટ કરી તેનું રક્ષણ કરનાર છે, તેથી એ બ્રહ્મ પોતેજ છે. બ્રહ્મના અધ્યાત્મ સ્વરૂપને મન કરીને ઉપાસવાનું અને અધિદૈવ સ્વરૂપને આકાશ કરી ઉપાસવાનું શ્રુતિમાં કહ્યું છે. તે માટે જુવો છાંદો ૩.૧૮.૧. સર૦ છાં. ૮.૧. (૧-૩). જુવો. બ્ર. સૂ. ૧. ૧. (૨૪-૨૭).

## તેરમો ખંડ.

**(૧) ઉપર બતાવ્યા તેવા આ હૃદયને (સ્વર્ગલોક પ્રાપ્તિનાં) પાંચ દેવદ્વારો ( દેવે રક્ષેલાં દ્વારો–સુષયઃ) છે.**

એનું આ પૂર્વ દ્વાર છે તે પ્રાણ (દેવ) છે, તે ચક્ષુ છે, તે આદિત્ય છે. આવા તેને 'તેજસ્' અને 'અન્નાદ્ય' (અન્ન ખાવાની ઇચ્છા કરે તેવી તંદુરસ્તી, પ્રદીપ્ત જઠર) કરીને ઉપાસવો. જે આ પ્રમાણે સમજે (અને ઉપાસે) તે તેજસ્વી અને પ્રદીપ્ત જઠરવાળો (અન્નાદ્ય) થાય છે. (૨) હવે જે એનું દક્ષિણ દ્વાર છે તે વ્યાન છે, તે શ્રોત્ર છે, તે ચંદ્રમા છે. એને 'શ્રી' અને 'યશ' કરીને ઉપાસવો, જે આમ સમજે તે લક્ષ્મીવાળો અને યશસ્વી થાય છે. (૩) હવે જે એનું પશ્ચિમનું દ્વાર છે તે અપાન છે, તે વાક્ છે, તે અગ્નિ છે. એને "બ્રહ્મવર્ચસ્" અને 'અન્નાદ્ય' કરીને ઉપાસવો. જે આ પ્રમાણે સમજે તે બ્રહ્મતેજવાળો અને અન્નાદ્ય (પ્રદીપ્ત જઠરવાળો) થાય છે. (૪) હવે જે એનું ઉત્તરનું દ્વાર છે તે સમાન છે, તે મન છે, તે પર્જન્ય-જળ-છે. એને 'કીર્તિ' અને 'વ્યુષ્ઠિ' (દેહની કાન્તિ–લાવણ્ય) કરીને ઉપાસવો. જે આ પ્રમાણે સમજે તે કીર્તિવાન્ અને કાન્તિવાન્ થાય છે. (૫) હવે જે એનું ઉભુ (ઉંચું) દ્વાર છે તે ઉદાન છે, તે વાયુ છે, તે આકાશ છે. એવા એને 'ઓજસ્' (વીર્ય) અને 'મહઃ' (માહાત્મ્ય) કરીને ઉપાસવો. જે એમ

---

(૧) મુખ્ય પ્રાણ પાંચ ભાગે વ્હેંચાઇને શરીરમાં પ્રવેશ કરે છે અને ત્યાં તે પાંચ પ્રાણો બનેછે, અને તેજ આ અંતર હૃદયના દ્વારપાળો છે. સર. પ્રશ્નો. ૩. જો પ્રશ્ન. અને ઐતરેય ૨.૪. હૃદયાકાશ તે સ્વર્ગલોક છે. પ્રથમજન્મ એવો મુખ્યપ્રાણ પ્રથમ પાંચ પ્રાણોરૂપે વૃદ્ધિને પામીને પ્રાણી માત્રને સેવી રહ્યો છે.

સમજે તે ઓજસ્‌વાળો અને મહત્ત્તાવાળો થાય છે.

(૬) આવા એ પાંચ બ્રહ્મપુરૂષો તે સ્વર્ગલોકના દ્વારપાળો છે. જે આ પ્રમાણે આ પાંચ બ્રહ્મપુરૂષોને સ્વર્ગલોકના દ્વારપાળો તરીકે ઓળખે તેના કુળમાં વીર (સંતતિ) જન્મે છે, અને એ સ્વર્ગલોકને પામે છે; ખરે જે આ પાંચ બ્રહ્મપુરૂષોને સ્વર્ગ લોકના દ્વારપાળો જાણે તે.

(૭) હવે જે જ્યોતિ આ સ્વર્ગની પાર (ઉપર) દીપી રહે છે, એટલે ચારે તરફના ફરતા સંસારની પાર અને જેનાથી બીજો કોઈ વધારે ઉત્તમ લોક નથી એવા ઉત્તમ (હિરણ્યગર્ભના સત્ય) લોકોનીય પાર (જાણે) દીપી રહે છે, તે જ આ પુરૂષમાં અંતર જ્યોતિ (પરમાત્મા) છે. તેનું આવું દર્શન થાય છે. જ્યાં આ શરીરમાં અડકતાં ઉનુ લાગે છે તે જ એ. તે આમ સંભળાય છે; જ્યાં આ કાનો બંધ કરીએ ને 'ઘુમ્મ' એવો ઉંડો નાદ સંભળાય છે, કે અગ્નિ બળે ને અવાજ થાય તેવું સંભળાય છે તે. તેથી ત્યાં એ જ જણાયો કે એ જ સંભળાયો છે, એમ કરીને તેને ઉપાસવો. જે આ પ્રમાણે જાણે, તે જાણીતો અને પ્રખ્યાત થાય છે.



(૭) આ મંત્રની સાથે સર૦ છાંદો. ૩. ૧૭. (૬,૭) અને છાં. ૩. ૧૨. ૭. મુંડ. ૨. ૨. (૯–૧૦); બૃ. ૪.૪.૧૬. જુવો. બ્ર. સૂ. ૧. ૧. ૨૪.

અહીં બતાવેલું પરમાત્માનું દર્શન તે ઉપાસનાર્થે સ્થૂળ શરીરમાં પ્રકટ થતા પ્રાણવાયુરૂપે આખા શરીરમાં વ્યાપી રહેલા વૈશ્વાનર–ઇશ્વરનુંછે.

## ચૌદમો ખંડ.

**(૧) આ સર્વ ખરે (કાર્ય) બ્રહ્મ છે. તેમાં (આ સર્વની) ઉત્પત્તિ, લય, અને સ્થિતિ (तज्जलान्) છે, એમ શાન્ત ચિત્તે ઉપાસના કરવી (ધ્યાનમાં વિચારવું.) હવે ખરે, પુરૂષ ક્રતુમય (નિશ્ચયાત્મક કર્મના સંકલ્પવાળો) છે; જેવા (કર્મના) નિશ્ચયવાળો પુરૂષ આ લોકમાં હોય છે, તેવોજ (કર્મના**

---

(૧) કર્માનુસાર ગતિ માટે સરખાવો બૃહદ્. ૪.૪. (૨,૫.); કઠ. ૫. ૭; ઇશ. ૧૭; પ્રશ્ન. ૩.૧૦; બૃહ. ૩.૨.૧૩; બૃ. ૧. ૫. (૨૧–૨૩). ત્યાં બધે પુરૂષની કર્મમાંજ અને એક વ્રતમાં પ્રતિષ્ઠા બતાવી છે. વળી સરખાવો બ્રહ્મનાં બે રૂપો માટે બૃ. ૨.૩.૧. બ્રહ્મના તજ્જલત્વ માટે જુવો તૈ. ૩.૧.

ઉપાસનામાં મનના દૃઢ સંકલ્પનું-નિશ્ચયનું-માહાત્મ્ય આ ખંડમાં પ્રકટ કર્યું છે. પુરૂષ સંકલ્પ–નિશ્ચયમય છે, અને એનો સંકલ્પ તેજ તેનું જગત્ થાય છે. એવો એ સત્યસંકલ્પ પુરૂષ જે જે દૃઢ નિશ્ચય કરે તે સફળ થાય છે, તેથી જે સંકલ્પ–દૃઢનિશ્ચય એણે આ દેહે બાંધેલો હોય તેજ સંકલ્પરૂપી કર્મના ધારેલા ફળનો તે મરણ પછી ભોક્તા થાય છે, એ સત્ય પ્રથમ પ્રકટ કરી શ્રુતિ કહે છે કે, સત્ય એવુંજ છે, તેથી પુરૂષે સદા આત્માને વિષે બ્રહ્મના તાદાત્મ્યનોજ સંકલ્પ કરવો યોગ્ય છે, કારણ કે એવો સંકલ્પ–દૃઢનિશ્ચય–તે એના મરણ પછી કર્મના ફળ રૂપે એને બ્રહ્મલોકમાં લઇ જવા શક્તિમાન થાય છે. આ સંકલ્પ એજ કર્મ છે, એજ પ્રજાપતિનું પણ કર્મ છે, એમ શ્રુતિએ બૃહ. ૧. ૫. (૨૧–૨૩) માં બતાવ્યું છે.

**तज्जलान्** એ 'બ્રહ્મ'નું નામ છે. એનો અર્થ **तद्+ज+ल+अन्**. છે. **तद्** એટલે **तस्मिन्**=એમાંજ સર્વ જ્ઞેય માત્રનો **ज** એટલે જન્મ છે, **ल** એટલે લય છે, અને **अन्** એટલે પ્રાણ–જીવન અથવા સ્થિતિ છે, તે બ્રહ્મ. જેમાંથી આ સર્વની ઉત્પત્તિ છે, જેમાં આ સર્વની સ્થિતિ છે, અને અંતે જેમાં આ સર્વ જગત્ સમાઈ જાય છે તેજ 'બ્રહ્મ' છે. બ્રહ્મના મનોમય સ્વરૂપને માટે જુવો બૃ. ૫. ૬. ૧. જે બ્રહ્મમાં ગતિ થાય તે કાર્ય બ્રહ્મજ છે. જુવો બ્ર. સૂ. ૪. ૩. ૭.

ફળવાળો) અહીંથી (મરી) જઇને તે થાય છે. (તેથી) એવો ક્રતુ (સંકલ્પ-નિશ્ચય) કરવો જોઇએ કે, (૨) મનોમય (મનાત્મક-મનરૂપ), પ્રાણ રૂપી શરીરવાળો, ભા-ચિત્ રૂપવાળો, સત્ય સંકલ્પવાળો, આકાશ તુલ્ય સ્વરૂપવાળો, સર્વ કર્મોવાળો (સર્વનો કર્તા), સર્વ કામનાવાળો, સર્વ ગંધવાળો, સર્વ રસવાળો, આ સર્વ(જ્ઞેયમાત્ર)માં વ્યાપી રહેલો, અબોલો (સંજ્ઞા વગરનો),સંભ્રમ રહિત, (૩) આવો મારો આત્મા અંતર્ હૃદયમાં ડાંગર,કે જવ,કે સરસવ,કે સામો,કે સામાના તંદુલના દાણાથીય નાનો છે. (અને વળી) એવો મારો આત્મા અંતર હૃદયમાં પૃથિવીથી મોટો છે, અંતરિક્ષથી મોટો છે, સ્વર્ગથીય મોટો છે; આ બધાય લોકોથી પણ મોટો છે. (૪) સર્વ કર્મોવાળો (તેમનો પ્રેરક), સર્વ કામનાવાળો, સર્વ ગંધોવાળો, સર્વ રસોવાળો, આ સર્વ(જ્ઞેયમાત્ર)માં વ્યાપી રહેલો, અબોલો, સંભ્રમ વગરનો એવો મારો આત્મા અંતર હૃદયે છે તે જ એ બ્રહ્મ છે, તેનેજ અહિંથી (મરી) જઇને હું મળીશ-તદ્રુપ થઇશ, એમ જે સમજનારનો ચોખ્ખો (નિશ્ચય) હોય તેને સંશય રહેતોજ નથી, એમ ઋષિ શાણ્ડિલ્યે, ખરે, શાણ્ડિલ્યે કહ્યું છે.

---

(૨) મહદાત્મતત્વનું અહીં સુંદર વર્ણન કર્યું છે. " **मनोमयः, प्राणशरीरो, भारूपः, सत्यसंकल्पः, आकाशात्मा, सर्व कर्मा, सर्वकामः, सर्वगंधः, सर्वरसः, सर्वमिदमभ्यात्तोऽवाक्य नादरः.** " સંભ્રમ રહિત એટલે પ્રાપ્તિ અપ્રાપ્તિમાં સમતા-સ્થિર ચિત્ત રાખવાવાળો, કારણ કે આત્મા તો આપ્તકામનાવાળો છે, એટલે એ સદા સ્થિરજ છે. સર્વ કર્મોવાળા માટે જુવો શ્વેતા. ૫.૭.

(૩) સર. કૈવ. ૨. ૧.

(૪) અહીંથી મરી જઇને બ્રહ્મમાં ભળવાને માટે સર૦ છાંદો. ૬. ૧૪. ૨; બૃહ. ૪. ૪. ૮.

## પંદરમો ખંડ.

(૧) અંતરિક્ષ જેનું પેટુ છે, અને ભૂમિ જેની બેઠક-તળીયું-છે, એવો કોશ (ભંડાર-પટારો) જીર્ણ થતોજ નથી. જરૂર દિશાઓ એના ખૂણા છે, અને સ્વર્ગ (દ્યૌઃ) એનું ઉપરનું ઢાંકણું છે. આવો એ કોશ વસુ (કર્મફળ રૂપી ભોજ્ય) રાખવાની ત્રિજોરી છે; એની અંદર આખું આ વિશ્વ સમાઇને રહ્યું છે.

(૨) તેની પૂર્વ દિશાનું નામ 'જૂહૂ' છે, દક્ષિણ દિશાનું નામ 'સહમાના' છે, તેની પશ્ચિમ દિશાનું નામ 'રાજ્ઞી' છે,અને તેની ઉત્તર દિશાનું નામ 'સુભૂતા' છે. વાયુ એમનો (દિશાઓનો) વત્સ (પુત્ર) છે. જે આ પ્રમાણે આવી દિશાઓના પુત્ર વાયુને જાણે તેઓ પુત્રરૂદન કરે નહિ (એમના પુત્ર મરે નહીં). એટલે " હું એવી દિશાના પુત્રને જાણું છું, તેથી મને પુત્ર રૂદન થાઓ નહીં " (એમ સંકલ્પ કરવો).

---

(૧) વસુઓના વર્ણન અર્થે જુવો બૃહદ્ ૩. ૯. ૩. આ પટારો અને તેની અંદરની વસ્તુઓ કર્મનાફળના ભોગને અર્થે છે, એટલે તે કાર્ય કારણના સંઘાતવાળી છે, અને તેથી તે સર્વ માયિક છે. એ સર્વ ચિત્‌ના સંકલ્પજ છે, અને તે સર્વે જીવ અને ઇશ્વરના યુગલે સંકલ્પ બળે ખડી કરેલી સૃષ્ટિ છે, અને એવો સંકલ્પ ચાલે ત્યાં સુધીજ ટકનારી છે. એવા એ સંકલ્પની સૃષ્ટિમાં એ જીવ-ઇશ્વરનું અન્યોન્યાશ્રયી યુગલ પોતે પણ સમાઇ જાય છે. વેદાન્તનું આજ પરમ સત્ય છે. સર. બૃ. ૬. ૨. ૨.માંનો (૩) પ્રશ્ન, અને તેનો ઉત્તર.

(૨) પૂર્વનું નામ 'જૂહૂ' છે, કારણ કે પૂર્વાભિમુખ થઇ યજમાન 'જૂહોતિ'-હોમે છે, દક્ષિણનું નામ 'સહમાના' છે, કારણ કે ત્યાં યમના સ્થાનમાં પાપીઓ દુઃખને 'સહન' કરે છે, પ્રશ્ચિમનું નામ "રાજ્ઞી" છે, કારણ કે ત્યાં 'રાજા' વરુણનું ધામ છે. ઉત્તરને "સંભૂતા" કહે છે, કારણ કે 'સંભૂતિ' વાળા કુબેરાદિનાં ત્યાં ધામ છે, આમ ભગ૦શંકર દિશાઓનાં નામનાં કારણ સમજાવે છે.

(૩) ( પુત્રનું નામ બોલતાં) " આને, આને, આને, લઇને હું અવિનાશી કોશને શરણે છું (પ્રપદ્યે). આને આને આને લઇને હું પ્રાણને શરણે છું. આને, આને, આને, લઇને હું ભૂઃને શરણે છું. આને, આને, આને લેઈને હું ભુવઃને શરણે છું. આને, આને, આને, લઇને હું સ્વર્‌ને શરણે છું." (૪) એ જે મેં કહ્યું કે હું પ્રાણને શરણે છું ત્યાં પ્રાણ તે ખરે આ સર્વે ભૂતમાત્ર જે કાંઈ છે તેનેજ શરણે છું (એમ કહ્યું). (૫) હવે જે મેં કહ્યું કે હું ભૂઃને શરણે છું ત્યાં પૃથિવીને શરણે છું, અંતરિક્ષને શરણે છું, સ્વર્ગને શરણે છું, એમજ કહ્યું. (૬) હવે જે મેં કહ્યું કે ભુવઃને શરણે છું, ત્યાં અગ્નિને શરણે છું, વાયુને શરણે છું, આદિત્યનેશરણે છું, એમજ કહ્યું. (૭) હવે મેં જે કહ્યું કે સ્વર્‌ને શરણે છું, ત્યાં ઋગ્વેદને શરણે છું, યજુર્વેદને શરણે છું, સામવેદને શરણે છું, એમજ મેં કહ્યું, એમજ મેં કહ્યું.

## સોળમો ખંડ.

(૧) પુરૂષ (શારીરપુરૂષ) ખરે યજ્ઞ છે. જે એનાં

---

(૩) આ ઉપાસના પુત્રના આયુષ્યને અર્થે છે.

(૧) પ્રાતઃકાળની આહૂતિ ગાયત્ર "ગાયત્રી" સંબંધી છે. અને ગાયત્રીના ૨૪ અક્ષર છે, તેથી આયુષ્યનાં પહેલાં ૨૪ વર્ષને પ્રાતઃકાળની આહૂતિ કહી છે. પછીનાં ૪૪ વર્ષ યુવાવસ્થાનાં કહ્યાં, કારણકે, તે મધ્યાન્હ આહૂતિ રૂપ છે, અને તેમાં "ત્રિષ્ઠુપ્" જે ચુંવાળીસ અક્ષરની છે તે ભણવામાં આવે છે. અને ત્રીજી અવસ્થા ૪૮ વર્ષની કહી છે, કારણ કે તે ત્રીજી આહૂતિ આપાતાં અડતાળીસ અક્ષરની "જગતી" છે તે ભણવામાં આવે છે. 'ગાયત્ર', 'ત્રૈષ્ઠુપ્', 'જાગત' એ ત્રણ કાળની આહૂતિયોનાં નામો છે. અને 'ગાયત્રી,' 'ત્રિષ્ઠુપ્' અને 'જગતી' એતે તે આહૂતિયોમાં બોલાતા મંત્રોના છંદોનાં નામો છે.

(પહેલાં) ચોવીસ વર્ષો છે તે પ્રાતઃકાળની આહૂતિ (રૂપે) છે. ગાયત્રી ચોવીસ અક્ષરની છે અને પ્રાતઃકાળની આહૂતિ તે ગાયત્ર છે. એ (ગાયત્ર)ને આશ્રયે ( આધારે ) વસુઓ છે. પ્રાણો તે વસુઓ છે, કારણ કે આ સર્વને એ પ્રાણો વાસીને રહ્યા છે. (૨) એને જો તે વયમાં કોઇ (રોગાદિ) સંતાપે, તો તેણે ( સંકલ્પમાં ) કહેવું, કે " હે પ્રાણો ! હે વસુઓ ! આ મારી પ્રાતઃ આહૂતિને મધ્યાન્હની આહૂતિ સુધી લંબાવી લ્યો, ( જેથી ) આ હું-યજ્ઞ-તે પ્રાણોની-વસુઓની-મધ્યેજ (અધવચ્ચમાંજ) વિલોપ (નષ્ટ) ના થાઉં. " એટલે ( આવી ઉપાસનાથી ) એ વ્યાધિમાંથી નીકળીને–છુટીને–નિરોગી થાય છે. (૩) હવે જે (પછીનાં) ચુંવાળીશ વર્ષ તે મધ્યાન્હ આહૂતિ (રૂપ) છે. ' ત્રિષ્ઠુપ્ ' ચુંવાળીશ અક્ષરની છે, અને મધ્યાન્હ આહૂતિ તે ત્રૈષ્ઠુપ્ છે. તે( ત્રૈષ્ટુપ્ )ને આશ્રયે રુદ્રો રહ્યા છે. પ્રાણો ખરે રુદ્રો છે, કારણ કે તેઓ આ સર્વને રોવરાવે છે. (૪) એને જો આ(બીજી)વયમાં કોઇ સંતાપે, તો તેણે (સંકલ્પમાં) કહેવું કે " હે પ્રાણો ! હે રુદ્રો ! મારી આ મધ્યાન્હ આહૂતિને ત્રીજી આહૂતિ સુધી લંબાવી લ્યો, (જેથી) આ હું-યજ્ઞ-તે પ્રાણોની, રુદ્રોની, અધવચ્ચેજ વિલોપ ના થાઉં. " એટલે (આવી ઉપાસનાથી) એ વ્યાધિમાંથી છુટીને નિરોગી થાય છે. (૫) હવે જે (પછીનાં) અડતાલીશ વર્ષ છે તે ત્રીજી આહૂતિ (રૂપ)છે. અડતાળીશ અક્ષરની " જગતી " છે, અને ત્રીજી આહૂતિ તે જાગત છે. તેને આશ્રયે આદિત્યો છે. પ્રાણો ખરે આદિત્યો છે, કારણ કે આ સર્વને તેઓ લઇ જાય છે. ( ૬ ) એને જો આ ત્રીજી વયમાં કોઇ સંતાપે તો તેણે ( સંકલ્પમાં ) કહેવું કે " હે પ્રાણો, હે આદિત્યો, મારી આ

ત્રીજી આહૂતિ મારા આયુષ્યને સંપૂર્ણ લંબાવો, (જેથી) હું-યજ્ઞ-તે પ્રાણોની, આદિત્યોની અધવચ્ચમાંજ વિલોપ ના થાઉં. ” એટલે તે ( આ ઉપાસનાથી ) એવી વ્યાધિમાંથી મુક્ત થઇને નિરોગી થાય છે.

(૭) આવું સમજનાર (ઇતરાના પુત્ર) ઐતરેય મહિદાસ બોલ્યા હતા કે “ વ્યાધિ ! આ તું મને શા માટે સંતાપતી હઇશ ! હું કાંઈ એથી મરવાનો નથી. ” એ ખરે એકસોને સોળ વર્ષ સુધી જીવ્યા હતા. જે કોઇ આ પ્રમાણે જાણે તે પણ જરૂર એકસોને સોળ વર્ષ સુધી જીવે.

---

## સત્તરમો ખંડ.

(૧) જે એ (શારીરપુરૂષ)ને ખાવાની ઇચ્છા થાય

---

(૭) આ ગણત્રીએ આયુષ્ય ૧૧૬ વર્ષનું થઇ શકે છે. આ ઐતરેય મહિદાસ ઐતરેય ઉપનિષદ્‌ના દ્રષ્ટા કહેવાય છે.

૧. આ ખંડમાં શારીર પુરૂષને યજ્ઞ રૂપેજ વર્ણવ્યો છે. અને એવા યજ્ઞ રૂપેજ એને ઉપાસવાની અહીં વિધિ બતાવી છે. અને અંતકાળે એને ચૌદમા ખંડમાં બતાવેલા સંકલ્પ જેવાજ મંત્રોનો જપ કરવા શ્રુતિ ઉપદેશ કરે છે.

આ પુરૂષનાં કર્મોને યજ્ઞમાં કરવામાં આવતી ક્રિયાઓની સાથે સમાનતાએ સરખાવે છે. ખાવા પીવાની ઇચ્છા થતાંય એ ખાય નહીં, અને તેથી એને કાંઇ ગોઠે નહીં, તે યજ્ઞમાં લેવાતી આરંભવ્રતની દીક્ષા રૂપે છે. એ જ્યારે ખાય, પીવે, અને રમે, ત્યારે તેનું એ કર્મ યજ્ઞના સ્તુતશસ્ત્રોના સમાન છે. અને એમાં તપાદિ જે ઉત્કૃષ્ટ વ્રતો છે, તેને દક્ષિણાઓ કહે છે. અને એના જન્મ વખતે જે માતાને અંગે કહેવાય છે કે તે “શોષ્યતિ ”, “ અસોષ્ટ”, તેજ પ્રમાણે સોમરસ કાઢતી વખતે યજ્ઞમાં પણ એવા જ શબ્દો સોમરસ કાઢવાને અંગે વાપરે છે, કે ‘શોષ્યતિ’ ‘અસોષ્ટ’. એના અવસાનને ‘અવભૃથ’ કહે છે, તેમજ યજ્ઞના અંતે વાસણ માંજીનાખવાને પણ એમજ કહે છે.

**છે, પીવાની ઈચ્છા થાય છે (અને) જે એને (ઇષ્ટની અપ્રાપ્તિથી) ગોઠતું નથી તે એની (યજ્ઞમાં) દીક્ષા ( રૂપે છે ). (૨) હવે જે એ (પુરૂષ) ખાય છે, પીવે છે, અને રમે છે તે (યજ્ઞના) ઉપાસદોની ( ખાવાના દિવસોની ) સાથે જાય છે ( તે દિવસો રૂપે થાય છે ). (૩) હવે જે એ (પુરૂષ) હસે છે, જે ખાય છે, જે મૈથુન કરે છે, તે (યજ્ઞના) સ્તુતશસ્ત્રોની સાથે જાય છે ( તે રૂપે થાય છે ). (૪) હવે જે ( એ પુરૂષનાં ) તપ, દાન, આર્જવ ( Righteousness ), અહિંસા, સત્યવચન છે, તે એની (યજ્ઞની) દક્ષિણાઓ (રૂપે છે). (૫) તેથી જે (પુરૂષના જન્મ વખતે માતાને અંગે) કહે છે, કે તે 'શોષ્યતિ', 'અસોષ્ટ', તે જ એના (યજ્ઞમાં કઢાતા સોમના) પુનઃ પુનઃ થતા જન્મ (વખતે કહેવાય છે). તેના મરણનેય (યજ્ઞના અંતની પેઠે) 'અવભૃથ' કહે છે. (આમ શારીરપુરૂષ યજ્ઞ રૂપે જ છે).**

**(૬) ઘોર આંગિરસે દેવકી-પુત્ર કૃષ્ણને આ શિખ-**

---

(૪) તપ, દાન, આર્જવ, અહિંસા, અને સત્યવચન એ ધર્મનાં પાંચ મુખ્ય અંગો શ્રુતિએ અહીં પ્રકટ કર્યાં છે. આની સાથે સરખાવો તૈત્રિ. ૧. ૯; બૃ. ૫. ૨, માંનાં દયા, દાન, દમન. વળી જુવો છાંદો. ૫. ૧૦. ૯, અને છાં. ૫. ૧૧. ૫; છાંદો. ૨. ૨૩. ૧.

(૫) તેથી એટલે શારીરપુરૂષ યજ્ઞરૂપે છે તેથી.

(૬) ઘોર આંગિરસના શિષ્ય આ દેવકીપુત્ર કૃષ્ણને મહાભારતના દેવકીપુત્ર શ્રી કૃષ્ણ સાથે કાંઈ સંબંધ હશે ? મેક્ષમુલરાદિ પંડિતો કહે છે કે, આ દેવકીપુત્ર કૃષ્ણના સંબંધમાં વિશેષ કાંઇ જાણવામાં આવ્યું નથી. અને શ્રી કૃષ્ણને પુરાતન દેવ મનાવનાર શાણ્ડિલ્યસૂત્રના કર્તા પણ નારાયણોપનિષદાદિનો ઉપરજ એને માટે આધાર રાખે છે, પરંતુ આ છાંદોગ્યોપનિષદ્‌માં જણાવેલા દેવકીપુત્ર કૃષ્ણના ઉપર આધાર રાખતા નથી. મહાભારતના દેવકીપુત્ર કૃષ્ણ વાસુદેવ, ગોપી વલ્લભ, એતો તેથી મહાભારતકાળનાજ, એટલે અર્વાચીન સમયના

**વાડીને કહ્યું હતું, અને એ કૃષ્ણે (પછી બીજી વિદ્યાની) તૃષ્ણાજ કરી નથી, કે, " અંતવેળાએ આ ત્રણ(મંત્ર)ને શરણે જવું (તેમને જપવા). 'તું અવિનાશી છું'; 'તું નિશ્ચળ છું', તું સૂક્ષ્મપ્રાણ છું' (એમ). તેની આવી બે ઋચાઓ છે, (૭) " (જગત્‌ના) પુરાણ બીજને (જ્યોતિ-આત્માને એ બ્રહ્મવિદો અંતરમાં નિહાળે છે), અંધકારની (તમસની) પાર જળહળી ઉઠતી ( આદિત્યમાં રહેલી ઉત્તર) ઉંચી જ્યોતિને જોતાં, (અને) તેને પોતાનીજ**

---

છે. અને તેથી અર્વાચીન ઉપનિષદોમાં એમનું નામ પ્રસિદ્ધ છે. છાંદોગ્યના કૃષ્ણ ઘણા પ્રાચીન જણાય છે. અને આ પંડિતોના અભિપ્રાયે પણ એમાં માત્ર નામસાદૃશ્યજ છે. અને આ ઉભય વ્યક્તિયો કેવળ ભિન્નજ છે. વળી આ કૃષ્ણે માત્ર આ ત્રણ મંત્રોપાસના વિના બીજી વિદ્યાની તૃષ્ણાજ કરી નથી, તેથી પણ સ્પષ્ટ જણાશે કે બ્રહ્મ વિદ્યામાં પારાંગત ભગવાન કૃષ્ણ તો એ ના જ હોય. ગીતાના કૃષ્ણ પરમયોગી છે, અને આત્મવિદ્યામાં તે શ્રેષ્ઠ અને પારાંગત છે.

(૭) ઋગ્વેદની આ બન્ને ઋચાઓ ઉવનિષદ્‌માં પૂરેપૂરી ટાંકી જણાતી નથી. આથી બન્નેય ઋચાઓનું પંડિત મેક્ષમુલરે ભાષાન્તર આપ્યું છે, તે નીચે પ્રમાણે છે. " પછી તેઓ (અંતરમાં જગતના) પુરાણ બીજની ( ઉતરં ) ઉંચી જ્યોતિને જુવે છે, જે બ્રહ્મમાં જળહળી રહેલી છે." ઋગ્વેદ ૮. ૬. ૩૦.

" અંધકારની પાર ઉંચી જ્યોતિને જોતાં અને તેને પોતાની હૃદયની અંદરની જ્યોતિરૂપે અનુભવતાં, ઉંચા અને દેવોના તેજસ્વી દેવ સૂર્યને અમે પામ્યા છીએ." ઋગ્વેદ. ૧. ૫૦. ૧૦. મેક્ષમુલર કહે છે કે આ ઋચાઓનો મૂળ અર્થ સ્થૂળ સૂર્યમંડળને ઉદ્દેશીને છે તેને આધ્યાત્મિક અર્થમાં અહીં મરડયો છે. અમને તો સંહિતાનોજ અર્થ ઉપનિષદ્‌માં પ્રકટ કરેલો સમજાય છે.

સર૦ છાંદો. ૩. ૧૩. ૭; ઇશા. ૧૭; બૃહ. ૫. ૧૫. ૧; તૈત્તિ ૩. ૧૦. ૪; ૨. ૮. ૫. સર૦ **तत्त्वमसि** છાંદો. ૬. ૮. ૭. માં.

(સ્વઃ-આત્માનીજ) જ્યોતિ રૂપે અનુભવતાં (पश्यंत:) 'અહો શી' ઉત્તમ જ્યોતિ ! 'અહો શી ઉત્તમ જ્યોતિ ' એમ કરતા અમે ઉંચા (उत्तर) દેવોના દેવ (દેવત્રા) સૂર્યને (જેમાંથી પ્રાણુરશ્મિયો છુટે છે તેને) પામ્યા."

---

## અરાઢમો ખંડ.

(૧) મનને બ્રહ્મ કરીને (ધ્યાનમાં) ઉપાસવું. આ અધ્યાત્મનું.

હવે અધિદૈવનું. આકાશને બ્રહ્મ કરીને ઉપાસવું. આમ બેય સમજાવ્યાં: અધ્યાત્મ અને અધિદૈવત.

(૨) એવું બ્રહ્મ (મન અને આકાશ) ચાર પાદવાળું છે. વાક્ (એક) પાદ, પ્રાણ (એક) પાદ, ચક્ષુ (એક) પાદ, (અને) શ્રોત્ર (એક) પાદ: એમ અધ્યાત્મ. હવે અધિદૈવત. અગ્નિપાદ, વાયુપાદ, આદિત્યપાદ, દિશાઓ પાદ. આમ બેય સમજાવ્યાં. અધ્યાત્મ અને અધિદૈવત.

(૩) વાણિ ખરે બ્રહ્મનો ચોથો પાદ છે. એ અગ્નિ (રૂપી) જ્યોતિથી પ્રકાશે છે (શોભે છે), અને તપે છે (પ્રતાપવાન થાય છે). જે આ પ્રમાણે જાણે તે કીર્તિ, યશ અને બ્રહ્મવર્ચસ્-તેજથી શોભે છે અને તપે છે.

(૪) પ્રાણ ખરે બ્રહ્મનો ચોથો પાદ છે. એ વાયુજ્યોતિથી પ્રકાશે છે અને તપે છે. જે આ પ્રમાણે જાણે તે કીર્તિ, યશ, અને બ્રહ્મતેજથી પ્રકાશે છે, અને તપે છે.

---

(૧) બ્રહ્મનું જ્યોતિ સ્વરૂપ બે રૂપે પ્રકટ થાય છે. એક મન તે આધ્યાત્મિક છે. જુવો. બૃ. ૪. ૪. (૧૮, ૧૯). અને બીજું આકાશમાં આદિત્ય પુરૂષ રૂપે તે અધિદૈવ છે. તેમને વિશેષપણે અહીં સમજાવે છે, અને એમ કરી આખી ઉદ્ગીથ ઉપાસનાનો જાણે ઉપસંહાર કરે છે. આ બન્ને સખા સદા સાથેજ પ્રકટતા હોઇ સાપેક્ષ છે.

(૩) જુવો. બ્ર. સૂ. ૨. ૪. ૧૪.

(૫) ચક્ષુ ખરે બ્રહ્મનો ચોથો પાદ છે. એ આદિત્ય જ્યોતિથી પ્રકાશે છે, અને તપે છે. જે આ પ્રમાણે જાણે તે કીર્તિ, યશ અને બ્રહ્મતેજથી પ્રકાશે છે, અને તપે છે.

(૬) શ્રોત્ર ખરે બ્રહ્મનો ચોથો પાદ છે. એ દિશાઓની જ્યોતિથી પ્રકાશે છે, અને તપે છે. જે આમ જાણે તે કીર્તિ, યશ અને બ્રહ્મવર્ચસૂથી શોભે છે, અને તપે છે.

---

## ઓગણીસમો ખંડ.

(૧) આદિત્ય બ્રહ્મ છે એવો આદેશ–ઉપદેશ–છે. (હવે) તેનું વિવરણ (ઉપાખ્યાન કરીએ છીએ). પહેલાં આ(જ્ઞેય–જગત્) અસત્ (નથી)જ એવું (નામ રૂપે કરી વ્યક્ત નહીં એમ) હતું, (પછી) તે 'છે', એમ (વ્યકત) થયું (જણાયું). (પછી) તે ઠીક (જણાય એમ) થયું (સ્થૂળ થયું). (પછી) તે અંડાકારે થયું. (પછી) તે એક સંવત્સર સુધી પડી રહ્યું, (પછી) તે ફાટયું. તે ઇંડાનાં બે અડધીયાંમાંનું (એક) રૂપા જેવું, અને (બીજું) સુવર્ણ જેવું (તેજસ્વી) થયું. (૨) તેમાંનું જે રૂપાનું અડધીયું તે આ પૃથિવી (થઇ), અને જે સુવર્ણ જેવું તે દ્યૌઃ (સ્વર્ગ થયું). જે જરાયુ (ઈંડામાંની સ્થૂળ ઓર)

---

(૧) 'પહેલાં આ નથીજ એવું હતું.' તેને માટે સરખાવો. બૃ. ૧. ૨. ૧; ઐત૦ ૧. ૧; અને તૈત્તિ૦. ૨. ૭. ત્યાંનાં બધાંય વાક્યો એકજ અર્થમાં શ્રુતિએ વાપર્યો છે. તેના ઉપર શ્રુતિનું પોતા-નુંજ ભાષ્ય જુવો છાંદો. ૬. ૨. ૧. 'અસત્' શબ્દ શૂન્યના અ-ર્થમાં નહીં, પણ અવ્યક્ત, એટલે બુદ્ધિમાં જણાય નહીં એવું, એવાજ અર્થમાં વપરાયો છે. જો શૂન્ય હોય તો તેમાંથી બીજા કોઇની 'છે' રૂપે ઉત્પત્તિ કેમ થાય? કારણ કે શૂન્યમાંથી કાંઇ થાયજ નહીં, એવોજ આપણો અનુભવ છે. જુવો. ગીતા ૨. ૧૬; બ્ર. સૂ. ૧. ૪. ૧૫. વળી સર. મનુસ્મૃતિ અધ્યાય. ૧. માં ઉત્પત્તિક્રમ.

તે પર્વતો, જે ઉલ્બ (ઓરનું સૂક્ષ્મ પડ) તે મેઘવાળો ધુમ્મસ (નીહાર), જે ધમનીયો (નાડીઓ) તે નદીઓ, વાસ્તેય (ઓરમાંનું) જળ તે સમુદ્ર (થયાં).

(૩) હવે જે એ(ઇંડા)માંથી જન્મ્યું તે આ (પ્રસિદ્ધ) આદિત્ય (થયો), એનો જન્મ થતાંજ દીર્ઘ રવવાળા ઘોષો ઉઠયા, અને સર્વે ભૂતો અને સર્વે કામનાઓ (પ્રકટ થઈ). તેથી તેનાં ઉદય અને અસ્ત થતાં સર્વે ભૂતો અને સર્વે કામનાઓ અને દીર્ઘ રવવાળા ઘોષો પ્રગટી ઉઠે છે. (૪) જે આ પ્રમાણે જાણનાર આદિત્યને બ્રહ્મ કરીને ઉપાસે તેને (કલ્યાણાર્થે) શુભ ઘોષો મળે છે, અને તેને તે સુખી કરે છે, જરૂર તેને સુખી કરે છે.

## ત્રીજો પ્રપાઠક સમાપ્ત.

(૩) આકાશની ધાતુમાં મહદાત્મા કેન્દ્રિત થતાં સૂર્ય મંડળમાં આદિત્ય પુરૂષરૂપે તે પ્રકટ થયો, એટલે કામનાઓ વિગેરે પ્રકાશી ઉઠી. તેજ પ્રમાણે અધ્યાત્મમાં વિજ્ઞાન કોશમાં, મનાકાશમાં, કેન્દ્રિત થતાં તે જીવાત્મા રૂપે પ્રકટ થાય છે, ત્યાં તેની સાથે કામનાઓ પણ પ્રકટ થાય છે. આ ઉભય પ્રકટી કરણ સાથેજ થતાં એકજ આશ્રય વાળાં હોઇને મહદ્નાંજ સ્વરૂપો છે. તેમનું અધિષ્ઠાન્ પરમ આત્મતત્વ છે. આ ચૈતન્ય પ્રકાશમાં ભોગેચ્છા તે જીવભાવ, અને 'જ્ઞ'રૂપે તે જીવની ઇચ્છાને ફળાવનાર જગત્ને દોરનાર-પ્રકટાવનાર-ભાવ તે ઇશ્વિરભાવ છે. એ બે જોડખેજ પ્રકટે છે. બ્રહ્માંડમાં કે પિંડમાં બધેય તેમનું જોડખેજ દર્શન થાય છે. બ્રહ્માંડમાં જયાં જગત્ રૂપી ભોજ્યભાવનું દર્શન છે, ત્યાં દષ્ટામાં ભોક્તૃ ભાવનું પણ દર્શન છે તેથીજ, અને જયાં ભોક્તૃભાવનું દર્શન છે ત્યાં ભોજ્ય–અન્નમાં પ્રકટતું ઇશ્વર ભાવનું પણ દર્શન છે તેથીજ. જુવો કઠ. ૩. ૧; મું. ૩. ૧. ૧. આ સદા સાથેજ ફરતા ઉભયભાવ અન્યોન્યાશ્રયી છે. જુવો. બ્ર. સૂ. ૨. ૩. (૪૧–૪૨) જયોતિ.

# પ્રપાઠક ચોથો.

---

## પહેલો ખંડ.

(૧) જનશ્રુતિનો પૌત્ર (જાનશ્રુતિ પૌત્રાયણ) શ્રદ્ધાથી દાન કરવાવાળો, ઉદાર અને અન્નનાં સદાવ્રતો બંધાવનારો હતો. એણે બધેય આશ્રમો બંધાવ્યા હતા, અને બધેય (અન્નક્ષેત્રો કરાવ્યાં હતાં), એમ જાણીને કે (લોક) મારૂં અન્ન જમે.

(૨) હવે એક વખતે રાત્રે હંસો ઉડતાં હતાં, તેમાંથી એક હંસે બીજાને કહ્યું કે, અહો ભલ્લાક્ષ (ટુંકી દૃષ્ટિવાળા), અરે ભલ્લાક્ષ ! જાનશ્રુતિ પૌત્રાયણની જ્યોતિ (કીર્તિ) સ્વર્ગના (અથવા સૂર્યના) જેવી વિસ્તરી રહી છે, તેને અડીશ નહીં; એ તને બાળી ના મૂકે. (૩) તેને (પેલા) બીજાએ કહ્યું કે,એ બાપડો આવો (રાજા) છતાં એને ગાડે જોડેલા (સયુગ્વાન્) રેકવ જેવો કેમ કહું છું ? (પહેલાએ પૂછ્યું કે) ગાડાવાળો રૈકવ કેવો હશે ? (૪) (ભલ્લાક્ષે કહ્યું કે) જેમ કૃત દાણા

---

આ પ્રપાઠકમાં શ્રુતિનો પ્રધાન ઉપદેશ એવો સમજાય છે કે, જેમ કૃતદાણા જીતનારને બીજા બધાય દાણા મળે છે, તેમજ એકલા ૐ રૂપી અક્ષર ઉદ્ગીથના જાણનારને–પામનારને-જે વિવિધ પ્રકારે સ્થૂળમાં એનું દર્શન થાય છે તે સર્વ સ્થૂળ પ્રપંચાત્મક ભૂતગ્રામનો ભોગ એની મેળેજ પ્રાપ્ત થાય છે. તેથી એ ૐ ઉદ્ગીથનીજ ઉપાસના સર્વાર્થની સાધક છે, અને એજ જ્ઞાન ભોગેચ્છાને અર્થે પણ શ્રેષ્ટ છે; અને ત્યાંથી આગળ અક્ષરબ્રહ્મ–આત્મતત્વને પણ પમાયછે.

આ પ્રપાઠકનો ઉપસંહાર પણ યજ્ઞમાં થતા સામ-ઉદ્ગીથના ઋત્વિજોની પ્રક્રિયાના બોધથીજ શ્રુતિ કરે છે.

(૪) દ્યુતમાં પાસાની રમતમાં એક પાસાની ચારે બાજુએ દાણા કોરેલા હોય છે. જે બાજુએ એક જ દાણો હોય છે તે કળિ-

**(સત્યયુગના ચાર દાણા) જીતનારને હેઠળના બધાય (બીજા ત્રણે યુગના મળી દશેય) મળેછે, તેજ પ્રમાણે એ (રૈકવ) જે વિદ્યા જાણે છે તે વિદ્યા જાણનારને પ્રજા જે કાંઇ સારૂં કરે તે બધુંય મળે છે.**

---

યુગનો, ત્રણ દાણા તે દ્વાપરના અને ચાર દાણા તે સત્યયુગના અથવા કૃતયુગના છે. અને એ રમતમાં પાસો નાખનારના જો ચાર દાણા ઉપર આવે, તો તે દાવમાં તે ચાર, તેમજ તેની બધીય બાજુના બીજા હેઠળના ત્રણે યુગના, એટલે દ્વાપરના ત્રણ, ત્રેત્રાના બે, અને કલિનો એક, મળી છ; અને કૃત ના જીતેલા ચાર સાથે, દશેદાણાનો દાવ મળે છે.

આ મંત્રમાં આત્મવિદ્યાનું માહાત્મ્ય કહ્યું છે. સર્વ સુખનો–આનંદોનો ભોક્તા આત્માજ છે, અને જે એ આત્મજ્ઞાનમાં આરૂઢ થયો છે તે સમસ્ત પ્રાણીઓના સુખનો–આનંદોનો-ભોક્તા થાય છે, એ શ્રુતિનો નિર્ણય ઉપનિષદોમાં વારંવાર પ્રકટ થયો છે. એવા આત્મજ્ઞાનિનો જ પ્રકાશ ઉલ્લંધાય નહીં એવો ઉગ્ર હોય છે, અને એવી વિદ્યાવાળો સયુગ્વા રૈકવ જ છે. એ આત્માની પ્રતિષ્ઠા મેળવતાં પાસાના બીજા બધાય દાણાની પેઠે સર્વનાં સુખ એને પ્રાપ્ત થાય છે, તેથી અહીં દ્યુતના પાસાના દૃષ્ટાન્તથી એ સત્ય સમજાવ્યું છે. જાનશ્રુતિને આ વિદ્યાની ખબરજ નહોતી. એ તો દાનવીર જ હતો. પણ આવાં પુણ્યથીજ આત્માની પ્રાપ્તિ થતી નથી, પણ તેથી તો વિભવભર્યા લોકોને જ એ જીતે છે. એવાનું તેજ ના ઓળંગાય તેવું હોતું નથી, તેથીજ ભલ્લાક્ષે કહ્યું કે આ તો બાપડો આવોજછે, છતાં એને રૈક્વના જેવો નહીં ઉલ્લંધાય એવા તેજવાળો કેમ કહે છે? રાજાને આ વિદ્યાની હંસોની વાત ઉપરથી ખબર પડતાં એજ ગુરૂને ખોળી કાઢી તે વિદ્યા પ્રાપ્ત કરવાની તીવ્ર અભિલાષા કરાવવા પુરતોજ હંસોનો ઉદ્દેશ હતો તે સફળ થયો.

દ્યુત રમવાના પાસામાં પણ ચારે યુગના અંકો કોતરીને રમત રમવામાં આવતી. તેવી રમતમાં પણ દેખાતા ધાર્મિક વિચારોએ આપણી પ્રજાના જીવનમાં ક્યાં સુધી સંચાર કર્યો છે તે જણાઇ આવે છે. આપણી ભાષાનું બંધારણજ ઘણું ખરૂં આવા ધાર્મિક વિચારોનાં ખોખાં ઉપરજ

**(૫) આ (વાત) જાનશ્રુતિ પૌત્રાયણે સાંભળી લીધો. તેણે સ્હવારમાં ઉઠતાંજ બંદીજનને (ચારણને) પૂછયું કે, મિત્ર ! તું મને ગાડાવાળા રૈક્વ જેવો કહું છું ? (બંદીજને પૂછયું) ગાડાવાળો રૈક્વ કેવો હશે ? (૬) (રાજાએ કહ્યું) જેમ કૃત-દાણા જીતનારને હેઠળના બધાય દાણા મળે છે, તેજ પ્રમાણે એ રૈક્વ જે વિદ્યા જાણે છે તે વિદ્યા જાણનારાને પ્રજા જે કાંઇ સારૂં કરે તે બધુંય મળે છે. મેં આ એવો રૈક્વ(તને) કહ્યો. (૭) એ બંદીજન (રૈક્વને) શોધીને**

---

રચાયું જણાય છે ! આથી ધર્મનાં મૂળ નહીં સમજનારને આપણા જીવનનો આદર્શ ભાગ સંપૂર્ણ સમજવો ઘણો કઠિન પડે છે.

રૈક્વ ઋષિને ગાડાવાળા કહેવાનું કારણ કે, હજુય એ શરીરરૂપી રગશીએ ગાડેજ જોડાયલા હતા. તેથી શરીરના ધર્મોને-ખરજવાને-ખંજવાળતા તેને તે ધારણ કરી રહ્યા હતા. તે જીવતા હતા, અને ખોળતાં જડે તેવા હતા, એવું હંસોની વાર્તામાં સૂચન હતું. શરીરરૂપી રગશીયા ગાડાને માટે જુવો. બૃ. ૪. ૩. (૩૫-૩૬).

પ્રાણો અને ઇન્દ્રિયો આત્માની પ્રજા કહેવાય છે. અને તેથી ઇન્દ્રિયો જે કાંઇ કર્મ કરે તેમાંનું જે સારૂં એટલે ધર્મ રૂપ કર્મ કરે તેનો ભોગ આત્માને પહોંચે છે; અને જે સ્વાર્થી અથવા શાસ્ત્રનિષિદ્ધ-કર્મ હોય તેનું ફળ ઇન્દ્રિયોને પોતાનેજ મળે છે, જેના પરિણામે મૃત્યુથી એ ઇન્દ્રિયો હણાય છે. આત્મજ્ઞાની રાજા સમાન છે, તેથી તેને એની પ્રજાએ જે જે સારાં કર્મ કર્યાં હોય તે સર્વનો એજ ભોક્તા થાય છે એમ કહ્યું છે. સર. બૃ. ૧. ૩. ૨. બૃ. ૧. ૫. ૨૦. " સર્વ સુખો એનેજ મળે છે. " છાંદો. ૪. ૧૫. ૧.

(૫) મિત્ર, તું મને ગાડાવાળા રૈક્વ જેવો કહું છું ? આમ પૂછવાનું કારણ કે તું, ચારણ, જે મારી કીર્તિનું સદા ગાન કરૂં છું, તે કીર્તિ શું રૈક્વ જેવી છે એમ સમજીને તું મારી કીર્તિ ગાઉ છું ? જો એમ હોય તો તો યોગ્ય છે. નહીં તો રાજાના જેવી કીર્તિના ગાનનો કશો અર્થ નથી, એવો જાનશ્રુતિ રાજાના પ્રશ્નનો ભાવાર્થ છે.

(૭) બ્રાહ્મણ એટલે બ્રહ્મને ઓળખનાર. જુવો બૃ. ૪. ૪. ૨૩.

પાછો આવ્યો, અને કહ્યું કે મને તે ના જડયો. તેને (રાજાએ) કહ્યું કે, અરે જ્યાં બ્રાહ્મણની શોધ કરવાની હોય ત્યાંજ એને ખોળવા જા.

(૮) (અરણ્યમાં) ગાડાની હેઠળ ખરજવું ખંજવાળતા એક પુરૂષની પાસે તે બંદીજન વિનય પૂર્વક જઇને બેઠો, અને તેને પૂછ્યું કે ભગવાન આપજ ગાડાવાળા રૈકવ? તેણે કહ્યું હા, આ રહ્યો. એટલે એને બંદીજને ઓળખ્યો. પછી એ રાજા પાસે ગયો અને કહ્યું કે મને એ જડયા છે.

## બીજો ખંડ.

(૧) પછી જાનશ્રુતિ પૌત્રાયણ છસેં ગાયો, સોનાનો હાર, અને ખચ્ચરનો રથ લઇને તે રૈકવની પાસે ગયો, અને તેમને કહેવા લાગ્યો કે (૨) હે રૈકવ ! આ લ્યો છસેં ગાયો, આ હાર, અને આ ખચ્ચરનો રથ; અને ભગવાન જે દેવતાને ઉપાસો છો તે દેવતાનો મને ઉપદેશ કરો.

(૩) એણે તેને કહ્યું કે શૂદ્ર ! હાર અને રથ, ગાયો સાથે તારીજ પાસે રાખ. પછી જાનશ્રુતિ પૌત્રાયણ ફરીને હજાર ગાયો, હાર, ખચ્ચરનો રથ અને પોતાની દુહિતા (પુત્રી)ને લઇને એ રૈકવની પાસે ગયો. (૪) અને તેને

(૨-૩) 'શૂદ્ર' એટલે શૂદ્ર જાતિનો નહી, પણ હંસે કરેલો પોતાનો અનાદર સાંભળીને એ બ્રહ્મવિદ્યા લેવા દોડયો, તેથી એવા દોડનારને 'શૂદ્ર' કહ્યો છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. (૩૪-૩૫)

આવી રીતે અપાયલા બલિનો અનાદર કરીને મુમુક્ષુનો તિરસ્કાર થાય, ત્યારે મુમુક્ષુનો ઋષિ ઉપરનો ભાવ વધતો જાય, એવો દેશાચાર હજુય પંજાબ દેશમાં પ્રચલિત છે. ત્યાં પોતાના થતા અનાદરમાં શિષ્ય ગુરૂનો વિરાગજ ગણી લેછે. અન્ય પ્રદેશોમાં બ્રહ્મવેત્તા તરફથી કોઇપણ સેવકને એવો થતો અનાદર તે વિદ્વાનના સત્વગુણની ખામીજ ગણાય છે. પંજાબની પ્રથાનો બીજો દ્દષ્ટાન્ત જુવો કૌષી. ૨. ૧. માં.

કહ્યું કે રૈકવ ! હ્યો આ હજાર ગાયો, હાર, આ ખચ્ચરનો રથ, આ (તમારે માટે) ભાર્યા, આ ગામડુ જેમાં તમે રહો છો તે, અને હવે ભગવાન મને ઉપદેશ કરો.

(૫) એણે એ પુત્રીનું મુખ ઉંચું કરીને કહ્યું કે, હે શૂદ્ર ! આ બધુંય આણ્યું તો ખરૂં, પણ આ જ મુખવડે તું મને બોલાવરાવીશ. તે રૈકવપર્ણો નામનું ગામ મહોવૃષ દેશમાં આવેલું છે, જ્યાં એ રૈકવ રહેતા હતા, તેજ (રાજાએ આપેલું). (પછી) તે (રૈકવ) એ રાજાને કહેવા લાગ્યા કેઃ-

## ત્રીજો ખંડ.

(૧) વાયુ ખરે (અંતે સર્વેને સંગૃહે છે તથી) સંવર્ગ (End, પ્રતિષ્ઠા) છે. જ્યારે અગ્નિ ઓલવાય છે ત્યારે તે વાયુમાં મળે છે. જ્યારે સૂર્ય અસ્ત થાય છે ત્યારે તે વાયુમાં મળે છે. જ્યારે ચંદ્ર અસ્ત થાય છે ત્યારે તે વાયુમાં મળે છે. (૨) જ્યારે જળો સુકાઈ જાય છે, ત્યારે તે વાયુમાં મળે છે. કારણ કે, આ બધાંયને વાયુ જ ગ્રહી લે છે. આ અધિદૈવનું (થયું).

(૩) હવે અધ્યાત્મનું. પ્રાણો ખરે (સંગૃહે છે તેથી) સંવર્ગ છે. જ્યારે એ (પુરૂષ) સૂવે છે, ત્યારે વાક્ પ્રાણમાં મળે છે, ચક્ષુ પ્રાણમાં, શ્રોત્ર પ્રાણમાં, મન પ્રાણમાં મળે છે. કારણ કે આ બધાંયને પ્રાણ સંગ્રહે છે. (૪) આવા

---

(૧) આ ઉપદેશને યાજ્ઞવાલ્કયના ઉપદેશ સાથે સરખાવો બૃહ. ૧. ૫. (૨૧. ૨૨).

(૩) પ્રાણસંગ્રહને માટે જુવો. બૃહ. ૧. ૫. ૨૧. જુવો બ્ર. સૂ. ૨. ૪. (૮ થી ૧૯), વળી જુ. કૌષી. ૩. ૨.

(૪) શ્રુતિ અહીં વિરાટ્માં જણાતી સર્વે દેવાતા રૂપી શક્તિયોને છેવટે વાયુદેવ છે તેમાં શમાવે છે. અને અધ્યાત્મની પણ ઇન્દ્રિયશક્તિ

**એ બે સંવર્ગો (થયા), વાયુ જરૂર દેવોમાં, અને પ્રાણ પ્રાણોમાં.**

**(૫) હવે એક વખત શૌનક કાપેય અને અભિપ્રતારી કાક્ષસેનિ જમવા બેઠા હતા, અને તેમને પિરસાતું હતું. તેમને ત્યાં બ્રહ્મચારીએ આવીને ભિક્ષા માગી, તેને તેમણે આપ્યું નહીં. (૬) એણે (બ્રહ્મચારીએ) કહ્યું કે મહાન ચાર દેવોને એકજ દેવ ગળી ગયા છે, તે કયા ? આ ભુવનોના (લોકોના) પાળનાર (પ્રાણવાયુ-પ્રજાપતિ); અને વિવિધ રીતે તે (લોકોમાં) વસી રહેલા છતાં એ(પ્રાણ)ને હે કાપેય ! મર્ત્યો જોઇ શકતા નથી ! હે અભિપ્રતારિન્, (એવા) જે(દેવ)ને અર્થેજ આ અન્ન છે, તેને એ (અન્ન તમારાથી) અપાયું નહીં !**

---

યોને મુખ્ય પ્રાણમાં શમાવે છે. તેથી આ અધિદૈવતનું વાયુ, અને પ્રાણો એટલે ઇન્દ્રિયો અધ્યાત્મનું પ્રાણ એમ બેય સંવર્ગો છે.

(૬) સર૦ બૃહદ્. ૬. ૧. ૧૪.

દેવોમાં વાયુ અને પ્રાણોમાં મુખ્ય-પ્રાણ, આ બે સંવર્ગો છે. આમાંનો એક પ્રાણવાયુ રૂપે ઓળખાય છે, અને એ મહત્ પ્રજાપતિ છે, કારણકે એનાજ વડે બધી પ્રજાઓ પ્રાણને ધારણ કરી રહી છે, તે ચારે અપાનાદિ પ્રાણોને ગળી ગયો છે, અને તેથી એ પ્રાણો જે અન્ન ખાય છે તે એનેજ પોષવાને અર્થે ખાય છે. બ્રહ્મચારીને ભિક્ષા નહીં આપી, તેથી બ્રહ્મચારી કહે છે કે, તમે જે અન્ન ખાધુ તે અન્ન મુખ્યપ્રાણને પહોંચ્યું નથી, કારણ કે તમે મારા આત્મામાં અને તમારામાં ભેદ ગણી પોતાને માટેજ એને માન્યું તેથી તમારૂં ખાવું વૃથા ગયું. બ્રહ્મચારીનું જ્ઞાન આ પ્રાણવાયુ સુધીજ પહોંચેલું હતું. ત્યાંથી ઉપરના બેય સંવર્ગોના ઐક્યમાં પ્રકટતા સર્વવ્યાપક હિરણ્યમય આત્મભાવનુ જ્ઞાન એને નહોતું.

આત્માવૈશ્વાનર પ્રજાપતિ દેવને અર્થેજ આ અન્ન છે તેને માટે જુવો છાંદો. ૫. ૨૪. માં.

(૭) તે(વચન)નો વિચાર કરતો શૌનક કાપેય તે (બ્રહ્મચારી)ની પાસે ગયો (અને કહેવા લાગ્યો કે), આત્મા દેવોનો અને પ્રજાઓનો જનક-ઉત્પન્ન કરનાર-છે, તે હિરણ્યની દાઢોવાળો, ભક્ષક, બુદ્ધિહીણ નહીં એવો (છે), એનો મહીમા મોટો છે એમ (વિદ્વાનો) કહે છે, (કારણ કે) એ કોઈથી ખવાતો નથી, છતાં જે અન્ન નથી એવાનેય તે ખાય છે. હે બ્રહ્મચારિ ! એવાને જ અમે ઉપાસીએ છીએ. (અને નોકરને કહ્યું કે) આમને ભિક્ષા આપજો.

(૮) તેઓએ (ભૃત્યોએ) તેને ભિક્ષા આપી. પાંચ (એટલે વાયુ એક અને અગ્નિઆદિ ચાર)મી જા (પંચાન્ય), પાંચ (એટલે પ્રાણ એક અને વાગાદિચાર) બીજા; એમ આ દશ (અંક) થયા, તે કૃતાંક (ઉત્તમઅંક) છે. તેથી બધીય

---

(૭) આત્મા પોતે ખવાયા વગર તમામ પ્રાણોને ઉંઘમાં સમેટી લે છે, અને જાગતાં તેમને પુનઃ પ્રકટ કરે છે. અને વિરાડાત્મારૂપે વાયુમાં સર્વે દેવતાઓને પોતામાં શમાવી લેઇ કલ્પની શરૂઆતે પુનઃ તેમને પ્રકટ કરે છે. તેવા ભક્ષક આત્માનો મહીમા મહાન્ છે, એમ અમે જાણીને એને જ ઉપાસીએ છીએ. આ આત્માથીજ દેવાદિ સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ છે, અને એ વિજ્ઞાનમય છે, તેથી બુદ્ધિહીણ નથી. અને હિરણ્યમય ઇશ્વરરૂપે કાર્યકારણની ઘટમાળને એ નિભાવી રહ્યો છે, તેથી તેની હિરણ્યમય અથવા અમર એવી ચાવવાની દાઢો છે એમ વર્ણવ્યો છે. દેવતાઓ જે પોતે અન્ન એટલે ભૂતો નથી, તેવાનેય એ આત્મા જાણે ખાઇ જાય છે.

આ શૌનક કાપેય વાયુ અને પ્રાણ એવા ઉભય સંવર્ગો જ્યાં ઐક્ય ભાવને પામે છે એવા પ્રથમજન્યવાળા જગતના કારણરૂપ વ્યક્ત હિરણ્યગર્ભને જાણતો હતો, અને તેથી એણે આગળ ઉપદેશ કર્યો કે, દેવો અને ભૂતોને એમ સર્વને ખાઇ જનાર મહામૃત્યુરૂપ એ હિરણ્યગર્ભ વ્યક્ત આત્મા છે તેને જ એ ઉપાસે છે; આધ્યાત્મિક લિંગ શરીરમાંજ પરિચ્છિન્ન એવા મુખ્યપ્રાણને નહીં.

દિશાઓમાં અન્ન દશ કર્યાં છે. આવી (દશ) સંખ્યાવાળો વિરાટ્ છે, તે અન્નને ખાનાર છે, એના વડે જ આ સર્વે દેખાય છે. જે આ પ્રમાણે જાણે (ઉપાસે) છે તેને આ બધુંય દેખાય છે, અને તે અન્ન ખાનાર (પ્રદીપ્ત જઠરવાળો-આરોગ્યવાન્) થાય છે.

---

## ચોથો ખંડ.

(૧) જબાલા નામની માતાનો પુત્ર (જાબાલ) સત્ય કામ (પોતાની) જબાલા માતા પાસે જઇને કહેવા લાગ્યો કે, હે ભવતિ! હું બ્રહ્મચર્ય વૃત્તિએ રહેવાને ઈચ્છું છું. (તેથી) હું કયા ગોત્રનો છું તે કહો.

(૨) તેણે એને કહ્યું કે હે તાત! તું કયા ગોત્રનો છું તે તો હું જાણતી નથી. (ભર્તા-શેઠીયા-ને ત્યાં) સેવા કરતી બહુ ફરતી હતી ત્યારે જુવાનીમાં તું થયેલો. હું એવી (સેવા-પરિચર્યા-માં ગુંથાયલી) હતી, તેથી તું કયા ગોત્રનો છું તેની મને ખબર નથી. જબાલા એ મારૂં નામ છે, અને સત્યકામ એ તારૂં નામ છે; એટલે તું સત્યકામ જાબાલ એમજ કહેજે.

(૩) એણે હરિદ્રુમત્‌ના પુત્ર (હારિદ્રુમત) ગૌતમની પાસે જઇને કહ્યું કે, હું આપ ભગવાનને ત્યાં (બ્રહ્મવિદ્યાર્થે) બ્રહ્મચારી થઇને રહેવા ઈચ્છું છું. ભગવાનની પાસે શિષ્ય થઇને હું રહુ? (૪) તેને એમણે (ગૌતમે) પૂછ્યું કે, સોમ્ય! તારૂં ગોત્ર કયું? એણે કહ્યું કે એ તો હું જાણતો નથી.

---

(૧) આ જાબાલ સત્યકામે જનકને થોડોક ઉપદેશ કર્યો હતો. જુવો. બૃ. ૪. ૧. ૬.

હું કયા ગોત્રનો છું એ મેં મારી માતાને પૂછ્યું હતું ત્યારે એણે મને કહ્યું કે (ભર્તાઓને ઘેર) સેવા કરતી બહુ ફરતી ત્યારે જુવાનીમાં તું થયો હતો. હું એવી હતી, એટલે તું કયા ગોત્રનો છું તે હું જાણુતી નથી. જબાલા મારૂં નામ છે, અને સત્યકામ તારૂં નામ છે. એટલે હું સત્યકામ જાબાલ છું (એમ). (૫) તેને

---

(૫) સત્યકામને ચારસે ગાયો આપી અરણ્યમાં ચારવા મોકલ્યો તે એક દૃષ્ટિએ કઠોર ગણાશે. પણ બ્રહ્મ વિદ્યાની પ્રાપ્તિ, અરે સ્થિર અને જગત્‌ના અનુભવથી ઘડાયલા પક્વ વિચારની પ્રાપ્તિ પણ, એવી વિરલ અને કઠણ સંપત્તિ છે કે તેને સમજનાર શિષ્યને તો એમાં જરાય કઠોરતા નાજ જણાઇ ! ઉલટું એણે તો એમજ ધાર્યું કે એ ચારસેંવધીને હજાર નહીં થાય ત્યાં સુધી હું જંગલમાંજ-એકાન્તમાંજ ગુરૂચર્યા કરતો, ઇન્દ્રિયોનું દમન કરતો, સૃષ્ટિનું નિરિક્ષણ કરતો, એવી તપશ્ચર્યાથી મારા વિચારને અનુભવના અગ્નિમાં શુદ્ધ કરીશ; સૃષ્ટિનાં તત્વોનું પ્રથક્કરણ કરીશ, અને જગત્‌ના સત્યની દૃષ્ટિ લાવવા અત્યંત ધૈર્ય રાખી ગુરૂના ઉદ્દેશને અવશ્ય સાધીશજ. આત્મજ્ઞાનાભિમુખ થવા, અને એવા ઉચ્ચજીવન રૂપી યજ્ઞ કરતાં શિખવાને માટે કેવી તપશ્ચર્યાની આવશ્યક્તા છે તે શ્રુતિએ આ અધ્યાયના અંતમાં સોળ અને સત્તરમાં ખંડોમાં બતાવ્યું છે.

શૂદ્રને બ્રહ્મ વિદ્યાનો અધિકાર નથી, તેથી સત્યકામ શૂદ્ર નથી એવી ખાતરી કરીનેજ પછી એને ગુરૂ દીક્ષા આપે છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૩૭. શૂદ્રને બ્રહ્મજ્ઞાનનો અધિકાર નહીં રાખવાનું કારણ કે પ્રકૃતિએજ એની બુદ્ધિ એટલી વિશુદ્ધ નથી થઈ કે એની દૃષ્ટિ આ ભૌકિતક ભોગોમાંથી પાછી વળી સર્વાત્મ-ચૈતન્ય તરફ રૂચીવાળી થાય. એવાને ઉપદેશ કરવા લીધેલો પ્રયાસ નિષ્ફળ જાય અને અધિકાર ઉપરાંતના ઉપદેશનો દુરૂપયોગ પણ કરતાં ઉલટું એનેજ વખતે નુકસાન પણ થાય. જેની બુદ્ધિ નિર્મળ થઇને આત્મ-વિચારને ગ્રહણ કરવાને તૈયાર થઇ ગઈ હોય તેને શૂદ્ર નાજ કહેવાય એવો પણ અહીં શ્રુતિનો બોધ છે.

ગૌતમે કહ્યું કે, બ્રાહ્મણ ના હોય તે આવું બોલી શકે નહી, તેથી હે સોમ્ય! જા, તું (વિધિ કરવા) સમિધ લાવ, તને હું ઉપદેશ કરીશ (દીક્ષા આપીશ). તું સત્યથી ચળ્યો નથી.

તેને દીક્ષા આપીને એ ગૌતમે કંતાયલી અને નિર્બળ એવી ચારસેં ગાયો ખોળી કાઢી, અને એ (સત્યકામ)ને કહ્યું કે, સોમ્ય! આમને ચારવા લેઇ જા. તેમને વન ભણી હાંકીને એ (સત્યકામ મનમાં) બોલ્યો કે, આ ગાયો વધીને હજાર થાય નહીં ત્યાં સુધી હું પાછો નહીં આવું. પછી એ જ્યાં સુધી વધીને હજાર ગાયો થઈ ત્યાં સુધી કેટલાંય વર્ષ વનમાં પ્રવાસે રહ્યો.

## પાંચમો ખંડ.

(૧) પછી (એક વખત) એને ઋષભે (તે રૂપે વાયુએ) બોલાવ્યો કે હે! હે સત્યકામ! હે સત્યકામ! હે સત્ય

(૧) દેવતાઓની વિદ્યા મનુષ્યોના કરતાં દેવતાઓ પોતેજ સમજાવે તો તે બરાબર સમજાય, અને તેથી મનુષ્યના કરતાં એનો ઉપદેશ વધારે યોગ્ય ગણાય, તેથી શ્રુતિએ દેવતાનો સ્વભાવ અને તેમના આત્મનું જ્ઞાન દેવતાઓ પાસેથીજ સત્યકામને અપાવ્યું છે. છતાં એ જ્ઞાનની પ્રતિષ્ઠા તો બુદ્ધિના ઉપરજ છે, તેથી એ જ્ઞાનને બુદ્ધિની કસોટીએ નાખ્યા વિના ગ્રહણ કરવું યોગ્ય નથી. માટે શિષ્યે કહ્યું છે કે, જો કે દેવતાઓએ મને ઉપદેશ તો કર્યો છે, છતાં મનુષ્યોની બુદ્ધિની કસોટી ઉપર નાખીને હે ભગવાન ગૌતમ, તમેજ મને ઉપદેશ કરો; કારણ કે આચાર્યેજ શિખવેલી વિદ્યા ઉત્તમતાએ પહોંચે છે. નવમા ખંડમાં સત્યકામની આ પ્રાર્થના કરવામાં શ્રુતિનો આવો ઉંડો મર્મ રહ્યો સમજાય છે. ગાંધર્વોની પાસેથી લીધેલા ઉપદેશના દાખલા માટે જુવો બૃ. ૩. ૩. અને બૃ. ૩. ૭. બ્રાહ્મણો. દેવોનો બીજો ઉપદેશ જુ. છાં. ૪ (૧૦, ૧૧) ખંડો.

**કામ ! તેણે ઉત્તર આપ્યો કે હાં, ભગવાન ! ( શું કહ્યું ? ) (ઋષભે કહ્યું) સોમ્ય ! અમે એક હજાર થઈ ગયા હવે આચાર્યકુલે અમને દોરી જા, (૨) અને હું તને બ્રહ્મના પાદનો ઉપદેશ કરૂં ? એણે કહ્યું કે ભગવાન ! બોલો. (વાયુ બોલ્યો).**

**“પૂર્વ દિશા તે એક કલા (વિક્રિયા), પશ્ચિમ દિશા તે (બીજી) કલા, દક્ષિણ દિશા તે (ત્રીજી) કલા, ઉત્તર દિશા તે (ચોથી) કલા. હે સોમ્ય ! આવી ચાર કલાવાળો બ્રહ્મનો પાદ ‘પ્રકાશવાન’કહેવાય છે. (૩) જે કોઈ આને આ પ્રમાણે સમજીને ચાર કળાવાળા બ્રહ્મના પાદ ‘પ્રકાશવાન’ને ઉપાસે તે આ લોકમાં પ્રકાશવાન થાય છે, અને પ્રકાશવાળા લોકોને તે જીતે છે-મેળવે છે, ખરે જે આ પ્રમાણે સમજીને ચાર પાદવાળા બ્રહ્મના પાદ ‘પ્રકાશવાન’ને ઉપાસે તે.**



---

આ દેવતાઓનો ઉપદેશ તે સૃષ્ટિના બારીક નિરિક્ષણ અને તેના ઉપર કરેલા સતત વિચાર રૂપી તપશ્ચર્યાનું જ ફળ છે, એ પણ શ્રુતિએ અહીં બતાવ્યું છે. અને તેને પૂર્વના અનુભવીઓ સાથે સરખાવી જોવાની આવશ્યકતાને અર્થે છેવટે ગુરૂ દ્વારા ખરૂં કરી જવાનો બોધ કર્યો છે, તે ત્યારે યોગ્યજ હતું. તે સમયમાં પૂર્વના અનુભવનો ઉપદેશ ગુરૂ મુખેજ મળતો હતો, તેનાં લખેલાં પુસ્તકો નહોતાં.

દેવતાઓના બ્રહ્મપાદના ઉપદેશમાં પ્રત્યેક લોકને બ્રહ્મની અકકેક કળા કહી છે, તે પણ બહુ સ્પષ્ટ સૂચન કરે છે કે, આ સર્વ દૃશ્ય તે કળાની પેઠે કેવળ નાશવાન જ છે. અને તે બ્રહ્મના આલોચનનો નામ રૂપે કરીને વિકાર માત્રજ છે. એ અવિદ્યાજન્ય હોઇ કેવળ કાલ્પનિક છે, અને એ બધીય કળાઓ વસ્તુતાએ સદ્રૂપ નથીજ.

અહીં વાયુ ચાર દિશાઓને બ્રહ્મનો એક પાદ કરીને સમજાવે છે.

## છઠ્ઠો ખંડ.

(૧) અગ્નિ તને (બીજા) પાદનો ઉપદેશ કરશે.” ઇતિ. પછી બીજે દહાડે એણે (સત્યકામે) ગાયોને (આચાર્ય કુલ-ભણી) હાંકી. (જતાં જતાં) જ્યાં સાયંકાળ થયો ત્યાં અગ્નિ સળગાવીને, ગાયો રોકીને (અગ્નિમાં) સમિધ હોમી અગ્નિની પાછળ પૂર્વાભિમુખે (ઋષભના વચનનું ધ્યાન કરતો) તે (સત્યકામ) બેઠો. (૨) તેને અગ્નિએ બોલાવ્યો કે “હે સત્યકામ!” એણે ઉત્તર આપ્યો કે ‘હાં, ભગવાન!’ (૩) “સોમ્ય! હું તને બ્રહ્મના (બીજા) પાદનો ઉપદેશ કરૂં?” “હા, ભગવાન મને ઉપદેશ કરો.”

એણે તેને કહ્યું કે “પૃથિવી એ (એક) કલા, અંત-રિક્ષ (બીજી) કલા, દ્યૌઃ (ત્રીજી) કલા, સમુદ્ર (ચોથી) કલા. હે સોમ્ય! આવી ચાર કળાવાળો બ્રહ્મનો પાદ ‘અનંતવાન’ કહેવાય છે. (૪) જે કોઇ આને એ પ્રમાણે સમજીને; ચાર કળાવાળા બ્રહ્મના પાદ આ ‘અનંતવાન’ને ઉપાસે તે આ લોકમાં અનંતવાન થાય છે, અને અનંતવાળા લોકોને મેળવે છે, ખરે જે આને આ પ્રમાણે સમજીને ચાર કળાવાળા બ્રહ્મના પાદ અનંતવાનને ઉપાસે તે.”

---

## સાતમો ખંડ.

(૧) “હંસ (રૂપે સૂર્ય) તને (ત્રીજા) પાદનો ઉપદેશ કરશે”. ઇતિ.

---

(૧) અગ્નિદેવ આ ખંડમાં પૃથ્વી, અંતરિક્ષ, દ્યૌઃ અથવા સ્વર્ગ અને સમુદ્ર અથવા આપોને બ્રહ્મનો એક અનંતવાન પાદ કરીને સમજાવે છે. સર. ઐત. ૧. ૧.

(૧) સૂર્યદેવ આ ખંડમાં અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત્ એ ચારને બ્રહ્મનો એક જ્યોતિષ્માન પાદ કરીને સમજાવે છે. સર. ઐત. ૧. ૪.

પછી એણે બીજે દહાડે ગાયોને હાંકવા માંડી. જ્યાં સાયંકાળ થયો ત્યાં અગ્નિ સળગાવી ગાયોને રોકીને સમિધ હોમી અગ્નિની પાછળ પૂર્વાભિમુખે (અગ્નિના વાક્યનું ધ્યાન કરતો) તે બેઠો. (૨) (એક) હંસ ઉડતો ઉડતો તેની પાસે આવ્યો અને બોલ્યો કે, હે સત્યકામ ! એણે ઉત્તર આપ્યો કે, હાં, ભગવાન ! (૩) હે સોમ્ય ! હું તને બ્રહ્મના (ત્રીજા) પાદનો ઉપદેશ કરૂં ? હા, ભગવાન મને ઉપદેશ કરો.

એ હંસે તેને કહ્યું કે, "અગ્નિ (એક) કળા, સૂર્ય (બીજી) કળા, ચંદ્ર (ત્રીજી) કળા, વિદ્યુત્ (ચોથી) કળા. હે સોમ્ય ! આવી ચાર કળાવાળો બ્રહ્મનો પાદ 'જ્યોતિષ્માન' કહેવાય છે. (૪) જે કોઇ આને આ પ્રમાણે સમજીને ચાર કળાવાળા બ્રહ્મના પાદ 'જ્યોતિષ્માન'ને ઉપાસે તે આ લોકમાં જ્યોતિષ્માન થાય છે, અને જ્યોતિવાળા લોકોને મેળવે છે, ખરે જે આને આ પ્રમાણે સમજીને ચાર કળાવાળા બ્રહ્મના પાદ જ્યોતિષ્માનને ઉપાસે તે."

---

## આઠમો ખંડ.

(૧) "મદ્ગુ (જળચરપક્ષી રૂપે પ્રાણ) તને (ચોથા) પાદનો ઉપદેશ કરશે." ઇતિ.

પછી એણે બીજે દહાડે ગાયોને હાંકવા માંડી. જ્યાં સાયંકાળ થયો ત્યાં અગ્નિ સળગાવી ગાયોને રોકીને સમિધ હોમી અગ્નિની પાછળ પૂર્વાભિમુખે (હંસના વચનનું ધ્યાન કરતો) તે બેઠો. (૨) (એક) મદ્ગુ એની પાસે ઉડી આવ્યો, અને

(૧) પ્રાણ દેવતા આ ખંડમાં પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન ઇન્દ્રિયોને બ્રહ્મનો એક આયતનવાન પાદ કરીને સમજાવે છે.

બોલ્યો કે 'હે સત્યકામ' ! તેણે ઉત્તર આપ્યો કે 'હાં, ભગવાન' ! (૩) હે સોમ્ય ! 'હું તને બ્રહ્મના (ચોથા) પાદનો ઉપદેશ કરૂં ?' 'હા, ભગવાન મને ઉપદેશ કરો.'

તેને એ કહેવા લાગ્યો કે "પ્રાણ (એક) કળા, ચક્ષુ (બીજી) કળા, શ્રોત્ર (ત્રીજી) કળા, મન (ચોથી) કળા. હે સોમ્ય ! આવી આ ચાર કળાવાળો બ્રહ્મનો પાદ "આયતનવાન" કહેવાય છે. (૪) જે કોઇ આને આ પ્રમાણે સમજીને ચાર કળાવાળા બ્રહ્મના પાદ 'આયતનવાન'ને ઉપાસે તે આ લોકમાં આયતનવાન થાય છે, અને આયતન-અનંત વિસ્તારવાળા લોકોને તે મેળવે છે, અરે જે આ પ્રમાણે આને સમજીને ચાર કળાવાળા બ્રહ્મના પાદ આયતનવાનને ઉપાસે તે."



## નવમો ખંડ.

(૧) પછી એ (સત્યકામ) આચાર્યના કુળે–આશ્રમે પહોંચ્યો. તેને આચાર્યે કહ્યું કે 'સત્યકામ !' એણે ઉત્તર આપ્યો કે, 'હાં, ભગવાન !' (૨) (ગુરૂએ કહ્યું કે) 'સોમ્ય ! તું બ્રહ્મવિદ્‌ના જેવો શોભી રહ્યો છું. તને કોણે ઉપદેશ કર્યો વારૂ ?'

મનુષ્યોથી જૂદા(દેવો)એજ. પણ હું ઇચ્છું છું કે ભગવાનજ મારી કામના અર્થે ઉપદેશ કરો. (૩) કારણ કે આપના જેવા પાસેથીજ મેં સાંભળ્યું છે કે આચાર્યો પાસેથીજ ભણેલી વિદ્યા ઉત્કૃષ્ટતાને પામે છે.

પછી તે ગૌતમે એ (સત્યકામ)ને એજ વિદ્યાનો ઉપદેશ કર્યો. એમાં જરાય રહી ગયું નહીં.

## દશમો ખંડ.

**(૧) કમલનો પુત્ર (કામલાયન) ઉપકોસલ સત્યકામ જાબાલને ત્યાં બ્રહ્મચર્યમાં રહ્યો હતો, અને તેણે એમના**

---

(૧) આત્મજ્ઞાન ભણી દૃષ્ટિ થવી સ્હેલી નથી, અને તેને માટે ઘણી તપશ્ચર્યા કરવાની જરૂર છે. વળી જ્યાં સુધી તેને માટે અત્યંત તીવ્ર જીજ્ઞાસા પ્રકટ થાય નહીં ત્યાં સુધી તે આપેલું જ્ઞાન શિષ્યના ચિત્તમાં ઠરતું પણ નથી, અને ઉપદેશ નિષ્ફળ જાય છે. આજ કારણથી આચાર્ય સત્યકામ પોતાના શિષ્ય ઉપકોસલને ઘણાં વર્ષ તપવી રહ્યા છે. આત્મજ્ઞાનની વિદ્યા બીજાં શાસ્ત્રોની વિદ્યા જેવી જાણવા માત્રથી ફળતી નથી. એ વિદ્યાનો તો સ્વાનુભવ થવો જોઇએ છીએ. આ રહસ્ય એમની પત્નીને જણાયું નહોતું,તેથી પત્નીએ બ્રહ્મચારીને ઉપદેશ કરી દેવાની પ્રાર્થના કરી હતી. ઉપકોસલની કામનાઓ ઘણી ઉંચી હતી, અને એની વૃત્તિ આત્માજ્ઞાન ઉપર ચોટી હતી એ ગુરૂએ જાણી લીધું હતું. અને તે જ્ઞાનની પ્રાપ્તિ માટે શિષ્યના ચિત્તને તૈયાર થવાની હજી વાર હતી, તેથી પત્નીની પ્રાર્થના છતાં તેના ઉપર લક્ષ નહીં આપતાં પોતે પ્રવાસે ચાલી ગયા હતા.

તપશ્ચર્યામાં ઘણા જીગરથી લાગેલા ઉપકોસલની જીજ્ઞાસા બહુ પ્રબળ થઇ, તે એટલે સુધી કે આત્મજ્ઞાનને અર્થે તેણે હવે અનશન વ્રત ધારણ કર્યું. તે વખતે ગુરૂ પ્રવાસે ગયા હતા, એટલે દેવતાઓએ પોતેજ ઉપદેશ કરવાનું વિચાર્યું! પણ દેવતા તો માત્ર પોતાની વિદ્યા પુરતુંજ એને સમજાવી શકે, તે પ્રમાણે અગ્નિયોએ "લોકનીજ વિદ્યા" તેને આપી. એથી આગળનું સર્વાત્મજ્ઞાન વિજ્ઞાનમય આત્માથીજ સમજાવી શકાય; ત્યાં સાધારણ દેવતાની ગતિ ચાલી શકે નહીં. તેથી તેમણે ચૌદમા ખંડમાં શિષ્યને કહ્યું કે અમારી વિદ્યા તેમજ અમારા આત્માનું જ્ઞાન જેટલું અમે જાણતા હતા તેટલું તને સમજાવ્યું. હવે તારો માર્ગ—સંસારમાં પેસવા નિકળવાનો માર્ગ—એતો આચાર્યજ તને સમજાવી શકશે. અહીં પણ આગલા ઉપદેશની પેઠેજ દેવતાનું જ્ઞાન દેવતાદ્વારાજ અપાવી તેને બુદ્ધિની કસોટીમાં ઉતારીને શિષ્યને આપવાની શ્રુતિએ યુક્તિ કરી છે. અને આત્મજ્ઞાન—મોક્ષ—નો માર્ગ તો મનુષ્યજ બતાવી શકે તેવું પણ સ્પષ્ટ સૂચન કર્યું છે.

**અગ્નિની બાર વર્ષ લગણુ સારી સેવા કરી, છતાં સત્યકામે બીજા શિષ્યોને (ભણાવીને) એમને ઘેર વિદાય કર્યા, પણુ એ ઉપકોસલને (ભણાવીને) એને ઘેર મોકલ્યો નહીં. (૨) (સત્યકામની) પત્નીએ તે (આચાર્ય સત્યકામ)ને કહ્યું કે, આ તપી રહેલો બ્રહ્મચારી (ઉપકોસલ) સારી રીતે (તમારા) અગ્નિઓની સેવા પૂંજા (પરિચર્યા) કરી રહ્યો છે. તમને અગ્નિયો ઠપકો ના દે (તેમ) તેને ઉપદેશ કરો. (ત્હોય) તેને ઉપદેશ કર્યા વગરજ એ(આચાર્ય) પ્રવાસે ચાલ્યા ગયા.**

**(૩) હવે એણે (ઉપકોસલે) મનની (આ) વ્યાધિને લીધે અનશનવ્રત (ઉપવાસ) ધારણ કર્યું. તેને આચાર્યપત્નીએ કહ્યું કે હે બ્રહ્મચારી તું ખા, કેમ ખાતો નથી ? તેણે કહ્યું કે આ પુરૂષમાં (મારામાં) ઘણી કામનાઓ છે, અને તે વિવિધ પ્રકારે વિસ્તરેલી છે. (નિરાશાની) વ્યાધિથી હું ભરાઈ ગએલો છું, તેથી હું ખાઇશ નહીં.**

**(૪) પછી અગ્નિયોએ અંદર અંદર વિચાર્યું કે આ તપી રહેલા બ્રહ્મચારીએ આપણી બહુ સારી સેવા ઉઠાવી છે, તો આપણે તેને ઉપદેશ કરીએ. (પછી) તેમણે તેને કહ્યું કે.**

**(૫) પ્રાણ બ્રહ્મ છે, કં બ્રહ્મ છે, ખં બ્રહ્મ છે.**

---

(૫.) અગ્નિયોના ઉપદેશમાં કં અને ખં એ બ્રહ્મ છે, ત્યાં સુધીજ એમની ગતિ થઈ શકી છે. એનાથી પાર દેવતાઓ આત્મજ્ઞાનમાં વધી શક્યા નહોતા. આ 'કં' તે આનંદ છે, અને 'ખં' તે આકાશ છે. ભગવાન શંકર એમને સમજાવતાં કહે છે, કે આનંદમાં સ્થૂળ ભાવ રહ્યા છે, અને ખં આકાશમાં પણ સ્થૂળ ભાવ છે. પણ આ ઉભયમાંથી સ્થૂળભાવ જૂદો પાડી તેને બ્રહ્મની સૂક્ષ્મતાએ ખેંચી જવા દેવતાઓએ શિષ્યને એવો ઉપદેશ કર્યો, કે આકાશ જે નિશ્ચેતનની સ્થૂળતાવાળું છે તેનો તે ભાગ ત્યાગવો અને તેને આનંદ જે ચેતન ભાગ છે તેનાજ વિશેષણવાળું કરીને અનુભવવું કે આનંદના ગુણવાળું

એણે (બ્રહ્મચારીએ) કહ્યું કે, જે પ્રાણ બ્રહ્મ છે તે તો હું સમજ્યો. પણ કં બ્રહ્મ, અને ખં બ્રહ્મ; એ હું સમજી શકતો નથી.

તેઓએ કહ્યું કે, ખરે જે કં (પરમસુખ) છે તેવુંજ ખં (આકાશ) છે, અને જે ખં છે તેવુંજ કં છે. અને તેમણે

---

આકાશ બ્રહ્મ છે (कं तदेव खं). વળી આનંદમાં વિષયાદિનો વિશેષ આનંદ એ સ્થૂળતાનો ભાગ છે, તેને પણ કાઢી નાખવા અને તેને આકાશ જેવો સર્વ વ્યાપી આનંદ કરીને સમજાવવા આકાશના ગુણવાળો આંનંદ (खं એજ कं) કહ્યો. એટલે " કં એજ ખં, અને ખં એજ કં છે. " આવી રીતે સ્થૂળતા વિનાનાં સૂક્ષ્મ આકાશ અને આનંદ તેજ બ્રહ્મ છે. બ્રહ્મનાંજ એ ઉભય સ્વરૂપો છે, એમ અગ્નિયોનો ઉપદેશ છે. પણ આવું આનંદવાળું આકાશ છે તેમાંજ પ્રાણ પ્રતિષ્ઠિત છે, અને એ પ્રાણ તો બ્રહ્મનું જીવતું સ્વરૂપ છે. એવો પ્રાણ વિશેષતા વગરનો-સૂક્ષ્મ(મધ્યમ, સમાન)પ્રાણ-એ બ્રહ્મનું સ્વરૂપાન્તર છે. અને તેથી તે આકાશ આયતનવાળો છે, તેને પણ અગ્નિયોએ સમજાવ્યો. તેવા પ્રાણના આયતનરૂપ આનંદમય આકાશ તે હૃદયાકાશ જ છે. તે ચૈતન્યમય છે, અને તે જ્યારે સર્વ વિશેષતાનો પરિત્યાગ કરે છે ત્યારે કેવળ નિશ્ચળ, અજ, અમર, નિષ્કલ, અખંડ, શુદ્ધ આત્મ સ્વરૂપે રહે છે. બ્રહ્મ ઉપાસનાની કામનાવાળા દેવતાઓ આવા શુદ્ધ સ્વરૂપે પહોંચી શકે નહીં, માટે છેવટની વિશેષતાવાળાં આ ત્રણ પ્રાણ, કં, અને ખં, બ્રહ્મનાં સ્વરૂપોને તેઓ બ્રહ્મરૂપે સમજાવે છે. આ ત્રણ વિ-શેષતાઓ-વિક્રિયાઓ પણ જો છુટી જાય તોજ બ્રહ્મસ્થ થવાય છે, અદ્વૈતા રૂઢ થવાય છે. જુવો બ્ર. સૂ. ૧. ૨. ૧૫, અને છાં. ૪. ૧૫. ૧. બ્રહ્મના આવા આકાશ અને આનંદ સ્વરૂપને માટે જુવો તૈત્તિ. ૨. ૭. અને જ્યોતિ. જુવો છાં. ૪. ૧૪. ૩. ત્યાં " તને લોકોનોજ ઉપ-દેશ કર્યો " એમજ કહ્યું છે. દેવતાના ઉપદેશનો બીજો દાખલો જુવો છાં. ૪. (૬–૭)માં. ગાંધર્વના ઉપદેશના દાખલા. બૃ. ૩. ૩. અને બૃ. ૩. ૭. બ્રાહ્મણોમાં જુવો.

એને પ્રાણ અને તેનું (સ્થાન) આકાશ (હૃદયાકાશ) પણ સમજાવ્યું.

---

## અગીઆરમો ખંડ.

(૧) પછી એને ગાર્હપત્યે (પ્રાતઃઅગ્નિએ) ઉપદેશ કર્યો કેઃ પૃથિવી, અગ્નિ, અન્ન (અને) આદિત્ય, આટલાં (મારાં રૂપો) છે. જે આદિત્યમાં પ્રસિદ્ધ પુરૂષ (ચૈતન્યાત્મક) દેખાય છે તે હું છું, એ જ હું છું. (૨) જે એને આ પ્રમાણે સમજીને ઉપાસે તે (પોતાનાં) પાપકૃત્યોને હણે છે, તે લોકને મેળવે છે, પુરા આયુષ્યવાળો થાય છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, એની સંતતિનો ક્ષય થતો નથી. અમે તેને આ લોક અને પરલોકમાં પાળી પોષી રહીએ છીએ, જે એને આ પ્રમાણે જાણીને ઉપાસે તેને.

---

## બારમો ખંડ.

(૧) પછી એને અન્વાહાર્યપચને (મધ્યાન્હ-અગ્નિએ) ઉપદેશ કર્યો કેઃ જળો, દિશાઓ, નક્ષત્રો (અને) ચંદ્રમા, આટલાં (મારાં રૂપો) છે. જે ચંદ્રમામાં પ્રસિદ્ધ (ચૈતન્યાત્મક) પુરૂષ છે તે હું છું, એ જ હું છું. (૨) જે એને આ પ્રમાણે સમજીને ઉપાસે તે પાપ કૃત્યોને હણે છે, તે લોકને

---

(૧૧. ૧.) ત્રણ સમયના અગ્નિયોનાં નામ છાંદો. ૨. ૨૪. ખંડમાં 'ગાર્હપત્ય' 'અગ્નિધ્રીય' અને 'આહવનીય' એમ આપ્યાં છે. અહી મધ્યાન્હના અગ્નિનું નામ 'અન્વાહાર્યપચન' એવું આપ્યું છે. આ અન્વાહાર્યપચન તેજ અગ્નિધ્રીય હશે? વળી આ અગ્નિને 'દક્ષિણાગ્નિ' પણ કહ્યો છે, તેને માટે જુવો છાંદો. ૪. ૧૭. ૫.

મેળવે છે, પુરા આયુષ્યવાળો થાય છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, એની સંતતિનો ક્ષય થતો નથી. અમે એને આ લોક અને પરલોકમાં પોષીએ છીએ, જે એને આ પ્રમાણે જાણીને ઉપાસે તેને.

---

## તેરમો ખંડ.

(૧) પછી એને આહવનીયે (સંધ્યાના અગ્નિએ) ઉપદેશ કર્યો કેઃ પ્રાણ, આકાશ, સ્વર્ગ, વિદ્યુત્ આટલાં (મારાં રૂપો) છે. જે વિદ્યુત્માં પ્રસિદ્ધ (ચૈતન્યાત્મક) પુરૂષ છે તે હું છું, એ જ હું છું. (૨) જે એને આ પ્રમાણે જાણીને ઉપાસે તે પાપને હણે છે, તે લોકને મેળવે છે, પુરા આયુષ્યવાળો થાય છે, ઉજ્વળ જીવનવાળો થાય છે, એની સંતતિનો ક્ષય થતો નથી. અમે એને આ લોક અને પરલોકમાં પોષીએ છીએ, જે એને આ પ્રમાણે જાણીને ઉપાસે તેને.

---

## ચૌદમો ખંડ,

(૧) તેમણે (ભેગા થઈને) કહ્યું કે, હે ઉપકોસલ ! હે સોમ્ય ! આટલી અમારી વિદ્યા અને આત્મવિદ્યા અમે તને કહી. પણ ત્યાં જવાની ગતિ(માર્ગ)નું તને આચાર્યજ કહેશે (શિખવશે).

એના આચાર્ય આવી પહોંચ્યા. તેને આચાર્યે બોલાવ્યો કે હે ઉપકોસલ, ઉપકોસલ ! (૨) તેણે ઉત્તર દીધો કે, હાં, ભગવાન ! (આચાર્યે કહ્યું કે) હે સોમ્ય ! તારૂં મુખ

---

(૨) અગ્નિયોએ કરેલો ઉપદેશ છુપાવવાનું કારણ તો એજ છે કે એમની પત્નીએ વિનવ્યા છતાં ગુરૂએ ઉપદેશ નહીં કરેલો.

બ્રહ્મવિદ્‌ના જેવું શોભી રહ્યું છે. તને વારૂ કોણે ઉપદેશ કર્યો ?

જાણે કાંઇક છુપાવતો હોય તેમ એ બોલ્યો કે " મને તે (બીજું) કોણ ઉપદેશ કરે ? ખરે, આ (અત્યારે) બીજા જેવા (દેખાતા) આમના જેવા એ, " એમ કહી અગ્નિઓને તેણે બતાવ્યા.

(આચાર્યે પૂછયું કે) સોમ્ય ! કહે જોઇએ, એમણે તને શું કહ્યું ? (૩) આ, આ, એમ કહી બતાવ્યું. સોમ્ય ! ખરે તેમણે તને લોકોનોજ ઉપદેશ કર્યો. પણ હું તને એવો ઉપદેશ કરીશ, કે જેથી કમળપત્રને જેમ જળ અડકે નહીં તેમ એ સમજનારાને પાપ કર્મ અડકેજ નહીં. એણે (શિષ્યે) એમને કહ્યું કે, ભગવાન મને એવો ઉપદેશ કરો.

## પંદરમો ખંડ.

(૧) એમણે (આચાર્યે) કહ્યું કે જે આ આંખમાં (ચૈતન્યાત્મક) પુરૂષ જણાય છે તે આત્મા છે. એ અમર

---

અને એ ગુરૂ ચાલ્યા ગએલા, છતાં બીજા પાસેથી મેં ઉપદેશ લીધો તેથી એ ક્રોધે ભરાઇને શાપ દેશે તેવી શિષ્યમાં સ્વાભાવિક ભિતિ રહી છે. વળી આ ભિતિ અગ્નિયોને પોતાને પણ લાગી જણાય છે, કે આચાર્યના ઉપરી થઇને અમે શિષ્યને ઉપદેશ કર્યો તેથી વખતે એ અમને પણ શાપજ દેશે. તેથીજ પ્રથમ જ્યારે શિષ્યને ઉપદેશ કર્યો હતો ત્યારે તે જેવા પ્રજ્વલિત હતા, તેવા ગુરૂ આવ્યા ત્યારે તે રહ્યા નહોતા. એટલે શિષ્ય કહે છે કે અત્યારે, બીજા જેવા એટલે કે જાણે એ પ્રથમના અગ્નિયોજ ન્હોય તેવા, નિસ્તેજ દેખાય છે, અને એવા, ' આમના જેવાએ ' એમ કહીને તેમને તે બતાવે છે !

ગુરૂ લાંબે પ્રવાસે ગયા હોય ત્યારે હોતા વિનાના અગ્નિયો નિસ્તેજ જ રહે તે સ્વાભાવિક છે.

(૧) સ. છાં. ૮. ૭. ૪. વળી આત્માને સર્વે આનંદો મળે છે તેને માટે જુવો છાંદો. ૪. ૧. ૪; બૃ. ૧. ૩. ૨; બૃ. ૧. ૫. ૨૦.

છે, અભય છે, એ બ્રહ્મ છે. તેથી જો કે ઘી કે પાણિ એ આંખમાં નાંખે તો તે બાજુએ થઇને બહારજ સરી પડે છે.

(૨) એને 'સંયદ્વામ' એમ કહે છે, કારણ કે સર્વે વામો (પરમ સુખો) એને જ જાય છે (મળે છે). જે એ પ્રમાણે સમજે તેને બધાય વામો (આનંદો) મળે છે. (૩) એજ ખરે 'વામની' કહેવાય છે, કારણ કે, સર્વે વામોને (પુણ્યકર્મના ફળ રૂપે) એજ દોરવાવાળો (આપવાવાળો)છે. જે આમ જાણે તેને તે સર્વે સુખો(વામો)ને આપે છે. (૪) એજ ખરે "ભામની" કહેવાય છે, કારણ કે, સર્વે લોકોમાં એ પ્રકાશ કરે છે (તપે) છે. જે આમ જાણે તે બધાય લોકોમાં શોભે છે.

(૫) હવે કહિ આ લોકમાં (તેમને અર્થે) શવ્ય (શબની પાછળ કરવાની ઉત્તર ક્રિયા) કરે કે ના કરે ત્હોય, (આવા પુરૂ-

---

ઘી કે પાણિ આંખને ચોટતું નથી. એને ચોટયા વગર બાજુએ થઇને બહાર તે સરીજ પડે છે. કારણકે ચક્ષુપુરૂષ અસંગ અને શુદ્ધ આત્મા છે. અને એને કોઇ પણ સુખદુઃખનો વિકાર વળગતો નથી એટલે કે તે સર્વે તેની બાજુએ થઇને સરીજ પડે છે. જુવો છાં. ૪. ૧૪. ૩. જુવો બ્ર. સૂ. ૧. ૨. ૧૩. આચાર્યનો આવો ઉપદેશ તે પ્રજાપતિએજ કરેલો છે તે માટે જુવો છાંદો. ૮. ૭. ૪. માં. ચાક્ષુષ પુરૂષ એટલે વિજ્ઞાનાત્માનું ચૈતન્ય સ્વરૂપ. તેવા ઉપદેશવાળી બીજી શ્રુતિયો જુવો બૃ. ૫. ૫. ૨; છાં. ૮. ૭. ૪. આદિ. જરૂર, આત્માનું ચૈતન્યસ્વરૂપ ચક્ષુમાંજ બહુ ઝળકી ઉઠે છે.

(૨) સર. તૈ. ૨. ૧. ૧. શ્વેતા. ૫. ૭. વામો એટલે વનનીય ઇચ્છવાયોગ્ય સુખો, આનંદો. એજ ભોક્તા એજ ભોગવાવનાર ઇશ્વિર, અને એજ પ્રકાશક સાક્ષી છે.

(૪) પુરૂષના "ભા" અંશને માટે સર. બૃ. ૫. ૬. ૧.

(૫) અહીં વર્ણવેલા માર્ગને બૃહદારણ્યકમાંના ૬. ૨. ૧૫. માં વર્ણવેલા માર્ગની સાથે, તેમજ કૌષી ૧. ૩. ની સાથે સરખાવો.

ષને જાણનારાઓ) અર્ચિષ્ (જ્યોતિના અભિમાની દેવતા)ને પામે છે, અર્ચિષ્માંથી દિવસને, દિવસમાંથી વૃદ્ધિ થતા (શુક્લ) પક્ષને, શુક્લપક્ષમાંથી ઉત્તરાયણના છ માસોને, ઉત્તરાયણના છ માસોમાંથી સંવત્સર(પ્રજાપતિ)ને, સંવત્સરમાંથી આદિત્યને, આદિત્યમાંથી ચંદ્રમાને, ચંદ્રમામાંથી વિદ્યુત્‌ને (એમ અનુક્રમે લોકોને) પામે છે. ત્યાં વિદ્યુત્‌માં અમાનવ (મનુષ્ય કોટિનો નહી એવો) પુરૂષ એમને બ્રહ્મલોક ભણી દોરે છે. આ દેવપથ (દેવલોકનો માર્ગ) છે. આ બ્રહ્મપથ (બ્રહ્મલોકનો માર્ગ) છે. એવા એ માર્ગે ગએલા આ માનવલોકના ચક્કરમાં ફરતા નથી; ફરતા નથી.

---

## સોળમો ખંડ.

(૧) જે આ વાય છે (ફુંકે છે) તે (વાયુ) ખરે યજ્ઞ

---

બૃહદારણ્યકમાં આદિત્યમાંથીજ વિદ્યુત્‌માં જવાય છે એમ કહ્યું છે. અહીં આદિત્યમાંથી ચંદ્રમામાં અને તેમાંથી વિદ્યુત્‌માં એટલી વિશેષતા છે.

તેમજ બૃહદ્‌માં છ માસ અને આદિત્યની વચલા લોકને દેવલોક કહ્યો છે. અહીં તેને સંવત્સર કહ્યો છે. ત્યાં જે માનસ એટલે બ્રહ્માએ મનથી પ્રકટ કરેલો એટલે મનુષ્યની સામાન્ય ભાવનાની પારનો પુરૂષ, આત્માની સ્વયં પ્રકટ થવાની ઇચ્છાત્મક ભાવપ્રકાશ કહ્યો છે, તેને અહીં અમાનવ પુરૂષ કહ્યો છે. તે એજ મનુષ્યભાવનાની પારનો–મનુષ્યની બુદ્ધિની પેલીમેરનો–ભાવ છે.

આ ગતિને પામનારો બ્રહ્મચર્યવાળો, અને વેદ ઉપનિષદ્‌નો અધ્યયનવાળોજ હોય છે. તેને માટે સરખાવો. પ્રશ્ન ૧. ૧૦. અને જુવો બ્ર. સૂ. ૧. ૨. ૧૬. અહીં દિવસ, સંવત્સર, આદિત્યાદિ જે કહ્યા છે તે તેના અધિષ્ઠાતા દેવતાઓ છે, જે એ માર્ગે જનાર જીવને આગળ થઇને દોરી જાય છે. જુવો. બ્ર. સૂ. ૪. ૨. ૨૧ અને બ્ર. સૂ. ૪. ૩. (૫–૬).

(૧) બ્રહ્માએ મન અને વાણિનું મિથુન પહેલું સરજ્યું, અને

**છે; કારણ કે એ આ સર્વને શુદ્ધ-પાવન-કરે છે. જે એ સર્વને શુદ્ધ કરે છે, તેથીજ એને યજ્ઞ (કહેવાય) છે. તેના મન અને વાક્ (વાણિ) બે માર્ગો છે.**

---

એ મિથુનમાંથી આ કર્મમય જગતની ઉત્પત્તિ થઇ છે, એમ બૃહદારણ્યકમાં સમજાવ્યું છે. જુવો. બૃ. ૧. ૨. ૪. ત્યાં 'વાણિ' એ શબ્દ બધીય ઇન્દ્રિયોના સમુહના અર્થમાંજ શ્રુતિએ વાપર્યો છે. અહીં પણ એજ અર્થમાં લેવાથી 'યજ્ઞ' બહુ સારો સમજાશે. કર્મ માત્ર યજ્ઞ રૂપેજ છે, અને તે કર્મ વિચાર પૂર્વક એટલે કે, એના ફળનો, એના ઉપદેશનો વિચાર કરીનેજ કરવાં, અને એ વિચાર સ્થિર ચિત્તે કરવાથીજ વિચાર શુદ્ધ અને બળિષ્ઠ થાય છે, એમ છાં. ૧. ૧. ૧૦માં સમજાવ્યું છે. વળી ઇન્દ્રિયના કર્મમાં ભૂલ થતી હોય ત્યાં એકદમ ઉતાવળ કરીને તેને સુધારવાનો પ્રયત્ન કરતાં વિચારનું સમતોલપણું નષ્ઠ થાય છે, અને તેથી ઉભયતઃ યજ્ઞની ક્ષતિ થાય છે. માટે યજ્ઞના બ્રહ્માનો દૃષ્ટાન્ત આપી ધૈર્ય અને વિવેકથીજ ધીમે ધીમે સર્વે ભૂલોને વિચાર પૂર્વક સુધારી લેતાંજ યજ્ઞ નિર્વિઘ્ન અને સફળ થાય છે. જ્યાં બ્રહ્મા (પુરૂષ) આવો ધીરજવાળો, સંયમી અને બુદ્ધિની તપશ્ચર્યા વાળો હોય, ત્યાંનોજ યજ્ઞ ઉત્તર તરફ ઢળતો એટલે ઉત્તરાયણ માર્ગે થતી ઉચ્ચગતિને કરાવનારો થાય છે, એવો શ્રુતિનો સુંદર અને સ્પષ્ટ બોધ છે. બ્રહ્માને "પરિધાનાયા" પૂર્ણ થતા સુધી વિચારમાં મૌનજ રહેવાનું કહ્યું છે. જુવો છાંદો. ૪. ૧૭. ૯.

'પ્રાતરનુવાક' અને 'પરિધાનાયા' એ બન્ને યજ્ઞમાં બોલવાની ઋચાઓ છે.

મન અને કર્મ એ ઉભયની વિશુદ્ધિજ જીવન વ્યવહારને વિશુદ્ધ રાખી યજ્ઞના સંપૂર્ણ ફળને આપે છે. એ બન્નેય જો વિશુદ્ધ રહે તોજ બે પગે ચાલતા, કે બેય ચક્રે દોડતા રથની પેઠે બ્રહ્મજ્ઞાનનો લાંબો માર્ગ ઝટ કપાય છે, નહીંતો વચમાંજ થાકી જતાં યજ્ઞનની હાની થાય છે. અને યજમાન-પુરૂષ-ની ઉર્ધ્વ-ઉત્તર તરફની–ગતિમાં રિષ્ટ થાય છે. વળી જુવો. કૌષી ૨. ૬.

(૨) તે બેમાંના એક(માર્ગ)ને બ્રહ્મા (અધ્વર્યુ બ્રહ્મા) મન વડે શુદ્ધ કરે છે. અને વાણિ વડે બીજા (માર્ગ)ને હોતા અધ્વર્યુ, અને ઉદ્‌ગાતા શુદ્ધ કરે છે. જો 'પ્રાતરનુવાક' શરૂ થયા પછી અને "પરિધાનાયા" થઈ રહેતા પહેલાં બ્રહ્મા બોલી ઉઠે, (૩) તો તે એક (વાણિના)જ માર્ગને શુદ્ધ કરે, અને બીજા (મનના) માર્ગને હાની પહોંચાડે. અને જેમ એક પગવાળા (લંગડા) પુરૂષને ચાલતાં, કે એકજ પૈડાવાળા રથને ચલાવતાં રિષ્ટ (ભંગ-હાની) થાય, તેમજ એ (બ્રહ્મા) યજ્ઞનું રિષ્ટજ કરે. અને યજ્ઞ ભંગ થતાં યજમાનનો નાશ થાય, એટલે, એવો યજ્ઞકરનાર પાપી થાય છે. (૪) પણ જો પ્રાતરનુવાક શરૂ થયા પછી અને પરિધાનાયા થઈ રહેતા પહેલાં બ્રહ્મા બોલી ના ઉઠે, તો બન્નેય માર્ગો(મન અને વાક્)ને એ શુદ્ધ કરી શકે છે; અને બીજાને હાની પહોંચતી નથી. (૫) જેમ બેય પગવાળા પુરૂષને ચાલતાં કે બેય પૈડાવાળા રથને ચલાવતાં તેઓ સ્થિર થઇને ચાલે છે, તેમ એવા (બ્રહ્મા)નો યજ્ઞ સ્થિર ચાલે છે; અને યજ્ઞ સ્થિર ચાલતાં યજમાનને પ્રતિષ્ઠા મળે છે. એવો યજ્ઞ કરનાર શ્રેયાન (બહુ સારો) થાય છે.



## સત્તરમો ખંડ.

(૧) પ્રજાપતિ(બ્રહ્મા)એ લોકોને (વિચારથી) તપવ્યા;

---

(૧) લોકોના રસોને માટે સરખાવો છાંદો. ૩. ૧. ખંડ.

આ જગતના વ્યવહારનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરી વગર ભૂલ્યે એમાંથી સત્ય રૂપ સાર તારવી કાઢી તે પ્રમાણે વ્યવહાર રૂપી યજ્ઞ કરવાનું આ ખંડમાં શ્રુતિએ સુંદર સૂચન કર્યું છે. વેદનું જ્ઞાન આવી અખંડ તપશ્ચર્યાનુંજ ફળ છે; અને વિજ્ઞાનાત્મા-બ્રહ્મા પ્રજાપ-

(અને) એવા તપેલા(લોકો)માંથી રસો (સાર) કાઢયા. પૃથિવીમાંથી અગ્નિ, અંતરિક્ષમાંથી વાયુ, સ્વર્ગમાંથી આદિત્ય. (૨) તેમણે (બ્રહ્માએ) એ ત્રણે દેવોને તપવ્યા; અને તેવા તપેલામાંથી રસો કાઢયા. અગ્નિમાંથી ઋચાઓ (ઋગ્વેદ), વાયુમાંથી યજુંષિ (યજુર્વેદ), આદિત્યમાંથી સામચ્છંદો (સામવેદ). (૩) એમણે એ ત્રણેય વિદ્યાઓને તપવી, અને એવી તપેલી વિદ્યાઓમાંથી રસો કાઢયા. ઋચાઓમાંથી ભૂઃ, યજુષ્માંથી ભુવઃ, અને સામોમાંથી સ્વર્.

(૪) એટલે જો ઋક્ સંબંધી (યજ્ઞનું) રિષ્ટ થાય, તો 'ભૂઃ સ્વાહા ! એમ બોલીને 'ગાર્હપત્યમાં' આહૂતિ આપવી. ઋચાના યજ્ઞનું રિષ્ટ ઋચાનાજ રસથી અને ઋચાનાજ વીર્યથી સંધાય ( સારૂ થાય ) છે. (૫) હવે કદિ યજુષ્ના સંબંધી રિષ્ટ થાય તો 'ભુવઃ સ્વાહા !' એમ કહી દક્ષિણાગ્નિમાં આહૂતિ આપવી. યજુષ્ યજ્ઞનું રિષ્ટ યજુષોનાજ રસથી અને યજુષોના વીર્યથી સંધાય (સારૂં થાય) છે. (૬) હવે કદિ સામના સંબંધી રિષ્ટ થાય, તો

---

તિએ અનંતકાળ સુધી સ્થિર ચિત્તે વિચાર કરીને શોધેલું સત્ય એમાં સંગ્રહ્યું છે, તેથીજ વેદને ઇશ્વરપ્રણીત કહેવાય છે.

બ્રહ્મા તે કર્મયજ્ઞમાં વ્યવહારનો નેતા છે. એનો મુખ્ય ધર્મ પ્રત્યેક પ્રવૃત્તિમાં તેના ફળરૂપી સારને વગર ભૂલ કર્યે તપાસી જોઇનેજ જે સ્પષ્ટ નિશ્ચય એને સમજાય તેમાંજ સર્વેને દોરવાનો છે. એના આવા બહુ જવાબદારીવાળા ધર્મનું દર્શન શ્રુતિ આગલા મંત્રોમાં કરાવે છે. જેનામાં એવા આવશ્યક ગુણો ના હોય તેને વ્યવહારમાં પણ કદિ નેતા નહીંજ કરવો એવો શ્રુતિનો નિશ્ચય છેવટે પ્રકટ કર્યો છે. સર. બૃ. ૪. ૩. (૩૬–૩૮) જ્યોતિ.

(૪) અગ્નિયોને માટે જુવો છાંદો. ૪. ૧૧. ૧ જ્યોતિ.

**'સ્વઃ સ્વાહા !' એમ બોલીને 'આહવનીય' અગ્નિમાં આહૂતિ આપવી. સામના યજ્ઞનું રિષ્ટ સામોનાજ રસથી અને સામોનાજ વીર્યથી સંધાય (સારૂં થાય) છે. (૭) તે જેમ લવણ(મોરથુથુ)થી સુવર્ણ સંધાય,સુવર્ણથી રૂપુ, રૂપાથી કલ્લઇ, કલ્લઇથી સીસું, સીંસાથી લોઢું, લોઢાથી લાકડું કે ચામડાથી લાકડું, (૮) તેમજ (બ્રહ્મા) આ લોકોના, કે આ દેવતાઓના, કે આ ત્રણે વિદ્યાઓના વીર્યથી યજ્ઞના રિષ્ટને સારૂં કરે છે. એજ યજ્ઞ દવા(ભિષક્)થી સારો થયો ગણાય છે, કે જ્યાં આવું સમજનાર બ્રહ્મા હોય. (૯) જ્યાં આવું સમજનાર બ્રહ્મા હોય છે, તેજ "ઉદગ્પ્રવણ" (ઉત્તરમાં ઢળતો) યજ્ઞ છે.**

**આવું સમજનારા બ્રહ્માના સંબંધી એવી કથાછે, કે જ્યાં જ્યાં તે યજ્ઞમાં ક્ષતિ–ભૂલ–થાય ત્યાં ત્યાં તે જાય છે. (૧૦) 'એકલો માનવ (મૌન રહીનેજ મનન કરતો) બ્રહ્મા ઋત્વિજ, ઉપર બેઠેલા સ્વારનું રક્ષણ કરતી ઘોડીની પેઠે, યજ્ઞ કરનારાઓનું રક્ષણ કરે છે', એમ જાણનાર બ્રહ્મા યજ્ઞનું, યજમાનનું, અને (બીજા) સર્વે ઋત્વિજોનું રક્ષણ કરે છે.**

---

(૮) ત્રણ વિદ્યાઓ તે યજ્ઞ, અધ્યયન અને દાન. જુવો છાં. ૨. ૨૩ મો ખંડ. અહીં ધાતુઓની વિદ્યાને પણ શ્રુતિ પ્રકટ કરે છે.

(૧૦) શ્રુતિનો આ સદ્બોધ યજ્ઞને અર્થે જેટલો સુંદર છે, તેટલોજ વ્યવહાર દૃષ્ટિએ પણ સુંદર છે. બ્રહ્મા શરીરનો, કુટુંબનો, લોકનો, રાજ્યનો નેતા છે, કારણ કે એનું કાર્ય ધૈર્યથી મૌન–શાન્તરીતે અનુભવને તપાસી તેવા અનુભવાનુસાર બીજાઓને દોરવાનું છે. એનો એવો ધર્મ છે. બીજાઓએ કરેલી ભૂલોને સુધારી લઇ જે ઉત્તમ માર્ગે સર્વને દોરવાના છે તે માર્ગનો ત્યારેજ એ સાધક બને છે. આવા ગુણ જેનામાં ના હોય તેવાને એવા નેતા–બ્રહ્મા-નું સ્થાન આપવા શ્રુતિની સ્પષ્ટ મના છે–નિષેધ છે.

તેથી એવું સમજનારાને જ બ્રહ્મા બનાવવો (બ્રહ્માને સ્થાને નીમવો). એવું નહીં સમજનારાને નહીંજ, એવું નહીં સમજનારને નહીંજ.

## ચોથો પ્રપાઠક સમાપ્ત.

---

# પ્રપાઠક પાંચમો.

---

## પહેલો ખંડ.

(૧) જે જ્યેષ્ઠ (મોટા), અને શ્રેષ્ઠ (ગુણે ઉત્તમ) ને જાણે તે જરૂર જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે. પ્રાણ ખરે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે. (૨) જે વસિષ્ઠને (વસવું-વસાવવાના ગુણને) જાણે, તે જરૂર સ્વજનોનો વસિષ્ઠ થાય છે. વાણિ ખરે વસિષ્ઠ છે. (૩) જે પ્રતિષ્ઠાને જાણે તે જરૂર આ લોક અને પરલોકમાં પ્રતિષ્ઠાને પામે છે. ચક્ષુ ખરે પ્રતિષ્ઠા છે. (૪) જે સંપદ્‌ને જાણે, તેને દૈવી અને માનુષિ બધીય કામનાઓ મળે છે. શ્રોત્ર ખરે સંપદ્ છે. (૫) જે આયતન (સર્વના આશ્રય)ને જાણે છે, તે સ્વજનોનો આયતન થાય છે. મન ખરે આયતન છે.

(૬) હવે (આવા) પ્રાણોએ (અંદર અંદર) પોતાની મ્હોટાઇ માટે વાદ કર્યો કે, હું મોટો, (બીજો કહે કે) હું

---

આ પ્રપાઠકમાં પણ શ્રુતિ એકનેજ મેળવવાથી ભોજ્યના બધા લોકોને પામવાની કામનાવાળા ઉપાસકને અર્થે વિવિધ અને સૂક્ષ્મ દેવતોને મહત્‌નાં અંગો તરીકેજ ઓળખાવી તેવા મહત્‌ની ઉપાસના પ્રબોધે છે, આત્માવૈશ્વાનરને ‘પ્રાદેશમાત્ર-અભિવિમાન’ તરીકે પૂજાવે છે.

(૧) સર. બૃ. ૬. ૧. બ્રાહ્મણ, અને કૌષી, ૨. ૧૪.

મોટો, એમ. (૭) તે પ્રાણોએ પિતા પ્રજાપતિ પાસે જઈને કહ્યું કે, ભગવાન, અમારામાંથી કોણ શ્રેષ્ઠ છે (તે કહો). તેમને એણે કહ્યું કે, તમારામાંથી જેના ઉઠીજવાથી આ શરીર અત્યંત પાપી જેવું (મરેલા જેવું) દેખાય, તે તમારામાં શ્રેષ્ઠ છે (એમ જાણવું).

(૮) હવે વાક્ (શરીરમાંથી) ઉઠી ગઈ (નીકળી ગઇ). એક સંવત્સર બહાર રહીને તે પાછી આવી, અને તેણે પૂછયું કે મારા વિના તમે શી રીતે જીવી શક્યા ? (તેમણે કહ્યું કે) નહીં બોલતા મૂગાની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, ચક્ષુથી જોતાં, શ્રોત્રથી સાંભળતાં, મનથી વિચારતાંજ (અમે જીવી શક્યા). એટલે વાણિ (શરીરમાં પાછી) પેઠી. (૯) પછી ચક્ષુ ઉઠી ગયું. તે એક સંવત્સર બહાર રહીને પાછું આવ્યું. તેણે પૂછયું કે મારા વિના શી રીતે જીવી શકયા ? નહીં દેખતા આંધળાની પેઠે, પ્રાણથી પ્રાણ લેતાં, વાણિથી બોલતાં, કાનથી સાંભળતાં, મનથી વિચારતાંજ. એટલે ચક્ષુ (પાછું) પેઠું. (૧૦) પછી શ્રોત્ર ઉઠી ગયું. તે એક સંવત્સર બહાર રહીને આવ્યું. તેણે પૂછયું કે મારા વિના તમે શી રીતે જીવી શકયા ? નહીં સાંભળનારા બેહેરાની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, વાણિથી બોલતાં, ચક્ષુથી જોતાં, મનથી વિચારતાં જ. શ્રોત્ર (પાછું) પેઠું. (૧૧) પછી મન ઉઠી ગયું. તે એક સંવત્સર બહાર રહીને આવ્યું. તેણે પૂછયું કે મારા વિના તમે શી રીતે જીવી શકયા ? નહીં વિચારતા બાળકની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, વાણિથી બોલતાં ચક્ષુથી જોતાં, કાનથી સાંભળતાંજ. મન (પાછું) પેઠું. (૧૨) હવે (મુખ્ય) પ્રાણે નીકળી જવાનું કર્યું, એટલે જેમ પાણીદાર ઘોડો દોરડાંની ખીલીઓ ખેંચી નાખે તેમજ તેણે બીજા પ્રા-

ણોને (ઇન્દ્રિયોને) હચમચાવી મૂક્યા. તે(મુખ્ય)પ્રાણની પાસે આવીને તેઓ બોલ્યા કે, હે ભગવાન તમે રહો, તમે અમારામાં શ્રેષ્ઠ છો. તમે નીકળી ના જશો.

(૧૩) પછી એને વાણિએ કહ્યું કે, જે હું વસિષ્ઠ છું તે તું જ વસિષ્ઠ છું (હું નહીં). પછી એને ચક્ષુએ કહ્યું કે જે હું પ્રતિષ્ઠા છું, તે તું જ પ્રતિષ્ઠા છું. (૧૪) પછી એને શ્રોત્રે કહ્યું કે જે હું સંપદ્ છું, તે તુંજ સંપદ્ છું. પછી એને મને કહ્યું કે, જે હું આયતન છું તે તું જ આયતન છું. (૧૫) ખરે એ વાણિયો, ચક્ષુઓ, શ્રોત્રો, કે મનો એમ કહેવાતાં નથી, પણ "પ્રાણો" એમજ (લોક) કહે છે; કારણ કે પ્રાણજ આ બધાંય (રૂપે) થાય છે.

---

## બીજો ખંડ.

(૧) એ પ્રાણે કહ્યું કે મારૂં અન્ન શું થશે? એમણે (બધા પ્રાણોએ) કહ્યું કે કુતરાંથી અને પક્ષિઓથી માંડીને (સર્વે) પ્રાણીઓને અર્થે આ જે કાંઇ હોય તે. એટલે તે "અન"નું (પ્રાણનું) અન્ન (થયું). ખરે, અન એ (પ્રાણનું) પ્રત્યક્ષ નામ છે. આવું જાણનારને કાંઈ પણ (ખાધેલું) અનન્ન (અન્ન રૂપે પોષક નહીં એવું) થતું નથી.

(૨) એણે કહ્યું કે મારૂં વસ્ત્ર શું થશે? તેમણે કહ્યું કે, જળ. તેથીજ જમતાં આગળ અને પુરૂ થયા પછી જળથી

---

(૧) સરખાવો બૃહદ્ ૬. ૧. ૧૪. અને તેના ઉપરની જ્યોતિ. જુવો. બ્ર. સૂ. ૩. ૪. (૨૮–૩૧). આહાર શુદ્ધિ માટે, જુવો છાં. ૭. ૨૬. ૨.

(૨) જુવો બૃ. સૂ. ૩. ૩. ૧૮.

એને (આચમન કરીને) ઢાંકે છે, (એટલે) એ વસ્ત્ર મળેલો થાય છે, અને એમ અનગ્ન બને છે.

(૩) સત્યકામ જાબાલે ગોશ્રુતિ વૈયાઘ્રપદ્યને આનો ઉપદેશ કરીને કહ્યું હતું કે, જો સૂકા ઠુણકા આગળ આ બોલાય તો એને શાખાઓ અને પલ્લવો ફુટે.

(૪) હવે મોટા પદને પામવાની (કોઇને) ઇચ્છા થાય, તો અમાવાસ્યાને દિવસે દીક્ષા લઇને પુર્ણિમાની રાત્રે સર્વે ઓષધિયોના મંથને (સંભારને) દહીં અને મધમાં ચોળવું; અને "જ્યેષ્ઠાર્થે, શ્રેષ્ઠાર્થે, સ્વાહા !" એમ બોલી આજ્યની અગ્નિમાં આહુતિ આપી, નીગાળાના વધેલાને મંથમાં નાંખવું.

(૫) "વસિષ્ઠાર્થે સ્વાહા !" એમ બોલી અગ્નિમાં આજ્યને હોમીને નીગાળાને મંથમાં નાખવું. "પ્રતિષ્ઠાર્થે સ્વાહા!" એમ બોલીને અગ્નિમાં આજ્યને હોમી નીગાળાને પંથમાં નાખવું. "સંપદર્થે સ્વાહા!" એમ બોલી અગ્નિમાં આજયને હોમીને નીગાળાને મંથમાં નાંખવું. "આયતનાર્થે સ્વાહા !" એમ બોલી અગ્નિમાં આજ્યને હોમીને નીગાળાને મંથમાં નાંખવું.

(૬) પછી (અગ્નિ આગળથી) ખસી જઇને અંજળીમાં મંથને ધારણ કરીને (યજમાન) જપ કરે કે, "તું 'અમ' છું, કારણ કે તારી સાથેજ (તું પ્રાણ રહું છું ત્યાં સુધીજ) આ બધું રહેલું છે. કારણ કે એ (પ્રાણ)જ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે, એ રાજા છે, અધિપતિ છે. મને તે જ્યેષ્ઠ્ય અને શ્રેષ્ઠ્ય અને રાજ્ય અને આધિપત્ય મેળવી આપો. હું આ સર્વ થાઉં," એમ.

---

(૩) સર. બૃ. ૬. ૩. ૭.

(૪) સરખાવો બૃ. ૬. ૩. બ્રાહ્મણ.

**(૭) પછી એ (યજમાન) આવી ઋચા વડે (બોલતાં) પદે પદે તે(મંથ)ને ખાય છે (આચમન કરી જાય છે). "तत्सवितुर्वृणीमहे ।" એમ કહીને (એક કોળીયો) ખાયછે. "वयं देवस्य भोजनं ।" એમ બોલીને (બીજો કોળીઓ) ખાયછે. श्रेष्ठं सर्वधातमं ।" એમ બોલીને (ત્રીજો કોળીયો) ખાયછે, "तुरं भगस्य धीमहि" । એમ બોલીને બધુંય ખાઇ જાય છે (પીજાયછે).**

**થાળી કે ચમસને માંજી નાખી અગ્નિની પાછળ વાચાને બંધ કરીને અને સ્વસ્થ ચિત્તે ચામડા ઉપર કે ભોંય ઉપર સૂઇ જાયછે.**

**કદિ સ્વપ્નમાં એ સ્ત્રીને જુવે, તો કર્મ સફળ થયું**

---

(૭) સામવેદીય ગાયત્રીનો આખો મંત્ર આવો થાય છે.

" **तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनं,**
**श्रेष्ठं सर्वधातमं, तुरं भगस्य धीमहि ॥** "

"અમે સવિતા દેવનું જે ભોજન (ભોગવવા યોગ્ય વસ્તુ) શ્રેષ્ઠ અને સર્વને ધારણ કરવાવાળું (સર્વ કામનાને આપવાવાળું) છે, તેને પ્રાર્થીએ છીએ–માગીએ છીએ, (તેથીજ) દેવના (**तुरं**) ત્વરિત–જલદ સ્વરૂપનું અમે ધ્યાન કરીએ છીએ." ભોગવવા યોગ્ય વસ્તુ તેજ તે દેવનું જલદ સ્વરૂપ છે. સર. શ્વેતા. ૪. ૧૮.

આ સામવેદીય ગાયત્રીને યજુર્વેદની બૃહદારણ્યકની ગાયત્રી સાથે સરખાવો. જુવો બૃહ. ૬. ૩. ૬ જ્યોતિ.

બૃહદારણ્યકની ગાયત્રીમાં જે આદિત્ય પુરૂષ અને વિજ્ઞાન પુરૂષના ઐક્યનું સ્પષ્ટ સૂચન છે, તે આમાં નથી. બીજી બાબતમાં બન્ને ગાયત્રીમાં જગદ્ વ્યાપક અંતર્યામીનું સર્વાર્થસાધક અને ધારક સ્વરૂપ સરખુંજ પ્રકટ કર્યું છે. છતાં બૃહદારણ્યકમાંની યજુર્વેદીય ગાયત્રીનું શરીર સુંદર, અને પ્રસિદ્ધ અર્થને ત્વરાથી પ્રકટ કરનારૂં છે, એતો નિ:સંશય છે.

એમ તેણે જાણવું. (૮) એનો આવો શ્લોક છે કે: "કામનાથી કરેલાં (યજ્ઞ, યાગાદિ) કર્મોને વિષે સ્વપ્નમાં જો સ્ત્રી દેખાય, તો તેવા સ્વપ્નદર્શનમાં કામનાની સમૃદ્ધિ (સફળતાજ) સમજવી; એવા સ્વપ્નના દર્શનમાં."

## ત્રીજો ખંડ.

(૧) શ્વેતકેતુ આરૂણેય (અરૂણિનો પુત્ર) એક વખત પંચાળોની સમિતિ(પરિષદ્)માં ગયો હતો. તેને પ્રવાહણ જૈવલિ (રાજા)એ પૂછયું કે, કુમાર! બાપે તને ભણાવ્યોછે કે? હા, ભગવાન, ભણાવ્યોછે.

(૨) અહીંથી મરણ પછી પ્રજાઓ કેણી તરફ જાય છે તે તું જાણું છું? ના ભગવન્. કેવી રીતે તેઓ પાછી ફરે છે તે તું જાણું છું? ના ભગવન્. દેવયાન અને પિતૃયાનનો માર્ગ, તેમજ તેમનાં સંધિસ્થાનને (જ્યાંથી માર્ગ જોડાતા કે જૂદા પડતા હોય તે સ્થાન) તું જાણું છું કે? ના ભગવન્ (નથી જાણતો). (૩) શાથી વારૂ પરલોક ભરાઇ જતો નથી તે તું જાણું છું? ના ભગવન્. પાંચમી આહુતિમાં જળો "પુરૂષ" એવા નામવાળાં શી રીતે થાય છે તે તું જાણું છું? ના ભગવન્ (હું તે નથી જાણતો).

---

(૮) જુવો. બ્ર. સૂ. ૩. ૨. ૪. ત્યાં સ્વપ્નદર્શનના ફળની ચર્ચા છે.

(૧) સરખાવો બૃહદ્. ૬. ૨. ૨. અને કૌષી. ૧. ૧.

આ પ્રવાહણ જૈવલિનું બ્રહ્મજ્ઞાન "આકાશ" તત્વ સુધીનું હતું, તેને માટે જુવો છાં. ૧. (૮-૯) ખંડો. તેથીજ આ જૈવલિ આકાશ પદ રૂપી સર્વાત્મક મહતને પામતાં તેનેજ મુક્તિ માની (વિદ્યુતમાંથી) બ્રહ્મલોકનો અમાનવ પુરૂષ આકાશ-બ્રહ્મમાં આગળ દોરે છે, એમ માને છે. જુ. છાં. ૫. ૧૦. ૨. સર. બૃ. ૬. ૨. ૧૫.

(૪) ત્યારે તેં એમ કેમ કહ્યું કે, મને ભણાવ્યોછે. જે આટલી વસ્તુઓ જાણે નહીં તે કેમ કહી શકે કે હું ભણ્યો છું ? એ (શ્વેતકેતુ) વ્હીલો પડી (માન ભંગ થઈ) પિતાને ઘેર ગયો, અને તેને કહેવા લાગ્યો કે " કાંઇજ ભણાવ્યા વગર ભગવાને મને કહ્યું હતું કેની ? કે મેં તને ભણાવ્યો છે." (૫) "પેલા રાજન્યે (રાજાના સંબંધીએ) મને પાંચ પ્રશ્નો પૂછ્યા અને તેમાંના એકેયનો હું ઉત્તર આપી શકયો નહીં."

એણે (પિતાએ) કહ્યું કે, "એના જે (પ્રશ્નો) તેં મને કહ્યા, તેમાંનો એકેય પ્રશ્ન હું પણ જાણતો નથી. જો હું એ જાણતો હોઉ તો મેં તને તે કેમ ના શિખવ્યું હોય ?" (૬) એ ગૌતમ (પિતા) રાજાને ઘેર ગયો. એ પહોંચ્યો ત્યાં એનો એણે (રાજાએ) યોગ્ય સત્કાર કર્યો. સ્હવારમાં એ સભામાં ગએલા રાજા પાસે જઈ ચઢયો. (રાજાએ) તેને કહ્યું કે "ભગવાન્ ગૌતમ ! માનુષ-વિત્તનું વર માગો." એણે કહ્યું કે હે "રાજન્ ! માનુષ-વિત્ત તમારૂંજ રહો. કુમારની આગળ જે વાત તમે કરી હતી તેજ મને શિખવો."

(૭) એ રાજા ગભરાયો. એણે (રાજાએ) તે ગૌતમને આજ્ઞા કરી કે "લાંબો કાળ (બ્રહ્મચારી થઈને) અહીં રહો." એણે કહ્યું કે 'ગૌતમ ! તમે મને જે કહ્યું તેના સંબંધમાં (સાંભળો). તમારા પહેલાં આ વિદ્યા પૂર્વે બ્રાહ્મણોને ગઇ જ નથી. તેથી બધાય લોકોમાં ક્ષત્રિયોનેજ એનો ઉપદેશ થતો.' (પછી) એને એ કહેવા લાગ્યો.

---

(૬) માનુષ વિત્તનુંજ વર માગવાને સર. કઠો. ૧. ૨૫. સાથે.

(૭) સર૦ છાંદો. ૧. ૮. (૨,૮); બૃહ. ૨. ૧. (૧૪–૧૫); ૬. ૨. ૮. જુઓ છાં. ૫. ૧૧. ૩. જ્યોતિ. ગીતા ૪. ૨. અને ૯. ૨. જ્યોતિ.

## ચોથો ખંડ.

(૧) હે ગૌતમ ! ખરે પેલો (પર) લોક તે અગ્નિ (રૂપ) છે. આદિત્યજ એનું સમિદ્ છે, કિરણો તે ધૂણી છે, દિવસ તે અર્ચિ (શગ) છે, ચંદ્રમા અંગારા છે, નક્ષત્રો તણખા છે. (૨) આવા એ અગ્નિમાં દેવો શ્રદ્ધાને ( સૂક્ષ્મ જળોને ) હોમે છે. આવી ( શ્રદ્ધાની ) આહુતિમાંથી સોમ રાજા ઉત્પન્ન થાય છે.

## પાંચમો ખંડ.

(૧) હે ગૌતમ ! ખરે પર્જન્ય (મેઘ) તે અગ્નિ છે. વાયુ તેનું સમિદ્ છે, વાદળુ તે ધૂણી છે, વિદ્યુત્ તે અર્ચિ છે, કાટકો (અશનિ–ઇન્દ્રનું વજ્ર) તે અંગારા છે, ઝીણી ગર્જના તે તણુયા છે. (૨) આવા એ અગ્નિમાં દેવો સોમ રાજાને હોમે છે. એની આહુતિમાંથી વૃષ્ટિ–વર્ષા–ઉત્પન્ન થાય છે.

## છઠ્ઠો ખંડ.

(૧) હે ગૌતમ ! પૃથિવી ખરે અગ્નિ છે. તેનું સંવ-

(૪. ૧) સરખાવો બૃહદ્. ૬. ૨. ૯. શ્રદ્ધા તે સૂક્ષ્મ જળો, જેની સાથે લિંગાત્મા દેહાન્તર ગમન કરે છે તે, અને જે જળો પાંચમી આહુતિએ પુરૂષના નામને ધારણ કરે છે તેજ. આ શ્રદ્ધા અથવા સૂક્ષ્મ જળો તે સ્થૂળ ભૂતોની અવ્યક્ત શક્તિયો અથવા તન્માત્રાઓજ છે. આવીજ તન્માત્રાઓ સાથે જીવાત્મા લોકાન્તરમાં ગતિ કરે છે એમ ઉપદેશ કરતી શ્રુતિ જુવો બૃ. ૪. ૪. ( ૧–૪ )માં. બ્ર. સૂ. ૩. ૧. (૧–૨). વળી જુવો આ શ્રદ્ધા જળોને "રયિ" કહી છે ત્યાં છાં. ૫. ૧૬. ૧.

ત્સર સમિદ્ છે, આકાશ તે ધૂણી છે, રાત્રિ તે અર્ચિ છે, દિશાઓ તે અંગારા છે, વચલી દિશાઓ તણખા છે. (૨) આવા તે અગ્નિમાં દેવો વર્ષાને હોમે છે. આ (વર્ષા)ની આહુતિમાંથી અન્ન ઉત્પન્ન થાય છે.

## સાતમો ખંડ.

(૧) હે ગૌતમ ! પુરૂષ ખરે અગ્નિ છે. તેનું વાણિ એ સમિદ્ છે, પ્રાણ તે ધૂણી છે, જીભ્હા તે અર્ચિ છે, ચક્ષુ તે અંગારા છે, શ્રોત્ર તે તણખા છે. (૨). આવા તે અગ્નમાં દેવો અન્નને હોમે છે. એની આહુતિમાંથી રેતઃ (વીર્ય) ઉત્પન્ન થાય છે.

## આઠમો ખંડ.

(૧) હે ગૌતમ ! સ્ત્રી ખરે અગ્નિ છે. તેનું ઉપસ્થ એ સમિદ્ છે, જે એને પાસે બોલાવે તે ધૂણી છે, યોનિ તે અર્ચિ છે, જે અંદર કરે તે અંગારા છે, આનંદો તે તણખા છે. (૨) આવા એ અગ્નિમાં દેવો રેતને (વીર્યને) હોમે છે. આવી આહુતિમાંથી ગર્ભ ઉત્પન્ન થાય છે.

## નવમો ખંડ.

(૧) આમ પાંચ આહુતિયોમાં જળો "પુરૂષ" એવા નામવાળાં થાય છે. એ ઉલ્વાથી વીંટળાયલો ગર્ભ દશ કે નવ માસ સુધી, કે યોગ્ય કાળ સુધી (માતાની કૂખમાં) સૂઈ રહીને પછી જન્મે છે. (૨) એ જન્મીને આયુષ્ય હોય ત્યાં સુધી જીવે છે; અને કર્માનુસાર નિર્ણિત લોકમાં જતાં

**(મરતાં), તેને (મુડદાને) અગ્નિદાહાર્થે (અરણ્યમાં) લઈ જાય છે. (એટલે કે) જ્યાંથી એ આવેલો, જ્યાંથી એ જન્મેલો હોય છે ( ત્યાં અગ્નિયોમાં ભળી જાય છે ).**

## દશમો ખંડ.

**૧ આ (પંચાગ્નિયો)ને જે આ પ્રમાણે જાણે (ઉપાસે)**

---

(૧) સર૦ બ્ર. સૂ. ૩. ૧. (૮. ૧૧). બૃહ. ૬. ૨. (૧૫, ૧૬) અને જ્યોતિ. બૃ. ૪. ૪. (૨ થી ૬). આત્મ જ્ઞાનથીજ મુક્તિને માટે વળી જુવો છાંદો. ૭. ૨૫. ૨. છાંદો. ૬. ૧૪. ૨. માં ગાંધારનો ભોમીયો આચાર્ય. પ્રશ્ન ૫. ૫.

અહીં અનેક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. (૧) દેવાયાન માર્ગે કયા ઉપાસકો જાય છે ? (૨) ત્યાં જનારા પાછા ફરે છે ? અને પાછા ફરે તો ક્યાં પાછા ફરે છે ? (૩) અહીં પાછા ન ફરતા હોય તો તેઓ મુક્ત થાય છે ? (૪) મુક્ત થતા હોય તો એ મુક્તિ અને કૈવલ્યમુક્તિ એકજ છે કે જૂદી ? અને જો ફેર હોય તો શો ફેર છે ? (૫) દક્ષિણાયન માર્ગે જનારાની ચંદ્રમાં શી વ્યવસ્થા છે ? (૬) એ પાછા ફરે છે તે કેવા કર્મે ? અને શી સ્થિતિમાં પાછા ફરે છે ? (૭) નીચે સરતાં એમને પોતાના કર્મોનું ભાન હોય છે કે નહી ? (૮) જો ભાન ન હોય તો એમને યોગ્ય યોનિમાં કોણ દોરે છે ? અને શી રીતે યથાર્થ યોનિમાંજ તેઓ જન્મે છે ? (૯) નવાં કર્મોનો તેઓ આરંભ શી રીતે કરે છે ? આવા પ્રશ્નોનો ખુલાસો શ્રુતિએ ક્યાં સુધી કર્યો છે તે વિચારવું યોગ્ય છે. અને આવા પ્રશ્નોનો નિર્ણય ભગવાન શંકરાચાર્યે શો સૂચવ્યો છે તે પણ તપાસી જવો જરૂરનો છે.

આ સર્વ પ્રશ્નોના વિચારમાં પ્રથમ તો બે વસ્તુ ધ્યાનમાંથી નહીંજ ખસવી જોઇએ. (૧) આ સર્વે લોક અને તેનો ભોગ તે કાર્યકારણના સંઘાતની જાળમાંજ ગુંથાયલાં છે, અને તેની બહાર–બુદ્ધિનીપાર–તેમનું અસ્તિત્વ નથીજ. એટલે પરમાર્થ દૃષ્ટિએ તો આ સર્વ લોક અને તેમનાં

**તે, અને જે આ અરણ્યમાં (નિષ્કામ) શ્રદ્ધા અને તપશ્ચ-**

કાર્યકારણનાં ફળો સાપેક્ષજ હોઇને કેવળ માયિક એટલે કાલ્પનિકજ છે. છતાં જ્યાં સુધી તે અજ્ઞાનાવસ્થામાં પણ દેખાય છે, અને તેમનો ઉપભોગ જીવો કરે છે, ત્યાં સુધી (૨) ચિત્તની ઐશ્વરીકળાના સત્ય સંકલ્પ બળે પ્રકટ કરેલી નિશ્ચલ કર્મફળની ધારામાંજ બંધાઇને એ વ્યવહાર થયા કરે છે. એટલે આવા સર્વ લોકની વ્યવસ્થા માત્ર બુદ્ધિથી જણાતા ઐશ્વર નિયમને અનુસરીનેજ જાણી શકાય છે. તેજ પ્રમાણે તેને સમજવાનો પ્રયત્ન યથાર્થ ગણાશે. શ્રુતિએ પણ આજ માર્ગ સ્વીકાર્યો છે. કારણકે એજ કાર્યકારણના બુદ્ધિમાં અને અનુભવમાં પ્રકટ થતા નિયમને અનુસરીનેજ પોતાના આદેશનાં કારણની પણ વ્યવસ્થા આપણને એ ભગવતિ શ્રુતિ પોતેજ સ્થળે સ્થળે સૂચવી રહી છે. હવે, ઉપર કરેલા પ્રશ્નોના ક્રમાનુસાર ઉત્તર નીચે પ્રમાણે છે.

(૧) લોક સંગ્રહાર્થે નિષ્કામકર્મ કરતા બ્રહ્મના ઉપાસકોજ દેવયાન માર્ગે પ્રવર્તે છે, અને ત્યાંથી કર્મના ભોગ લોકમાં એમને પાછા ફરવાનું થતું નથી. બ્રહ્મલોકમાં રહીને ઐશ્વર કર્મમાં એ જોડાય છે, અને ત્યાંજ જ્ઞાનનો પરિપાક થતાં આત્મવિદ્ થઇ કૈવલ્યને પામેછે. જુવો. છાંદો. ૫. ૧૦. (૧–૨); ૪. ૧૫. ૫. કૌષી. ૧. (૨ થી ૭); બૃ. ૪. ૪. ૬; ૬. ૨. ૧૫; મું. ૨. ૨. ૮. આદિ શ્રુતિયો; અને બ્ર. સૂ. ૩. ૩. ૩૨; બ્ર. સૂ. ૪. ૨. (૧૫, ૧૬) તેમજ બ્ર. સૂ. ૪. ૩. (૭ થી ૧૪) અને બ્ર. સૂ. ૪. ૪ થો પાદ. બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મરૂપ થએલાને તો જીવન્મુકત કહે છે, એટલે તે શરીર છતાંજ મુક્ત જેવાજ છે. એટલે તેવાને તો કોઈ પણ માર્ગે જવાનુંજ નથી. એતો દેહ છુટતાંજ કૈવલ્યમુકત છે. જુ. બ્ર. સૂ. ૪. ૨. (૧૫. ૧૬.) અને બ્ર. સૂ. ૪. ૧. (૧૩ થી ૧૯.) (૨) એવા બ્રહ્મોપાસકો દેવયાનેથી મર્ત્યલોકમાં પાછા ફરતા નથી. છતાં ઐશ્વર કર્મમાં જો તે જોડાય તો તેવા અધિકાર ઉપર રહી લોક સંગ્રહાર્થે કર્મ કરવા અહીં આવે, એવો શ્રુતિનો મત છે. જુવો. બ્ર. સૂ. ૩. ૩. ૩૨; અને કઠ. ૧. ૧૬, આદિ શ્રુતિયો. (૩) તેઓનું જ્ઞાન પરિપક્વ થતાં છેવટે આત્મવિદ્ થઇને તેઓ કૈવલ્યને પામે છે. જુવો. બ્ર. સૂ. ૪. ૩. (૭ થી ૧૪) અને બ્ર.

થાને ઉપાસે તે અર્ચિષ્ ( જ્યોતિ અભિમાની દેવતા )ને

સૂ. ૪. ૪. ૨૦. (૪) જ્યાં સુધી તેઓ બ્રહ્મલોકમાં રહે છે ત્યાંસુધી તેઓ ઐશ્વર્યવાળા હોય છે, તેથી તેવી મુક્તિ નિષ્કલ–કૈવલ્ય મુક્તિ નથી, પરંતુ તે સ્વર્ગપ્રાપ્તિજ છે. જ્યારે ત્યાં ઐશ્વર કર્મમાં પ્રવૃત્ત થતાં જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચીને એ બ્રહ્મવિદ્ થાય ત્યારેજ એની મુક્તિ કૈવલ્ય મુક્તિ કહેવાય છે. જુવો. બ્ર. સૂ. ૪. ૪. ૨૦.

(૫) દક્ષિણાયન માર્ગે જનારા અને ફળભોગની ઇચ્છાએ કર્મ કરતા ઉપાસકો પુણ્યકર્મના ફળભોગાર્થે ચંદ્રલોકને પામે છે. અને ત્યાં દેવતાઓ એમને સારી પેઠે ભોગ કરાવી તાવી નાખે છે. એનાં પુણ્ય પુરાં થયે તેઓ પુનઃ કર્મ કરવા તેમજ સંચિત કર્મના ભોગાર્થે મર્ત્ય લોકમાં પાછા ફરેછે. જુવો. છાં. ૫. ૧૦.( ૪, ૫ ); બૃહ. ૪. ૪. ૬; બૃ. ૬. ૨. ૧૬. (૬) એમને પાછા ફરવાનો માર્ગ આકાશ દ્વારાજ છે, અને તેને છાં. ૫. ૧૦. (૫ થી ૭)માં બતાવ્યો છે. તેનું વધારે વિવેચન પંચાગ્નિ વિદ્યામાં છાં. ૫. (૪થી ૯) ખંડોમાં કર્યું છે. તેમજ આ દેહાન્તર ગમનનો વિષય બ્ર. સૂ. ૩. ૧. પાદમાં ચર્ચ્યો છે, ત્યાં જુવો જ્યોતિ. (૭) તેઓ આકાશના શરીરેજ પાછા ફરે છે. અને આ સ્થિતિમાં તેમનું ભાન સુષુપ્તિ અવસ્થાનું હોય છે. જાગ્રત્ કે સ્વપ્નાવસ્થાનું ભાન (consciousness) એમને તે વખતે સંભવે નહીં. કારણકે જાગ્રતના ભાનને માટે તો સ્થૂળ અને વ્યવસ્થિત મગજ અને તેની નાડીઓ જોઇએ, તેમજ સ્વપ્નને માટે પણ મનાકાશને સ્થૂળના આલંબ ઉપર વિસ્તરી કેન્દ્રિત થવાની જરૂર છે, જે ઉભય સ્થૂળ ભૌતિક શરીર વગર બની શકે નહીં. માત્ર આકાશાત્મક પ્રાણમાંજ તેથી તે સંસરતો જીવ સુષુપ્તિ અવસ્થાની પેઠે નિશ્ચેતન થઇનેજ પડી રહે છે. અર્થાત્ જેને આપણે જાગ્રતાદિમાં ભાન કહીએ છીએ તેવા કર્મ કે ભોગના ભાન વગરનોજ તે હોય છે. છતાં જેમ સુષુપ્તિમાં સંસ્કાર બીજ સંગ્રહાય છે, તેમ એનાં કર્મ માત્રનાં સંસ્કારનાં બીજના સંગ્રહવાળોજ તે હોય છે. અને તેટલા પુરતુંજ તેનું વ્યક્તિત્વ પણ છે. (૮) આવી સ્થીતિમાં એના કર્માનુસાર યોનિમાં દોરનાર પરમેશ્વરજ છે એવો શ્રુતિનો નિર્ણય છે.

પામે છે, અર્ચિમાંથી દિવસને, દિવસમાંથી વૃદ્ધિ થતા શુક્લપક્ષને, શુક્લપક્ષમાંથી ઉત્તરાયણના છ માસોને. (૨) ઉત્તરાયણના છ માસોમાંથી સંવત્સરને, સંવત્સરમાંથી આદિત્યને, આદિત્યમાંથી ચંદ્રમાને, ચંદ્રમામાંથી વિદ્યુત્‌ને (પામે છે). ત્યાં (બ્રહ્મલોકનો) અમાનવ તેમને બ્રહ્મ(લોક) ભણી દોરે છે. આ દેવયાન (દેવલોકનો માર્ગ) છે.

(૩) હવે જે ગામમાં રહીને આ યજ્ઞ, યાગાદિ કરે છે અને કુવા, તળાવાદિ બંધાવે છે, અથવા દાનાદિ આપે છે, તેઓ ધૂમને (ધૂમાભિમાની દેવતાને) પામે છે, ધૂમમાંથી રાત્રિને, રાત્રિમાંથી બીજા (કૃષ્ણ)પક્ષને, કૃષ્ણપક્ષમાંથી જે છ માસ (સૂર્ય) દક્ષિણમાં જાય છે તે માસોને, તેમાંથી તેઓ સંવત્સર(પ્રજાપતિના લોક)ને પામતા નથી; પણ, (૪) છ માસોમાંથી પિતૃલોકને, પિતૃલોકમાંથી આકાશને, આકાશથી ચંદ્રમાને (તેના લોકને પામેછે).

---

જુવો. બૃ. ૪. ૪. ૨૪; કૌષી. ૩. ૯; ગીતા. ૭. ૨૧; બ્ર. સૂ. ૩. ૨. (૩૮ થી ૪૧). (૯) એ જ્યાં પાછો જન્મે છે ત્યાં પ્રારબ્ધ કર્માનુસાર બંધાયલા શરીરને ભોગવે છે, છતાં તેમાં રહીને ભોગ કરતાં, કે અન્ય કર્મ કરતાં, કે જૂની વાસનાને ફલાવતાં સૂક્ષ્મ નવીન અંતરવાસસનાઓને તે રચતોજ જાય છે, અને એવી એની વાસના તેજ નવા કર્મની પ્રેરક બને છે. આવી રીતે જૂની અને નવી વધતીજતી વાસનાજ એના લિંગદેહને સૂક્ષ્મ આકાશ તત્વમાં વ્યક્તિરૂપે બાંધી રાખે છે. વાસનામય એવો એનો સંસાર તે નવી જૂની વાસનાના વાણાતાણાએ વણાતોજ જાય છે. તેથી વાસનાનો ક્ષય તેજ એના સંસાર ભ્રમણમાંથી છુટવાનું સાધન છે, જે આત્મજ્ઞાન સિવાય બની શકતું નથી. તેથી ભગવાન શંકરાચાર્યનો શ્રુતિ અનુસારજ એવો નિર્ણય છે કે આ અનંત સુખદુઃખના ભંડારરૂપી સંસારમાંથી જ્ઞાન વિના કૈવલ્ય મુક્તિની આશા નિરર્થક છે. જ્ઞાનથીજ મુક્તિ છે, એવું વેદાન્ત દર્શન ઘણું સ્પષ્ટ છે. જુવો. છાં. ૧. ૧. ૧. જ્યોતિ. ભક્તિ આદિ ઉપાસનાઓ જ્ઞાનનાંજ સાધન છે.

એવો (ત્યાં ગએલો) એ સોમ રાજા (થાય) છે. એ દેવોનુ અન્ન (પ્રિય) છે, અને તેમનું દેવો ભક્ષણ કરે છે (પ્રીતિનું પાત્ર કરીને ભોગવે છે). (૫) ત્યાં (પૂણ્ય પુરાં થયે) સરી પડતા સુધી રહે છે, અને પછી એજ માર્ગે પાછા ફરે છે.

જેમ કે (ત્યાંથી) તે આકાશને (પામેછે), આકાશમાંથી વાયુને. વાયુ થઇને તે ધૂમ થાય છે, ધૂમ થઈને વાદળ થાય છે, (૬) વાદળ થઈને મેઘ થાય છે, મેઘ થઇને વર્ષે છે, એમ.

તેઓ અહીં વ્રીહિ, જવ, ઓષધિયો, વનસ્પતિયો, તિલ, માષા, એમ થઇને જન્મે છે. અહીંથી આગળ નીકળવું-નીસરવું-(એમને) ઘણું દુર્લભ છે, કારણ કે જે કોઈ અન્નને ખાય, અને વીર્ય સિંચે, તેનાજ રૂપે ઘણે ભાગે તે થાય છે.

(૭) હવે જેમનાં આચરણ અહીં (શુદ્ધ અને) રમણીય હોયછે, તેઓ તરતજ શુદ્ધ-રમણીય-યોનિને પામે છે(જેવી કે) બ્રાહ્મણયોનિ, ક્ષત્રિયયોનિ, કે વૈશ્યયોનિને. હવે અહીં જેનાં આચરણ કપૂત-કૂડાં-હોય છે, તે તરતજ કૂડી યોનિને પામે છે; (જેમકે) કુતરાંની યોનિ, સૂકરની યોનિ કે ચાંડાળની યોનિને.

(૮). હવે આ બે માર્ગમાંથી એકેય વાટે વારંવાર નહીં

---

(૬) વ્રીહિ, જવાદિમાં તે તે જીવની સાથે સંશ્લેશમાંજ રહે છે. ત્યાં તેનો અભિમાની થઇને તે ભોક્તા થતો નથી. જુવો બ્ર. સૂ. ૩. ૧. (૨૪, ૨૫).

(૭) હૃદયાકાશને સ્વર્ગલોક કહે છે, તેને માટે જુવો છાં. ૩. (૧૨-૧૩) ખંડો.

(૮) આ બેમાંથી એટલે વિદ્યા અને કર્મના માર્ગમાંથી, અથવા દેવયાન કે પિતૃયાનમાંથી. જુવો. બ્ર. સૂ. ૩. ૧. ૧૭. આ ત્રીજા સ્થાનમાં ઘણા પઠી રહે છે, તેથીય પરલોક ભરાઇ જતો નથી. બ્ર. સૂ. ૩. ૧. ૧૮. સર. બૃ. ૬. ૨. ૧૬.

જતાં આવતાં એવાં પ્રસિદ્ધ ક્ષૂદ્ર (માંકડ, ચાંચડ, મચ્છરાદિ) જંતુઓ છે. (ઈશ્વર નિમિત્તેજ) મરો અને જન્મો, એવુંજ (એમનુ એ) ત્રીજું સ્થાન (ગતિ) છે.

આવા કારણથી પેલો (પર)લોક સંપૂર્ણ થતો (ભરાતો) નથી. તેથી તેવા(સંસરવાના લોક)નો તિરસ્કારજ કરવો યોગ્યછે.

તે (અગ્નિવિદ્યાની પ્રસંશા)નો આવો શ્લોક છે. (૯) સુવર્ણને ચોરનાર, સુરાને પીનાર, ગુરૂની શય્યામાં સુનાર (ગુરૂ પત્નીને ભોગવનાર) અને બ્રહ્મહત્યા કરનાર, આવા ચાર, અને તેમની સાથે સંબંધમાં રહેનાર પાંચમોય, એ બધા નીચેજ પડે છે, (પતિત થાય છે). (૧૦) છતાં જે આ પ્રમાણે પંચાગ્નિયોને જાણે તે તેમની (પતિતની) સાથેય ફરતાં પાપથી લેપાતા નથી. જે આ પ્રમાણે જાણે તે શુદ્ધ, પવિત્ર અને પુણ્યના લોકવાળો (ચંદ્રલોકવાળો) થાય છે, જે આ પ્રમાણે જાણે તે.

---

## અગીઆરમો ખંડ.

(૧) પ્રાચીનશાલ (ઉપમન્યુનો પુત્ર) ઔપમન્યવ, સત્યયજ્ઞ પૌલુષિ, ઈન્દ્રદ્યુમ્ન ભાલ્લવેય, જન શાર્કરાક્ષ્ય, બુડિલ આશ્વતરાશ્વિઃ આટલા (પાંચ) મહાગૃહસ્થો (મહાશાલા) અને મહાશ્રોત્રિયો(વિદ્વાનો)એ ભેગા થઇને મીમાંસા કરી (ગંભીર અને પવિત્ર ચિત્તે થઇ સંવાદ કર્યો ) કે આપણો આત્મા તે કોણ (શું), અને બ્રહ્મ તે કોણ (શું) ? (૨) તેઓ (છેવટે)

---

(૯) પંચાગ્નિયોની સાથે આ પાંચ પાપીઓને કાંઈ સંબંધ હશે ? જુવો છાં. ૩. ૧૭. ૪. જ્યોતિ.

(૨) આત્મા–વૈશ્વાનરને માટે જુવો. બ્ર. સૂ. ૧. ૨. (૨૪, ૨૫).

એવા નિર્ણય ઉપર આવ્યા કે "ભગવન્તો! ઉદ્દાલક આરૂણિ હાલમાં આત્મા-વૈશ્વાનરને સમજે છે, (તેથી) આપણે તેમની પાસે જઇએ." એટલે તેઓ તેમની પાસે ગયા.

(૩) એણે (ઉદ્દાલકે પોતેજ) નિર્ણય કર્યો કે, મને આ મહાશાલો અને મહાશ્રોત્રિયો પૂછશે, તેમને હું બધુંય સમજાવી શકીશ નહીં. (તેથી) લાવ, એમને હું બીજા (ગુરૂ) તરફજ મોકલું. (૪) એણે તેમને કહ્યું કે, હે ભગવન્તો! જરૂર અશ્વપતિ કૈકેય (રાજા) હમણાં આત્મા-વૈશ્વાનરને ઠીક સમજે છે. (ઠીક,) તેમના ભણિ ત્યારે અમે જઇએ. (એમ કહી) એમના ભણી તેઓ ગયા.

(૫) તેઓ (ત્યાં) પહોંચ્યા. ત્યાં એમનું દરેકનું (રાજાએ) યોગ્ય સત્કાર કરાવ્યું. એણે (રાજાએ) સ્હવારમાં ઉઠતાંજ તેમને કહ્યું કે, મારા રાજ્યમાં ચોર નથી, કદર્ય (કૃપણ) નથી, મદ્ય પીનાર નથી, અગ્નિના હોમ વગરનો કોઇ નથી, અવિદ્વાન નથી, સ્વચ્છંદી (સ્વેચ્છાચારી) નથી, તો સ્વચ્છંદીની (એવી સ્ત્રી) તો હોયજ ક્યાંથી? હે ભગવન્તો! હું યજ્ઞ કરવાનો છું; તેથી જેટલું ધન અકેક ઋત્વિજને હું આપીશ તેટલું તમને ભગવન્તોને આપીશ, તેથી આપ

---

(૩) ઉદ્દાલક બ્રહ્મોપદેશને માટે પોતાને અસમર્થ માને છે; અવસ્ય અશ્વપતિ કૈકેયથી તો ઉતરતોજ સમજે છે. ઉદ્દાલકે પોતે જ દૈવ વિદ્યાનો ઉપદેશ જૈવલિ પાસેથી લીધો છે. જુવો. છાં. ૫. ૩. (૬, ૭). જીવના સંસરણની અને મુક્તિની વિદ્યા તે દૈવવિદ્યા.

(૪) આત્માવૈશ્વાનર તેજ વ્યક્તબ્રહ્મ રૂપી સર્વવ્યાપક ચૈતન્યાંશ હિરણ્યગર્ભ, ઇશ્વર, પ્રાણ, કે સવિતાનું વરેણ્ય. જુ. બ્ર. સૂ. ૪. ૧. ૫.

(૫) સર. છાં. ૩. ૧૭. ૪. જ્યોતિમાં સદાચારનો બોધ.

અહી વસો—રહો. (૬) તેમણે કહ્યું કે જે અર્થ(પ્રયોજન)ને લીધેપુરૂષ આવે તેજ અર્થ તેણે (તરત) કહી દેવો જોઇએ. આ આત્મા-વૈશ્વાનરને આપ હાલમાં સારી રીતે સમજોછો. તેનોજ અમને ઉપદેશ કરો. (૭) એણે તેમને કહ્યું કે, હું તમને કાલ સ્હવારે (તે) કહીશ.

તેઓ પરોઢીએજ હાથમાં સમિદ્ લઇને તેની પાસે (શિષ્ય થઇને) ગયા. તેમને ઉપનયન (પ્રવેશ-દીક્ષા) કર્યા વગરજ એ (અશ્વપતિ રાજા) કહેવા લાગ્યો.

---

## બારમો ખંડ.

(૧) હે ઔપમન્યવ! તમે કોને આત્મા કરીને ઉપાસો છો? હે ભગવન્! હે રાજન! સ્વર્ગનેજ.

એણે કહ્યું કે, જેને તમે આત્મા કરીને ઉપાસો છો તે એજ (પ્રસિદ્ધ) 'સુતેજા' (નામનો) આત્મા-વૈશ્વાનર છે. તેથીજ તમારા કુળમાં સુત, પ્રસુત, અસુત (યજ્ઞમાં સોમ રસ કાઢવાના જૂદા જૂદા પ્રયોગોનાં નામ) ચાલતા દેખાય છે; (૨) (અને) તમે સારી પેઠે અન્ન ખાવછો (આરોગ્યવાન છો), અને પ્રિયને જુવોછો (ભોગવો છો). એવા આત્મા-વૈશ્વાનરને (સુતેજાને) જે ઉપાસે છે તે અન્નને ખાય છે. (આરોગ્યવાન રહે છે), અને પ્રિયને ભોગવે છે, અને એના કુળમાં બ્રહ્મવર્ચસ્ (Vedic Glory) થાય છે.

પણ એ (સુતેજા) તો આત્માનું મુસ્તક જ છે (સંપૂર્ણ આત્મ સ્વરૂપ નથી). તેણે (વળી) કહ્યું કે, જો તમે મારી

---

(૧) આત્મા-વૈશ્વાનરનો આ ઉપાસક એને સ્વર્ગના પ્રતીક દ્વારાજ ઉપાસે છે; પણ ઉપાસના તો પરમાત્માનીજ છે; જુવો. બ્ર. સૂ. ૧. ૨. ૨૬. હાલના પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોના જેવીજ આ ઉપાસના છે.

પાસે ના આવ્યા હોત તો (સંવાદમાં) તમારૂં મુસ્તક હેઠું પડત.

---

## તેરમો ખંડ.

(૧) પછી એણે સત્યયજ્ઞ પૌલિષિને કહ્યું કે, હે પ્રાચીન યોગ્ય! તમે કોને આત્મા કરીને ઉપાસો છો? હે ભગવન્! હે રાજન્! ( भगवो राजन् ) આદિત્યનેજ.

એણે કહ્યું કે, જેને તમે આત્મા કરીને ઉપાસો છો તે તો 'વિશ્વરૂપ' આત્મા–વૈશ્વાનર છે. તેથી તમારા કુળમાં બહુ અને વિવિધ પ્રકારના ભોગનાં સાધનો દેખાય છે. (૨) તમે ખચ્ચરે જોડેલા તૈયાર રથવાળા અને દાસીઓ વાળા છો, આરોગ્યવાન છો અને પ્રિયને ભોગવનાર છો. જે આવા આત્મા–વૈશ્વારનરને આ પ્રમાણે ઉપાસે તે આરોગ્યવાન થાય છે, અને પ્રિયને ભોગવે છે, અને તેના કુળમાં બ્રહ્મ-વર્ચસ્ થાય છે.

પણ એ (વિશ્વરૂપ) તો આત્માનું ચક્ષુજ છે. (વળી) તેણે કહ્યું કે જો તમે મારી પાસે ના આવ્યા હોત તો આંધળાજ થાત.

---

## ચૌદમો ખંડ.

(૧) પછી તેણે ઈન્દ્રદ્યુમ્ન ભાલ્લવેયને કહ્યું કે, હે વૈયાઘ્રપદ્ય! તમે કોને આત્મા કરીને ઉપાસો છો.? હે ભગવો રાજન્! વાયુનેજ.

તેણે કહ્યું કે, જેને આત્મા કરીને તમે ઉપાસો છો તે તો 'પૃથગ્વર્ત્મા' આત્મા–વૈશ્વાનર છે. તેથીજ તમને જૂદા જૂદા પ્રકારની બલિયો–ભેટો–આવે છે, અને વિવિધ પ્રકારના

રથની હારો તમારી પાછળ ફરે છે. (૨) તમે આરોગ્યવાન છો, અને પ્રિયને ભોગવો છો. જે કોઈ આવા આત્મા–વૈશ્વાનરને આ પ્રમાણે ઉપાસે તે આરોગ્યવાન થાય છે અને પ્રિયને ભોગવે છે, અને તેના કુળમાં બ્રહ્મવર્ચસ્ થાય છે.

પણ એ (પૃથગ્વર્ત્મા) તો આત્માનો પ્રાણજ છે. (વળી) તેણે કહ્યું કે, તમે જો મારી પાસે ના આવ્યા હોત તો તમારો પ્રાણજ (દમજ) નીકળી જાત.

---

## પંદરમો ખંડ.

(૧) પછી એણે જનને કહ્યું કે, હે શાર્કરાક્ષ્ય ! તમે કોને આત્મા કરીને ઉપાસો છો ? હે ભગવો રાજન્ ! આકાશનેજ.

એણે કહ્યું કે, જેને તમે આત્મા કરીને ઉપાસો છો, તે તો 'બહુલ' આત્મા–વૈશ્વાનર છે. તેથીજ તમે પ્રજાએ અને પશુઓએ બહુલ-ભરેલા-છો. (૨) આરોગ્યવાન છો (અન્ન ખાઓ છો) અને પ્રિયને ભોગવોછો. જે એવા આત્મા વૈશ્વાનરને એ પ્રમાણે ઉપાસે તે આરોગ્યવાન થાયછે અને પ્રિયને ભોગવે છે, અને એના કુળમાં બ્રહ્મ વર્ચસ્ થાય છે.

પણ એ (બહુલ) તો આત્માનો સંદેહજ (ધડ-શરીર-પુદ્ગળ) છે. (વળી) તેણે કહ્યું કે, જો તમે મારી પાસે ના આવ્યા હોત તો તમારું ધડજ જૂદું થાત.

---

## સોળમો ખંડ.

(૧) પછી તેણે બુડિલ આશ્વતરાશ્વિને કહ્યું કે, હે વૈયાઘ્રપદ્ય! તમે કોને આત્મા કરીને ઉપાસો છો? હે ભગવો રાજન્! જળોનેજ.

તેણે કહ્યું કે, જેને તમે આત્મા કરીને ઉપાસોછો, તે તો 'રયિ' આત્મા-વૈશ્વાનર છે. તેથીજ તમે રયિવાળા (ધનવાળા) છો, અને પુષ્ટિમાન છો. (૨) તમે આરોગ્યવાન્ છો, અને પ્રિયને ભોગવો છો. જે એવા આત્મા-વૈશ્વાનરને ઉપાસે તે આરોગ્યવાન્ થાય છે, અને પ્રિયને ભોગવે છે. અને એના કુળમાં બ્રહ્મવર્ચસ્ થાય છે.

પણ એ (રયિ) તો આત્માની બસ્તિજ છે. (વળી) એણે કહ્યું કે જો તમે મારી પાસે ના આવ્યા હોત, તો તમારી બસ્તિ (મૂત્રાશય) ફાટી જાત.

---

## સત્તરમો ખંડ.

(૧) પછી એણે ઉદ્દાલક આરૂણિને કહ્યું કે, હે ગૌતમ! તમે કોને આત્મા કરીને ઉપાસો છો? હે ભગવો રાજન્! પૃથિવીનેજ.

---

(૧૬.૧) જળોના આવા રયિરૂપે અહીં કરાવેલા દર્શનને સરખાવો બૃ. ૫. ૫. ૧. જ્યોતિ, અને પ્રશ્ન ૧. ૪. અને છાં. ૫. ૪. ૧. સાથે.

(૧૭.૧) ઉદ્દાલક આરૂણિ પણ એ પાંચેયની સાથેજ ગયાછે. એમની આત્માવૈશ્વાનરની વિદ્યા પણ અપૂર્ણજ હતી, એ અહીં સ્પષ્ટ થાય છે. આ પાંચેયે ઉદ્દાલક આરૂણિનેજ પ્રથમ પસંદ કર્યા હતા, તેમાં શ્રુતિએ, હરકોઇને સમાન કક્ષાનાજ વિદ્વાન તરફ વધારે આકર્ષણ થાય છે, અને તેની વિદ્યાને તે વધારે સારી સમજે છે, અને તેના જેટલું આકર્ષણ તેનાથી વધારે ઉંચી કાટિના વિદ્વાન તરફ એને થતું નથી, એવા જનસ્વભાવનું સુંદર નિરૂપણ કર્યું છે. આમ છતાં ઉદ્-

એણે કહ્યું કે તમે જેને આત્મા કરીને ઉપાસો છો, તે તો 'પ્રતિષ્ઠા' આત્મા–વૈશ્વાનર છે. તેથીજ તમે પ્રજા અને પશુએ પ્રતિષ્ઠાવાળા છો. (૨) તમે નિરોગી છો. અને પ્રિયને ભોગવો છો. જે એવા આત્મા–વૈશ્વાનરને એ પ્રમાણે ઉપાસે તે નિરોગી થાય છે, અને પ્રિયને ભોગવે છે, અને એના કુળમાં બ્રહ્મવર્ચસ્ થાય છે.

પણ એ (પ્રતિષ્ઠા) તો આત્માના પાદોજ છે. (વળી) તેણે કહ્યું કે, જો તમે મારી પાસે ના આવ્યા હોત, તો તમારા પાદ ભાગીજ જાત (શિથિલ થાત).

---

## અરાઢમો ખંડ.

(૧) એણે (અશ્વપતિ કૈકેયે) તેમને કહ્યું કે ખરે તમે બધાય આત્મા–વૈશ્વાનરને (એકબીજાથી) જૂદા જૂદા

---

દાલક એ પાંચેય કરતાં સ્હેજ ઉંચી કોટિના વિદ્વાન તો હતાજ, તે એમણે અશ્વપતિને-પોતાથી સ્હેજ ઉંચી કોટિના વિદ્વાનને-ખોળી કાઢ્યા તેથીજ ચોખ્ખું સમજાય છે. આ આખ્યાયિકામાં શ્રુતિનો આટલો સૂચક બોધ પણ રહ્યો છે.

(૧) આ ખંડમાં રાજા અશ્વપતિ આ પ્રત્યેક વિદ્વાનની આત્મા-વિષેની દૃષ્ટિ સંકુચિત છે, એમ સમજાવી તે આત્માને હિરણ્યમય રૂપેજ ઓળખવાનો બોધ કરે છે. આત્માવૈશ્વાનરનું હિરણ્યમય–ઇશ્વર–સ્વરૂપ સમજીને જો ઉપાસક એવા આત્મા–વૈશ્વાનરની ઉપાસના કરે, અને પોતે તે ધ્યેયરૂપ થાય તો, આ વ્યક્ત સૃષ્ટિના તમામ ભોગો-અન્નો-ભોગવનાર એજ થાય છે, કારણકે ત્યારે એ સર્વ જગત્‌ના આત્મારૂપેજ થાય છે. અને જ્યાં જ્યાં આહુતિયો અપાય ત્યાંથી તે બધી એનેજ પહોંચે છે. આ હિરણ્યમય વ્યક્તબ્રહ્મ–ના સ્વરૂપનાં બે નામો સાથેજ શ્રુતિએ પ્રકટ કર્યાં છે, તે 'પ્રાદેશમાત્ર' અને 'અભિવિમાન' છે; અને આ બન્નેયને સાથેજ ઉપાસવાનું કહ્યું છે. આ બન્નેય "સમાન અને સાથેજ ફરતા સખાઓ"નાં નામ પણ સમજવા જેવાં છે.

**જાણીનેજ અન્ન(ભોજ્ય)ને ખાઓ છો (ભોગવો છો.) પણ જે "પ્રાદેશમાત્ર-(અને)-અભિવિમાન" એમ કરીને આત્મા-વૈશ્વાનરને ઉપાસે છે, તે સર્વે લોકોની વિશે, સર્વે ભૂતોની**

---

"માત્રા" એ શબ્દનો અર્થ બૃહદ્‌ના. ૪. ૩. ૯. ની જ્યોતિમાં વિસ્તારથી સમજાવ્યો છે. અને ઇશ્વર-આત્મા-મૂર્તામૂર્ત તેમજ પ્રત્યક્ષ પરોક્ષ રૂપે જ્યાં જ્યાં બુદ્ધિમાં વિષયરૂપે તેમજ બુદ્ધિ સ્વરૂપે પણ જ્ઞેયના સર્વ વ્યવહારોમાં પ્રકટ થાય છે, તે સર્વ વિષયો અવ્યક્તનું વ્યક્તમાં દર્શન કરાવતી–માપ કરાવતી–અવ્યક્તની માત્રાઓ છે. આ સર્વ માત્રાઓ પ્રાદેશ–પ્રદેશ-એટલે દિગ્‌માંજ વિસ્તરી રહે છે. આ દિગ્‌ની ધારણા વિના બુદ્ધિ કોઇને વ્યકત એટલે એક બીજાથી જૂદા તરીકે ગ્રહણ કરી શકતીનથી. એટલે તમામ બુદ્ધિ સહવર્તમાન તેના વિષયો 'પ્રાદેશમાત્ર'માં સમાઈ જાય છે. જે બુદ્ધિ પોતે પણ અવ્યકત આત્માનુંજ વ્યકત સ્વરૂપ છે, તેનું તેવું સ્વરૂપ માત્ર 'હું' એવા અભિમાનમાંજ દેખાય છે. એનેજ "અભિ-વિમાન" કહે છે. એટલે 'હું' વિના આ પ્રાદેશમાત્રનું ગ્રહણ નથી, અને 'હું' એટલે 'અભિવિમાન' એ પણ વ્યક્ત બ્રહ્મનું પ્રાદેશમાત્રના ભોગાર્થેજ પ્રકટતું સ્વરૂપ છે. જુવો શ્વેતા ૧.(૮·૯).એ ઉભય અન્યોન્યા-શ્રયી હોઇ નિત્ય સાથેજ ફરતાં જણાય છે. શ્રુતિએ તેથીજ "પ્રાદેશમાત્ર" અને "અભિવિમાન" એ બન્નેય રૂપે આત્મા–વૈશ્વાનરની ઉપાસનાનો બોધ કર્યો છે. પણ આ ઉપાસના વ્યક્ત બ્રહ્મનીજ છે. જુવો. બૃહદ. ૨. ૩. ૧. આજ અર્થને આ ખંડનો બીજો મંત્ર સમર્થિત કરે છે. બ્રહ્મના આવા સ્વરૂપને હીકલના Matter·Force વાળા,Monistic Subs-tance ની સાથે સરખાવવા જેવું છે.

ભગવાન શંકરે પ્રાદેશમાત્રના ચાર, પાંચ અર્થો સૂચવ્યા છે. એ સર્વનો સમાવેશ અમે ઉપર સમજાવેલા અર્થમાં થાય છે. એમણે જાબાલ ઉપનિષદ્‌માં 'પ્રાદેશ'નો બ્રહ્મરન્ધ્રથી હડપચી સુધીનો ભાગ એમ કરેલો અર્થ તિરસ્કાર્યો છે, તે યથાર્થજ છે. અને પંડિત મેક્ષ-મુલરે એ જાબાલ ઉપનિષદ્‌નો અર્થ સ્વીકાર્યો છે તે, ઉપરની અમારી જ્યોતિ વિચારતાં ભૂલભરેલોજ જણાશે. 'વૈશ્વાનર'ના શંકરે કરેલા બધા અર્થો અમે હિરણ્યગર્ભરૂપે સમજાવેલા આત્મા-વૈશ્વાનરના

વિશે, સર્વે આત્માઓની વિશે (તેમની દ્વારા) અન્ન (ભોજ્ય)ને ખાય છે (ભોગવે છે). (૨) (કારણકે) ખરે, આવા આત્મા-વૈશ્વાનરનું માથુંજ તે 'સુતેજા' છે, ચક્ષુ તે 'વિશ્વરૂપ' છે, પ્રાણ તે 'પ્રથગ્વત્માં' છે, ધડ તે 'બહુલ' છે, બસ્તિ તે 'રયિ' છે, પૃથિવી તે (એના) પાદો ('પ્રતિષ્ઠા') છે, છાતિ તે વેદિ છે, રૂવાં તે દર્ભ છે. હૃદય તે ગાર્હપત્ય (અગ્નિ છે), મન તે અન્વાહાર્યપચન (અગ્નિ) છે, અને મુખ તે આહવનીય (અગ્નિ) છે.

## ઓગણીસમો ખંડ.

(૧) (એવા સર્વાત્માનેજ ઉપાસવો જોઈએ) તેથી (ભોજનમાં) જે પહેલો ભાગ આવે તે હોમવાનો છે. એ(જમનાર)

---

અર્થમાં સમાઇ જાય છે. વિશ્વમાં વ્યાપી રહેલો, વિશ્વના અભિમાનવાળો નર, આત્મા, તેજ "વૈશ્વાનર". આ વૈશ્વાનર તેજ દ્વિમુખી જીવેશ્વરનું જોડું. જુવો. કઠ. ૩. ૧. શ્વેતા. ૪. ૬. મુંડ. ૩. ૧. (૧. ૨.)

આ વ્યક્ત હિરણ્યગર્ભને "આત્મા-વૈશ્વાનર" કહેવાનું કારણ એવું છે, કે એનું આત્મતત્વ અવ્યક્ત, નિશ્ચળ અને નિર્વિકાર છે; છતાં વિશ્વરૂપતા તે 'અભિવિમાન'ના અજ્ઞાને કલ્પેલીજ વ્યક્તતા છે. હિરણ્યગર્ભ આવા માયિક જગતરૂપે વ્યક્ત થતો અધિષ્ઠાનાત્મક નિશ્ચળ આત્માજ હોવાથી, તે સત્ અને અસત્ એવા ઉભયરૂપે છે, એવા ચોખ્ખા અર્થનું સૂચન કરાવવાજ શ્રુતિએ "આત્મા-વૈશ્વાનર"એવા નામથી અહિં તેને ઓળખાવ્યો છે. અને તેની બે પાંખોરૂપે "પ્રાદેશમાત્ર અને અભિવિમાન" એવા સમાન અને નિત્ય સાથે ફરતા જોડખાને તેનાં પ્રથમ પ્રકટ થતાં સ્વરૂપો કહ્યાં છે, એમ સ્પષ્ટ સમજાય છે. એમનેજ 'પ્રાણ' અને 'રયિ'ના મિથુન તરીકે પ્રશ્નોપનિષદ્‌માં બતાવ્યા છે.

જુવો. બૃ. ૨. ૧. ખંડ તથા બૃ. ૩. ૯. (૧૦ થી ૧૭).

"આત્મા-વૈશ્વાનર" શબ્દ આવા પરમેશ્વરના અર્થમાંજ શ્રુતિએ વાપર્યો છે, એમ બ્રહ્મ. સૂ. ૧. ૨. (૨૪ થી ૩૨) માં પ્રતિપાદન કર્યું છે, ત્યાં જુવો.

જે પહેલી આહુતિ હોમે તેને "પ્રાણાર્થે સ્વાહા!" એમ બોલીને તેણે હોમવી; તેથી પ્રાણ તૃપ્ત થાય છે.

(૨) પ્રાણ તૃપ્ત થાય છે, એટલે ચક્ષુ તૃપ્ત થાય છે; ચક્ષુ તૃપ્ત થતાં આદિત્ય તૃપ્ત થાય છે. આદિત્ય તૃપ્ત થતાં દ્યૌઃ (સ્વર્ગ) તૃપ્ત થાય છે. સ્વર્ગ તૃપ્ત થતાં સ્વર્ગ અને આદિત્યની નીચે જે સર્વ રહ્યું છે તે સર્વે તૃપ્ત થાય છે. એમની તૃપ્તિ થયા પછી એ (ખાનાર) તૃપ્ત થાય છે; તે પ્રજાથી, પશુઓથી, આરોગ્યથી, તેજથી, અને બ્રહ્મવર્ચસથી ( તૃપ્ત થાય છે-આ સર્વે તેની ઇચ્છા પ્રમાણે એને મળે છે ).

---

## વીસમો ખંડ.

(૧) હવે એ જે બીજી આહુતિ હોમે તેને "વ્યાનાર્થે સ્વાહા" એમ બોલીને તેણે હોમવી. તેથી વ્યાન તૃપ્ત થાય છે.

(૨) વ્યાન તૃપ્ત થતાં, શ્રોત્ર તૃપ્ત થાય છે. શ્રોત્ર તૃપ્ત થતાં ચંદ્ર તૃપ્ત થાય છે. ચંદ્ર તૃપ્ત થતાં દિશાઓ તૃપ્ત થાય છે, દિશાઓ તૃપ્ત થતાં જે કાંઇ દિશાઓ અને ચંદ્રમાની હેઠળ રહ્યું છે તે સર્વે તૃપ્ત થાય છે. એમની તૃપ્તિ થતાં એ (ખાનાર) તૃપ્ત થાય છે; તે પ્રજાએ, પશુઓએ, આરોગ્યે, તેજે (કીર્તિએ), બ્રહ્મવર્ચસે કરીને (તૃપ્ત થાય છે.)

---

## એકવીસમો ખંડ.

(૧) હવે એ જે ત્રીજી આહુતિ હોમે તેને 'અપાનાર્થે સ્વાહા' એમ બોલીને તેણે હોમવી. તેથી અપાન તૃપ્ત થાય છે.

(૨) અપાન તૃપ્ત થતાં વાક્ તૃપ્ત થાય છે. વાક્ તૃપ્ત થતાં અગ્નિ તૃપ્ત થાય છે. અગ્નિ તૃપ્ત થતાં પૃથિવી તૃપ્ત થાય છે.

પૃથિવી તૃપ્ત થતાં જે કાંઇ પૃથિવી અને અગ્નિની હેઠળ રહ્યું છે તે સર્વ તૃપ્ત થાય છે. એમની તૃપ્તિ થતાં એ (ખાનાર) તૃપ્ત થાય છે; તે પ્રજાએ, પશુઓએ આરોગ્યે, તેજે, બ્રહ્મવર્ચસે કરીને (તૃપ્ત થાય છે).

## બાવીસમો ખંડ.

(૧) હવે એ જે ચોથી આહુતિ હોમે તેને 'સમાનાયૈ સ્વાહા' એમ બોલીને તેણે હોમવી. તેથી સમાન તૃપ્ત થાય છે.

(૨) સમાન તૃપ્ત થતાં મન તૃપ્ત થાય છે. મન તૃપ્ત થતાં પર્જન્ય (મેઘ) તૃપ્ત થાય છે. મેઘ તૃપ્ત થતાં વિદ્યુત્ તૃપ્ત થાય છે. વિદ્યુત્ તૃપ્ત થતાં જે કાંઇ વિદ્યુત્ અને પર્જન્યની હેઠળ રહ્યું છે તે સર્વ તૃપ્ત થાય છે. એમની તૃપ્તિ થતાં એ (ખાનાર) તૃપ્ત થાય છે; તે પ્રજાએ, પશુઓએ આરોગ્યે, તેજે, બ્રહ્મવર્ચસે કરીને (તૃપ્ત થાય છે.)

## ત્રેવીસમો ખંડ.

(૧) હવે એ જે પાંચમી આહુતિ હોમે તેને 'ઉદાનાયૈ સ્વાહા.' એમ બોલીને તેણે હોમવી. તેથી ઉદાન તૃપ્ત થાય છે.

(૨) ઉદાન તૃપ્ત થતાં ત્વચા (ચામડી) તૃપ્ત થાય છે. ત્વચા તૃપ્ત થતાં વાયુ તૃપ્ત થાય છે. વાયુ તૃપ્ત થતાં આકાશ તૃપ્ત થાય છે. આકાશ તૃપ્ત થતાં જે કાંઈ વાયુ અને આકાશની હેઠળ રહ્યું છે તે સર્વે તૃપ્ત થાય છે. એમની તૃપ્તિ થતાં એ (ખાનાર) તૃપ્ત થાય છે; તે પ્રજાએ, પશુઓએ, આરોગ્યે, તેજે, બ્રહ્મવર્ચસે કરીને (તૃપ્ત થાય છે).

## ચોવીસમો ખંડ.

(૧) જે કોઇ આ નહિ જાણુતાં છતાં (જાણ્યા વગરજ) અગ્નિહોત્રમાં હોમે તે, જેમ અંગારાને કાઢી નાખીને (છોડી દઇ) રાખમાંજ હોમે, તેના જેવું (નિષ્ફળ) થાય છે.

(૨) હવે જે કોઇ આને સમજીને અગ્નિહોત્રમાં હોમે તેનું સર્વે લોકોની વિશે, સર્વે ભૂતોની વિશે, સર્વે આત્માઓની વિશે હોમેલું થાય છે.

(૩) જે કોઇ આને આ પ્રમાણે જાણીને અગ્નિહોત્રમાં હોમે તેનાં સર્વે પાપો, ઈષીકાનું તૂલ અગ્નિમાં પડતાં બળીજ જાય તેજ પ્રમાણે, બળી જાય છે. (૪) તેથીજ એવું જાણનારો એનું ઉચ્છિષ્ઠ (અન્ન) ચાણ્ડાળનેય આપે, તો એ તે(ચાંણ્ડાળ)ના આત્મા–વૈશ્વાનરમાંજ હોમેલું થાય છે. એનો આવો શ્લોક છે. (૫) "જેમ અહિં ભૂખ્યાં બાળકો માતાનેજ સેવેછે ( પર્યુપાસતે–તેને વળગે છે ) તેમજ સર્વે ભૂતો અગ્નિહોત્રનેજ ઉપાસે છે ( સેવે છે, એટલે કે અન્ન ખાય છે), અને અગ્નિહોત્રનેજ સેવે છે."

## પાંચમો પ્રપાઠક સમાપ્ત.



(૧) આવા વૈશ્વાનરને અર્થેજ અન્ન ખવાય છે, તેને માટે સરખાવો છાંદો ૪. ૩. ૬. આ અગ્નિહોત્ર તે ક્ષુધા લાગતાં પાંચ પ્રાણોરૂપી અગ્નિયોમાં નંખાતી આહુતિ-ભોજન છે.

# પ્રપાઠક છઠ્ઠો.

## પહેલો ખંડ.

(૧) ૐ. અરૂણનો પૌત્ર (આરૂણેય) શ્વેતકેતુ કરીને હતો. તેને એના પિતાએ (ઉદ્દાલકે) કહ્યું કે, હે શ્વેતકેતુ! તું બ્રહ્મચારી થઇ (વિદ્યામાટે) ગુરૂને ઘેર વાસ કર. હે સોમ્ય! આપણા કુળમાં કોઇ ઉપદેશ વગરનો, બ્રાહ્મણના ભાઇજ જેવો (બ્રાહ્મણનો સંબંધી છતાં બ્રાહ્મણના ગુણ વગરનો) રહ્યો નથી.

(૨) એણે બાર વર્ષની ઉમ્મરે ગુરૂને ઘેર બ્રહ્મચારી

---

આ પ્રપાઠકમાં મુખ્ય ઉપદેશ એવો છે, કે શક્તિયુક્ત આત્મા સદ્દેવતા—એ જગતનું બીજ છે. એણે સંકલ્પબળે પ્રથમ ત્રણ, તેજ, જળ, અને પૃથ્વી આત્મક શક્તિયોને સૃજી; અને તેમાં પોતે પ્રવેશ કર્યો. તેથી એ ત્રિગુણાત્મક શક્તિયોએ ભૂતોના આવા કાર્યરૂપ જગતને પ્રકટ કર્યું. શ્રુતિએ બ્રહ્માંડને આ ત્રણે ગુણોમાં સમાઇ જતું બતાવ્યું છે; અને કાર્યકારણ સંઘાતમાં તે ત્રણ ગુણે યુક્ત હિરણ્યગર્ભનેજ કારણરૂપે સત્ છે એમ, અને કાર્યો તે નામ રૂપે હોઇને અસત્ છે એમ, ખંડ, ૪. માં બતાવ્યું છે. શરીર પણ આ ત્રણે ગુણોનુંજ કાર્ય છે એમ ખંડ ૫ થી ૭ માં સમજાવ્યું છે. અને કાર્ય પરંપરાત્મક વિકારના અંકુરનું મૂળ આવા સદ્માં જ છે, એમ બતાવી પિંડ તેમજ બ્રહ્માંડને એક સદ્દેવતામાંજ સમાતાં ઉપદેશ્યાંછે. વળી પુરૂષની સુષુપ્તિમાં પણ એ 'અહં'ભાવને સદ્માંજ સમાતો બતાવ્યો છે. આમ બ્રહ્માંડના આત્માનું અને પુરૂષના આત્માનું મૂળ પણ એ એકજ અવ્યક્ત સદ્માં બતાવી, 'તે તુંજ છું' એવો શ્રુતિએ સ્પષ્ટ ઉપદેશ કર્યો છે. ખંડ ૯થી૧૬ માં આ સિદ્ધાન્તમાં થતી શંકાઓના ઉત્તર આપ્યા છે. પહેલા પ્રપાઠકના ઉદ્દગીથને આમ અહીં આત્માભિમુખ કર્યુંછે.

(૨) પાછળ ગએલા પાંચ પ્રપાઠકોમાં પ્રકટ કરેલી ઉપાસનાત્મક સર્વ વિદ્યા, જો તેના ફળરૂપે આત્મજ્ઞાન પ્રાપ્ત ના થયું તો, નિષ્ફળજ જાય છે; અને આત્મજ્ઞાન વિનાની આ સર્વ વિદ્યા કેવળ

**થઈ ચોવીસ વર્ષની ઉમ્મરે સર્વે વેદોનો અભ્યાસ પુરો કર્યો. અને મનમાં મોટાઈ માનતો, વેદાધ્યયનમાં પંડિત થએલો માનતો, અને ગર્વથી અક્કડ થઇને તે પિતાને ઘેર (પાછો) આવ્યો. તેના પિતાએ કહ્યું કે, (૩) હે શ્વેતકેતુ!**

---

ભારરૂપ અને તેના મેળવનારને ગર્વિષ્ટ અને અક્કડ કરનારીજ બને છે, એમ આ મંત્રમાં શ્વેતકેતુના દૃષ્ટાન્તથી શ્રુતિએ સ્પષ્ટ સૂચવ્યું છે. બાર બાર વર્ષ લગણ ભણેલી વેદોની વિદ્યાનો વિવેક જો ભણનારાને આત્મજ્ઞાનાભિમુખ ના કરે, તો એવી વિદ્યાને માટે લીધેલો બધો પરિશ્રમ વ્યર્થ છે. જે આ સર્વ વિદ્યાનું સારભૂત બ્રહ્મજ્ઞાન–આત્મજ્ઞાન છે, તેને શ્રુતિ આ છઠ્ઠા પ્રપાઠકમાં હવે પ્રકટ કરે છે. આ બ્રહ્મજ્ઞાનની ઉત્કટ જીજ્ઞાસા પ્રકટ થાય તેવાજ શિષ્યને ગુરૂએ બોધ કરવો જોઇએ, બીજાને નહીં; એટલે એ જ્ઞાનનોઉપદેશ શિષ્યના એવા પ્રશ્ન વિના નહીંજ કરવો, એવું પણ અહીં શ્રુતિએ સ્પષ્ટ સૂચન કર્યું છે.

(૩) નહીં સાંભળેલું તે સાંભળેલું કેમ થાય? નહીં વિચારેલું વિચારેલું કેમ થાય? અને એવો કેવો ઉપદેશ હોય કે જેથી એક વસ્તુ જાણતાં બીજી પણ જણાય? એવો શ્વેતકેતુનો સંદેહ પિતાએ પોતે જ ટાળ્યો છે. મૃત્તિકા છે તેને સમજતાં, એ વસ્તુનો ઉપદેશ થતાં, એ સમજાય છે, અને તેનેજ સમજતાં જેનો ઉપદેશ નથી કરાયલો એવી એ મૃત્તિકામાંથી બનેલી દેખાતી સર્વ ચીજો પણ તરતજ એમના સ્વરૂપમાં સમજાઇ જાય છે. તેવીજ રીતે, કારણ એકલાને જાણતાં એમાંથી કાર્યરૂપે થએલી સર્વે વસ્તુઓ સમજાઇ જાય છે. જો કે આપણે પ્રત્યેક કાર્યને તેની વિશેષતાએ જાણતા નથી, પણ તેમના તત્વને જાણતાંજ એ સર્વે સ્વરૂપે તો સમજાયજ છે. જો એમ હોય તો તત્વથી એ વસ્તુઓ જૂદી જૂદી કેમ દેખાય છે? એનો ખુલાસો પણ પિતા કરે છે કે, કાર્યમાં કારણથી જે જૂદો ભાવ જણાય છે, તે તો માત્ર નામનોજ છે. અને નામ શું છે? માત્ર વાણિજ; એમાં જૂદી વસ્તુતાજ નથી. વસ્તુ તો મૃત્તિકા–માટી–એકલીજ છે. બીજી, મૂળ કારણથી ભિન્ન એવા ભાવ અથવા કાર્યરૂપે જણાતી વસ્તુઓ, અસત્–મિથ્યા છે. એ વસ્તુતાએ છે જ નહીં, તેથી તેમાં જાણવાનુંય કાંઇ નથી.

**સોમ્ય ! આવો તું જો મોટાઈવાળો, પંડિતાઈની ધૂનવાળો અને અક્કડ રહ્યો છું, તો કહે જોઇએ, તેં એવો ઉપદેશ (ગુરૂ**

મૃત્તિકા અને ઘટ એમાં મૃત્તિકા કારણ છે, અને ઘટ કાર્ય છે. આ મૃત્તિકા કારણ પોતેજ કાલ અને દેશની વિક્રિયાને લીધે ઘટ એવા વિશેષ રૂપે દેખાય છે. એ વસ્તુ-કારણ અથવા ઉપાદાન કારણ કહેવાય છે. નિમિત્ત અનેક છે, પણ એ કાર્ય ઘડામાં જણાતાં નથી. ઘડામાં તો માત્ર મૃત્તિકા અને દિક્કાળની વિક્રિયા, એટલે કે માટીના લચકામાં જ્યાં પૂર્વે આકાશનું પોલાણ નહોતું દેખાતું, ત્યાં પછી ઘડામાં વચલું આકાશનું પોલાણ થયું; અને જેટલા પુરતું આકાશનું પોલાણ વચમ વધ્યું, તેટલું બહારનું પોલાણ ઘડાની અપેક્ષાએ ઘટયું. આ દિક્કાળની વિક્રિયાને લીધે મૃત્તિકા તેજ ઘડા રૂપે દેખાય છે. એટલે વસ્તુ તો મૃત્તિકાજ છે, અને દિગ્કાલની વિક્રિયા તેતો ઘડાના ગ્રહણમાં ફલિત થતી દૃષ્ટાની કલ્પનાજ છે. એટલે કાર્યની સૃષ્ટિમાં દિક્કાલની થતી વ્યવસ્થા એતો માનસિક-ક્રિયા માત્રજ છે, જેનાવિના કોઇ પણ વસ્તુનું રૂપ, જૂદા પણું જણાયજ નહી. ચૈતન્યનો જે આવો દિગ્કાળના આશ્રયે જ વસ્તુનું ગ્રહણ કરવાનો સ્વભાવ છે, તેજ એની જગદુત્પાદક શક્તિ, તેજ અવિદ્યાનું મૂળ, અથવા તેજ બ્રહ્મની શક્તિ કે માયા છે. યુરોપમાં તત્વજ્ઞાનનો આ ભાગ પ્રથમજ મહાન જર્મન તત્વવેત્તા કેન્ટે પોતાના (Critic of Pure Reaon)માં સ્પષ્ટ કરી બતાવ્યો હતો.

આવી રીતે ઉપદેશના સંભવમાં પણ શ્વેતકેતુને થએલો સંદેહ વ્યવહારમાં સરળ જણાતા દૃષ્ટાન્તથી દૂર કરીને પિતા હવે સર્વ દૃશ્ય વસ્તુના અધિષ્ટાનનોજ શ્વેતકેતુને ઉપદેશ કરે છે. જે મૂળ કારણ સમજવાથી સર્વે વસ્તુઓ વગર ઉપદેશેજ સમજાય છે; જે આત્માને જાણતાં સર્વ રૂપ થવાય છે તેનોજ. વળી જુવો છશા. ૯ ની જ્યોતિ.

આ દૃષ્ટિએ વિચારતાં પંડિત મેક્ષમુલર સાહેબે **अश्रुतं, अमतं, अविज्ञातं** નો જે નહીં સાંભળી શકાય એવું, નહીં વિચારી શકાય એવું, નહીં જાણી શકાય એવું, એમ અર્થ કર્યો છે, તે તથા તેને માટે સેંબુંના પુસ્તક ૧૫ની પ્રસ્તાવનામાં પૃષ્ટ ૧૪મે બતાવેલાં કારણો અયોગ્ય છે, એમ જણાય છે. એમણે આ શબ્દોને **આત્માને** માટે

**પાસેથી) પૂછી લીધો છે, કે જેનાથી (अश्रुतं) નહીં સાંભળેલું તે (श्रुतं) સાંભળેલું થાય, (अमतं) નહીં વિચારેલું તે (मतं) વિચારેલું થાય, (अविज्ञातं) નહીં જાણેલું તે (विज्ञातं) જાણેલું થાય?**

**(એણે પૂછયું કે) હે ભગવન્! એવો તે ઉપદેશ કેવી રીતે થતો હશે? (૪) (પિતાએ કહ્યું) સોમ્ય! જેમ એકલા માટીનાજ લચકાને સમજવાથી માટીમય (માટીનું બનેલું) બધુંય સમજાય છે (તેમ). (માટીના બનેલા સામાનમાં જે) વિકાર (માટીથી શરાવાદિનું જૂદાપણું દેખાય છે તે) તો વાણિના આશ્રયવાળું નામ માત્રજ છે. માટી એજ સત્ય (વસ્તુ) છે.**

**(૫) સોમ્ય! જેમ સોનાની લગડીનેજ સમજવાથી સોનામય બધુંય સમજાય છે (તેમ). વિકાર તો વાણિના આશ્રયવાળું નામ માત્રજ છે. સોનું એજ સત્ય છે. (૬) હે સોમ્ય! જેમ નરેણીને (પોલાદની શળીને) સમજવાથી પોલાદમય બધુંય સમજાય છે (તેમ). વિકાર તો વાણિના આશ્રયવાળું નામ માત્રજ છે. પોલાદ એજ સત્ય**

---

યોજેલા હોય એમ લીધા છે, અને તે આત્મા બુદ્ધિગ્રાહ્ય નહી હોવાથી તે જાણી શકાય નહીં એવો છે, એમ અર્થ કર્યો છે. પણ એ શબ્દો શ્રુતિએ કારણને માટે યોજેલા નથી, પણ કાર્યને માટેજ યોજેલા છે એમ પિતાએ પોતેજ ૪, ૫, ૬. મંત્રોમાં સમજાવ્યું છે. કારણ કે ત્યાં કારણને માટે ઉપદેશ કરતાં મૃત્તિકાનાં કાર્યોજ વગર સમજાવ્યે પણ સમજાય છે એમ કહ્યું છે. તેજ પ્રમાણે શ્વેતકેતુએ પ્રાર્થેલો ઉપદેશ આપતાં પિતા માત્ર કારણનોજ ઉપદેશ કરી રહ્યા છે. આ મૂળકારણ બ્રહ્મ–આત્મા–તે ગુરૂના ઉપદેશથીજ સમજાય છે, તેને માટે તો ઉપદેશજ જોઇએ. ઉપદેશ વગર સમજાય તે તો ઉપદિષ્ઠ કારણમાંથી થતાં–દેખાતાં–કાર્યોજ છે. વળી જુવો. મું. ૧. ૩. જુવો બ્ર. સૂ. ૨. ૧. ૧૪. જ્યોતિ.

**છે. સોમ્ય ! આવો ( આવા પ્રકારનો ) એ ઉપદેશ હોય છે.**

**(૭) જરૂર તે ભગવાનો ( મારા આચાર્યો ) એવા ઉપદેશને જાણતા નહોતા. જો એ જાણતા હોય તો મને તે કેમ ના કહે ? ત્યારે આપ ભગવાનજ હવે તેનો મને ઉપદેશ કરો. એણે કહ્યું કે, સોમ્ય ! એમ હો.**

---

## બીજો ખંડ.

**(૧) સદ્‌જ (‘છુ’ એવું કેવળ ‘જ્ઞ’રૂપ ચૈતન્ય-(Pure Self-Consciousness )હે સોમ્ય ! આ(જગત–દેખાયું તે)ની પહેલાં હતું; (તે) એક(રસરૂપ)જ, (અને) અદ્વિતીય (બીજા વગરનું હતું).**

---

(૧) ‘સદ્’રૂપ આત્માછે, તેનું જોવું તે એનો સ્વાભાવિક સંકલ્પ જ છે. એનું જોવું એજ જગત્‌નું પ્રકટ થવું છે. તેથી એના આવા વિસ્તારને ‘લોક’ કહે છે. ‘જોવું’ શબ્દ તેથી ઘણા અગત્યના અર્થનો સૂચક છે. ઉપનિષદોમાં ઘણે સ્થળે આ સંકલ્પ ક્રિયાને માટે **ऐक्षत, अपश्यत्, अतपत्**, એવાજ શબ્દોનો ઉપયોગ કર્યો છે. આ જગત તેથી આત્માનો સંકલ્પ માત્રજ છે. આનેજ વિવર્ત એટલે તત્વથી વિપ-રિત જ્ઞાનાત્મક સૃષ્ટિ કહે છે. જુવો શ્વેતા. ૬. ૨. આ સંકલ્પ થવો એ એને સ્વાભાવિક છે. આવા સંકલ્પ સાથે દૃશ્ય સૃષ્ટિ ખડી થાય છે, અને સંકલ્પનો વિરામ થતાં સૃષ્ટિ અદૃશ્ય થાય છે. તેથીજ જગત્‌ને આત્માની કલ્પનાજ કહે છે. આ સદ્ ‘જ્ઞ’ સ્વરૂપે, ‘છે’ એવા રૂપે, કેવળ વિશેષતા રહિત ચિત્ છે; એ જડ નથી. તેથી સાંખ્યના પ્રધાનથી તે જૂદુ છે. કારણ કે જડ જોઇ શકે નહીં, કે સંકલ્પ કરી શકે નહીં. આત્માનો સંકલ્પ સત્યરૂપ હોવાથી સંકલ્પ પ્રમાણે સૃષ્ટિ ખડી થાય છે. “અસદ્”માંથી “સદ્” વસ્તુના ઉદ્ભવને માટે તો પ્રમાણજ નથી. તેથી મૂળે સદ્‌જ હતું, અસદ્ નહીં. સદ્‌નો નાશ પણ થાયજ નહીં. જુવો ગીતા ૨. ૧૬. જ્યોતિ. સર. એ. ૧.૧. જ્યોતિ.

(કેટલાક) કહે છે કે, તે એકલું અસદ્જ (સતનો અભાવ-શૂન્યરૂપજ) આ(દૃશ્ય)ની પહેલાં હતું, તે એકજ (અને) અદ્વિતીય હતું; એ અસદ્માંથી (શૂન્યમાંથી) સદ્ ('ત્ત'રૂપે) થયું (જન્મ્યું). (૨) એણે (ઉદ્દાલકે) કહ્યું કે, હે સોમ્ય! પણ ખરે, એમ કેમ (શા પ્રમાણે) બને? અસત્માંથી તે સત્ કેમ થાય? (તેથી) હે સોમ્ય! સત્ એજ આની પૂર્વે હતું. (તે) એક (રસરૂપ), અને અદ્વિતીય (હતું).

(૩) એણે (એ સદે) જોયું (વિચાર્યું-આલોચન કર્યું), કે હું બહું થાઉં, હું જન્મને-વૃદ્ધિને-પામું.

તેણે તેજને કાઢયું (સરજ્યું). તે તેજે જોયું, કે હું બહું થાઉં, હું જન્મું-વૃદ્ધિને પામું. તેણે જળો કાઢ્યાં. જ્યાં કહીં પુરૂષ શોચે છે, કે એને પરસેવો થાય છે, ત્યાં તેજમાંથીજ જળો નિસરે છે. (૪) તે જળોએ જોયું, કે

---

સદ્ને આવો સંકલ્પ કેમ થતો હશે? એવો પ્રશ્ન અતિપ્રશ્ન છે, તે અસ્થાને છે. કારણ કે, આ પ્રશ્નના હેતુરૂપ મનુષ્ય-સ્વભાવનો તો ત્યાં અભાવ છે. એનો તર્ક કરવો પણ વ્યર્થ છે. પણ આ જગત્ એનો-આત્માનો-સંકલ્પજ છે, એ સત્ય તો યોગીને અનુભવ ગમ્ય છે. મનુષ્યનું આ અનુભવગમ્ય સત્ય છે એટલે એ સંબંધી અનુમાન અયોગ્ય છે. અને અજ્ઞાનનું દુઃખ નિવારવા આ સત્યાનુભવજ બસ છે. "અસત્". શબ્દને માટે સર. તૈ.૨.૭. અને છાંદો. ૩.૧૯.૧,

સંકલ્પ થતાં એ સંકલ્પાત્મક થવું, એનાજ અભિમાનવાળું થવું, એજ લોકનું પ્રાકટ્ય છે. પણ આવી સંકલ્પાત્મકતા હોય ત્યાં સુધી જ લોક રહે છે, તેથી અસત્ એવાં આલોકમાં સદ્ના પ્રવેશ વિના સંકલ્પાત્મક લોક ટકી શકતોજ નથી. એવો સદ્નો પ્રવેશ તેજ લોકમાં સદ્ની વ્યાપકતા છે. જુવો. બ્ર.સૂ. ૨.૩.૧૩. સર. તૈ० ૨.(૬-૭)ઐ० ૧. ૧. છાંદો. ૭. ૪. ૨. જ્યોતિ. કઠ. ૪. ૬. જુવો. બૃ. ૧. ૫.૧૨.માં મન અને વાણિના મિથુનથી પ્રાણની ઉત્પત્તિ, અને તેજ ઇન્દ્ર.

(૪) અન્ન શબ્દ પૃથિવીનાજ અર્થમાં વપરાયો છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૧૨.

**અમે બહુ થઇએ, અમે વૃદ્ધિને પામીએ. તેમણે (પૃથ્વી-રૂપી) અન્ન કાઢ્યું. તેથી જ્યાં કહીં વર્ષાદ થાય ત્યાં જ બહુ અન્ન થાય છે. જળોમાંથીજ ખાવાનાં ધાન્ય (અન્ન) થાય છે.**

## ત્રીજો ખંડ.

**(૧) આ પ્રસિદ્ધ (જીવતાં) ભૂતોનાં ત્રણજ બીજ છે. અંડજ (પક્ષીઓ), જીવજ (ગર્ભમાંથી જન્મતાં), અને ઉદ્‌ભિજ (બીયાં અને મૂળીયાંમાંથી ઉગતાં–સ્થાવર).**

**(૨) આ (શકિતયુત સદ્) દેવતાએ જોયું, કે હું આ**

---

(૧) સર્વે પ્રાણિયોનાં મૂળ બીજ રૂપી ત્રણજ પક્ષી, પશુ, અને વનસ્પતિ છે. એમનાથી એમની જાતિયોનો વિસ્તાર થાય છે. ચોથું બીજ સ્વેદજ કહેવાય છે, પણ તે અંડજમાં આવી જાય છે. આ ત્રણેને અંડજ, જીવજ અને ઉદ્‌ભિજ કહે છે.

(૨) જુવો. બૃ. ૧. ૪. ૭; તૈ. ૨. ૬. વાંચો ઐ. ૩. ૧.૧. ગૌ. કા. ૨. ૧૬. જ્યોતિ. સર. શ્વેતા. ૫. ૫. અ. બિ. ૨૦.

અહીં આત્મા દેવતાઓમાં પ્રવેશ કરે છે. એનો પ્રવેશ તે દેવતાની સાથે તદ્રુપતા–તદભિમાનતા થાય તેજ. જ્યાં સુધી એવું તાદાત્મ્ય હોય ત્યાં સુધીજ દેવતાનો લોક ટકી રહે છે, એ ઉપર બતાવ્યું છે. બૃહદારણ્યક ૧.૪.૭.ની જ્યોતિમાં પણ એજ સમજાવ્યું છે.

અહીં આત્મા કેવા સ્વરૂપે દેવતામાં પેશીને નામરૂપોને તે વિસ્તારે છે, તેનું શ્રુતિએ સારૂં સ્પષ્ટીકરણ કર્યું છે. આત્મા 'ज्ञ' ભાવે જ પેસે એમ તો બની શકે નહીં. કારણ કે તે ભાવ તો સર્વવ્યાપી અને અવિક્રિય છે. જો એનો વિકાર એકલોજ લેઇએ, તો તેને ચૈતન્યનો ધર્મ નથી કે એ પેશી શકે. માટે પેસવાનો ધર્મ, તે તો સ્વરૂપનું ભાન ભુલેલા એવા આત્માનોજ હોઈ શકે. અને આ વિકાર તે સંકલ્પ અને તેના અભિમાન રૂપે થએલું સત્‌નું વિકૃત સ્વરૂપ છે. તેથીજ શ્રુતિમાં

(તેજ, જળ, પૃથિવીરૂપી) ત્રણે દેવતાઓમાં આવા જીવ-ભાવવાળા આત્માએ (જીવેનાત્મના) પ્રવેશ કરીને નામરૂપોને (પુનઃ) વિસ્તારૂં.

(૩) તે(દેવતા)ઓમાંની દરેકને ત્રેવડી ત્રેવડી કરૂં

---

કહ્યું છે કે, આ જીવભાવવાળા આત્માએજ પ્રવેશ કરી નામરૂપોનો વિસ્તાર કરવા સદે ઇચ્છયું, બીજા સ્વરૂપે નહીં.

**જીવેનાત્મના.** આ જીવભાવવાળા આત્માથી શ્રુતિએ સંસારનું અનાદિત્વ પણ ઉપદેશ્યું છે. જુવો. બ્ર. સૂ. ૨. ૧. ૩૬.જ્યોતિ.

જયાં જયાં લોક પ્રકટ થાય છે, ત્યાં તે લોકાભિમાની થએલું ચૈતન્ય તે જીવભાવવાળા આત્માનુંજ રૂપ છે. તેમાં વિકારમય અંશ તે જીવ પ્રદેશના અભિમાનવાળી વિશેષતાનો 'અજ્ઞ' અંશ છે, અને તેમાં 'જ્ઞ'આત્મક સમાન ચૈતન્ય અંશ તે સદ્, ઇશ્વર સ્વરૂપે, સર્વવિદ્ આત્માનો અંશ છે. બુદ્ધિગ્રાહ્ય તમામ વ્યવહારમાં પણ એ સદ્અંશ તો 'છે' એવું જે સાક્ષીરૂપે અસ્પષ્ટ ભાન રહે છે તેજ છે; અને બીજી બધી વિશેષતા તે ઉપાધિએ પ્રકટ થતો જીવાંશ છે. આ જીવાંશની વિશેષતા તે નામરૂપ વિકારજ હોઇ નાશવાન છે, તે વિવિધ અને ફરતી છે; પણ સદ્અંશ તો જીવની અપેક્ષાએ સદા સ્થિર અને નિશ્ચળ છે. આ સદ્અંશ વિના વિશેષતાના અંશની પોતાનીય હયાતી નથી, કારણ કે જીવાંશને એનોજ આશ્રય છે. આવો કેવળ "સદ્" અંશ સુખદુઃખનો ભોક્તા નથી, પણ વિશેષતાવાળો જીવાંશજ તે સુખદુઃખનો ભોક્તા છે. ઇશ્વરી અભિમાનવાળો અંશ તો માત્ર કર્મના ફળની અપેક્ષાએ કાર્યકારણ સંધાતની ઘટમાળને સાક્ષીરૂપે ધારણ કરી રહ્યો છે. આ યુગલનો વ્યવહાર તેજ સંસાર છે. જુવો. મું. ૩. ૧. ૧. જીવભાવે સદ્ પ્રકૃતિમાં પેશે ત્યાં ઇશ્વરાંશ સમાન સાક્ષીભાવે રહે છે, અને અભિમાનનું કેન્દ્રીભૂત સ્વરૂપ જીવરૂપે, જેમ જળમાં વ્યાપી રહેલાં બધાં કિરણો પ્રતિબિંબમાં એકઠાં થઇ એક સ્વરૂપને ખડું કરે, કે તકતા ઉપર પડતાં બધાંય કિરણો એક આકૃતિમાં એકઠાં થતાં પુરૂષરૂપે જણાય તેમ, શરીરમાં વ્યાપી રહેલો પુરૂષ બુદ્ધિમાં–મનમાં–કેન્દ્રિત થાય છે.

(૨–૩) "સદ્"ને બીજા ખંડમાં નાન્યતર જાતિમાં શ્રુતિએ વાપર્યું છે. આ ત્રીજા ખંડથી એને નારીજાતિમાં વાપર્યું છે, એ સાથે

**એમ (ધારીને), એ (સદ્) દેવતાએ ત્રણે દેવતાઓમાં આ જીવભાવવાળા આત્માએજ પ્રવેશ કર્યો; અને નામરૂપોને (તેણે) વિસ્તાર્યાં. (૪) તેણે તેમાંની હરેક(દેવતા)ને ત્રવડી**

---

છે. કારણ કે બીજા ખંડમાં કેવળ "સદ્" તે 'જ્ઞ' રૂપેજ, નિર્વિકાર રૂપેજ વપરાયું હતું. જ્યાં આ ત્રીજા ખંડમાં સ્વભાવે કરીને વૃદ્ધિ થવાની પ્રેરણા થઈ ત્યાંથી એ શક્તિરૂપે વિકારને પામ્યું, તેથી શક્તિમાં અભિમાનવાળું થતાં એ શક્ત્યાત્મક થઇને પ્રકટ થયું. આમ શક્તિ સાથે વિકારને પામીને એમાંથી વૃદ્ધિનો સંભવ થતાં એને શ્રુતિએ અહીં નારીજાતિમાં મૂકયું છે. ત્રણ દેવતાઓની ઉત્પત્તિ તે અવિકૃત સત્‌ની કેવળ ઇચ્છાએજ-સ્વભાવેજ-થઇ છે, તેથી આ ત્રણે દેવતાઓ-શક્તિયો-એ અવિકૃત સદ્‌નો સ્વભાવ જ ગણાયો. અને તેવો વિકાર તે સ્વરૂપના નિર્વિકાર આત્માની ચિતિમાં નહીં ગોઠે એવી માયિક વિશેષ પ્રકારની ક્રિયા હોવાથી, એને સદ્‌ની "પ્રકૃતિ" પણ કહેવાય છે. એનેજ શ્વેતાશ્વતરમાં 'અજા', 'માયા' એમ પણ કહી છે. પણ આ પ્રકૃતિમાં જ્યાં સુધી સદ્ તેની સાથે તાદાત્મ્યને ન પામે, ત્યાં સુધી તે પ્રકૃતિની સ્થિતિ રહી શકે નહીં, માટે ચિદાત્મક સદ્ તે ત્રણે વિકારનું અભિમાની થયું; એટલે સદ્‌ની ત્રણે શક્તિયો વૃદ્ધિને માટે તૈયાર થઇ. આ ત્રણે દેવતામાંથી આખા જગત્‌ની ઉત્પત્તિ થતી શ્રુતિએ આગલા ખંડોમાં સમજાવી છે. સર્વ દૃશ્ય વસ્તુઓનું પૃથક્કરણ કરતાં છેવટે સર્વ વસ્તુનો રંગદ્વારા દેખાતી આ ત્રણ શક્તિયોમાં સમાવેશ થતો બતાવ્યો છે. આ પૃથક્કરણની વિધિ પુરાણ કાળની છે, અને તે મોટી પાઠશાળાઓમાં પ્રયોગોથી અને તત્વજ્ઞાનના અભ્યાસથી નિશ્ચિત કરેલી છે એમ શ્રુતિ કહે છે. ગુણોની સંખ્યાદિ માટે જુવો. બ્ર. સૂ. ૧. ૪. (૮ થી ૧૦)

આ ત્રણ દેવતા-શક્તિયો-તે ત્રણ ગુણવાળી સદ્‌ની પ્રકૃતિજ છે, જેના ઉપરથી પાછળથી તે સાંખ્યદર્શનમાં ત્રિગુણાત્મક પ્રકૃતિરૂપે પ્રકટ થઇ જણાય છે. તે ત્રણ ગુણ તે સત્વ, રજસ્ અને તમસ્. આ ત્રણેની વૃદ્ધિ પણ શ્રુતિએ સમજાવી છે, કે એમાંની પ્રત્યેક ત્રવડી ત્રવડી થઇ. ત્રવડી થવાનું પ્રમાણ જો બધાયમાં સરખું હોય તો પરિણામ

**ત્રેવડી કરી. હે સોમ્ય! કેવી રીતે તે ત્રણે દેવતાઓની દરેક ત્રેવડી ત્રેવડી થઈ, તે મારી પાસેથી વિસ્તારથી સમજી લે.**



---

એકજ આવે, અને વૃદ્ધિને બદલે સમાનતામાં વિશેષતાનો નાશ થાય. જુવો છાં. ૬. ૪. ૭. તેથી વિશેષતાની વૃદ્ધિ અર્થે ત્રણ ગુણને એવી રીતે ત્રેવડાવ્યા છે, કે જેથી વૃદ્ધિજ થયાં કરે. દરેક ગુણના ચાર ભાગ કર્યા, અને દરેક પ્રકૃતિનો પોતાનો અડધો અંશ લેઇને બીજા બેમાંથી પા પા અંશ સાથે તેને ભેળવીને પ્રત્યેકના ચારે અંશ પૂરા કર્યા. એમ ત્રણે સત્વ, રજસ્, તમસ્માં જ્યાં સત્ પ્રધાન, એટલે સત્વની વિશેષતા વધારે, હોય ત્યાં સત્વના બે અંશ, અને રજસ્ અને તમસ્નો અકકેક. જ્યાં રજસ્ પ્રધાન હોય ત્યાં રજસ્ના બે અંશ, અને સત્વ અને તમસ્નો અકકેક અંશ. જ્યાં તમસ્ પ્રધાન હોય ત્યાં તમસ્ના બે અંશ, અને સત્વ અને રજસ્નો અકકેક અંશ. આમ વિષમતાનાં બનેલાં તેખડાંના સંબંધે વૃદ્ધિજ થયાં કરે. અને કોઇ પણ વસ્તુમાં વત્તાઓછા પ્રમાણમાં આ ત્રણેય ગુણો તો રહેજ. ઉપાસનાથી મનની ધાતુમાં આ સત્વ, રજસ્ અને તમસ્ના અંશ આપણે વત્તા ઓછા કરી શકીએ છીએ. જ્યાં મન ધાતુ સત્વ-પ્રધાન થાય ત્યાં જ્ઞાન ગ્રહણ સત્વર થાય છે, અને બુદ્ધિ નિર્મળ થતાં શ્રુતિનો બોધ સચોટ થઇ બ્રહ્મજ્ઞાન ભણીનું પ્રયાણ બહુ સરળ બને છે. જુવો છાં. ૭. ૬ ૨. ધર્મોપદેશકોની પ્રક્રિયાઓ તેથી આવા સત્વ સંશુદ્ધિના ઉપાયો ઉપરજ વધારે ચોટ રાખે છે.

આ ત્રણ ગુણાત્મક પ્રકૃતિએ થએલા જગતનું પ્રથકૂકરણ શ્રુતિ આગલા ખંડોમાં કરીને બતાવે છે. ગુણની વિશેષતા પરમાણુ (Atom)માં સ્ફુરી રહેલાં ઇલેક્ટ્રોનની માત્ર વત્તી ઓછી સંખ્યાના ઉપરજ છે. ઇલેક્ટ્રોનો તો બધાંય સમાનજ હોય છે, એવોજ અત્યારના વૈજ્ઞાનિકોમાં પણ મત બંધાતો જાય છે.

તંત્રશાસ્ત્રમાં પ્રકૃતિએ અથવા શક્તિએ યુક્ત ઇશ્વરના સ્વભાવ જોડે તાદાત્મ્યને પામતા અવ્યકૃત "સદ્"ને સ્ત્રીરૂપે માની તેને શક્તિ તરીકે પૂજે છે, અને સદ્ના નિર્વિકાર સ્વરૂપને તેના પતિ 'શિવ' તરીકે સ્વીકારાયું

## ચોથો ખંડ.

(૧) જે (બળતા) અગ્નિનું લોહિત-લાલ-રૂપ (રંગ) છે, તે તેજનુંજ રૂપ છે. જે (એનું-અગ્નિનું) ધોળું (શુક્લ રૂપ) છે તે જળોનું છે. જે (એનું) કાળું છે તે અન્નનું (પૃથ્વીનું) રૂપ છે. આમ અગ્નિનું અગ્નિપણું (આ "અગ્નિ" એમ કહીએ છીએ તે તો) ઉડી ગયું ! એ વિકાર (અગ્નિ શબ્દ) તો વાણિના આશ્રયવાળું નામ માત્રજ છે. ત્રણે રૂપો એકલાંજ સત્ય (વસ્તુ) છે.

(૨) જે આદિત્યનું લાલ રૂપ છે તે તેજનુંજ રૂપ છે. જે ધોળું છે તે જળોનું છે. જે કાળું છે તે પૃથિવીનું છે. આમ આદિત્યનું આદિત્યપણું ઉડી ગયું ! એ (આદિત્ય એવો) વિકાર તો વાણિના આશ્રયવાળું નામ માત્રજ છે. ત્રણે રૂપો એકલાંજ સત્ય (વસ્તુ) છે.

(૩) જે ચંદ્રમાનું લાલરૂપ છે તે તેજનુંજ રૂપ છે. જે ધોળું છે તે જળોનું છે, જે કાળું છે તે પૃથિવીનું છે. આમ ચંદ્રમાનું ચંદ્રપણું ઉડી ગયું ! એ (ચંદ્રમા એવો)

---

છે. આવો શાક્તમત ઉપનિષદ્‌ના આ મંત્રામાંથી તો ઉત્પન્ન નહીં થયો હોય ? 'યોગિનિહૃદય' તંત્રમાં શક્તિની સ્તુતિ કરતાં કહે છે કે " Obeisance to Her, who is pure Being-Consciousness-Bliss as Power, who exists in the form of Time and Space and all that is therein, and who is the radiant Illuminatrix in all beings." ": He said may I be many" as Veda tells. "The will to be many is Power or Shakti which oprates as માયા ( Maya ). " ( Hindustan Review April 1921. Page 1 ) J. Woodroffe.

(૧) આ ખંડમાં શ્રુતિ વસ્તુને નામરૂપાદિથી જૂદી પાડી નામરૂપનું મિથ્યાત્વ સમજાવે છે.

વિકાર તો વાણિના આશ્રયવાળું નામ માત્રજ છે. ત્રણે રૂપો એકલાંજ સત્ય છે.

(૪) જે વિજળીનું લાલ રૂપ છે તે તેજનુંજ રૂપ છે. જે ધોળું છે તે જળોનું છે. જે કાળું છે તે પૃથિવીનું છે. આમ વિજળીનું વિજળીપણું તો ઉડી ગયું ! એ (વિજળી એવો) વિકાર તો વાણિના આશ્રયવાળું નામ માત્રજ છે. ત્રણે રૂપો એકલાંજ સત્ય છે.

(૫) આને (ત્રણ રૂપોનેજ કારણ રૂપે સત્ય) સમજનાર પૂર્વના મહાશાલો (વિદ્યાલયોના અધ્યાપકો–scientists ) અને મહાશ્રોતિયો (વેદાભ્યાસીઓ-philosophers) કહી ગયા છે, કે 'અમારે એવું કશુંય નથી, કે જેના સંબંધે કોઈ એમ કહી શકે, કે અમે તે શિખ્યા નથી (अश्रुतं), કે વિચાર્યું નથી (अमतं), કે જાણ્યું નથી ' (अविज्ञातं). કારણ કે, આમનાથી (આ ત્રણે મૂળ કારણો દ્વારા) એમણે તે બધું જાણ્યું હતું (અને તેઓ સર્વજ્ઞ થયા હતા).

(૬) જે કાંઈ લાલ જેવું હોય તે તેજનું રૂપ છે, એમ એમણે જાણ્યું હતું. જે ધોળા જેવું હોય તે જળોનું રૂપ છે, એમ એમણે જાણ્યું હતું. જે કાળા જેવું હોય તે પૃથિવીનું રૂપ છે, એમ એમણે જાણ્યું હતું. (૭) જે વિશેષ જણાયજ નહીં એવું હોય તે આ ત્રણે દેવતાઓનો સમાસ (સમાન અંશે એકઠા થવું તે) છે, એમ તેઓએ જાણ્યું હતું.

---

(૫) અત્યારના રસાયણિક શાસ્ત્રીઓનો પણ આવોજ અનુભવ છે. એમણે શોધેલાં મૂળ તત્વોથીજ એ પણ સર્વ પદાર્થોને જાણતા થયા છે, અને તેમને તેઓ એવાં તત્વોનીજ દ્વારા ઓળખે છે, જેમકે $H_2O$. એટલે જળ. જળ મિથ્યા, $H_2O$ સત્ય. અને રસાયણીકો મૂળ તત્વોને તેમના રંગ ઉપરથીજ પરખી કાઢે છે. જુવો પ્રશ્ના. ૯. જ્યોતિ.

**હવે હે સોમ્ય ! આ ત્રણે દેવતાઓ પુરૂષમાં (મનુષ્ય શરીરમાં) આવીને એકકેક ત્રેવડી કેવી રીતે થાય છે તે મારી પાસેથી વિસ્તાર પૂર્વક સમજી લે.**

---

## પાંચમો ખંડ.

**(૧) ખાધેલા અન્નની (પૃથિવી તત્વની) ત્રણ પ્રકારે વિધિ થાય છે. જે સ્થૂળધાતુ (સ્થવિષ્ઠ) હોય છે તેનું પુરીષ**

---

(૧) ત્રણ પ્રધાન ભૂતો તેજ, જળ, અને અન્નનુ ત્રિગુણાત્મક સ્વરૂપ શ્રુતિ ।સુંદર રીતે આ બે ખંડોમાં સમજાવે છે. સ્થૂળ અન્ન એ રસાયણિક વિધિએ આ ત્રણે તત્વનું સદ્–દેવતા–આદિત્ય પુરૂષની ઇષિણાએ બંધાયલું સ્વરૂપ છે, તેને એવી રસાયણિક વિધિએ તપાસી તેનું પ્રથક્કરણ જે ખાધેલા અન્નમાં સદા થયાંજ કરે છે તેને શ્રુતિ અહીં સમજાવે છે.

ખાવાના અન્નમાં એકતો સ્થૂળ પૃથ્વીનો ભાગ છે, તેલી પદાર્થ છે, અને જળ છે. આ બધાંય અન્ન સ્થૂળ છે, એટલે કે આપણે તેને જોઇ શકીએ છીએ, ગ્રહણ કરી શકીએ છીએ, એનું વજન કરી શકીએ છીએ, અને ખાઇ શકીએ છીએ. આ ત્રણેયને સ્થૂળ, મધ્યમ અને સૂક્ષ્મ એવા ત્રણ વિભાગમાં વ્હેંચીને શ્રુતિ તેમનું શરીર પોષકત્વ બતાવે છે. અને આ ત્રણેના જે સૂક્ષ્મ અંશો છે તે અનુક્રમે મન, પ્રાણ અને વાક્‌નાં પોષક છે એમ કહે છે. એમનાં મધ્યમ અંશોથી માંસ, લોહી, અને ચરબી પોષાય છે. અને સ્થૂળ ભાગથી મળ, માંસ અને હાડકાં પોષાય છે. એટલે મન, પ્રાણ અને વાગાદિ ઇન્દ્રિયો તે અન્ન, જળ અને તેજનાં સૂક્ષ્મ ભૂત તત્વોનાંજ કાર્ય છે.

આની સાથે અત્યારના વિજ્ઞાન શાસ્ત્રીઓના સિદ્ધાન્તો સરખાવવા જેવા છે. જુવો. ( Life and Death by Dastre P. 187). "To form this elementary proteid substance ( protoplasm ) a hexonic base with water is all that is required." "To sum up the chemical unity

(મળ) થાય છે. જે મધ્યમ હોય છે, તેનું (લોહી થઇને) માંસ થાય છે. જે અતિ સૂક્ષ્મ હોય છે, તેનું મન થાય છે. (૨) પીધેલા જળની ત્રણ વિધી થાય છે. તેમનો જે સ્થૂળ ભાગ હોય છે, તેનું મૂત્ર થાય છે. જે મધ્યમ ભાગ હોય છે, તેનું લોહી થાય છે. જે અતિ સૂક્ષ્મ હોય છે, તેનો પ્રાણ થાય છે. (૩) તેલાદિ (તેલી પદાર્થો) ખાધેલાની ત્રણ વિધી થાય છે. તેની સ્થૂળ ધાતુનાં હાડકાં થાય છે. જે મધ્યમ હોય છે, તેની ચરબી થાય છે. જે અતિ સૂક્ષ્મ હોય છે, તેની વાણિ થાય છે. (૪) કારણ કે હે સોમ્ય ! અન્નમય મન છે, જળમય પ્રાણ છે, તેજમય વાણિ છે. હે ભગવન્ ! મને એ વધુ શિખવો. (પિતાએ) કહ્યું કે, એમ હો.

## છઠ્ઠા ખંડ.

(૧) હે સોમ્ય ! દહીંને વ્હલોવે ત્યારે જે અતિ

---

of living beings is expressed by saying that living matter, protoplasm, is a mixture or a complex of proteid substances with an hexonic nucleus." viz. (Water, Carbonic acid, Nitric acid and Amonia).

૪. ઇન્દ્રિયો પ્રાણ અને મન અથવા બુદ્ધિ, એ સૂક્ષ્મ છતાં જડભૂતોજ છે. ભૂતોની એવી સૂક્ષ્મતાને લીધેજ એમાં અધિષ્ઠિત આત્માની ચેતનક્રિયા સ્વાશ્રયેજ—એની મેળેજ-સ્પષ્ટ પ્રકટ થાય છે, એટલીજ સ્થૂળ ભૂતોથી એમની વિશેષતા છે. અને બીજાં સ્થૂળ લોહી, માંસ અને ચરબી તેમજ અતિ સ્થૂળ એવાં પૂરીષ, માંસ અને હાડકાંમાં ચેતનક્રિયા આ સૂક્ષ્મ ભૂતોના બનેલા લિંગદેહાત્મક ત્રિપુટિના સંસ્પર્ષ વિના સ્પષ્ટ પ્રકટ થતી નથી. જુ. બ્ર. સૂ. ૨. ૩. ૧૫.

(૧) અન્નની પાચનક્રિયામાં ફરમેન્ટેશન, અથવા અથાવા, સિવાય બીજું કાંઈજ નથી. જુવો. Life and Death P. 155.

સૂક્ષ્મ ભાગ હોય તે ઉંચે તરી આવે છે, (અને) તેનું ઘી થાય છે. (૨) તેજ પ્રમાણે, ખરે, સોમ્ય! ખાધેલા અન્નનો અતિ સૂક્ષ્મ ભાગ ઉંચે તરી આવે છે, અને તેનું મન થાય છે. (૩) (તેમજ) સોમ્ય! પીધેલાં જળોનો અતિ સૂક્ષ્મ ભાગ ઉપર તરી આવે છે, અને તેનો પ્રાણ થાય છે. (૪) (તેમજ) સોમ્ય! ખાધેલા તેલનો અતિ સૂક્ષ્મ ભાગ ઉપર તરી આવે છે, અને તેની વાણિ થાય છે. (૫) કારણ કે, સોમ્ય! અન્નમય મન છે, જળમય પ્રાણ છે, તેજોમય વાણિ છે. હે ભગવન્! મને એ વધુ સમજાવો. (પિતાએ) કહ્યું કે, એમ હો.

## સાતમો ખંડ.

(૧) હે સોમ્ય! પુરૂષને સોળ કળાઓ હોય છે. (તારે ખાતરી કરવી હોય તો) પંદર દિવસ સુધી ખાઈશ નહીં, (પણ) ઈચ્છું તેટલું જળ પીજે (તહોય તું જીવી શકીશ). જળમય પ્રાણ છે (તેથી) જળ પીતાં પ્રાણ નહીં છુટે.

(૨) એણે (શ્વેતકેતુએ) પંદર દિવસ ખાધું નહીં, અને પછી પિતાની પાસે આવ્યો. (એણે કહ્યુ કે) ભગવાન હું શું બોલું? એણે કહ્યું કે ઋગ્, યજુંષિ, અને સામો (બોલ). ભગવાન્! એતો મને યાદ નથી આવતાં. (૩) તેને એમણે કહ્યું કે, સોમ્ય! જેમ મોટી સળગાવેલી તાપણીનો એક આગીઆ કીડા જેવડોજ લ્હાળો (અંગારો) રહ્યો હોય (અને બીજું ઓલવાઈ જાય), તો એ લ્હાળાના કરતાં વધારેનું બળતુ રહે નહીં, તેજ પ્રમાણે તારી સોળ કળામાંની એકજ કળા છેલ્લી રહે, તો એનાથી તને વેદો નાજ સાંભરે. જા. ખા. પછી મારૂં કહેલું તું વધારે સમજીશ.

**(૪) એણે ખાધું. પછી એ પિતા પાસે આવ્યો. તેને પિતાએ જે કાંઈ પૂછયું તે સર્વ (ત્યારે) તે જાણતો હતો.**

---

(૪) અહીં એક પ્રશ્ન વિચારવો યોગ્ય છે, કે પ્હેલાં ભણેલા વેદો કયાં ગયા હતા? અને ફરી આવ્યા ક્યાંથી? ગયા હતા અને પાછા આવ્યા એ વસ્તુસ્થિતિ તો સ્પષ્ટ છે. અને શ્રુતિનો એટલો આદેશ પણ સ્પષ્ટ છે, કે અન્ન ખાધું નહીં તેથી તેઓ વિસરાઇ ગયા, અને અન્ન ખાધું એટલે તે પાછા આવ્યા. પણ અન્નને અને વેદજ્ઞાનને તો સંબંધજ નથી. કારણકે વેદ ભણ્યા હતા તે વખતનું ખાધેલું અન્ન તો પ્રશ્ન વખતે રહ્યુંજ ન્હોતું, અને નવું ખાવું બંધ કર્યું હતું. ફરી અન્ન ખાધું ત્યારે તો વેદ ભણાયા નહોતા. આથી માત્ર એકજ અનુમાન ચોખ્ખું થાય છે, કે વેદનું જ્ઞાન કેવળ સંસ્કારરૂપેજ રહ્યું હતું; અને તે અન્નાશ્રિત નહોતું, પણ 'ન્ન' રૂપે જે પ્રાણરૂપા સદ્દશક્તિ સ્થિર હતી તેનેજ આશ્રયે તે રહ્યું હતું. સર. ગીતા. ૧૫. ૧૫. પ્રશ્ન વખતે તે પ્રકટ ના થયું, કારણકે જે મનની ધાતુનો આશ્રય લઇને એ બુદ્ધિમાં પ્રકટ થાય, તે ધાતુ ઓલવાઇ ગઇ હતી. છાં. ૬. ૫. ૪. ફરી અન્ન ખાતાં જ્યાં એ સાધન તૈયાર થયું કે તેનો આશ્રય લઇને એ સદ્દેવતાએ સંસ્કારરૂપે પડી રહેલા જ્ઞાનને એજ સ્વરૂપમાં પ્રકટ કર્યું. જેટલો કાળ એ પડી રહ્યું તેટલો કાળ જાણે એ જ્ઞાન છેજ નહીં એવું હતું, કારણકે બુદ્ધિનો આશ્રય કરીને એ પ્રકટ થઈ શકતું ન્હોતું. આજ પ્રકારે પુરૂષ ઉંઘીને ઉઠે છે ત્યારે, કે મરણ પછી લોકાન્તરમાં ફરીને પાછો મનુષ્ય દેહ ધારણ કરે છે ત્યારે, એના જ્ઞાન અને સંસ્કારની દશા હોયછે એવો શ્રુતિએ કરેલો બોધ આ મંત્રમાં સ્પષ્ટ સમજાય છે. જુ. બૃ. ૪. ૪. ૨. આવું જ્ઞાન અને તેના સંસ્કારનો સંઘાત તેજ જીવાત્માની વ્યક્તિ છે, સ. યો. સૂ. ૪. ૮. જ્યોતિ. કારણકે વ્યક્તિનું આવા જ્ઞાનથી વ્યતિરિક્ત બીજું સ્વરૂપજ નથી. આવા જ્ઞાન સમુહમાં પ્રકટ થતું–વ્યક્ત થતું–સદ્દ દેવતાનું "હું" તત્વ તેજ જીવ ભાવ. આ દૃષ્ટિથી દેવયાન, પિતૃયાનના માર્ગોમાં જીવનું થતું ગમન સમજવું સરળ થશે. આ મંત્રના દૃષ્ટાન્તમાં પણ આખો વેદાભ્યાસ એક સંબંધમાંજ જોડાઇને વ્યકત થતાં અમુક વ્યકિત રૂપેજ પ્રકટ

(૫) તેને એણે (પિતાએ) કહ્યું કે જેમ સોમ્ય ! મહાન સળગાવેલી તાપણીનો એકજ અંગારો (લ્હાળો) આગીયા કીડા જેવડો રહ્યો હોય, તેમાં ઘાસ નાખીને વધારે સળગાવે–પ્રદીપ્ત કરે, તો તેનાથી (લ્હાળાથી) તે બહુ મોટું બળતું થાય. (૬) તેમજ હે સોમ્ય ! તારી સોળ કળાઓમાં એકજ કલા છેલ્લી રહી હતી, તેમાં અન્ન વડે હોમીને તેને તેં સળગાવી–પ્રજ્વલિત કરી, ત્યારે એના વડે વેદોને તેં અનુભવ્યા (વેદો તને સાંભર્યા). કારણ કે, સોમ્ય ! "અન્નમય મન છે, જળમય પ્રાણ છે, તેજોમય વાણિ છે". એવા એના (પિતાના) ઉપદેશની ત્યારેજ એ શ્વેતકેતુને સમજણ પડી, એને સમજણ પડી.



## આઠમો ખંડ.

(૧) ઉદ્દાલક આરૂણિએ પુત્ર શ્વેતકેતુને કહ્યું કે, સોમ્ય ! (હે ભાઈ !) તું મારી પાસેથી સ્વપ્નનું અંત (એટલે સુષુપ્તિ) સમજી લે. જ્યાં આ (દેહી) પુરૂષ સુવે છે એમ કહે છે, ત્યાં જરૂર, હે સોમ્ય ! તે સદ્ (સદ્–દેવતા, પ્રકૃતિના અભિમાની.)ની સાથે એકતાને પામેલો થાય છે; "સ્વ"માં (સદ્ દેવતામાં–હિરણ્યગર્ભમાં) ગએલો થાય છે. તેથી તેને વિષે કહે છે કે એ "સ્વપિતિ" સુઇ ગયો છે (ઉંઘે છે); કારણ કે (ત્યારે) એ 'સ્વ'માં ગએલો થાય છે.

---

થાય છે, એજ પ્રમાણે જીવાત્માઓના સર્વ પ્રયાણમાં સમજવું. અહીં વળી સર. Philosophische Studeire X. 121–124.

(૧) સર૦ બૃહદ્. ૪. ૩. ખંડ. "સદ્" ને માટે જુવો. છાંદો. ૬. ૩. ૩. અને તેની જ્યોતિ. જાગ્રત્‌માંથી સ્વપ્નમાં થઇને તે સ્વપ્ન સુષુપ્તિમાં પરિણમે છે, તેથી સુષુપ્તિને અહીં ' સ્વપ્નનું અન્ત ' કહીને વર્ણવી છે.

**(૨) જેમ દોરીએ બાંધેલું પંખી આમ તેમ દિશે દિશમાં ઉડી ઉડીને બીજો કંઈ આશ્રય નહીં મળતાં બંધનમાંજ જઇને પડે છે, તેમજ ખરે, સોમ્ય! આ મન (પુરૂષ-દેહી) દિશે દિશમાં દોડી રહીને બીજો કંઇ આશ્રય નહીં મળતાં પ્રાણમાંજ (મુખ્ય પ્રાણ-સદ્દેવતામાં-હિરણ્યગર્ભમાં) જઇને પડે છે. કારણ કે, સોમ્ય! મનને પ્રાણનું જ બંધન છે.**

**(૩), સોમ્ય! તું મારી પાસેથી અશના (અને)**

---

(૨) પ્રાણ માટે સર૦ બૃ. ૪. ૪. ૭. બંધનવાળા પક્ષિ માટે સર૦ બૃ. ૪. ૩. ૧૯. પ્રશ્ન. ૨ જો. આ પ્રાણને શંકરાચાર્ય સર્વ કાર્ય કારણનો આશ્રય, એવા લક્ષણવાળો પ્રાણ (બ્રહ્મ) કહે છે. તેજ **सद्वाख्यापरादेवता**, જેને 'પ્રાણસ્યપ્રાણ', '**प्राणशरीरो, भारुपः**', એમ શ્રુતિએ વર્ણવ્યો છે તેજ છે. અહીં મન-વિજ્ઞાત્મા-તેનો આશ્રય આવો પ્રાણજ છે એમ કહ્યું. અને પાછળ કહ્યું છે કે આ મન અન્નના ઉપર આશ્રિત છે. આવી સદ્દેવતા તે સદ્-'જ્ઞ' રૂપ આત્માનુંજ પ્રાકૃત સ્વરૂપ છે, તે પાછળ વિચારી ગયા છીએ. આમ શ્રુતિ સર્વ જગતનો આશ્રય સદ્ જ છે એમ સમજાવે છે. ઉદાન પ્રાણનુંજ મનને બંધન છે, તેને માટે જુવો પ્રશ્ન ૪. (૪ થી ૬.)

(૩) અહીંથી હવે શ્રુતિ પૃથ્વી એટલે અન્ન, જળ, અને તેજ, એ ત્રણ પ્રકૃતિ-દેવતાઓનું પૃથક્કરણ કરતાં તે સર્વનો આશ્રય, તે સર્વનું મૂળ કારણ, સદ્ દેવતાજ છે તેને સમજાવે છે. શરીર અન્નમય છે એટલે અન્ન વિના સોળમાંથી પંદર કળાઓનો લોપ થાય છે. જળવિના તો રહેલી સોળમી કળાનો પ્રાણ પણ જતો રહે. એટલે તે કળાઓનો પ્રકાશ કે આશ્રય નહીં હોતાં, શરીર ટકી શકે નહીં. આમ આ ત્રણે દેવતાઓના આશ્રયેજ આ શરીર બન્યું છે. પ્રધાન ગુણ અન્ન-પૃથિવી છે. તે આ શરીરનું શ્રેષ્ઠ કારણ છે, કારણ કે અન્ન પચીને રૂધિર થાય છે. તેમાંથી માંસ, હાડકાં, ચરબી, મન અને વીર્ય બને છે. અને એ વીર્યથી ગર્ભ થાય છે. આ ગર્ભનું પોષણ પણ અન્નથી થાય છે. જન્મ્યા પછી પણ અન્ન હોય ત્યાંસુધી ઇન્દ્રિયો રહે છે, તેથી અન્ન

પિપાસા(ભૂખ અને તરષ)ને સમજી લે. જ્યાં આ પુરૂષ ખાવાની ઇચ્છા કરે છે (એને ભૂખ લાગે છે)

---

મુખ્ય કારણ છે. પણ અન્નનો આધાર જળ ઉપર છે, કારણ કે જળ અન્નને હજમ કરનાર છે. એ જળનું પણ કારણ તેજસ્ છે, કારણ કે, કે તેજ જળને હજમ કરે છે. એટલે આ શરીર જેની ઉત્પત્તિ છે, તેનો નાશ છે; તેથી તેનું મૂળ ખોળતાં, એક પછી એક એમ ક્રમે કરીને, તેજ અને તેજનું કારણ સદ્-દેવતા (પ્રકૃતિયુક્ત સદ્-હિરણ્ય-ગર્ભ-જે કાર્યકારણની ઘટમાળને ધારી રહેલો ) છે. આ સદ્ દેવતાને વારંવાર અમે બતાવ્યું છે તેમ બે દૃષ્ટિએ તપાસાય છે. એક વિરાટ, અને બીજી અધ્યાત્મ. વિરાટ દૃષ્ટિએ સર્વ સૃષ્ટિનું ઉપર બતાવ્યું તેમ પ્રકૃતિઆત્મક ત્રણ દેવતાઓનું તે મૂળ કારણ છે એને સ્પષ્ટ કર્યું. એમ સ્પષ્ઠ કર્યો પછી શ્રુતિ સાતમા મંત્રમાં કહે છે, કે આ સર્વ જગતનું એજ આત્મતત્વ છે, સર્વ કોઇ એનેજ "આ" 'હું' એમ કહે છે, કારણકે એ સર્વનું આત્મા છે. તેથીજ **आत्मवत् इदं सर्वं** આ બધું આત્માવાળું છે, એમ કહેવાય છે. ક્ષુધાપિપાસાના વ્યવહાર માટે જુવો. ઐ. ૨. ૫. જુવો. ગૈ. કા. ૪. ૫૯. સરખાવો. "Everything precedes and succeeds in Nature." (Life and Death P. 68.)

અધ્યાત્મ દૃષ્ટિએ વિચારતાં પણ એજ પરિણામ આવે છે. મનની ધાતુ તો વિરાટ દૃષ્ટિમાં આવી ગઈ. કેવળ વિજ્ઞાન ભાગ જોઇએ તો પણ મનની સર્વ વૃત્તિયો-ક્રિયાઓ-નું મૂળ પણ ત્યાં સદ્-દેવતામાંથીજ નીસરે છે. એકે એકે વિચારને સંકોચી લેતાં, તપાસતાં, જણાશે, કે સર્વ વસ્તુની સ્થિતિનો આધાર મન ઉપર છે. હૃદય સર્વનો આશ્રય છે, મન સર્વનું આશ્રય છે-આયતન છે, એવો શ્રુતિનો બૃહદ્ ૩. ૯. (૨૦ થી ૨૬)માં વારંવાર ઉપદેશ કરેલો છે. એવા મનનો પણ વિરામ આપણે સુષુપ્તિમાં, 'સ્વ'માં, એટલે સદ્-દેવતામાંજ જોઇએ છીએ; કે જ્યાં સર્વ માનસિક ક્રિયાઓ બંધ થઇ જાય છે. અને તેજ અહીં શ્રુતિએ છઠ્ઠા મંત્રમાં સમજાવ્યું છે. આ મનનો સદ્-દેવતામાં થતો લય આપણે હમેશ અનુભવીએ છીએ. એટલે મનનું પણ મૂળ

**એમ કહેવાય છે, ત્યાં જળોજ તેણે ખાધેલા અન્નને લઈ જાય છે (રસ કરી પચવી નાખે છે), એમ કહે છે. તેથી જેમ ( ગોવાળને) ગોનાય, (અશ્વપાળને) અશ્વનાય, (રાજાને કે સેનાપતિને) પુરૂષનાય (કહે છે), તેજ પ્રમાણે જળોને અશનાય, (અન્નને લેઈ જનાર) એમ (લોક) કહે છે.**

---

ત્યાંજ રહ્યું છે. અર્થાત્ સદ્‌ના આ ઉભય અંશ, વિરાડાંશ જે કાર્ય-કારણ નિયમી રહ્યું છે તે, અને તે સર્વ વિરાડ્‌નેય અધ્યાત્મમાં જોઇને તેને અસ્તિત્વ આપી રહ્યું છે તે વિજ્ઞાન જુવો બૃ. ૩ ૯. (૨૮.૭). બન્નેયને આવી રીતે પ્રથક્કરણ કરી શ્રુતિએ યુક્તિથી સદ્–દેવતામાં સ્થિર કર્યાં છે. આજ સાથે ફરતાં સમાન સખારૂપે બે પંખીઓ એકજ સદ્ (નિર્વિકલ્પ)ના ઉપર આશ્રિત થઇને બેઠેલાં છે. આ સદ્ દેવતાને વળી શ્રુતિએ અધ્યાત્મ દૃષ્ટિએ આત્મા કરીનેજ ઓળખાવ્યો છે. તે કહે છે, કે હે શ્વેતકેતુ, તે તું છું. તું પણ આજ આત્મા છું. તું પણ એજ વિરાડાત્મા છું. ત્યાં આત્મામાં તો કાંઇજ વિશેષતા નથી. ત્યાં જતાં સર્વ ભિન્નતા ટળી જાય છે. ભેદ વિશેષતામાંજ છે. જ્યાં વિરાટ અને અધ્યાત્મ દૃષ્ટિનું આખું જગત્ તેની વિશેષતા છોડી દે છે, ત્યાં સર્વે આ સદ્–દેવતા (હિરણ્યમય)માં એક રૂપજ થઇ જાય છે. વિરાટના સંસ્કારો સાથે સંસાર કલ્પે, કલ્પે (બ્રહ્માના સંકલ્પે, સંકલ્પે) મંડાય છે, ત્યારે અધ્યાત્મનો સંસાર તો સુષુપ્તિ પછી જાગતાં પ્રત્યેક દિને મંડાયાજ કરે છે. આ સંસ્કારોને સદ્–દેવતામાં અભિમાનવાળી શક્તિ સંગ્રહી રાખે છે, તે આગળ ખંડ. ૭–૪ ની જ્યોતિમાં સમજાવ્યું છે. આ સ્થિતિને સ્વર્ગ અથવા બ્રહ્મલોક કહે છે. જુવો. બૃહ. ૪. ૩.૩૨; ૬. ૨. ૧૫. સંસરતા જીવની એજ પરમગતિ છે. પણ આનીય પાર, આ છેલ્લી કળાનીય પારનું સદ્‌નું સ્વરૂપ, નિષ્કલ, અવ્યક્ત, અજ, અમર, અને અખંડ છે. તે પરમ સતરૂપ છે, તેજ 'ઞ' રૂપ છે. એજ આત્માનું પરાત્પરં ધામ છે. આ જ સત્ય છે; અને બીજા વિકારો તો વાણિના આશ્રયવાળાં નામ માત્રજ હોઇને મિથ્યા છે. શ્રુતિનો આવોજ પરમ ઉપદેશ છે. જુવો. બ્રહ્મ. સૂત્ર. ૨. ૩. (૬.૭.)

આ (શરીર રૂપી) અંકુર (કાર્ય) ઉગેલો છે, (તેથી) હે સોમ્ય ! તે કોઇ મૂળ (બીજ) વગરનો હોય નહીં એમજ તું સમજ. (૪) એનું મૂળ (બીજ, કારણ) તે અન્ન વગર બીજે ક્યાં હોય ? તેજ પ્રમાણે સોમ્ય ! અન્ન ( પણ ) અંકુર (કાર્ય) છે, (તેથી) તેનું મૂળ જળો છે એમ અનુમાનથી સમજી લે. હે સોમ્ય ! જળો અંકુર (કાર્ય) છે, (તેથી) તેજ તેમનું મૂળ (કારણ) છે એમ અનુમાનથી સમજી લે. હે સોમ્ય ! તેજસ્ તે અંકુર છે, (તેથી) સત્ (તેનું) મૂળ છે એમ અનુમાનથી જાણ. હે સોમ્ય ! (આ પ્રમાણે) સર્વે પ્રજાઓ (સૃષ્ટિ માત્ર) સત્‌ના મૂળ(બીજ) વાળી છે, સત્‌ના આશ્રયવાળી છે, (અને અંતે) સત્‌માં પ્રતિષ્ઠા (રહેઠાણ) વાળી છે.

(૫) હવે જ્યાં આ પુરૂષ પીવાની ઇચ્છા કરે છે (એને તરસ લાગે છે), ત્યાં એણે પીધેલું (જળ) તેજસ્ લેઇ લેછે. તેથી જેમ (ગોવાળને) ગોનાય, (અશ્વપાળને) અશ્વનાય, (સેનાપતિને) પુરૂષનાય કહે છે, તેમજ તેજને “ઉદન્ય” કહે છે.

આ (અન્ન)અંકુર ઉગેલું છે, તે હે સોમ્ય ! તે મૂળ વગરનું નાજ હોય, એમજ તું સમજ. (૬) એનું મૂળ જળ વગર

---

(૬) સદ્-દેવતાએ પોતાનાં ત્રણ સ્વરૂપોમાં પ્રવેશ કરી સૃષ્ટિને વિસ્તારી. તેમાં જે સૃષ્ટિને વિસ્તારનારી શક્તિના અભિમાન વાળી દેવની કળા છે તે ‘બ્રહ્મા’ રૂપે પ્રસિદ્ધ થઈ. જે સર્વમાં પ્રવેશ કરીને તેને સંકલ્પાનુસાર કાર્યકારણ ભાવે ચાલી રહેતી સૃષ્ટિ તરીકે નિભાવી રાખનાર શકિત છે, તેના અભિમાનવાળી સદ્‌ની કળા સર્વમાં પ્રવેશીને રહી છે માટે ‘વિશ્નુ’ એવા નામથી પ્રસિદ્ધ થઇ. અને જે શક્તિ આ સર્વ સંસારને સમેટી લઇને ‘સ્વ’રૂપમાં સ્થાન આપનારી છે તેવી શક્તિના અભિમાનવાળી કળા, તે સર્વને હરિ લેછે, લેઈ લેછે,

**બીજે ક્યાં હોય ? હે સોમ્ય ! જળ અંકુર છે, (તેનું) તેજ મૂળ છે એમ અનુમાનથી જાણી છે. હે સોમ્ય ! તેજ અંકુર છે, તેનું સત્ મૂળ છે એમ અનુમાનથી સમજી લે. હે સોમ્ય ! (આમ) આ બધી પ્રજાઓ (સૃષ્ટિ) સદ્‌ના મૂળ (બીજ) વાળી છે, સત્‌ના આશ્રયવાળી છે, અને (અંતે) સતમાં પ્રતિષ્ઠાવાળી છે. ખરે, હે સોમ્ય ! આ ત્રણે દેવતાઓ (શક્તિયો) પુરૂષને પામીને (શરીરસ્થ પુરૂષ થઇને) અકેકક કેવી રીતે ત્રવડી ત્રવડી થાય છે તે આગળ કહ્યું છે તે પ્રમાણે થાય છે.**

**હે સોમ્ય ! પુરૂષ (પરલોકમાં) જાય છે ત્યારે વાક્ મનમાં સમાય છે, મન પ્રાણમાં સમાય છે, અને પ્રાણ (એ-**

---

તેથી 'રુદ્ર', એવા નામે પ્રસિદ્ધ થઇ છે. આ ત્રણે બ્રહ્મા, વિશ્નુ અને રુદ્ર એકજ સદ્-દેવતાની ઉત્પતિ, સ્થિતિ, અને લયની અપેક્ષાએ ત્રણ ભિન્ન કળાઓ છે. તેથી એ પ્રત્યેક દેવતાના અભિમાનવાળું પુરાણ પ્રત્યેકને મહેશ–મહાન ઇશ-સદ્‌દેવના તરીકે પૂજે છે. પરમાર્થતાએતો આ સર્વે શક્તિયો વિકારાત્મક એકજ દેવની કળાઓ છે; અને તેથી તે બધી સ્વરૂપની અપેક્ષાએ નાશવાન્‌છે, સદ્ એજ નિશ્ચળછે. એમનું દેવતાપણાનું અભિમાન છુટતાં એ નિષ્કલ થાય છે; તેથી એ પ્રકટતી કળા કેવળ આપણા અજ્ઞાનથીજ તેના સ્વરૂપથી ભિન્ન જણાય છે. તે કળા ત્યારે જેમ રજ્જુમાં સર્પ જણાય તેવી મિથ્યાજ છે. કારણ કે સદ્ જે સ્વભાવે અજ, અમર, અને નિર્વિકાર છે તેના વિકાર થઇ શકેજ નહીં. **"नासतो विद्यते भावो नाभावो विद्यतेऽसतः"** એ સત્ય દર્શનાનુસાર કળા સત્ હોય, તો તેનો અભાવ ન થાય; છતાં અનુભવથી અને યોગથી એ પ્રસિદ્ધ છે કે છેલ્લી કળાનોય પણ વિનાશજ થાય છે. જ્યાં સુધી આ કળાઓ ચાલે છે ત્યાં સુધીજ સંસાર દેખાય છે, એટલે એને લોક સત્ય માને છે, પરંતુ પરમ તત્વ રૂપે એ પણ સત્ય વસ્તુ નથી.

પ્રાણ તેજસ્‌માં કહ્યું છે ત્યાં પ્રાણ છે તે પ્રાણ સાથે અધ્યક્ષ જીવ–છે, અને તેજસ્ તે સૂક્ષ્મભૂતો છે. જુલો બ્ર. સૂત્રો. ૪.૨. (૪.૬.)

ટલે પ્રાણુ સાથે જીવાત્મા) તેજસ્‌માં (સૂક્ષ્મભૂતોમાં) સમાય છે. અને તેજસ્‌ પરાદેવતા (સત્) માં સમાય છે.

(૭) આવો જે (સદ્રૂપ) સૂક્ષ્મ (મૂળ) છે તેમાંજ આ સર્વ (જગત્)નું આત્મ છે, એજ સત્ય છે, (બીજું વિકાર છે). એ આત્મા છે. હે શ્વેતકેતુ ! તે તું છું (तत्त्वमसि).

હે ભગવન્ ! મને આ હજુ વધારે વિસ્તારથી સમજાવો. (પિતાએ) કહ્યું કે, ઠીક એમ હો.

## નવમો ખંડ.

(૧) જેમ હે સોમ્ય ! મધુકરો મધ બનાવતાં નાના પ્રકારનાં અને સર્વે દિશાનાં વૃક્ષોના રસોને લાવી લાવી તેમને એક રસ રૂપે બનાવે છે, (૨) (અને) તે રસોને જેમ ત્યાં (એક રસતામાં) હું આ વૃક્ષનો રસ, કે હું આ બીજા વૃક્ષનો રસ, એમ વિવેક (ભાન) રહેતો નથી, તેજ પ્રમાણે ખરે, સોમ્ય ! આ સર્વ પ્રજાઓને સદ્(દેવતા)માં સમાઈ જતાં જણાતું જ નથી કે આપણે (જૂદાં હતાં તે એકજ) સદ્‌માં સમાઇ ગયાં. (૩) તેઓ અહિં વાઘ, કે સિંહ, કે વરૂ, કે કીટ, કે પતંગ, કે ડાંસ, કે મચ્છર, જે જે હોય છે તે પાછાં (પૂર્વની વાસનાએ જન્મીને) થાય છે.

(૪) એ જે આવો સૂક્ષ્મ (મૂળ) છે તેમાંજ આ

---

(૭) તેમાંજ આ સર્વનું આત્મા છે એટલે કે આ 'સદ્'જ સર્વ જગત્‌નું આત્મતત્વ છે. સર્વ જગત્ આવા સૂક્ષ્મ મૂળ આત્માવાળું છે. જુવો કઠ. ૩. ૧૨; ઈશા. ૧૬. બૃ. ૫. ૧૫. ૧; તૈ. ૩. ૧૦. ૬; ૨. ૮. ૫. છાં. ૩. ૧૭. ૭.

(૪) વધારે વિસ્તારથી સમજાવો એમ કહેવાનું કારણ કે, શ્વેતકેતુને સંદેહ પડયો, કે જ્યારે સર્વ પ્રાણીઓ સદ્‌માં સમાય છે ત્યારે ત્યાં એમને એવું ભાન કેમ નથી રહેતું કે હું આ, હું આ, હતો. તેનો

સર્વ (જગત્)નું આત્મ છે; એ સત્ય છે. (અન્ય સર્વે વિકારોજ છે). એ આત્મા છે. હે શ્વેતકેતુ! તે તું છું.

હે ભગવન્, મને આ વધારે વિસ્તારથી સમજાવો. (પિતાએ) કહ્યું કે, ઠીક, એમ હો.

## દશમો ખંડ.

(૧) હે સોમ્ય! જે આ પૂર્વની નદીયો પૂર્વ દિશા ભણી દોડી જાય છે, અને પશ્ચિમની નદીયો પશ્ચિમ ભણી દોડી જાય છે, તે (બધી) સમુદ્રમાંથી ઉત્પન્ન થઇને સમુદ્રમાંજ સમાઈ જાય છે, અને એ સમુદ્રજ થાય છે, (અને) ત્યાં જેમ તેઓ જાણતી નથી કે હું આ, કે હું પેલી (નદી) છું; (૨) તેજ પ્રમાણે ખરે, હે સોમ્ય! આ સર્વે પ્રજાઓ સદ્માંથી આવીને જાણતી નથી કે અમે સદ્માંથી નીકળીએ છીએ. તે પાછાં અહીં વાઘ, કે સિંહ, કે વરૂ, કે વરાહ, કે કીટ, કે પતંગ, કે ડાંસ, કે મચ્છર, કે જે જે હોય છે તે ( પૂર્વની વાસના પ્રમાણે ) થાય છે.

(૩) એ જે આવો ( જીવભૂત સદ્ ) સૂક્ષ્મ (મૂળ) છે

---

ઉત્તર આપતાં પિતા ખંડ નવમાં કહે છે, બધાય એક રસ થાય ત્યાં તેમને એવું ભાન નજ રહે એવો વ્યવહારમાં મધુનો દૃષ્ટાન્ત છે. વળી યાજ્ઞવલ્કયે બૃહદ્માં સમજાવ્યું છે, કે જયાં બીજું કાંઈ પણ હોય ત્યાંજ એક બીજાને જાણે, એક બીજાને સાંભળે ઇત્યાદિ. જ્યાં બધું એક રસ થાય, ત્યાં એવું જૂદાપણાનું ભાન નજ રહે એ સ્વાભાવિક છે. ત્યારે શ્વેતકેતુને બીજી શંકા એવી થાય છે, કે ત્યાંથી પાછાં જાગતાં આપણને એમ કેમ સાંભરતું નથી કે, હું સદ્માં સમાયો હતો. તેથી તે વધારે સમજવાની જીજ્ઞાસા કરે છે, અને પિતા તેને દશમા ખંડમાં આ શંકાનું સમાધાન નદીયોનો દૃષ્ટાન્ત આપીને કરે છે.

(૧–૩) નદીના દૃષ્ટાન્તથી પિતા જતાં અને આવતાં બેય સ્થળે

તેમાં આ સર્વ (જગતનું) આત્મ છે; એ સત્ય છે. એ આત્મા છે. હે શ્વેતકેતુ ! તે તું છું.

હે ભગવન્! મને એ હજુ વધારે વિસ્તારથી સમજાવો. (પિતાએ) કહ્યું કે, એમ હો.

---

## અગીઆરમો ખંડ.

(૧) સોમ્ય! પેલા મોટા વૃક્ષના મૂળમાં કોઈ ઘા

---

સતમાં થતા અનુભવનું ભાન કેમ નથી રહેતું તે સમજાવે છે. નદીયો સમુદ્રમાંથી ઉઠ્યા છતાં નદીરૂપે થઇને સમુદ્રની પેઠે આચરણ કરતી નથી, કારણ કે ત્યારે એને સમુદ્રનું ભાન રહેતું નથી. તેમજ સમુદ્રમાં પુનઃ સમાતાં પણ એને હું પૂર્વે નદી હતી એવું ભાન રહેતું નથી. તેજ પ્રમાણે સતમાં સમાતાં આપણને પૂર્વના જૂદાપણાનું ભાન રહેતું નથી, અને જાગ્રત થતાં નિર્વિશેષ'જ્ઞ'રૂપ સતના ભાનથી નહીં વર્તતાં, આપણે વિવિધતાવાળા વિશેષ જીવભાવેજ વર્તીએ છીએ. છતાં 'હું સુખે ઉંઘ્યો' અને 'મેં કશુંય જાણ્યું નહીં', એવો અભાવાત્મક આપણને અનુભવ તો રહે છે. ત્યાં 'હું'-'સત્',સિવાય બીજી કાંઇપણ વિશેષનાના અભાવે બીજાનું જ્ઞાન હોવુંજ અસંભવિત છે. વળી તેવા સદ્‌માંથી બહાર નીકળી આવતાં વિવિધ વિષયોની વિશેષતાનું ભાન થાય તેજ જીવનવ્યવહાર છે, એટલે "સદ્" પણ એ વિશેષના રૂપેજ ત્યાં પ્રકટે છે. એટલે કે આ જાગ્રતમાં, તેમજ પુનઃ જન્મ થતાં, એવી વિશેષતાનુંજ ભાન થયા કરે છે. માત્ર આત્મજ્ઞાન વડેજ, સર્વ કાળમાં આ વિશેષનાના વારંવાર ઉદ્ભવતા ભાનને રૂંધી શકાય છે. અને જ્યારે આચાર્યના ઉપદેશે બ્રહ્મનો માર્ગ જડે છે, અને તે વાટે સદ્‌માં પહોંચાય છે, ત્યારેજ શરીર છુટતાં સ્વધામનું સતત ભાન પ્રકટ થઇને ત્યાંજ સમાઇ જવાય છે. જુવો પ્રશ્ન. ૬. ૫. જ્યોતિ.

શ્વેતકેતુને હજુ એવો પ્રશ્ન ઉઠે છે, કે ત્યારે મૃત્યુ થતાં મરે છે તે કયું ? તેનો ઉત્તર પિતા અગીઆરમા ખંડમાં આપે છે.

(૧-૩) વૃક્ષની પેઠે શરીરજ મરે છે, અને પ્રકૃતિમાં પેઠેલો જીવા-

**કરે તો એને રસ ઝરશે, (પણ) તે જીવતું રહેશે. કોઈ મધ્યમાં ઘા કરે તો રસ ઝરશે, (પણ) તે જીવતું રહેશે. કોઈ ટોચમાં ઘા કરે તો રસ ઝરશે, (પણ) તે જીવતું રહેશે. એ વૃક્ષ જીવતા આત્માથી પૂરાઈ રહેલું છે, (તેથી) રસ પીતું અને આનંદ પામતું એ સ્થીર ઉભુ રહે છે. (૨) એની એક શાખાને જો જીવ ત્યજી દે, તો તેજ(ડાળ) સુકાઇ જાય, બીજીને ત્યજે, તો તેજ (શાખા) સુકાઈ જાય, ત્રીજીને ત્યજે, તો તે જ (શાખા) સુકાઈ જાય, અને આખાને ત્યજે તો બધુંય સુકાઇ જાય.**

---

ત્મા–જીવતો આત્મા છે, તેતો અમરજ રહે છે. વળી આને માટે છાં. ૬. ૭. ૪.ની જ્યોતિ જુવો. ત્યાં આગળ વેદોની પુનઃ સ્મૃતિ તે વ્યકિતનું એક દષ્ટિએ પુનર્જીવનજ છે. એજ પ્રમાણે ઉંઘમાંથી ઉઠતાં આપણામાં સર્વને પુનર્જન્મનો અનુભવ થાય છે. એટલે તેજ પ્રમાણે મરણ પછી પણ વ્યકિત પાછી આવે તે અત્યંત સંભવિત છે. અને જો એ પ્રમાણે વ્યકિતગત જ્ઞાન પુનઃ પુનઃ પ્રકટ થાય, તો જે વખતે તે અદૃશ્ય થાય છે તે વખતે તેનો નાશ નથીજ થતો, એવું અનિવાર્ય અનુમાન થાય છે; કારણ કે શૂન્યમાંથી કોઈ વસ્તુનો સંભવ નથી.

પ્રાણી જન્મતાંય ક્ષુધાતુર થઇ સ્તન ભણી જ વળે છે, અને તેને મરણનો ભય લાગે છે, એ પૂર્વના સંસ્કાર વિના સંભવે નહીં. વળી એકજ પિતાને ત્યાં બુદ્ધિમાં અત્યંત વિપમતાવાળાં બાળકો બીજ અને સંસ્કાર સમાન છતાં ઉત્પન્ન થાય છે, એ અનેકવાર આપણે જોઇએ છીએ, તેના ઉપરથી પણ સ્પષ્ટ અનુમાન થાય છે, કે એ વિશેષ જ્ઞાન-સમુદાય પૂર્વજન્મેજ થએલો હોવો જોઇએ. વળી અત્યારે સર ઓલીવર લોજ આદિ વિજ્ઞાન શાસ્ત્રીઓએ એટલું તો સ્પષ્ટતાથી પ્રતિપાદન કર્યું છે કે, શરીરના મરી ગયા પછી પૂર્વના જ્ઞાન વાળું કાંઇક સત્વ પાછળ જીવતું રહે છે. તેનેજ આપણે જીવ કહીએ છીએ. પ્રેતોના પ્રયોગો કરનારાઓએ તો શરીર છોડેલા જીવાત્માના લિંગદેહના ફોટા પણ પાડેલા છે. મરી ગએલાં મનુષ્યોના પ્રેતોની સાથે અનેક વાર્તાલાપ કરાય છે, અને એમનાં પૂર્વ શરીરનાં તમામ સ્પષ્ટ

**(૩) તેણે કહ્યું કે, સોમ્ય ! તેજ પ્રમાણે તું સમજી લે કે, જીવ નીકળી ગએલું (જીવે ત્યજેલું) આ(શરીર)જ મરી જાય છે, (પણ) જીવ મરતો નથી. એ જે (જીવભૂત) આવો સૂક્ષ્મ છે તેમાં આ સર્વ (જગત્) નું આત્મ છે; તે સત્ય છે. એ આત્મા છે. હે શ્વેતકેતુ ! તે તું છું.**

**હે ભગવન્ મને તે વધારે સમજાવો. (પિતાએ) કહ્યું કે, એમ હો.**

---

ચિન્હો અને એમની પૂર્વની ખરી ગુહ્ય કથાઓ અમે જાતે પણ સાંભળી છે. તેમજ શ્રુતિનાં તેમ બીજાં આપ્ત પ્રમાણો પણ મૃત શરીરથી જૂદા એવા જીવનું અમરત્વ અને દેહાન્તર ગમન સાબીત કરે છે. આમ જીવ મરતો નથી, અને શરીરજ મરે છે, અને લિંગદેહવાળો જીવ દેહાન્તર ગમન કરે છે એટલી વાત અનુભવ, અનુમાન, શબ્દ, અને ઉપમા પ્રમાણોથી સિદ્ધ થાય છે. વળી જુવો બ્ર. સૂ. ૩. ૩. (૫૩.૫૪.) જ્યોતિ.

વૃક્ષાદિમાં આપણા જેવો જીવાત્મા છે તે આપણા જગત્ પ્રસિદ્ધ જગદીશચંદ્ર બોસે હાલમાં પ્રયોગો કરીને જગતને સાબીત કરી બતાવ્યું છે. ત્યાં એમણે મનુષ્યના જેવીજ નરવસ સીસ્ટમ (nervous system) અથવા બૃહદારણ્યકમાં સમજાવેલી હીતા-નાઠીઓના જેવી અત્યંત સૂક્ષ્મ રસનળીદ્વારા વૃક્ષના શરીરમાં પથરાતી સૂક્ષ્મદેહવાળા પુરૂષની-ચૈતન્યની-વ્યાપકતાનેજ જીવ તરીકે સમજાવ્યો છે. જુવો કૌષી. ૩. (૨-૯). ઝાડમાં જીવ નહીં માનનારા બૌદ્ધો અને વૈશેષિકોનું એ અજ્ઞાનજ હતું તે આવા પ્રયોગોથી સિદ્ધ થયું છે.

"It is not the germ itself, but the bodily accretion or appendage which is abandoned by life, and which accordingly dies and decays" Raymond Page 259. (sir Oliver Lodge.)

**આ નાડીઓમાં વ્યાપી રહેલો આપણો લિંગદેહ વૃક્ષના લિંગ દેહથી બહુ સૂક્ષ્મ અને વિશુદ્ધ છે, છતાં ઉભય સ્થૂળ શરીરથી તો ભિન્નજ છે. સર. બૃ. ૩. ૯. ૨૮.**

## બારમો ખંડ.

**(૧) (પિતાએ કહ્યું કે) પેણેથી ન્યગ્રોધ વૃક્ષનું (વડનું) ફળ (ટેટો) આણ. (શ્વેત૦) હે ભગવન્ ! આ આણ્યું. (પિતા) તેને ભાગ. ભગવન્ ! આ ભાગ્યું. એમાં તું શું જોઉં છું ? ભગવન્ ! અણું જેવા આ ઝીણા ઝીણા દાણા, બીયાં. એમાંના એકને ભાગ. ભગવન્ ! આ ભાગ્યું. એમાં તું શું જોઉં છું ? ભગવન્ ! કાંઈજ નહીં.**

**(૨) તેને પિતાએ કહ્યું કે, સોમ્ય ! જે સૂક્ષ્મને (અણિમા–મૂળને) તું ભાળતો નથી (જોઈ શકતો નથી), તેનુંજ ખરે, સોમ્ય ! આ સૂક્ષ્મનુંજ ( વડઅભિમાની જીવાત્માનુંજ), મહાન ન્યગ્રોધ વૃક્ષ (વડ) ખડુ થાય છે, (એમ) હે સોમ્ય, તું શ્રદ્ધાથી માન.**

---

શ્વેતકેતુને હજુય શંકાનું સ્થાન રહે છે, અને તે પૂછે છે કે, આવા અત્યંત સૂક્ષ્મ–દેખાય નહીં એવા–સદ્‌માંથી આવું આ અતિ સ્થૂળ પૃથિવી જેવું તત્વ કેમ થાય તે સમજાવો. તેનું સમાધાન પિતા બારમા ખંડમાં કરે છે.

(૧–૩) વડના ટેટાનાં પરમાણુ જેવડાં ઝીણાં બીને ફોડીને તેમાં શું છે એવા પ્રશ્નનો ઉત્તર આપતાં શ્વેતકેતુ કહે છે કે, એતો કાંઇ જણાતુજ નથી. પિતા કહે છે કે, આ જે કાંઇ જણાતુ નથી તેવુ અંદરનું જીવનતત્વ–સદ્દેવતા–અદૃશ્ય છે, અત્યંય સૂક્ષ્મ છે, છતાં એમાંથીજ હે પુત્ર, આવડુ મોટું વડનું ઝાડ જે તું જોઉ છું તે થાય છે, તેવોજ આપણા બધાનો અનુભવ છે. તો પછી એવાજ સૂક્ષ્મ સદ્‌માંથી આ જગત્‌ની ઉત્પત્તિમાં તને શંકાનું યોગ્ય કારણ નથી. એટલે કે અદૃશ્ય એવા સૂક્ષ્મ કારણમાંથી આવી સ્થૂળ પૃથિવ્યાદિ થાય છે એ અમારૂ અનુભવ સિદ્ધ જ્ઞાન છે, તેના ઉપર, તારા પોતાના અનુભવના અભાવે, શ્રદ્ધા રાખીને હે પુત્ર, તારી શંકાને છોડી દે. આવો જે અદૃશ્ય અને સૂક્ષ્મ સદ્દેવતા તે આ સર્વ પ્રાણી માત્રનું આત્મતત્વ છે. તે તારા શરીરનો પણ આત્મા છે. ખરે સોમ્ય ! શ્વેતકેતુ, જે તું 'હું' 'હું' એમ કહું છું,

(૩) એ જે આવો (જીવભૂત સદ્)સૂક્ષ્મ છે તેમાં આ સર્વ (દશ્ય)નું આત્મ રહ્યુ છે. (અન્ય વિકાર નામમાત્ર જ છે). હે શ્વેતકેતુ ! તે તું છું. ભગવન્! મને એ વધારે સમજાવો. (પિતાએ) કહ્યું કે, એમ હો.

## તેરમો ખંડ.

(૧) પિતાએ કહ્યું કે મીઠાનો ગાંગડો આ પાણીમાં નાખ, અને પછી સ્હવારમાં મારી પાસે આવજે. તેણે (શ્વેતકેતુએ) તે પ્રમાણે કર્યું. (સ્હવારે આવ્યો ત્યારે) એણે કહ્યું કે પુત્ર ! કાલે તેં પાણીમાં મીઠું નાખ્યું હતું તે કાઢી લાવ. એણે તે ખોળ્યું, પણ જડ્યું નહીં.

(૨) જો કે તે ઓગળી ગયું છે (વિલીન થયું છે) તોપણ, હે પુત્ર ! એનું ઉપરથી આચમન કર-ચાખ, એ કેવું લાગે છે ? ખારૂં. એને મધ્યેથી ચાખ, એ કેવું લાગે છે ? ખારૂં. (પિતાએ કહ્યું કે) એને હવે ફેંકી દે, અને પછી મારી પાસે આવીને બેશ.

---

તે એજ સૂક્ષ્મ આત્મા-તું-છું. અને જે આ શરીરાદિ સ્થૂળ અને બુદ્ધિઆદિ ઇન્દ્રિય સમુહ છે તે માત્ર એનાજ વિકારો છે, અને તેથી તે તો માત્ર વાચાના આશ્રય વાળા નામનાજ છે; અને તે વસ્તુનાએ નથી. આવા પરમ સત્યને તું સમજ. જુ. છાંદો. ૭. ૨૬. ૧.

(૧). શ્વેતકેતુને હજુય શંકા થાય છે કે, હે પિતા, આવું સદ્ જે સર્વ જગતનું કારણ છે, અને જે મારો પોતાનો પણ આત્મા છે એમ તમે કહોછો, તે ત્યારે આ ઇન્દ્રિયોથી કે બુદ્ધિથી દેખાતો કેમ નથી ? એનું સમાધાન પિતા આ તેરમા ખંડમાં કરેછે. આ સૂક્ષ્મ–જીવનતત્વ–તે Hexonic base (વાળું) Proteid નહીં, પણ જે જીવન શક્તિ એ પ્રોટેડથી સેલ(Cell)ને વધારેછે, તે શક્તિવાળું ચૈતન્યતત્વ–સદ્દેવતાજ છે.

(૨–૩) ઉદ્દાલક કહે છે કે, હે પુત્ર ! વસ્તુ દેખાય નહીં, અથવા ઇન્દ્રિયથી તેનું ગ્રહણ થાય નહીં, તેટલા ઉપરથી તે 'છેજ નહીં' એમ

**તેણે (શ્વેતકેતુએ) તે પ્રમાણે કર્યું, ( અને કહ્યું કે, ) એ મીઠું શશ્વત્ (નિત્ય-સદાય) છે.**

**તેને (પિતાએ) કહ્યું કે, હે સોમ્ય! (તેમજ) અહીં (શરીરમાં) ખરે તું સત્‌ને (મૂળને) ભાળતો નથી, છતાં તે અહીંયાં (શરીરમાં) પણ જરૂર છેજ.**

**(૩) એ જે આવો સૂક્ષ્મ છે તે આ સર્વનું આત્મ છે; તે સત્ય છે. હે શ્વેતકેતુ! તે તું છું.**

**ભગવન્! મને એ વધારે સમજાવો. (પિતાએ) કહ્યું કે, એમ હો.**

---

ધારવું ખોટું છે. કારણ કે આપણા અનુભવમાં એવાં અનેક દૃષ્ટાંન્ત છે કે જેમાં વસ્તુ ઇન્દ્રિયોથી દેખાય નહીં છતાં તેનું અસ્તિત્વ છે એમ આપણે માનીને જ વ્યવહાર કરીએ છીએ. અને તેનો પ્રસિદ્ધ દૃષ્ટાન્ત પાણીમાં ગળીને અદૃશ્ય થતા મીઠાના ગાંગડાનો છે. પિતા પ્રયોગ કરીને તે પુત્રને સમજાવે છે. અને છેવટે તેને કહે છે કે તારી આંખ તેમજ સ્પર્શેન્દ્રિયથી મીઠું નહીં પકડાતાં તું એને જીવ્હાથી ઓળખી શકું છું. તેમજ હવે તેં એ મીઠાના પાણીને ફેંકી દીધું, તો જીવ્હાથીય પણ તું એને નહીં પકડી-ઓળખી શકું-છતાં તું પોતેજ બુદ્ધિના પ્રયોગવાળા અનુમાનથી કહું છું તેમ એ સદાય છેજ. તેજ પ્રમાણે હે પુત્ર! આ સદ્ ઇન્દ્રિયો અને બુદ્ધિથી પણ પકડી શકાતું નથી, છતાં અન્ય પ્રમાણોથી તે છે એમ સિદ્ધ થઈ શકે છે. સ. કઠ. ૬. (૧૨-૧૩).

દૃશ્યમાત્રને અધિષ્ઠાન તો જોઇએ જ, એવો આપણો અનુભવ છે. કારણ કે રજ્જુ વિના અંધારામાંય સર્પની ભ્રાન્તિ થતી નથી. એટલે જ્યાં સર્પની ભ્રાંન્તિ થાય ત્યાં અધિષ્ટાનનું અનુમાન એ સત્ય અને પ્રમાણભૂત છે. તેજ પ્રમાણે આ દૃશ્ય જગતનું અધિષ્ઠાન તો અવશ્ય હોવુંજ જોઇએ. એટલે સદ્-દેવતાનું અસ્તિત્વ (Substance) આવા અનુમાનથી સિદ્ધ થાય છે.

વળી સમાધિસ્થ યોગીનો પત્યક્ષ અનભવ પણ છે, કે એ સદ્દેવતામાં આપણે સ્થીર થઇ શકીએ છીએ. શ્રુતિનું એ સદ્‌ના અસ્તિત્વમાં

## ચૌદમો ખંડ.

**(૧) જેમ હે સોમ્ય! કોઇ પુરૂષને આંખો બાંધીને ગંધાર દેશથી લાવીને નિર્જન પ્રદેશમાં મૂકી દે, અને જેમ એ ત્યાં પૂર્વ, ઉત્તર, દક્ષિણ કે પશ્ચિમ દિશાઓમાં બુમરાણ કરી મૂકે, કે મને આંખો બાંધીને આણ્યો છે, અને આંખો બાંધેલો, મૂકી દીધો છે. (૨) તેનો પાટો છોડીને જેમ (ગંધારથી આવેલો કોઈ દયાળુ પુરૂષ) કહે, કે "આ દિશાએ ગંધાર દેશ આવ્યો, અને એ દિશાએ ચાલ્યો જા," અને પછી ગામે ગામ પુછતો એ પંડિત અને બુદ્ધિશાળી(પુરૂષ)ગંધાર દેશેજ પહોંચે. તેજ પમાણે અહીં (બ્રહ્મ વેત્તા) આચાર્યને મળેલો પુરૂષ (સદ્‌ને—મૂળધામને) જાણે છે-**

---

શાબ્દ પ્રમાણ પણ છે. આમ સદ્ ઇન્દ્રિયાદિથી જણાતું નથી છતા અનુભવ, અનુમાન, શાબ્દ અને ઉપમાથી તે છેજ એમ સિદ્ધ થઇ શકે છે. માટે હે પુત્ર, તારી શંકાને યોગ્ય કારણ નથી, એમ કહીને પિતા શ્વેતકેતુનું સમાધાન કરે છે. આવો આત્મા તે તું છું, અને આ વિવિધતા વાળા દ્વૈતના વિચારો નામ રૂપાત્મક વિકારો જ છે, તેથી તે વિકારો અસત્—કલ્પિત—જ છે.

આ પ્રમાણે સદ્—દેવતા જગતનું સંઘાત કારણ છે, અને તેજ સર્વનું આત્મા છે, અને સર્વે એમાંજ વિરામ પામે છે. આટલી શ્વેતકેતુની ખાતરી થતાં એને જીજ્ઞાસા થાય છે, કે હે પ્રભુ! જે આ "સદ્" સર્વ પ્રાણી માત્રનું ધામ છે, તેને પહોંચવાનો ઉપાય બતાવો. તેને હવે એક સુંદર દૃષ્ટાન્તથી પિતા ચૌદમા ખડમાં સમજાવે છે. સર૦ બૃહ. ૨. ૪. ૧૨, બૃહ. ૪. ૫. ૧૩.

અહીં સુધીની તો બ્રહ્મવિદ્યાજ હતી. તેનાથી આગળ સ્વરૂપાનુસંધાનવાળા જ્ઞાનની જીજ્ઞાસા થાય છે. સર. તૈ. ૩. ૧. જ્યોતિ.

(૧—૩) જીવને એના 'સ્વ'ધામમાંથી આંખે અજ્ઞાનરૂપી પાટા બાંધીને આ જગત્ રૂપી નિર્જન પ્રદેશમાં મૂકયો છે, ત્યાં તે આંધળોજ રહીને આ મારૂં, આ તારૂં, આ મારી સ્ત્રી, મારા પુત્રો, મારૂં રાજ્ય, મારૂં

**પામે છે. શરીર છૂટેનહીં તેટલીજ એવાને વાર થાય છે; અને પછી તે ('સ્વ'ને) પામે છે.**

**(૩) એ જે આવો સૂક્ષ્મ છે તે આ સર્વનું આત્મ છે; તે સત્ય છે. (બીજું સર્વે વિકાર છે.) એ આત્મા છે. હે શ્વેતકેતુ! તે તું છું.**

**ભગવન્! મને તે વધારે સમજાવો. (પિતાએ) કહ્યું કે એમ હો.**



---

ધન, એમ અનેક વિષયોમાં-કામનાના પદાર્થોમાં-તણાતો આમ તેમ દોડ્યા કરે છે. તે જ્યાં પોતાની ઇચ્છાને ફળેલી જુવેછે ત્યાં આનંદ પામે છે; અને જ્યાં તેની ઇચ્છાઓનો ભંગ થાય છે, ત્યાં હાય હું આંધળો છું, મને કાંઈ સુજતું નથી, હું અહીં, તહીં, ભટકયાજ કરૂં છું, એમ અનેક બૂમરાણ કરે છે, અને જોનારને દયા ઉપજાવે છે. આવી સ્થિતિમાં જેમ કોઇ દેશમાંથી ભૂલો પડેલો વટેમાર્ગુ અહી આવેલો હોય, અને તેના દેશનો જે કોઇ જાણનારો અને તેના માર્ગનો ભોમીયો હોય તેજ એનો પાટો છોડીને એના દેશની દિશા બતાવી શકે, તેજ પ્રમાણે બ્રહ્મલોકનો અનુભવી આચાર્યજ તેના અજ્ઞાન રૂપી પાટાને છોડી નાખીને સ્વધામની માત્ર દિશા બતાવીનેજ એનું દુઃખ ટાળે છે. પરંતુ એવી દિશાએ ચઢાવ્યા છતાં જો તેને વિષય ભોગની લોલુપતા રહી ગઇ હોય તો આમ તેમ વલખાં મારતો પાછો એ દિશાને ભૂલેજ છે. પણ જે જગતના સર્વ અનુભવોને અને વિદ્યાઓને જાણીને પંડિત થયેલો હોય, અને જે સત્ય શું અને અસત્ય શું તેનો વિવેક કરી શકે તેવો, અને પોતાના દેશમાં જવાની ચોટવાળોજ હોય તેજ જેમ ગાંધારદેશમાં પહોંચે, (જુવો ઇશા. ૧૧. જ્યોતિ) તેમજ આવો અધિકારી બ્રહ્મચારીજ 'સ્વ'ધામમાં પહોંચે છે, એમ શ્રુતિએ અહીં સ્પષ્ટ કહ્યું છે. આવો આચાર્યે ખરી દિશામાં પ્રેરાયલો વિવેકીજ સ્વધામમાં પહોંચે છે. સરખાવો. તૈ૦ ૩. ૧. ની જ્યોતિ. ઉપાસકને મળતા બ્રહ્મલોકના માનસ પુરૂષ માટે જુવો. બૃહદ્. ૬. ૨. ૧૫. ઉપરની જ્યોતિ; અને છાંદો. ૫. ૧૦. ૨.

## પંદરમો ખંડ.

(૧) હે સોમ્ય ! વ્યાધિએ તપેલા(માંદા)ને જોવા જ્ઞાતિજનો આવે છે, અને (પૂછેછે કે) મને ઓળખો છો? મને ઓળખો છો? (ત્યારે) જ્યાં સુધી એની વાણી મનમાં સમાઈ નથી (સંકોચાઇ નથી), મન પ્રાણમાં, પ્રાણ તેજમાં (વિજ્ઞાનમાં), તેજ પરા દેવતા(સદ્)માં સમાયું નથી, ત્યાં સુધી તે (તેમને) ઓળખે છે. (૨) પણ જ્યારે એની વાણી મનમાં સમાય છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં, તેજ પરા-દેવતા(સદ્)માં સમાય છે, ત્યાર પછી તે ઓળખતો નથી.

(૩) એ જે આવો ( જીવભૂત સદ્ ) સૂક્ષ્મ છે, તે આ સર્વનું આત્મ છે; તે સત્ય છે. એ આત્મા છે. હે શ્વેતકેતુ, તે તું છું.

ભગવન્, મને એ વધારે સમજાવો. (પિતાએ) કહ્યું કે, ઠીક.

---

તે માર્ગને જાણવાની શ્વેતકેતુને થએલી જીજ્ઞાસાને યોગ પ્રાપ્તિની શ્રેણીનું સૂચન કરીને પિતા પંદરમા ખંડમાં તૃપ્ત કરે છે.

શરીર છૂટે એટલીજ એવા સિદ્ધને વાર થાય છે, એને માટે જુવો બૃહ. ૪. ૪. ૮. છાંદો. ૩. ૧૪. ૪.

(૧-૩) પિતાએ અહીં સમજાવ્યા પ્રમાણે સદ્ધામને તો જ્ઞાની અને અજ્ઞાની બન્નેય પહોંચે, ત્યારે શ્વેતકેતુને સ્વાભાવિક એવી શંકા ઉત્પન્ન થાય છે, કે પિતા આપ તો કહો છો, કે તેજસ્ (વિજ્ઞાન) સદ્દેવતામાં સમાય છે, તે તેજસ્ તો ઉભય એટલે જ્ઞાની તેમજ અજ્ઞાની બેયનું હોય છે. તો અજ્ઞાનીઓ ત્યાંથી પાછા કેમ ફરે છે, અને બ્રહ્મજ્ઞાનીયો પાછા કેમ ફરતા નથી? એક વખત એ બન્નેય એવા ધામમાં પહોંચ્યા પછી ત્યાં આવો વિવેક થવાનું શું કારણ? તેનો ઉત્તર પિતા સોળમા ખંડમાં આપે છે.

## સોળમો ખંડ.

**(૧) હે સોમ્ય! (સિપાઇઓ) કોઈ પુરૂષને પકડી લાવે અને કહે, કે તું (ધન) લેઇ જાછ, તેં ચોરી કરી છે; (અને તે ના કહે, તો) એને માટે ફરશી તપાવે. (હવે) જો એણે ચોરી કરી હોય, તો એ (એમ બોલી) આત્માને જૂઠો (છે તેથી જૂઠો) કરે છે. તે એવો જૂઠનો સંગી જૂઠથી આત્માને ઢાંકીને તપાવેલી ફરશી પકડે એટલે દાઝે છે, અને પછી (જૂઠો ઠરતાં રાજપુરૂષો તેને) મારી નાખે છે.**

---

(૧૬.૧) ઉદ્દાલક શ્વેતકેતુને સમજાવે છે કે, બ્રહ્મજ્ઞાની એના જ્ઞાનથી બ્રહ્મરૂપ થાય છે, અને 'સદ્'ના સ્વધામમાં પહોંચતાં સ્વરૂપમાં ભળી જાય છે. એટલે સદ્ એને સંગ્રહેછે-રક્ષેછે. જુવો છાંદો. ૧. ૪. ૫: છાંદો ૮. ૫. ૩. છાં. ૮. ૩. ૨.

પણ અજ્ઞાની ત્યાં ગયા છતાં સદ્‌ને ઓળખતો નથી, તેથી તે તાદ્રુપ્યને પામતો નથી. અને એને સ્વરૂપનું અજ્ઞાન છે, તેથી પૂર્વની એની વાસનાઓ-કામનાઓ-પ્રજ્વલિત રહે છે, તેથી સ્વધામમાં પણ એને સદ્ પોતાથી ભિન્ન-જૂદો-જ રાખે છે. એટલે સદ્દેવતા એને સંગ્રહતા નથી, એને પાછો કાઢી નાખે છે. અર્થાત્ એની અવિદ્યાજ એને ત્યાંથી પાછો તાણી લાવે છે. જુવો છાંદો ૮. ૩. ૫. તેથી બ્રહ્મજ્ઞાની પાછો ફરતો નથી, અને અજ્ઞાનીને પાછું પડવું પડે છે, એવો ઉદ્દાલકનો ખુલાસો છે.

આ ખંડના ઉપદેશમાં જ્ઞાન હોય કે, ન હોય, એટલાનુંજ ફળ, પુનર્ જન્મ જેવું, જગત્માં-સંસારમાં પાછું ફરવા જેવું, સ્થૂલ કાર્ય-કારણના નિયમે કરીને આવી શકે છે, તેવું સત્ય બહુ સરળ રીતે સમજાવવા ઉદ્દાલકે ચોરને તપેલી ફરશી ઝલાવવાના લૌકિક વ્યવહારનો ઉપયોગ કર્યો છે. માત્ર અમુક હકીકત સાચી છે કે જૂઠી છે, એટલું માણસને 'ભાનજ' હોય તેટલા ઉપરથી તેની હથેળી બળે, કે ન બળે, એવું સ્થૂળ ફળ આપણે વ્યવહારમાં જોઇએ છીએ. તેમજ બ્રહ્મનું જ્ઞાન હોય કે ના હોય તેટલા ઉપરથી સદ્‌માં સમાઇને રહેવાય, કે ત્યાંથી પાછું ફરવું પડે, એવું ફળ આવે તેમાં શંકાનું

**(૨) અને જો તેણે ચોરી ના કરી હોય તો (એમ બોલીને) તે આત્માને સાચો (છે તેવાજ સ્વરૂપે) કરે છે, (અને) તે સત્યનો સંગી સત્યવડે આત્માને ઢાંકીને તપેલી ફરશીને પકડે અને એ દાઝે નહીં, (એટલે) પછી એને છોડી મૂકે છે.**

**(૩) એ જેથી ત્યાં (સત્યે રક્ષેલી હથેળીએ) દાઝયો**

---

કાંઇ યોગ્ય કારણ નથી, એવો શ્રુતિનો આશય સમજાય છે.

આ બધા ખંડોમાં આ સર્વ દૃશ્યનું 'આત્મ છે; તે સત્ય છે.' તેની પાછળનું અધુરૂં વાક્ય, દેખાતો 'વિકાર તો વાચાના આશ્રયવાળું નામ માત્રજ છે,' એવું જે છાંદો ૬. ૧. ૪. માં શ્રુતિએ પ્રકટ કર્યું છે, તે બીજે બધે અધ્યાહાર રાખ્યું છે, તેને પૂરી લેઇનેજ વાંચવું.

(૩) આવી રીતે શ્રુતિનો આદેશ સ્પષ્ટ થાયછે કે, સર્વ દૃશ્ય જગત્ છે તેનું આ 'સદ્'જ 'આત્મ'–તત્વ છે. એટલે "એમાંજ આ સર્વનું આત્મ (તત્ત્વ) છે," અને તેથીજ હે શ્વેતકેતુ! આ શરીરસ્થ પુરૂષ છે તેનો પણ "એ આત્મા" (નરજાતિમાં) છે, એટલે જે તું 'હું' એમ કહું છું તેનું ખરૂં તત્ત્વ, જે એકલુંજ સત્ય છે, તે આ આત્માજ છે, માટે "તે (આત્મા) તું છું" એમ સંશય રહિત શ્રુતિએ બોધ કર્યો છે. આ પ્રમાણે આત્મતત્વના ઉપદેશથી તેના કાર્ય રૂપે જણાતું આ સર્વ જગત્, કે જેનો ઉપદેશ કરાયો નથી છતાં, તે સર્વ સમજાયું. તેમજ આ આત્માનો ઉપદેશ થતાં 'તું' એવો શરીરસ્થ પુરૂષ જે અવિદ્યાએ અન્ન, જળ અને તેજના કાર્યરૂપે થએલા વિકારવાળો વિચાર સમુહ-જીવાત્મા-છે અને જેનો પણ ઉપદેશ કરાયો નથી, તે પણ સમજાયો. એટલે કે આ તમામ જગત્‌ની તેમજ તારી પોતાની કળાઓ પણ વિકાર રૂપ હોઇને કેવળ વાણિનાજ આશ્રયવાળી તે નામ માત્ર છે; તેઓ વસ્તુરૂપે સત્ય નથી એમ સ્પષ્ટ થયું. સત્ય વસ્તુ તો તારૂં તેમજ એ સર્વ દૃશ્યનું અધિષ્ઠાનરૂપ સદ્ આત્મજ છે. તેજ અજ છે, તે નિર્વિકાર છે, તે નિષ્કલ છે, તે અમર છે. તું જે 'હું' એમ કહું છું, તે એજ છે, બીજું નહીં, એમજ તું સમજ એમ ઉદ્દાલકનો પરમ બોધ છે.

**નહીં એવા (સત્ય-સદ્)માં આ સર્વ(દશ્ય)નું આત્મ છે; તે સત્ય (વસ્તુ) છે. એ આત્મા છે. હે શ્વેતકેતુ ! તે તું છું. એવું એ પિતાનું (કહેવું) તે ત્યારે સમજ્યો, તે ત્યારે સમજ્યો.**

## છઠ્ઠો પ્રપાઠક સમાપ્ત.

---

"તે તું છું" એવા ઉપદેશમાં "તે" અને "તું" ની એકતાનોજ બોધ છે. 'તું'માં બે અર્થોનું સૂચન સાધારણ રીતે થાય; એક "જીવ" વાચક, અને બીજો "આત્મ" વાચક. એટલે જેને ઉદ્દાલક 'તું' કહે છે અથવા જેને શ્વેતકેતુ "હું" એમ કહે છે તેનું આ બે અર્થોમાંથી "તે" એવા 'આત્મા'નીજ સાથે ઐક્ય સાધીને જીવ ભાવને અસત્ય ગણી તેને ત્યાગ કરવાનો શ્રુતિનો ઉપદેશ છે. કારણકે, એ જીવભાવ માત્ર વિકાર હોઇ આત્મ તત્વની સાથે વિરોધથી ઐક્યતામાં રહી શકે નહીં. એટલે તારો આત્મભાવ છે તેજ ત્રિગુણાત્મક ભૂતોના કાર્યરૂપ જગતના આત્મની સાથે ઐક્યવાળો છે. એવોજ શ્રુતિનો સ્પષ્ટ અર્થ છે. આદિત્ય બ્રહ્મ છે, મૂર્તિ વિશ્નુ છે, એમ આદિત્ય કે મૂર્તિમાં જેમ બ્રહ્મબુદ્ધિ કે વિશ્નુબુદ્ધિ કરવાનો અર્થ થાય છે તેવો અર્થ અહીં 'તું'માં 'તે'ની, એટલે આત્મની બુદ્ધિ કરવાનો નથી; કારણકે અહીં તો સર્વનું આત્મતત્વ શોધી, શારીર પુરૂષનુંય આત્મ તત્વ શોધી, તેને ખોળી કાઢી, તે દૃશ્યનું પરમાર્થ ઐક્ય બતાવવાનોજ શ્રુતિનો ઉદ્દેશ છે. વળી આવું ઐક્ય જાણીને તદ્રુપ થવાની આચાર્ય દ્વારા વિધિ પણ બતાવી છે કે, વાક્‌ને મનમાં, મનને તેજમાં, તેજને સદ્‌માં સમાવતાં તે સદ્ રૂપજ થવાય છે. એટલે માત્ર તેવીજ બુદ્ધિ કરીને ઉપાસવાનોજ અર્થ અયોગ્ય છે. વળી તમે રાજા છો, એવા માનાર્થે પણ આ તાદાત્મ્ય સંબંધ શ્રુતિએ બતાવ્યો નથી. કારણ કે પિતા પુત્રને એમ માનાર્થે કહે તે અયોગ્ય છે, અને એક વ્યક્તિને સર્વાત્મનનો સંબંધ યોજતાં ઉભયના માનની હાનીજ થાય. એટલે શ્રુતિના બોધનો અર્થ સ્પષ્ટ રીતે એકજ એવો છે કે, જે સર્વ વસ્તુનું 'આત્મ' છે તે

# પ્રપાઠક સાતમો.

## પહેલો ખંડ.

(૧). ૐ ભગવન્! મને ઉપદેશ કરો, એમ કહેતા નારદ સનત્કુમારની પાસે શિષ્ય થઈને ગયા. તેમણે કહ્યું કે, તમે જેટલું જાણો છો તેટલું મને કહી જાવ, એટલે તેનાથી આગળનું (ઉપરનું) હું તમને શિખવીશ.

(૨) હે ભગવન્! હું આટલું શિખ્યો છું: ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વણ, ઈતિહાસપુરાણ એ પાંચમો, વેદોનો વેદ (વ્યાકરણ), પિત્ર્ય (પિતૃઓની શ્રાદ્ધાદિ વિદ્યા), રાશિ (ગણિતવિદ્યા), દૈવ (અકસ્માતશાસ્ત્ર), નિધિ (મહાકાળાદિ શાસ્ત્ર), વાકોવાક્ય (તર્કશાસ્ત્ર), એકાયન (નીતિશાસ્ત્ર–Politics), દેવવિદ્યા (વ્યુત્પત્તિશાસ્ત્ર), બ્રહ્મવિદ્યા (બ્રાહ્મણ-વેદ-ની વિદ્યા), ભૂતવિદ્યા (ભૂતોનું શાસ્ત્ર), ક્ષત્રવિદ્યા (યુદ્ધવિદ્યા), નક્ષત્રવિદ્યા (ખગોળ શાસ્ત્ર), સર્પ (સર્પાદિઝેરોની વિદ્યા, અને), દેવજન (ગંધર્વાદિની વિદ્યા તથા શિલ્પાદિની) વિદ્યાઓ. (૩) હે ભગવન્! આવો (ભણેલો છતાં) હું કેવળ મંત્રોજ જાણવાવાળો છું (શબ્દ-કાર્ય-જ્ઞાનીજ છું),

---

જ તારો આત્મા છે, તેજ તું છું, અને તારા જીવભાવની બીજી બધી માન્યતા માત્ર વિકાર રૂપ હોઇને તે નામની જ છે. તેથી તે અસદ્ છે, માયિક છે.

આગલા પ્રપાઠકમાં 'સદ્' એજ સત્ય વસ્તુ છે એનું વિવરણ કર્યું. હવે આ પ્રપાઠકમાં જે સર્વ જ્ઞેયમાત્ર છે તે કેવળ નામરૂપાત્મકજ છે, અને એ સત્ય વસ્તુ નથી એમ શ્રુતિ સમજાવે છે.

(૧) શ્રુતિ આ પ્રપાઠકમાં કાર્યકારણની પરંપરા અથવા કર્મ ફળનો સિદ્ધાન્ત સમજાવે છે. અને તેને બારીકાઇથી વિચારવા જેવો છે.

આત્મજ્ઞાની (તેમના હાર્દને-મૂળ કારણને-જાણનારો) નથી. કારણ કે, મેં આપ જેવા પૂજ્યો પાસેથી સાંભળ્યું છે, કે આત્માને ઓળખનારોજ શોકને તરી જાયછે. હે ભગવન્! હું આવોજ હોઈને શોચું છું, ભગવાન એવાને મને શોકની પાર ઉતારો.

તેને એમણે (સનત્કુમારે) કહ્યું કે, તમે આ જે કાંઇ ભણ્યા છો તે નામમાત્રજ છે.

(૪) જરૂર ઋગ્વેદ નામ જ છે, (તેમજ) યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વણ, ઈતિહાસ પુરાણ પાંચમો, વેદોનો વેદ, પિત્ર્યવિદ્યા, રાશિવિદ્યા, દૈવવિદ્યા, નિધિવિદ્યા, વાકો વાક્યવિદ્યા, એકાયન વિદ્યા, દેવવિદ્યા, બ્રાહ્મણવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પદેવજનવિદ્યા. (તેથી) આ નામને તું ઉપાસ (ધ્યાન કરીને શોધ). (૫) જે નામને બ્રહ્મ કરીને ઉપાસે છે તે જ્યાં સુધી નામની ગતિ પહોંચે છે ત્યાં સુધી(ના લોકોમાં) સ્વેચ્છાચારી (સ્વતંત્ર) થાય છે, જે નામને બ્રહ્મ કરીને ઉપાસે છે તે.

( નારદે પૂછ્યું કે ) ભગવન્ ! નામથી અધિક ( ભૂયઃ ) કાંઇ હશે ખરૂં ? ( સનત્કુમારે કહ્યું કે ) જરૂર

---

(૪) સનત્કુમારના અહીંથી શરૂથતા ઉપદેશનો શ્રુતિએ સુંદર ઉપસંહાર તેના હાર્દ સાથે આ પ્રપાઠના છેલ્લા એટલે ૨૬ મા ખંડમાં કર્યો છે, ત્યાં જુવો.

(૫) આ "ભૂયઃ" શબ્દજ અહીં અને પાછળના ખંડોમાં વાપરવામાં આવ્યો છે. તેનું અમે 'અધિક' એવા શબ્દથી ભાષાન્તર કર્યું છે. એ અધિક શબ્દ ગુજરાતીમાં મોટુ, આગળનું, ઉપરનું, એવા અર્થમાં રૂઢ થએલો છે; અને આવી અધિકતામાં પ્રતિષ્ઠા, ઉત્કૃષ્ટતા, વિસ્તાર, એવા સર્વ અર્થનો સમાવેશ છે. **ભૂયઃ** સંસ્કૃત શબ્દ પણ આ બધાય ગુણોનું સૂચન કરે છે.

નામથી અધિક છે. ( નારદે કહ્યું કે ) ભગવાન તેનો મને ઉપદેશ કરો.

---

## બીજો ખંડ

(૧) વાણી ખરે નામથી (શબ્દથી) અધિક છે. વાણી ઋગ્વેદનું જ્ઞાન કરાવે છે, ( તેમજ ) યજુર્વેદનું, સામવેદનું, ચોથા અથર્વણનું, ઇતિહાસ પુરાણ પાંચમાનું,

---

(૧) વાણી-વાક્ એ જ્ઞાનશકિત છે. અને તે અંતઃકરણની પ્રવૃત્તિને શબ્દરૂપી–નામરૂપી–મૂર્ત દેહમાં પ્રકટ કરે છે. આગળ બતાવેલા બળ સુધીની આધ્યાત્મિક શક્તિયો છે, જે દ્વારા સદ્ પોતાના સંકલ્પોને એવાં નામરૂપોમાં પ્રકટ કરે છે. આ સર્વે શક્તિયો આધિદૈવ મૂર્તની સૂક્ષ્મ ધાતુઓને આશ્રયે રહે છે, અને જે ત્રણ તેજ, જળ, અને પૃથિવીનાં તત્વોની અણિષ્ઠા (અતિ સૂક્ષ્મ) ધાતુ છે, તેના દેહવાળી છે. એટલે તેમાં સર્વવ્યાપી થઇને પ્રકટતો જીવતોઆત્મા તે, તે, શક્તિરૂપે કેન્દ્રિત થઇને તેના અહંભાવને પ્રકટ કરી તેની તદ્રુપતાને પામે છે, એટલે તે શક્તિના અભિમાનવાળો થઇ તેને અસ્તિત્વ આપી રહે છે. અંતઃ-કરણ અથવા મનના આવા અનેક વિકારો બૃ. ૧. ૫. ૩. માં બતાવ્યા છે ત્યાં જુવો.

અન્ન, જળ, તેજ, વાયુ અને આકાશ, એ આધિદૈવિક શકિતયો છે. તેમાંની અન્ન, જળ અને તેજ એ મૂર્ત છે. અને વાયુ અને આકાશ અમૂર્ત, અને સર્વ વ્યાપી હોઇ પ્રાણની સાથેજ રહેનારી શકિતયો છે. તેમની સાથે રહેલો પ્રાણ અન્ન, જળ અને તેજમાં તાદ્રુપ્યને પામી તેમને કાર્યમાં યોજી રહે છે, અને સર્વ ભૂતોને ઉત્પન્ન કરે છે, એમ આપણને આગળ શ્રુતિએજ કહ્યું છે. આ અન્ન, જળ અને તેજના વિભાગો આપણને સમજાવ્યા છે, અને આધ્યાત્મને પામીને શી રીતે તેઓ ત્યાં વ્હેંચાય છે તે પણ સ્પષ્ટ કરી બતાવ્યું છે. વાયુ અને આકાશ જે પ્રાણનું શરીર છે તે અનાદિ મૂર્તનાં આશ્રિત નથી, તેથી તે બીજાની અપેક્ષાએ અમર છે, એટલે એમને મૃત્યુ અડી શકતો નથી.

**વેદોના વેદનું, પિત્ર્યનું, રાશિનું, દૈવનું, નિધિનું, વાકો વાકયનું, એકાયનનું, દેવ વિદ્યાનું, બ્રહ્મ વિદ્યાનું, ભૂતવિદ્યાનું, ક્ષત્રવિદ્યાનું, નક્ષત્ર વિદ્યાનું, સર્પદેવજન વિદ્યાનું,**

---

આકાશ અને વાયુનો આશ્રય લેઇને એટલે કે તેમાં તદ્રુપતાને પામી તેના અભિમાનવાળી થતી સદ્-દેવતા, તે જ પ્રાણ છે, અને તેવી સૂક્ષ્મ ધાતુમાં કેન્દ્રિત થતી તેની શકિત તે બળ (energy) છે. સર. બૃ. ૫. ૧૪. ૪. આજ બળ આધ્યત્મિક શકિતનું પણ બળ છે. એટલે આધિદૈવિક અને આધ્યાત્મિક એ બેય બળ આવી 'સત્'ની પ્રકૃતિમાં એકઠાં થાયછે,એકતાને પામે છે. જયાં આ બળ અધિદેવ-વિરાટ-નું અભિમાની થાયછે, ત્યાં એ ઇશ્વરભાવે કાર્યકારણની પરંપરાને ધારણ કરી રહે છે, કારણકે એજ શકિત આધિદૈવિક શકિતયોને નિયમ પ્રમાણે દોરી રહી તેમનાં સ્થૂળ અને સૂક્ષ્મ ભૂતો વડે અધ્યાત્મમાં સ્થૂળ શરીર, અને તેમાંની સૂક્ષ્મ વાગાદિ શકિતયોનાં શરીરને પોષે છે,અને એજ સંકલ્પબળે આધ્યાત્મિક શકિતયોને પ્રેરી ત્યાં પ્રકટ થતા સંકલ્પને નિયમાનુસાર તેના કર્મફળમાં પવર્તાવી રહે છે. અને જયાં એ બળ અધ્યાત્મ શકિતના અભિમાન વાળું થતાં ભોક્તૃભાવથી જીવરૂપતાને ધારણ કરે છે, ત્યાં પાછું તે વિરાડાભિમાની બળનેજ વશવર્તી પોતાની આધ્યાત્મિક કામનાઓને આલંબે છે. એટલે સદ્-દેવતાના બળના આવિર્ભાવના એ બેય અંશો તે **'समाना सयुजा सखायौ'** સમાન અને સાથેજ ફરતા બે સખાઓ જેવા એકજ સદ્દેવતાનાં રૂપાન્તરો તે સદ્ના ઉપર બેઠેલાં પક્ષીઓના જેવાં જગત્ના વ્યવહારમાં સર્વત્ર પ્રકટ થતાં દેખાય છે. જુવો. છાંદો. ૮.૧૪.૧. શ્વેતા. ૫.૭.

પણ આ બળ-શકિત-માંજ સ્મર, અથવા સર્વ જ્ઞાનનો સંગ્રહ રહે છે. અર્થાત્ આ બળજ એ સર્વ જ્ઞાનરૂપજ થાય છે, અને તેનું એવું વિશેષતાએ થતું પ્રકટી કરણ સદ્દેવતા પોતાના સંકલ્પ બળેજ કરે છે, અને તે પોતે સંકલ્પેલા કાર્યકારણના નિયમો પ્રમાણે જ. આ જ્ઞાનને પ્રકટ કરવાનું બળ-શકિત-તે જ સ્મર-સ્મૃતિ છે. પણ પ્રયોજન વિના કોઇ ક્રિયા સંભવે નહીં, એટલે જયાં આ શકિતની આંતર પ્રેરણા થાય છે ત્યાં પણ પ્રયોજન હોવું જ જોઇએ, તેવું પ્રયોજન તે આશા છે. એટલે સદ્દેવતાનું જે બળ-શકિત તેને પુનઃ સ્મૃતિ અને આશાના આશ્રયવાળી શ્રુતિએ બતાવી છે. એટલે સંસ્કાર, જ્ઞાન એ સર્વ સદ્દેવતા-

**સ્વર્ગનું, પૃથિવીનું, અને વાયુનું, આકાશનું, જળનું, તેજનું દેવોનું, મનુષ્યોનું, પશુઓનું, પક્ષિયોનું, તૃણવનસ્પતિનું,**

---

ની બલ-શક્તિમાં જ રહે છે. એટલે કે પ્રકૃતિ અનુસાર આશા અને સ્મૃતિ પ્રકટ થાય એજ નિર્વિકાર સદ્‌ની માયિક વિક્રિયાનું, જગતનું, બીજ છે. સદ્ એવા બીજવાળું થઇને જ્યારે 'હું' એવા અભિમાનવાળું થાય ત્યારે, એ બળરૂપે પ્રકટ થતાં 'પ્રાણ' કહેવાય છે, ત્યારે તેજ જગતને પ્રવર્તાવનાર અને ધારક શક્તિ બને છે. તેથી શ્રુતિએ જગતને પ્રકટ કરવાના બીજ સાથે અહંભાવને-વિકારને-પામેલા સદ્‌ને સદ્-દેવતા રૂપે નારી-જાતીમાં પ્રકટ કર્યું છે, અને 'અહં'ભાવે થતાં તેમાંથી ત્રણ શક્તિયો નીસરે છે, જેમાં પછી પોતેજ બળરૂપે તે પ્રવેશ કરે છે એમ સમજાવ્યું છે. " પ્રાણ ખરે બળ છે " જુવો બૃહદ્. ૫. ૧૪. ૪. આ જ સદ્ હિકલનું અવર્ણ્ય 'Substance' છે.

શ્રુતિએ બીજા ખંડથી તે આઠમા ખંડ સુધીમાં ઉપર બતાવેલી આધ્યાત્મિક શક્તિયોનું વિવેચન કર્યું છે. નવથી તે અગિયારમા ખંડ સુધીમાં આધિદૈવિક શક્તિયોનુ વિવેચન કર્યું છે. અને તેર અને ચૌદમા ખંડોમાં બળમાં રહેલી સ્મર અને આશા શક્તિયોને સમજાવી ને પંદરમા ખંડમાં આ સર્વના મૂળરૂપ સદ્દેવતાને " પ્રાણ " રૂપે પ્રકટ કરી છે. આ સર્વ વ્યક્ત બ્રહ્મનુંજ દર્શન છે.

આવા સંકલ્પબળવાળો પ્રાણ-સદ્દેવતા-તે વિકારવાળો એટલે કળાવાળો હોવાથી અલ્પ છે, પરિચ્છિન્ન છે, અધુરો છે. નિષ્કલ, નિર્વિ-કારજ સંપૂર્ણ હોઇ શકે. તેથીજ કળા અથવા વિકારમાં વધવાની, બહુ થવાનીકે ઘટવાની કામના ઉઠે છે, અને તે કામના-તૃષ્ણા-એટલે નહીં હોય તે મેળવવાની તીવ્ર ઇચ્છા, તે જ દુઃખ છે. આમ પ્રાણ તે જોકે અન્ય સર્વ જગતની કળાઓની અપેક્ષાએ સર્વમયછે, તેથી સુખરૂપ છે, છતાં એ પરમ સુખ નથી. તેથી શ્રુતિ તેનાથીય આગળની "ભૂમા" એટલે સંપૂર્ણતાવાળા અપરિચ્છિન્ન, નિર્વિકાર સદ્‌નો બોધ કરે છે. તે ઉપ-દેશને આવશ્યક સાધનોનો બોધ ખંડ સોળમાથી શરૂ થાય છે. આત્મબોધને માટે ઘણી તીવ્ર જીજ્ઞાસા અને ગુરૂના ઉપદેશની જરૂર છે, તે તો શ્વેતકેતુને ઉદ્દાલકે પાછળ છઠ્ઠા પ્રપાઠકમાં સમજાવેલુંજ છે.

જંગલી પ્રાણીઓનું અને ત્યાંથી માંડીને કીટ, પતંગ, અને કીડી સુધીનાં પ્રાણીઓનું; ધર્મનું, અધર્મનું, સત્યનું, અમૃતનું, સારાનું કે ખોટાનું, હૃદયને પ્રિયનું કે અપ્રિયનું, (જ્ઞાન કરાવે છે). જો વાક્ ના હોત તો ધર્મ, કે અધર્મની ખબર પડત નહીં. સત્ય કે અનૃતની, સારા કે નઠારાની, હૃદયને પ્રિયની કે અપ્રિયની (ખબર પડત નહીં). વાણીજ આ સર્વેને સમજાવે છે. (તેથી) તું વાણીને ઉપાસ (ધ્યાનમાં શોધ). (૨) વાણીને બ્રહ્મ કરીને ઉપાસે તે જ્યાં સુધી વાણીની ગતિ પહોંચે ત્યાં સુધી( ના લોકમાં ) સ્વેચ્છારી ( સ્વતંત્ર ) થાય છે, જે વાણીને બ્રહ્મ કરીને ઉપાસે તે.

(નારદે પૂછ્યું) ભગવન્! વાણીથી અધિક કાંઈ હશે ખરૂં ? (સનત્કુમારે કહ્યું) જરૂર વાણીથી અધિક છે. (નાર૦) ભગવાન તેનો મને ઉપદેશ કરો.

---

## ત્રીજો ખંડ.

(૧) મન વાણીથી અધિક છે. જેમ મુઠીમાં (કોઈ)

---

શ્રુતિ વિસ્તારથી સોળ અને પછીના ખંડોમાં એજ બોધને પુનઃ પ્રકટ કરી પ્રપાઠકના અંતમાં ભૂમાનું સ્વરૂપ સમજાવી તેને 'હું' એવા 'આત્મા'ની એકતા વાળું બતાવે છે. એટલે એ "ભૂમન્" તેજ "આત્મા" છે, તે નિર્વિકાર છે, તે નિષ્કલ, અજ, અમર, અવ્યક્ત છે. તે જ આ દૃશ્યના દ્વંદ્વનું અધિષ્ઠાન છે. અને આ સર્વ જગતનું મૂળ એજ છે એવો શ્રુતિનો પરમ બોધ છે. આવા સદ્‌માંજ એકત્ર થતા ચૈતન્ય વ્યવહાર માટે સર. Philosophische Studeire X. 121-124. From Talks on Psychology by W. James. Page 20.

જો વાણી ના હોત તો ઇત્યાદિ માટે સરખાવો બૃ. ૪. ૧. (૨–૭). (૧) "મન" શબ્દ ચૈતન્યની અનેક શક્તિયોના સમુહને અંગે વપરાય છે, તેને માટે જુવો બૃહ. ૧. ૫. ૩; ઐ. ૫. ૨. અહીં પણ આ મનમાં એનાથી ઉપરની જે અધ્યાત્મમાં અનેક વિજ્ઞાન સુધીની,

બે આમળાં, કે બે કોલ (બદરફળ, બોર), કે બે અક્ષ (ફળો-બેઢાં) ને રાખે, તેજ પ્રમાણે વાણી અને નામને મન (મૂઠીમાં) રાખે છે. જ્યારે પુરૂષ મનથી ધારે (મનસ્યતિ) કે હું (વેદના) મંત્રોને ભણું, ત્યાર પછી એ (તેમને) ભણે છે; હું કર્મોને (યજ્ઞોને) કરૂં, ત્યાર પછી એ (કર્મ) કરે છે; હું પુત્રો કે પશુ-ઓને ઇચ્છું, ત્યાર પછી (તેમને) એ ઇચ્છે છે; આ લોક કે પરલોકને ઇચ્છું, ત્યાર પછી તેમને એ પામે છે. કારણ કે મન આત્મા છે, કારણકે મન લોક છે, કારણ કે મન બ્રહ્મ છે. (તેથી) તું મનને ઉપાસ (ધ્યાનમાં શોધ). (૨) જે મનને બ્રહ્મ કરીને ઉપાસે છે તે જ્યાં લગણ મનની ગતિ પહોંચે છે ત્યાં લગણ(ના લોકમાં) સ્વેચ્છાચારી (સ્વતંત્ર) થાય છે, જે મનને બ્રહ્મ કરીને ઉપાસે છે તે.

ભગવન્! મનથી અધિક કાંઈ હશે? જરૂર મનથી અધિક છે. તો ભગવાન તેનો મને ઉપદેશ કરો.



## ચોથો ખંડ.

(૧) સંકલ્પ (ક્રતુ) એ જરૂર મનથી અધિક છે.

---

અને વિરાટમાંની સ્મર અને આશા, તથા બળ અને પ્રાણ સુધીની શક્તિયો છે, તે તમામનો સમાવેશ થાય છે. તેથીજ તેને અહીં આત્મા કે બ્રહ્મ, કહ્યું છે. આ પ્રપાઠકમાં મનના પ્રથક્કરણનો ભાગ સંપૂર્ણ અને સ્પષ્ટ છે. આ આપણી Psychology છે. સર. ઐત૦ ૫. (૨. ૩).

(૧) પ્રથમ આ કાર્ય કરવા યોગ્ય, કે આ નહીં કરવા યોગ્ય, એવો (બુદ્ધિથી) ચોક્કસ નિર્ણય કરવો તે 'સંકલ્પ', અને પછી એ પ્રમાણે ક્રિયા કરવાની ધારણા કરવી એ મન, 'મનસ્યતિ'. એમ થતાં ક્રિયા શરૂ થાય છે. આ ત્રણેય વિશેષ ક્રિયાઓ એકજ અંતઃકરણની છે. ઇન્દ્રિય-દ્વારા બહારની વસ્તુનું ગ્રહણ કરવું તે પણ અંતઃકરણની જ ક્રિયા છે. આ પ્રમાણે સંકલ્પ એજ સર્વે ક્રિયાત્મક નામ રૂપોનું મૂળ છે. અને

**જ્યારે (પુરૂષ) સંકલ્પ કરે છે, ત્યાર પછી મનમાં ધારે છે (મનસ્યતિ), ત્યાર પછી વાણીને પ્રેરે છે, (પછી) તેને નામમાં (શબ્દમાં) કાઢે છે. નામમાં (શબ્દમાં) મંત્રો એક થાય છે (સમાય છે—એકઠા થાય છે); મંત્રોમાં કર્મો (એક**

---

વસ્તુઓ સંકલ્પાત્મક–તેવા સંકલ્પનાં સ્વરૂપોજ–છે. અને તેમનો લય થતાં તે પાછાં સંકલ્પમાંજ જઇને ઠરનારાં છે. મનની આવી આંતર ક્રિયાનેજ અધીન રહેતી વાણી, અને તેનાથી આ સમજાતું બધુંય પદાર્થ-જ્ઞાનજ છે. સ્થૂળ કે સૂક્ષ્મ વિષયો એ સર્વ આવાં જ્ઞાનમય છે. સ્થૂળતાનું કાઠિન્ય કે મૃદુતા તે સ્પર્શેન્દ્રિયજન્મ જ્ઞાન છે, તેમજ તેના શીતોષ્ણાદિ ગુણ પણ એજ સ્પર્શેન્દ્રિય જનિત છે. નાનું, મોટું તથા રંગાદિના ગુણ ચક્ષુ ઇન્દ્રિય જનિત જ્ઞાન છે. તીખું, ખારૂં, ખાટું, આદિ સ્વાદેન્દ્રિયજનિત જ્ઞાન છે. મધુર, કોમળાદિ શબ્દગુણ કર્ણેન્દ્રિયજનિત જ્ઞાનજ છે. સુગંધી કે દુર્ગંધીના ગુણ ઘ્રાણેન્દ્રિય જનિત જ્ઞાન છે. આમ સર્વે સ્થૂળ કે સૂક્ષ્મ, સ્થાવર, જંગમ, પદાર્થો તેમના ગુણથીજ અસ્તિત્વ ધરાવે છે. તે ગુણો કેવળ જ્ઞાતાનું ઇન્દ્રિયજનિત જ્ઞાન જ છે. એમાં વસ્તુતા નથી. વળી એ ગુણોના ગ્રહણનું પ્રકટીકરણ વાક્, વાણી છે. એટલે વાણી અને નામ એ બેમાં સર્વે પદાર્થો (શબ્દના અર્થવાચક ગુણો) એકઠા થાય છે, અને તેમનો આધાર ઉપર સમજાવ્યા પ્રમાણે મનના ઉપર છે. આ મન એ બેયને મુઠીમાં રાખે છે. પણ મનની આવી સર્વ પ્રક્રિયાનો આધાર સંકલ્પ ઉપરજ છે. એ સંકલ્પને તેથીજ આ સર્વ "જ્ઞેય"નું આયતન, આશ્રય અને પ્રતિષ્ટા કહે છે. સર્વે પદાર્થો આવા સંકલ્પમાંથી ઉઠે છે, તેમાંજ રહીને વ્યવહાર કરે છે, અને અંતે તેમાંજ તેઓ સમાય છે. તેથીજ સદે વિચાર્યું, જોયું, એમ કહી આત્મને સંકલ્પાત્મક જગત્ રચતું શ્રુતિ વારંવાર પ્રતિપાદન કરે છે. અને સર્વ દશ્ય–જ્ઞેય–તેવું સંકલ્પાત્મકજ હોવાથી, તેને **वाचारंभणं विकारो नामधेयं** કહીને તે કાલ્પનિકજ છે, માયિક છે, અને સર્વનું અધિષ્ઠાનાત્મક સદ્ એજ મૂળ સત્ય વસ્તુ છે, એવો શ્રુતિનો બોધ છે. સર. કઠ. ૨. ૧૨. આવા સદ્‌માંથીજ પ્રકટતી પ્રજાઓ ગણાવી છે તે જુવો. મું. ૨. ૧. (૫–૧૦) માં.

**થાય છે). (૨) જરૂર આવાં એ બધાંય સંકલ્પમાં એક થઈ જનારાં છે (संकल्पायनानि), સંકલ્પના શરીરવાળાં (संकल्पात्मक) છે, સંકલ્પમાં જ પ્રતિષ્ઠાવાળાં છે.**

**સ્વર્ગ અને પૃથિવીએ સંકલ્પ કર્યો, વાયુ અને આકાશે સંકલ્પ કર્યો, જળ અને તેજે સંકલ્પ કર્યો. આમના સંકલ્પ**

---

(૨) આ મંત્ર પંડિત મેક્ષમુલરને દુર્જ્ઞેય લાગે છે. સંકલ્પ એ કેવળ અસત્ અને નામ માત્ર છે, અને તેમાં વસ્તુતા નથી. વસ્તુ તો બ્રહ્મજ છે. છતાં એ સંકલ્પનાજ સ્વરૂપવાળું મન, કે તેના સંકલ્પવાળી વાણિ, કે વાણિના સંકલ્પ વાળો મંત્ર, આમ આ સંકલ્પાત્મક મન,વાણિ, મંત્રો, પૃથ્વીઆદિ કેવળ નામરૂપના સમુહો પોતે પાછા સંકલ્પ કેવી રીતે કરતા હશે એ સ્પષ્ટ સમજાવું અવશ્ય કઠિન છે. સંકલ્પ ક્રિયા એતો જ્ઞાનીનો ધર્મ છે, અને જડ ગુણના સમુહો 'જ્ઞાની' વસ્તુ હોઇ શકે નહીં. આવી દૃષ્ટિમાં થતી ભૂલને નિવારવાજ શ્રુતિએ સ્પષ્ટ બોધ કર્યો છે કે સદે પ્રથમ ત્રણ દેવતાને સંકલ્પ બળે સૃજ્યા, કાઢ્યા. પણ તેમનું અસ્તિત્વ એના પોતાથી જૂદુ ટકી શકેજ નહી, જુવો એત૦ ૩. ( ૧૨. ૧૩. ૧૪ ), માટે એમાં પોતેજ સંકલ્પબળે પ્રવેશ કર્યો. એકલે આ કેવળ સંકલ્પિત ગુણનાં ખોખાંમાં પોતેજ પ્રવેશ કરી સંકલ્પબળે અધિષ્ઠાનાત્મક પ્રભુ તદ્રુપ થયા. એટલે જેમને એ સદ્દેવતાના પ્રવેશ વિના અસ્તિત્વનોજ સંભવ ન હતો, તો પછી સંકલ્પ શક્તિનો તો સંભવ હોયજ ક્યાંથી ? તેમનો એવો દોષ સદ્‌ના આવા તાદ્રુપ્ય અભિમાનથી દૂર થયો. અને જ્યાં સદ્ એવાં નામ રૂપનાં ખોખાંની અભિમાનવાળી દેવતા થઈ, ત્યાં તેનું સંકલ્પબળ એમાં અવશ્ય પ્રકટ થાયજ. આવા સંકલ્પ માત્રમાં તદ્રુપતાને અનુભવીનેજ જીવ સ્વપ્નની સૃષ્ટિ રચે છે, તે સર્વ વિચારકોને જાણીતું છે. અને જાગ્રતમાં પણ જેવો દૃઢ સંકલ્પ તેવોજ માણસ થાય છે તેવો આપણો અનુભવ પ્રસિદ્ધ છે. તેથીજ આ આત્મા—બ્રહ્મ—ને વિજ્ઞાનમય, પ્રાણ મય, આદિ કહ્યો છે. જુવો બૃહ. ૪.૪.૪. કઠ. ૫. ૯. શ્વેતા. ૫. ૧૨. ૪. ગૌ. કા. ૨. ૨૯.

**કર્યાથી વર્ષા સંકલ્પ કરેછે, વર્ષાના સંકલ્પ કર્યાથી અન્ન સંકલ્પ કરેછે, અન્નના સંકલ્પ કર્યાથી પ્રાણો સંકલ્પ કરેછે, પ્રાણોના સંકલ્પ કર્યાથી (વેદના) મંત્રો સંકલ્પ કરેછે, મંત્રોના સંકલ્પ કર્યાથી (યજ્ઞોનાં) કર્મો સંકલ્પ કરેછે, કર્મોના સંકલ્પ કર્યાથી (ભોજ્ય)લોક સંકલ્પ કરેછે, લોકના સંકલ્પ કર્યાથી સર્વ સંકલ્પ કરેછે. એ આવો (વિસ્તૃત) સંકલ્પ છે. (તેથી) તું સંકલ્પને ઉપાસ (ધ્યાનથી શોધ). (૩) જે સંકલ્પને બ્રહ્મ કરીને ઉપાસે છે તે પોતે ધ્રુવ (સ્થિર), પ્રતિષ્ઠિત, અને વ્યથારહિત થઈ (બ્રહ્માએ) સંકલ્પેલા ધ્રુવ, પ્રતિષ્ઠાવાળા, અને વ્યથારહિત (કર્મફળવાળા) લોકને સિદ્ધ કરે છે, (અને) જ્યાં સુધી સંકલ્પની ગતિ પહોંચે ત્યાં સુધી એ સ્વેચ્છચારી (સ્વતંત્ર) થાય છે; જે**

---

આટલું સ્પષ્ટ સમજાતાં આ આખા મંત્રમાં સ્વર્ગ, પૃથિવી, આદિ દેવતાઓએ સંકલ્પ કર્યો એ વિચાર તરત સમજાશે. વળી આ દેવતાઓનો સંકલ્પ થતાં વર્ષાએ સંકલ્પ કર્યો, એટલે કે એ દેવતાઓનો સંકલ્પ તેજ કાર્યકારણના નિયમે પ્રકટ થતો વર્ષાદ છે, તેની સાથે તદ્રુપ થતું સદ્ તેવાજ સંકલ્પવાળું થાય, એ પણ સમજાય એવું છે. એ વર્ષાના પડવાની સાથે અન્નનું પ્રકટ થવું તેજ વર્ષામાં તદ્રુપ થએલા સદના સંકલ્પનું સ્વરૂપ છે. આમ કાર્યકારણની અવિચ્છિન્ન નિશ્ચળધારા તે સદ્દેવતાની વ્યવહારમાં દેખાતી સંકલ્પપરંપરાજ છે, એવો શ્રુતિનો સુંદર બોધ આવી સ્પષ્ટ રીતે અહીં પ્રકટ થયો છે. તેથીજ આ સદ્દેવતાનીજ સંકલ્પપરંપરાએ રચાયલું દશ્ય જગત્ પ્રભુની કલ્પના માત્રજ કહેવાય છે. અને તેના વિસ્તારનો અંત આપણે કાઢી શકીએ તેમ નથી, કારણકે, આપણો પરિચ્છિન્ન અનુભવ આખા વિસ્તારને પહોંચી શકેજ નહીં. તેથી જ તેના મૂળ સદ્નેજ ઓળખીને સર્વ વિસ્તારને જાણવાની વિદ્યા શ્રેષ્ટ છે, એજ સર્વ વિદ્યાનો સાર છે, એના વિના અન્ય સર્વ વિદ્યા નિષ્ફળ છે એવું શ્રુતિનું સૂચન છે.

સર. બૃહ. ૪. ૪. ૫. બૃહ. ૧. ૪. ૭. જ્યોતિ. જુવો એત૦ ૫. મો ખંડ. વળી. જુવો બૃહ. ૩. ૭. (૩ થી ૨૩). કઠ. ૪. ૧૦.

સંકલ્પને બ્રહ્મ કરીને ઉપાસેછે તે.

ભગવન્! સંકલ્પથી અધિક કાંઈ હશે ? જરૂર સંકલ્પથી અધિક છે. ભગવાન તેનો મને ઉપદેશ કરો.

---

## પાંચમો ખંડ.

(૧) ચિત્ત ( વિવિધતાનું ભાન ) સંકલ્પથી અધિક છે. જ્યારે (પુરૂષ) ચેતન ક્રિયા કરેછે ત્યાર પછી સંકલ્પ કરેછે, ત્યાર પછી મનમાં ધારેછે, ત્યાર પછી વાણીને પ્રેરે છે, (પછી) તેને નામ(શબ્દ)માં કાઢે છે. નામમાં મંત્રો સમાય છે, મંત્રોમાં કર્મો (સમાય છે). (૨) આવાં એ બ-

---

(૧) ચિત્ત વિના સંકલ્પ થાય નહીં એટલું તો ચોખ્ખું છે. ચિત્ત એ પ્રત્યક્ષ વસ્તુને એના વિવિધ રૂપ (Concept)માં અનુભવવાની તથા ભૂત ભવિશ્યના એવા અનુભવોને યથાર્થ રીતે ગ્રહણ કરી રાખવાની ચૈતન્યની શક્તિ છે. આને આવાજ અર્થમાં પ્રચલિત ગુજરાતી શબ્દ "ભાન"થી અમે સમજાવ્યું છે. "આ તો ભાન વગરનો" એટલે યથાર્થ વસ્તુની સમજ વગરનો છે એમ કહીએ છીએ. આ 'ભાન' શબ્દ બહુ સુંદર છે. 'ભા' એ વસ્તુને યથાર્થ પ્રકાશ કરનારી શક્તિનો બોધ કરાવનાર શબ્દ 'પ્રભા' 'પ્રતિભા' 'સત્યભામા' ઇત્યાદિ શબ્દોમાં જે અર્થમાં 'ભા' છે તેજ અર્થમાં વાપર્યો છે. આ ચિત્તમાં વળી યોગ્યાયોગ્યતાના વિવેકની શક્તિનું પ્રાધાન્ય છે. આને મેક્ષમુલર 'consideration' થી સમજાવે છે, તે યથાર્થ છે. હરેક સંકલ્પમાં પ્રકટ થતાં ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન અને બલ પછીના ખંડોમાં શ્રુતિએ સમજાવ્યાં છે. સંકલ્પ કરતી વખતે આ સર્વ સમૂહને "મન"નું નામ મળે છે. તેથી સંકલ્પની પછી મન આવે છે. સર. કૌષી. ૩. અધ્યાય. ધ્યાનના લક્ષણ માટે જુવો યો. સૂ. ૩. ૨. ચિત્તને પ્રવૃત્ત વિજ્ઞાન કહીએ તો ચાલે.

(૨) સર્વ લોકને વિચારમાં એકત્ર થવાનું સ્થાન સર્વમાં સરખું વ્યાપી રહેલું ચિત્તજ છે.

ધાંય ચિત્તમાં એક (એકત્ર) થનારાં છે, ચિત્તના આત્મ (સ્વરૂપ)વાળાં છે, ચિત્તમાં પ્રતિષ્ઠાવાળાં છે.

તેથી જોકે ઘણુંય ભણેલો હોય છતાં ચિત્ત(ભાન) વગરનો હોય તો લોક કહે છે, કે એનામાં કાંઇજ નથી. જો એ ભણેલો હોય અથવા વિદ્વાન હોય તો આવો ભાન વગરનો ના હોય! અને જોકે થોડુંજ શીખેલો હોય તો પણ ચિત્ત(ભાન)વાળો હોય તો, તેનેજ લોકો સાંભળેછે, કારણકે ચિત્ત એજ એમનું એકત્ર થવાનું રેહાણ–આશ્રય-સ્થાન છે, ચિત્ત એજ (એમનો) આત્મા છે, ચિત્ત એજ એમની પ્રતિષ્ઠા છે. (તેથી) તું ચિત્તને ઉપાસ (ધ્યાનમાં શોધ).

(૩) જે કોઇ બ્રહ્મને ચિત્ત કરીને ઉપાસે છે, તે ધ્રુવ (સ્થિર), પ્રતિષ્ઠિત, અને વ્યથા વગરનો થઈ ચિત્તના સ્થિર, પ્રતિષ્ઠિત, અને વ્યથા વગરના લોકોને સિદ્ધ કરે છે, અને જ્યાં સુધી ચિત્તની ગતિ પહોંચે ત્યાં સુધી તેમાં સ્વેચ્છાચારી( સ્વતંત્ર )થાય છે. જે ચિત્તને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન્! ચિત્તથી અધિક કાંઈ હશે? ચિત્તથીય અધિક છે. ભગવાન મને તેનો ઉપદેશ કરો.

---

## છઠ્ઠો ખંડ.

(૧) જરૂર ધ્યાન (ચિત્તની એકાગ્રતા) ચિત્તથી અધિક છે. પૃથિવી જાણે ધ્યાન કરેછે (ધ્યાનસ્થ છે), અંતરિક્ષ જાણે ધ્યાન કરેછે ( ધ્યાનસ્થ છે ), સ્વર્ગ જાણે ધ્યાન કરેછે, જળો જાણે ધ્યાન કરેછે, પર્વતો જાણે ધ્યાન કરેછે, દેવ અને મનુષ્યો જાણે ધ્યાન કરેછે.

તેથી મનુષ્યોમાંનો જે કોઇ મહત્તાને પામે છે તે જાણે ધ્યાનના (ગુણના) અંશો પામેલો હોય એવો થાય છે.

જે હલકા હોય છે તે કલહશીલ, પારકાનાજ દોષને ખણુ-નારા (પિશુના), અને નિંદાખોર (હોય છે); ત્યારે જે મોટા પ્રભાવવાળા હોય છે તે જાણે ધ્યાનના અંશવાળા (ગંભીરજ) હોય તેવા થાય છે. (તેથી) તું ધ્યાનને ઉપાસ.

(૨) જે કોઈ ધ્યાનને બ્રહ્મ કરીને ઉપાસે છે તે જ્યાં સુધી ધ્યાનની ગતિ પહોંચે છે ત્યાં સુધી સ્વેચ્છાચારી (સ્વતંત્ર) થાય છે; જે ધ્યાનને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન્! ધ્યાનથી અધિક કાંઇ હશે? ધ્યાનથી અધિક છે. ભગવાન તેનો મને ઉપદેશ કરો.

## સાતમો ખંડ.

(૧) જરૂર વિજ્ઞાન ધ્યાનથી ( ધ્યાનનું કારણ હોઈને) અધિક છે. વિજ્ઞાનથી ઋગ્વેદ ( વેદના અર્થો ) સમજાય છે, (તેમજ) યજુર્વેદ, સામવેદ, ચોથો અથ-

(૧) સર્વત્ર સમાન'જ્ઞ'નું બુદ્ધિમાં પ્રકટ થતું વિશેષ રૂપ તે વિજ્ઞાન, અથવા કામના યુક્ત વિકારવાળું, તેથી વિશિષ્ઠ, એવું ચિત્ છે. વિજ્ઞાનનો આ વિસ્તાર અહીં લગભગ સંપૂર્ણ (Exhaustive) છે. એને ચાર ભાગમાં વ્હેંચી શકાય છે. (૧) વિદ્યાઓ, (૨) ભૂતો (સ્થૂળ તેમજ સૂક્ષ્મ તન્માત્રાઓ સાથે), (૩) આત્માનુગુણ, કે સ્વની અનુકૂલતા, અને (૪) ભોજ્ય પદાર્થો. વિદ્યાઓમાં યજુર્વેદથી માંડી સર્પદેવજન વિદ્યા સુધીનો સમાવેશ છે. ભૂતોમાં સ્વર્ગથી માંડી જંતુઓ સુધીના ત્રણે લોક અને તેમાં રહેલાં પ્રાણીઓ અને વસ્તુઓ સમાય છે. આત્માનુગુણમાં મનુષ્યના ધર્માધર્મથી અપ્રિયસુધીના ભાવોનો સમાવેશ થાય છે. ભોજ્ય પદાર્થોમાં અન્ન, રસ, આ લોક, અને પરલોક (કર્મના ફળભોગ) આવી જાય છે. વિજ્ઞાન એટલે પ્રત્યય અથવા જ્ઞાનાનુભવ. જુવો યો. સૂ. ૩. ૨. માં પ્રત્યયની એકતાનતા. વિજ્ઞાનને ચિત્તની અપેક્ષાએ નિવૃત્ત ચિત્ત પણ કહેવાય, અને એકાગ્ર પ્રવૃત્ત વિજ્ઞાન તે ચિત્ત કહેવાય, અને એવું ચિત્ત સંકલ્પ કરીને ક્રિયા કરે ત્યારે મન કહેવાય.

વર્ણ, ઇતિહાસ પુરાણ પાંચમો, વેદોનો વેદ (વ્યાકરણ), પિત્ર્ય, રાશિ, દૈવ, નિધિ, વાકોવાક્ય, એકાયતન, દેવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પદેવજનવિદ્યા.

સ્વર્ગ, પૃથિવી, વાયુ, આકાશ, જળ, તેજ, દેવો, મનુષ્યો, પશુઓ, પંખીઓ, તૃણ અને વનસ્પતિયો, જંગલી પ્રાણીઓ અને ત્યાંથી નીચેનાં કીટ, પતંગ, કીડી સુધીના જંતુઓ,

ધર્મ, અધર્મ, સત્ય, અનૃત, સારૂં કે નઠારૂં, હૃદયને પ્રિય કે અપ્રિય,

અન્ન, રસ, આ લોક, અને પરલોક.

(આ બધું જ્ઞેય) વિજ્ઞાન વડેજ સમજાય છે. (તેથી) એ વિજ્ઞાનને તું ઉપાસ.

(૨) જે કોઈ વિજ્ઞાનને બ્રહ્મ કરીને ઉપાસે તે પોતે જ્ઞાનવાન થઇને વિજ્ઞાનના લોકોને સિદ્ધ કરે છે, અને જ્યાં લગણ વિજ્ઞાનની ગતિ પહોંચે ત્યાં લગણ એ સ્વેચ્છાચારી (સ્વતંત્ર) થાય છે, જે વિજ્ઞાનને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન્, વિજ્ઞાનથી અધિક કાંઇ હશે? વિજ્ઞાનથી અધિક છે. ભગવાન તેનો મને ઉપદેશ કરો.

## આઠમો ખંડ.

(૧) વિજ્ઞાનથી જરૂર બળ(Energy)અધિક છે. વિજ્ઞાન-

---

(૧) અહીં બળ સુધીની શક્તિયો આધ્યાત્મિક એટલે વ્યક્તિગત જીવાત્માની છે; તેમનાથી અધિદૈવની શક્તિયો જે મહત્‌ની શક્તિરૂપે વિષયોમાં ફળે છે તે અધિક છે. બળ એ વિરાટના પ્રાણવાયુનુંજ અધ્યાત્મમાં પ્રકટતું રૂપાન્તર છે.

બળવગરનાથી આત્મા પામી શકાતો નથી એવી શ્રુતિ માટે જુવો મું. ૩. ૨. ૪.

વાળા સો જણનેય એકજ બળવાળો ધ્રુજાવેછે. પુરૂષ બળવાળો થાયછે તે પછીજ, એ ઉભો થઇ શકેછે; ઉભો થઇને સેવા કરી શકેછે; વિદ્યા ભણતાં જોઇ શકેછે, સાંભળી શકેછે, વિચારી શકેછે, જાણી શકેછે; કર્મ કરી શકેછે; (વસ્તુને) સમજી શકેછે. બળવડે પૃથિવી ટકી શકેછે, બળથી અંતરિક્ષ રહી શકેછે, બળથી સ્વર્ગ, બળથી પર્વતો, બળથી પશુઓ, પંખીઓ, તૃણ અને વનસ્પતિયો અને જંગલી પ્રાણીઓ અને ત્યાંથી નીચેનાં કીટ, પતંગ, કીડી સુધીનાં જંતુઓ, અને બળથી લોકો ટકી શકેછે. (તેથી) તું બળને ઉપાસ.

(૨) જે કોઇ બળને બ્રહ્મ કરીને ઉપાસે તે જ્યાં લગણ બળની ગતિ પહોંચે ત્યાં લગણ તેના (લોકમાં) સ્વેચ્છાચારી(સ્વતંત્ર) થાયછે, જે બળને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન્ ! બળથી અધિક કાંઈ હશે ? બળથીય અધિક છે. ભગવાન ! તેનો મને ઉપદેશ કરો.

---

## નવમો ખંડ.

(૧) અન્ન (પૃથિવી) બળથી અધિક છે. તેથી દશ

---

(૧) શ્વેતકેતુના અનુભવને સરખાવો છાંદો. ૬. ૭ મો ખંડ. અહીંથી આધિદૈવિક શક્તિયોનું વર્ણન છે. અન્ન અથવા પૃથિવી, જળ, તેજ, આકાશ એ મહાભૂતો દેવતાઓ છે, અને વાયુ (અધિદૈવ), અને પ્રાણ (અધ્યાત્મ), એ તો સર્વવ્યાપક હોઇ તેમને અહીં બ્રહ્મરૂપે ગણ્યાં છે. આ સર્વે અલ્પ છે, વ્યક્ત છે, અને તેથી નાશવાન છે. પણ 'ભૂમા' એજ 'આત્મા', એજ 'હું' છે. એજ સર્વનું અધિષ્ઠાન હોઇને અજ, નિર્વિકાર અને નિષ્કલ છે.

આ ૯ થી ૧૨ સુધીના ખંડોમાં આધિદૈવિક શક્તિયોને ગણાવીને

રાત સુધી અન્ન ખાય નહીં, તોય જોકે જીવે તો ખરો, પણ તે જોતો બંધ થાય છે, (તેમજ) સાંભળતો, વિચારતો, જાણતો, કર્મ કરતો, સમજતો બંધ થઈ જાયછે. પછી અન્નના આવતાં તે જોતો થાયછે, સાંભળતો થાયછે, વિચારતો થાયછે, જાણતો થાયછે, કર્મ કરતો થાયછે, સમજતો થાયછે, (તેથી) અન્નને તું ઉપાસ.

(૨) જે કોઈ અન્નને બ્રહ્મ કરીને ઉપાસેછે તે અન્નવાળા અને પાનવાળા લોકોને સિદ્ધ કરેછે; અને અન્નની ગતિ પહોંચે ત્યાં સુધી તે સ્વેચ્છાચારી(સ્વતંત્ર) થાયછે, જે અન્નને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન્ અન્નથી અધિક કાંઇ હશે ? અન્નથી અધિક છે. ભગવાન તેનો મને ઉપદેશ કરો.

## દશમો ખંડ.

(૧) જળો જરૂર અન્નથી અધિક છે. જ્યારે સારી વૃષ્ટિ થતી નથી ત્યારે, અન્ન ઓછું થઈ જશે એમ કરી, પ્રાણો વ્યાધીથી પીડાય છે; પછી જ્યારે સારી વૃષ્ટિ થાય છે ત્યારે, હવે અન્ન પુષ્કળ થશે એમ કરી, પ્રાણો (પ્રાણીઓ) આનંદ પામે છે. એટલે જળનાંજ આ મૂર્તો (સ્થૂળ રૂપાન્તરો) છેઃ જે આ પૃથિવી, જે અંતરિક્ષ, જે સ્વર્ગ, જે પર્વતો, જે દેવમનુષ્યો, જે પશુઓ, પંખીઓ અને તૃણ

---

દેવતાઓ જીવાત્માની શક્તિયોથી અધિક છે એમ, તેમજ એમના પોતામાં પણ એકથી એક અધિક છે કારણકે એક બીજાનું કાર્ય છે એમ, શ્રુતિએ સમજાવ્યું છે. દેવતાની શકિત સર્વને સરખી છે, અને મનુષ્યની શકિત વ્યકિતગત પરિચ્છિન્ન છે, તેથી દેવતાની શકિતને આપણી શકિતથી શ્રુતિએ અધિક કહી છે.

(૧) જળની અધિકતા માટે સર. છાંદો. ૬. ૮. ૩. જ્યોતિ.

વનસ્પતિયો, જંગલી પ્રાણીઓ અને ત્યાંથી નીચેનાં કીટ, પતંગ, કીડી સુધીનાં જંતુઓ, આવાં જળોનાંજ મૂર્તો (forms) છે. (તેથી) જળોને તું ઉપાસ.

(૨) જે કોઇ જળોને બ્રહ્મ કરીને ઉપાસે છે તે સર્વે કામનાઓને પામીને તૃપ્ત થાય છે, (અને) જ્યાં લગણ જળોની ગતિ પહોંચે ત્યાં લગણ તેના લોકનો સ્વેચ્છાચારી (સ્વતંત્ર) થાય છે, જે જળોને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન્! જળોથી અધિક કાંઇ હશે? જળોથી અધિક છે. ભગવાન તેનો ઉપદેશ કરો.

## અગીઆરમો ખંડ.

(૧) તેજસ્ ખરે, જળોથી અધિક છે. તે વાયુને ગ્રહી રાખીને (તેમાં પ્રવેશ કરી થંભાવીને) આકાશને તપવે છે ત્યારે લોક કહે છે કે એ બાળી મૂકે છે, તપવી નાખે છે, એટલે હવે વર્ષશે. અને તેજનેજ પહેલું દેખાડીને પછી એ જળ કાઢે છે, સૃજે છે; એટલે કે એવું (વધેલું) તેજ ઉભી અને આડી અવળી વિજળીઓની સાથે આનંદગર્જન કરે છે. તેથી લોક કહે છે કે એ ઝબુકે છે, ગર્જેછે, એટલે વર્ષશે. આમ તેજનેજ પહેલું દેખાડીને પછી એ જળને સૃજે છે. (તેથી) તું તેજને ઉપાસ.

(૨) જે કોઈ તેજને બ્રહ્મ કરીને ઉપાસે તે તેજસ્વી, ખરે, તેજસ્વી અને ભાસ્વત્, (તેથી) અંધકારરહિત એવા લોકોને સિદ્ધ કરે છે, અને જ્યાં સુધી તેજની ગતિ પહોંચે ત્યાં સુધી એવા(લોક)નો તે સ્વેચ્છાચારી થાય છે; જે તેજને બ્રહ્મ કરીને ઉપાસે તે.

---

(૧) વાયુમાંથી ઓક્ષીજન અને હાઇડ્રોજન તેજસ્-અગ્નિ-ની ૩૦૦ થી ૪૦૦ ડીગ્રીના તાપથીજ 'જળ' થવા માટે બે અને એકના પ્રમાણમાં જોડાય છે એવો રસાયણીકોનો પણ અનુભવ છે.

ભગવન્ ! તેજથી અધિક કાંઈ હશે ? તેજથી અધિક છે. ભગવાન તેનો મને ઉપદેશ કરો.

---

## બારમો ખંડ.

(૧) આકાશ જરૂર તેજથી અધિક છે. આકાશમાંજ સૂર્ય અને ચંદ્રમા બેય, વિજળી, નક્ષત્રો, અગ્નિ (રહે) છે. આકાશવડેજ (લોક એક બીજાને) બોલાવી શકે છે, આકાશવડેજ સાંભળે છે, આકાશવડેજ પ્રતિધ્વની (પડઘો-ઉત્તર) થાય છે, આકાશમાં (ભેગાં થઈ) આનંદથી રમાય છે, અને આકાશમાંજ (વિખુટાં પડયે) રમાતુ નથી. આકાશમાં જન્મે છે, આકાશમાંજ (સર્વે) વધે છે. (તેથી) આકાશને તું ઉપાસ.

(૨) જે આકાશને બ્રહ્મ કરીને ઉપાસે છે તે આકાશવાળા, પ્રકાશથી ભરેલા, ભીડ વગરના, વિશાળ અને જવા આવવાના વિસ્તીર્ણ માર્ગવાળા લોકોને સિદ્ધ કરે છે, અને જ્યાં લગણ આકાશની ગતિ પહોંચે ત્યાં સુધી તેમાં સ્વેચ્છાચારી (સ્વતંત્ર) થાય છે; જે આકાશને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન્ ! આકાશથી અધિક કાંઇ હશે ? આકાશથી અધિક છે. ભગવાન તેનો મને ઉપદેશ કરો.

---

## તેરમો ખંડ.

(૧) સ્મર (સ્મૃતિ-સ્મરણશક્તિ) જરૂર આકાશથી

---

(૧) અહીં આકાશ એટલે આકાશ અને તેમાં વ્યાપેલો વાયુ એ બેયને ભેગાંજ લેવાનાં છે, કારણ કે વાયુ આકાશને વ્યાપીનેજ રહ્યો છે, અને તે બન્ને સાથેજ સર્વવ્યાપી છે.

(૧૩.૧) વિરાટની માનસિક ક્રિયા અધ્યાત્મના જીવાત્માના જેવી વ્યક્તિગત અને ક્ષણિક વ્યવહારની નથી, પણ એ નિશ્ચિત અને આખા

**અધિક છે. કદિ ઘણાય માણસો એકઠા બેઠા હોય તો પણ તેમને જો સાંભરતું (સ્મૃતિ) ના હોય તો તેઓ કાંઈ પણ (ઉપદેશ) સાંભળી શકે નહીં, કે વિચારી શકે નહીં, કે સમજી શકે નહીં. જ્યારે તેઓને (જ્ઞાન) સાંભરે ત્યારેજ તેઓ (ઉપદેશ) સાંભળી શકે, વિચારી શકે, કે સમજી શકે. સ્મૃતિથીજ પુત્રોને પણ ઓળખી શકે, અને પશુઓને. (તેથી) તું સ્મરને ઉપાસ.**

**(૨) જે કોઈ સ્મરને બ્રહ્મ કરીને ઉપાસે છે તેને સ્મરની જ્યાં સુધી ગતિ પહોંચે ત્યાં સુધી સ્વેચ્છાચારી થાય છે, જે સ્મરને બ્રહ્મ કરીને ઉપાસે તે.**

ભગવન્ ! સ્મૃતિથી અધિક કાંઈ હશે ? સ્મૃતિથી અધિક છે. ભગવાન મને તેનો ઉપદેશ કરો.

---

## ચોદમો ખંડ.

**(૧) આશા (કામના-ઇચ્છા) ખરે સ્મૃતિથી અધિક છે.**

---

કલ્પ પર્યંત સર્વત્ર એકજ ધારી ચાલુ રહેતી ક્રિયા છે, તેથી આધ્યાત્મિકને અંગે જે મન. સંકલ્પ. ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન, બળ કહ્યાં તેમને અહીં ગણાવ્યાં નથી, પણ ઇશ્વર ભાવને સર્વત્ર સમાન એવા ચિતના વ્યવહારમાં પ્રકટતાં સ્મર, આશા, અને પ્રાણને જ ગણાવ્યાં છે. બળ અને પ્રાણ એકજ છે. બળ એ અધ્યાત્મમાં પ્રકટ થતો પ્રાણ છે. પ્રાણ એ સમષ્ટિ અને વ્યષ્ટિ ઉભયનું જીવન સૂત્ર છે. જ્યાં અધ્યાત્મમાં ઇશ્વર ભાવની સામાન્ય ચેતના પ્રકટ થાયછે ત્યાં કાર્ય સંઘાતનાં પાળક આ સ્મર અને આશા પણ હોયછેજ, અને તેમને માનસિક વ્યવહારમાં તો સદા અંતર્ગતજ માની લેવામાં આવે છે કારણકે તેનું પણ મૂળ સદ્માંજ છે.

(૧) નામ રૂપથી માંડી આશા સુધીનો સર્વ પ્રકાશ, આલોક-જગતનો વ્યવહાર, પ્રાણુજ પોતાના સંકલ્પ બળે પ્રકટ કરેલી પ્રકૃતિમાં મૂર્તામૂર્ત ભૂતોનો આશ્રય લેઇ. તેમાં તદ્રૂપતાને પામીને

આશાએ પ્રેરાયલી સ્મૃતિ મંત્રોને ભણેછે, કર્મોને (યજ્ઞોને) કરેછે, પુત્ર કે પશુઓને ઇચ્છેછે, આ લોક અને પર-લોકને ઇચ્છેછે. (તેથી) આશાને તું ઉપાસ. (૨) જે કોઇ આશાને બ્રહ્મ કરીને ઉપાસે છે તેની આશા વડે સર્વે કામનાઓની સમૃદ્ધિ થાયછે અને તેની આશાઓ (**आशिषो**) નિષ્ફલ થતી નથી, અને જ્યાં લગણ આશાની ગતિ પહોંચે ત્યાં લગણ તેમાં સ્વેચ્છાચારી થાય છે, જે આશાને બ્રહ્મ કરીને ઉપાસે તે.

ભગવન ! આશાથી કાંઈ અધિક હશે ? આશાથી અધિક છે. ભગવાન તેનો મને ઉપદેશક કરો.

---

પ્રકટ કરે છે. એટલે આ સર્વ નામાદિનું જણાતું જગત્ તે આ ચિદ્રુપ પ્રાણ (પુરૂષ), અને સંકલ્પાત્મક પ્રકૃતિનુંજ રમણ-લીલા-છે. વાક્થી માંડીને ઉપર આશા સુધીનું ચૈતન્ય દર્શન જે જે પ્રકૃતિમાં પ્રકટ થાય છે, તે તે પ્રકૃતિ રૂપ ભૂતો એક બીજાથી ઉત્તરોત્તર સૂક્ષ્મતર છે. આશા કે સ્મરની ધાતુ નિર્બળ થતાં નિરાશા અને સ્મૃતિભ્રંશ થાયછે, છતાં અન્ય જ્ઞાનવ્યવહાર અને પ્રાણ ક્રિયા તો ચાલુજ રહે છે, એવો આપણે શ્વેતકેતુના દૃષ્ટાન્તમાં મનુષ્યનો વ્યવહાર જોયો છે, અને એ ધાતુઓ અન્નથી પાછી પુષ્ટ થતાં તે સ્મૃતિઆદિ શક્તિયોને સતેજ થઈને વ્યવહાર કરતાં દીઠી છે. જુવો છાંદો. ૬. ૭. મો ખંડ.

બૃહદારણ્યકના મૂર્તામૂર્ત (બૃ. ૨. ૩.) બ્રાહ્મણમાં આકાશ અને વાયુને અમૂર્ત ગણ્યાં છે, કારણ કે તે સર્વવ્યાપી હોઈ મૂર્તિ (form) રહિત છે, પણ તેજથી માંડી અન્ય સર્વ ભૂતોને મૂર્ત ગણ્યાં છે, તે અમૂર્તથી વધારે સ્થૂળ છે માટે. આ મૂર્તોની દૃશ્યઉત્પત્તિ પેલાં ઉભય અમૂર્ત-માંજ રહીને પ્રકટ થાય છે. સ્મૃતિ અને આશા એ શ્રુતિનો બોધ થવામાં સાધનો છે. સ્મૃતિ એક વસ્તુને આકાશમાં સાંભળીને તેને બીજીની સાથે અનુસંધાનમાં જોડે તો જ જ્ઞાનનો સંભવ થાય, માટે સ્મૃતિને શ્રુતિએ બોધનું સાધન કહ્યું છે. તેમજ કાંઈ પણ ક્રિયા આશા—કામના—ઇચ્છા વગર બની શકેજ નહીં, માટે એને સર્વે કર્મ-પ્રાણના સર્વ કર્મ-નું

## પંદરમો ખંડ.

(૧) પ્રાણ જરૂર આશાથી અધિક છે. ખરે જેમ આરાઓ નાભિમાં (નાયડીમાં) પરોવેલા હોય તેજ પ્રમાણે પ્રાણમાં નામથી માંડી આશા સુધીનું સર્વ (જ્ઞેય) પરોવાઇ રહ્યું છે. પ્રાણ પ્રાણવડે ચાલેછે, પ્રાણને પ્રાણ આપેછે. (અને) પ્રાણને અર્થે આપે છે, (કારણકે) પ્રાણજ પિતા છે, પ્રાણજ માતા છે, પ્રાણજ ભ્રાતા છે, પ્રાણજ સ્વસા(બ્હેન)છે, પ્રાણજ આચાર્ય છે, પ્રાણજ બ્રાહ્મણ છે. (૨) પુરૂષ જો પિતાને કે માતાને કે ભાઇને કે બ્હેનને કે આચાર્યને કે બ્રાહ્મણને કાંઇ નઠારા જેવું કહે તો (લોકો) એને કહે છે કે ધિક્કાર છે તને, તું પિતાનો ઘાતક છું, તું માતાનો ઘાતક છું, તું ભાઇનો ઘાતક છું, તું બ્હેનનો ઘાતક છું, તું આચા-

---

આવશ્યક પૂર્વભાવી અને પ્રયોજક કારણ કહ્યુ છે. એવી કામના થતાં નિર્વિકાર બ્રહ્મમાં જગત્‌નું માયિક બીજ ત્યાંથીજ પ્રકટ થાય છે, અને જયારે આ બીજ 'અહ' એવા ભાવે પ્રકટ થઈને પ્રકૃતિનો આલંબ કરે છે, ત્યારે તે બ્રહ્મા–હિરણ્યગર્ભ–ઈશ્વરાદિરૂપે–સ્દ્દેવતા પ્રકટ થાય છે.

જીવતા આત્માના પ્રવેશથી જીવતી થએલી મૂર્ત પ્રકૃતિના સંઘાતથી શરીર બંધાય છે, તેમાં જે અંતઃકરણની સૂક્ષ્મ ધાતુઓ છે, તેમાં વ્યાપી રહેલો જીવતો આત્મા પ્રતિબિંબની પેઠે 'વિજ્ઞાન' સ્વરૂપમાં કેન્દ્રિત થઇને ભોક્તૃભાવે પ્રકાશી ઉઠે છે તેને જીવ કહેવાય છે. જુ. કઠ. ૩. ૪. આ અંતઃકરણ તેજ તેજસ્‌–લિંગ-દેહ છે, જે દેહાન્તર ગમન કરેછે.

(૧) આ પ્રાણ તેજ મુખ્ય પ્રાણ છે. બધું જ્ઞેય આ પ્રાણજ છે. આ સર્વ 'જ્ઞેય' તેજ પ્રાણ રૂપી નાભિમાં અને બુદ્ધિ રૂપી નેમિમાં પરોવાઈ રહ્યાં છે. આને માટે જુવો બૃહદ્‌ ૨. ૫. ૧૫. જ્યોતિ. અને કૌષી ૩. ૯.

આ પ્રાણ તેજ હિરણ્યગર્ભનું પ્રથમ વ્યક્ત થએલું સ્વરૂપ છે. તેજ બ્રહ્મ, મહદાત્મા, વિરાટ પુરૂષ, કે ઈશ્વર છે. પ્રાણ બ્રહ્મરૂપે વપરાય છે તે માટે જુવો બૃ. ૪. ૪. ૭; ૩. ૯. ૯; ૧. ૬. ૩; ૧. ૫. ૨૧. કૌષી. ૩. ૯. પ્રાણના સ્વરૂપ માટે જુવો પ્રશ્નો. ૨ પ્રશ્ન.

ર્યનો ઘાતક છું, તું બ્રાહ્મણનો ઘાતક છું. (૩) હવે જો એમનામાંથી પ્રાણ નીકળી ગએલો હોય અને બધાંય(મૂડદાં)ને એકઠાં કરી ભાલાવતી ખોરીને તે બાળી મૂકે, તોય એને જરૂર (કોઇ) એમ નહીં જ કહે કે તું પિતૃઘાતક છું, કે તું માતૃઘાતક છું, કે તું ભ્રાતૃઘાતક છુ, કે તું બ્હેનનો ઘાતક છું, કે તું આચાર્યઘાતક છું, કે તું બ્રાહ્મણઘાતક છું. (૪) કારણ કે ખરે આ બધાંય ( પિતાદિ સ્થાવર જંગમ ભૂતો ) પ્રાણ જ છે.

જે આમ જોતો, આમ વિચારતો, આમ સમજતો હોય તે "અતિવાદી" થઈ શકે છે. જો એને (લોક) કહે કે 'તું અતિવાદી છુ' તો 'હું અતિવાદી છું' એમ તેણે કહેવું, અને (સત્ય) છુપાવવું નહીં.

---

(૩) જીવતા માતપિતાનું અપમાન કરનારને લોકો માતા કે પિતાનો ઘાતક કહે છે. પણ એજ માતપિતાનો પ્રાણ જતો રહ્યા પછી એમના શરીરને ભાલાવતી ખોરીને બાળી મૂકતાં છતાં કોઈ એને તેમનું ઘાતક કહેતું નથી. તે ઉપરથી શ્રુતિ અનુમાન કરાવે છે કે ખરાં માતા પિતા તો એમનો પ્રાણજ છે, શરીર નહીં.

(૪) "અતિવાદી"ને માટે જુવો મુંડ ૩. ૧. ૪. અતિવાદી એટલે "બ્રહ્મથી સ્તંભ પર્યંતના તમામ જીવ રૂપે હું પ્રાણ છું" એમ કહેનાર માણસ. આવું મહત્ વાક્ય લોકને આશ્ચર્યકારક અને ગર્વિષ્ઠ લાગે, પણ જે માણસની આવી ખાતરી થઇ હોય તેણે છાતી ઠોકીને એમ કહેતું એમ શ્રુતિ બોધ કરે છે; કારણ કે તે સત્ય છે. અને એવા અનુભવની વાત કહેવાથી શિષ્યને સચોટ જ્ઞાન પ્રાપ્ત થાય છે. મુંડકમાં 'અતિવાદી' થતા નથી એમ જે કહ્યું છે, ત્યાં તેનો આવો પારિભાષિક ઉપયોગ નથી; એટલે કે તે બીજી બહુ આડી અવળી વાતો કરતા નથી તેટલાજ અર્થમાં ત્યાં એ શબ્દ વપરાયો છે.

યાજ્ઞવલ્ક્ય બ્રહ્મવેત્તા તરીકે આ જ ન્યાયે જનકની સભામાં પ્રકટ થયા હતા. જુ. બૃ. ૩. ૧. ૨.

## સોળમો ખંડ.

**(૧)** (સનત્કુમારે કહ્યું કે) પણ જે (પરમાર્થ) સત્યથી જ 'અતિવાદી' થાય તેજ ખરો 'અતિવાદી'. (નારદે કહ્યું) ભગવાન, હું એવો સત્યથી અતિવાદી થાઉં ? ( સનત્કુમારે કહ્યું ) પણ (પરમાર્થ) સત્યની તો જરૂર જીજ્ઞાસા ( જાણુવાની ઉત્કટ અભિલાષા ) કરવી જોઇએ. (નારદ૦) હે ભગવન્, એવા સત્યની મને જીજ્ઞાસા છે.

## સત્તરમો ખંડ.

**(૧)** જ્યારે સમજે (બરાબર જાણે–**વિજાનાતિ**) ત્યારપછી સત્યને ( કોઈ ) કહી શકે. સમજ્યા વગરનો સત્યને કહી શકે નહીં. (કારણ કે) સમજનારોજ પુરૂષ તેને બોલી શકે. પણ એ વિજ્ઞાન (સમજણ)ની જીજ્ઞાસા કરવી જોઇએ. ભગવન્, વિજ્ઞાનની હું જીજ્ઞાસા કરૂં છું.

---

(૧૬. ૧) નારદે એમ જાણ્યું કે પ્રાણ એજ પરમાર્થ સત્ય છે, તેથી તેણે એના ઉપરનું અથવા અધિક શું હશે તેવો પ્રશ્ન ૧૫ મા ખંડમાં કર્યો નહીં. પણ સનત્કુમારે જાણ્યું કે નારદનું જ્ઞાન અહીંથી અધુરૂં રહ્યું, તેથી પરમાર્થ સત્યનો પૂર્ણોપદેશ કરવાજ આ ખંડમાં એમણે કહ્યું કે પણ પરમાર્થ સત્ય સાથે અતિવાદી થાય તેજ ખરો અતિવાદી કહેવાય છે.

(૧૭.૧) અહીંથી આગળ હવે પરમાર્થ સત્યવાદી શી રીતે થઈ શકાય તેનો સનત્કુમાર શ્રુતિ દ્વારા નારદને બોધ કરાવે છે. સત્ય કાંઇ માત્ર સાંભળવાથીજ સમજવામાં આવી જતું નથી. જ્યાં સુધી એનો અનુભવ થાય નહીં, જ્યાં શુધી સત્યરૂપ થવાય નહીં, એટલે કે એ સત્યરૂપ જીવાત્મા થાય નહીં અને તેનો વ્યવહાર માત્ર એ રૂપેજ–સ્વભાવેજ–થાય નહીં, ત્યાં સુધી તે સત્યને જાણતો નથીજ. તેથી તેવો શબ્દજ્ઞાની સત્યવાદી સત્યને કહી શકે નહીં. અને જ્યાં સુધી આમ સત્યને કહી શકે નહીં, ત્યાં સુધી સર્વ પ્રાણ રૂપે હું છું એવું મિથ્યા ભાષણ

## અઢારમો ખંડ.

(૧) જ્યારે વિચારે (**મનુતે**) ત્યારેજ તે સમજાય છે. વિચાર્યા વિના (કશુંય) સમજાતું નથી. કારણ કે પુરૂષ વિચાર કરીનેજ સમજે છે. પણ વિચારની જીજ્ઞાસા કરવી જોઇએ. ભગવન્, હું વિચારની જીજ્ઞાસા કરૂં છું.

## ઓગણીસમો ખંડ.

(૧) જ્યારે શ્રદ્ધા રાખે ત્યારેજ વિચાર કરાય છે. શ્રદ્ધા રાખ્યા વગર વિચારાતું નથી (કારણ કે) પુરૂષ શ્રદ્ધા રાખી-નેજ વિચારે છે. પણ શ્રદ્ધાની જીજ્ઞાસા કરવી જોઇએ. ભગ-વન્, હું શ્રદ્ધાની જીજ્ઞાસા કરૂં છું.

## વીસમો ખંડ.

(૧) જ્યારે (ગુરૂસેવનાદિમાં) નિષ્ઠા રાખે ( તત્પરતાથી પ્રવર્તે) ત્યારેજ એને શ્રદ્ધા થાય છે (એમ સમજાય છે.) નિષ્ઠા રાખ્યા વગર શ્રદ્ધા થતી નથી, કારણ કે નિષ્ઠા રાખીનેજ પુરૂષ શ્રદ્ધા કરે છે. પણ નિષ્ઠાની જીજ્ઞાસા કરવી જોઇએ. ભગવન, હું નિષ્ઠાની જીજ્ઞાસા કરૂં છું.

---

કરીને તે ખરો 'અતિવાદી'' પણ થઈ શકે નહીંજ. પણ જો એ ખરો સત્યવાદી હોય તો "અતિવાદી" થવામાં એને જરાય વાંધો નથી. ત્યારે એવા સત્યને શીખાય શી રીતે ? શ્રુતિ કહે છે કે એની તો "જીજ્ઞાસા" જાણવાની તીવ્ર અને દૃઢેચ્છા થવી જોઇએ. ઇન્દ્રિયજન્ય સાધારણ સત્યજ્ઞાનને માટે એવી જીજ્ઞાસાની જરૂર નથી.

આવી જીજ્ઞાસા થવાથીજ આગળ "ભૂમા"નો ઉપદેશ કરેછે.

વિજ્ઞાનનો અર્થ વિવેકવાળું સત્યનું જ્ઞાન.

પહેલે ખંડ ૧૭ થી ૨૨ સુધીમાં જીજ્ઞાસુનાં ખરાં લક્ષણો શ્રુતિ ગણી બતાવે છે. આવા અધિકારીનેજ ભૂમાનું જ્ઞાન ફળે છે, એવાજ લક્ષણવાળો બ્રહ્મજ્ઞાની થાય છે એમ શ્રુતિનો ભાવાર્થ છે.

## એકવીસમો ખંડ.

(૧) જ્યારે ક્રિયા (ઇન્દ્રિયદમન સાથે ચિત્તની એકાગ્રતા) કરેછે, ત્યારેજ નિષ્ઠા રાખી શકાયછે; ક્રિયા વગર નિષ્ઠા રહેતી નથી. કારણ કે પુરૂષ ક્રિયા કરીનેજ નિષ્ઠા રાખેછે. પણ ક્રિયાની જીજ્ઞાસા કરવી જોઇએ. ભગવન્, હું ક્રિયાની જીજ્ઞાસા રાખુંછું.

## બાવીસમો ખંડ.

(૧) જો (ઈચ્છિત અને સંપૂર્ણ) સુખ મળતું હોય તોજ (પુરૂષ) ક્રિયા કરે છે.(એવું)સુખ ના મળે તો તે ક્રિયા કરે નહીં. કારણ કે સુખ દીઠા પછીજ પુરૂષ ક્રિયા કરે છે. પણ સુખની જીજ્ઞાસા કરવી જોઇએ. ભગવન્, હું સુખની જીજ્ઞાસા કરૂં છું.

## ત્રેવીસમો ખંડ.

(૧) જે ભૂમા (અપરિચ્છિન્ન) છે તે જ એવું સુખ છે. અલ્પમાં સુખ નથી. (કારણકે) ભૂમા એજ સુખ છે. પણ ભૂમાની જીજ્ઞાસા કરવી જોઈએ. ભગવન હું ભૂમાની જીજ્ઞાસા કરૂં છું.

---

૧. ભૂમા, અપરિચ્છિન્ન, મહત્, બહુ, નિરતિશય, બૃહત્, બ્રહ્મ એ સર્વે પર્યાય શબ્દો છે. અલ્પમાં સુખ નથી, કારણકે અલ્પનો આશ્રય કરતાં તો બહુની તૃષ્ણા રહે છે, અને તૃષ્ણા એ દુઃખનું મૂળ છે. દુઃખના મૂળમાં સુખ હોય નહીં. માટે અલ્પમાં સુખ નથી. તેથી "ભૂમા" એજ સુખરૂપ છે, એમ કહ્યું છે. આ ભૂમા તેજ 'આત્મા' છે, એમ ૨૫ મા ખંડમાં શ્રુતિનો બોધ છે. વળી જુવો. બ્રહ્મસૂત્ર. ૧. ૩. (૮-૯).

## ચોવીસમો ખંડ.

(૧) જ્યાં (જે સ્થિતિમાં-તત્વમાં) બીજા કોઇને તે દેખે નહીં (અનુભવે નહીં), બીજાને સાંભળે નહીં, બીજાને જાણે નહીં, તે (તત્વાવસ્થા) "ભૂમા" છે; પણ જ્યાં એ બીજાને દેખે, બીજાને સાંભળે, બીજાને જાણે ત્યાં એ 'અલ્પ'(અવસ્થા) છે. જે "ભૂમા" છે તે અમૃત-અમર-છે, અને જે અલ્પ છે તે મર્ત્ય (મરણ ધર્મશીલ) છે.

ભગવન્ ! એવો એ (ભૂમા) શેમાં પ્રતિષ્ઠાવાળો છે ?

(સનત્કુમાર.) પોતાનાજ (સ્વના) મહીમામાં; અથવા મહીમામાંય નહીં. (૨) એણે કહ્યું કે, ગાયો કે ઘોડાને અહીં (લોક) મહીમા કહેછે: તેમજ હસ્તિ, હિરણ્ય, દાસો, ભાર્યા, કે વિશાળ ક્ષેત્રોને. પણ જરૂર હું એવો (મહીમા) કહેતો નથી, એમજ કહુંછું. કારણ કે એતો એક (પદાર્થ) બીજા (પદાર્થ)માં પ્રતિષ્ઠિત છે એમ જ થાય ! (પણ ભૂમા તો પોતામાં જ પ્રતિષ્ઠિત છે.)

---

(૧.) આ દેખે નહીં તે દેખવાની શક્તિ છતાં દેખે નહી એમજ છે. જુવો. બૃહ. ૪. ૩. ૨૩; છાંદો. ૮. ૧૨. ૩, અને છાં. ૮. ૨. ૧. ની જ્યોતિ.

અહીં બીજાને દેખે નહીં એ વાક્યને "બીજા કોઇને દેખે નહીં, પણ આત્માને તો દેખે," એવા અર્થમાં લેવાનું નથી. કારણકે જો આત્મા ભિન્ન જ્ઞેયરૂપે સમજાય તો તેનો પણ "બીજા કોઇને દેખે નહીં." એમ કહીને શ્રુતિએ નિષેધજ કર્યો છે. બીજાને દેખે નહીં ત્યાં દ્રષ્ટા આત્મા એકલોજ અદ્વિતીય એક રસ રૂપેજ રહે છે, અને જ્ઞેય માત્ર વિરામી જાય છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એકલા 'જ્ઞ'રૂપ થઇને જ્ઞાન-માંજ સમાઈ જાય છે. સર. બૃ. ૨. ૪. (૧૨. થી ૧૪.)

જુવો. બ્ર. સૂ. ૧. ૩. (૮-૯),

## પચીસમો ખંડ.

(૧) એવો એજ(ભૂમા)તળે છે, એજ ઉપર છે; એ પાછળ છે, એ આગળ છે, એ જમણે છે, એ ડાબે છે. આ સર્વ એજ છે. (જેમાં એની પ્રતિષ્ઠા થાય તેવી બીજી કોઈ વસ્તુ જ નથી).

હવે 'અહંકાર'નો આદેશ–ઉપદેશઃ 'હું'જ (એકલો) તળે છું. 'હું'જ ઉપર છું. 'હું' પાછળ છું. 'હું' આગળ છું, 'હું' જમણે છું. 'હું' ડાબે છું. આ સર્વ 'હું' જ છું.

(૨) હવે 'આત્મા'નો આદેશ–ઉપદેશઃ આત્માજ (એકલો) તળે છે, આત્માજ ઉપર છે. આત્મા પાછળ છે. આત્મા આગળ છે, આત્મા જમણે છે, આત્મા ડાબે છે. આ સર્વ આત્માજ છે. જે કોઇ આ પ્રમાણે જોતો, આ પ્રમાણે વિચારતો, આ પ્રમાણે સમજતો હોય તે આત્મામાં રતિવાળો, આત્મામાં ક્રીડાવાળો, આત્મામાં મિથુનવાળો, આત્મામાં આનંદવાળો, એવો સ્વરાટ્ (પોતેજ રાજા) થાય

(૧) સર. મુંડ. ૨. ૨. ૧૧. ભૂમાનેજ ત્યાં બ્રહ્મ કહ્યું છે.

(૨) અહીં પણ શ્રુતિ સ્પષ્ટ બોધ કરે છે કે, આત્મજ્ઞાનથી જ મુક્તિ છે, અને તેનાથી બીજું જાણનારો બીજા લોકોમાંજ જાય છે. સરખાવો. બૃ. ૩. ૮. ૧૦; બૃ. ૪. ૪. ૧૪; બૃ. ૧. ૪. ૧૫; છાંદો ૨. ૨૩. ૧; તૈ. ૨. ૬; ૨. ૮. ૫; તૈ. ૨. ૧. ૧. શ્વેતા ૬. ૧૫. છાંદો ૮. ૧. ૬.

તે સ્વરાટ્ એટલે સ્વતંત્ર સત્તાધિશ, અથવા જેનું અસ્તિત્વ અન્ય કોઈની અપેક્ષા રહિત છે એવા પરમાત્મ સદ્સ્વરૂપે થાય છે. જ્યાં બીજો રાજા છે એમ કોઇ માને ત્યાં એની પોતાની સત્તા પેલા બીજાની સત્તાએજ ઉભી રહે છે; તેથી એનું પોતાનું અસ્તિત્વ પણ સાપેક્ષ બને છે, એટલે તે મિથ્યા, અનિત્ય છે. આવી પરલોક ભોગની ઉત્કંઠા અજ્ઞાની જીવનેજ થાય છે.

છે; અને તેનો બધાય લોકોમાં સ્વેચ્છાચાર (સ્વતંત્ર સંચાર) થાય છે.

હવે જેઓ આથી અવળું સમજે છે તેમને જ્યાં બીજો (ઉપરી) રાજા છે એવા નાશવાન્ લોકો મળે છે, અને બધાય લોકોમાં તે સ્વતંત્ર સંચારવાળા થતા નથી.

## છવીસમો ખંડ.

(૧) આ પ્રમાણે જોનારને, આ પ્રમાણે વિચારનારને, આ પ્રમાણે સમજનારને જરૂર આત્મામાંથીજ પ્રાણ, આત્મામાંથી આશા, આત્મામાંથી સ્મૃતિ; આત્મામાંથી આકાશ, આત્મામાંથી તેજ, આત્મામાંથી જળો, આત્મામાંથી આવિ-

---

(૧) સર૦ કઠ. ૪ (૧૦-૧૧); મુ. ૩. ૭ ૩; બૃહ. ૧. ૪. ૭; કર્મો માટે જુવો. મુ. ૧. ૫. ૨૧. સર૦ ઐત. ૫. ૩ માં પ્રજ્ઞાનેત્ર. આટલે સુધીના સનત્કુમારના બોધનો સારવાળો ઉપસંહાર અહીં શ્રુતિ પોતેજ કરી બતાવે છે, અને સ્પષ્ટ સમજાવે છે કે આ સર્વ જ્ઞેય માત્ર આત્માનો સંકલ્પજ છે, અને એનીજ કામનાનું આ સ્ફુરણ છે. એ વસ્તુતઃ સત્ય-નિત્ય-નથી, અને તે નાશવાન છે. અને એ આત્મા તે 'હું'જ છું, એજ બ્રહ્મ, એજ ભમી છે.

વાક્‌ના ચાર વિભાગ કરવામાં આવે છે. પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી. જે વાક્-જ્ઞાન-શક્તિ પરમાત્મામાં અવ્યક્ત રહેછે તે પરા. જ્યારે તે 'જ્ઞ' રૂપે વ્યવહાર માત્રને એક સરખી રીતે પ્રકાશી રહેછે ત્યારે તેને પશ્યન્તી કહેવાય છે. વિજ્ઞાનથી તે મન સુધીના તમામ માનસિક વ્યાપારમાં અસ્પષ્ટ રીતે એ પ્રકટ થાય છે ત્યારે તેને મધ્યમા કહેવાયછે. જ્યારે તે શબ્દના સ્પષ્ટ રૂપે નામાદિમાં પ્રકટ થાયછે ત્યારે તે વૈખરી કહેવાય છે. 'બાવાજીની' ત્રણ પગે આવી ખોડી ઘોડી આ છેલ્લી વૈખરીવાળા એકજ પગે બહારનો બધો વ્યવહાર ચલાવે છે, અને તે ભાષાદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કરી પાતાળમાંથી પરમાત્મા રૂપી પાણીને શોધી કાઢે છે.

ર્ભાવો ( પ્રકટ થવું તે ) અને તિરોભાવો (અદૃશ્ય થવું તે), આત્મામાંથી અન્ન; આત્મામાંથી બળ, આત્મામાંથી વિજ્ઞાન, આત્મામાંથી ધ્યાન, આત્મામાંથી ચિત્ત, આત્મામાંથી સંકલ્પ, આત્મામાંથી મન, આત્મામાંથી વાણી, આત્મામાંથી નામ; આત્મામાંથી મંત્રો, આત્મામાંથી કર્મો, એમ આત્મામાંથીજ આ બધુંય (થતું દેખાય છે). (૨) તેનો આવો શ્લોક છે કે: "આત્મવિદ્ ( **पश्यः** આત્મને જોનાર ) મૃત્યુને દેખતો (અનુભવતો) નથી, તેમજ રોગ કે દુઃખતા(દુઃખ) ને અનુભવતો નથી. એ આત્મવિદ્ સર્વ(આત્મા)ને જુવે છે; સર્વ બાજુએથી સર્વને પામેછે. એકલો હોય છે તે (જાણે) ત્રણ રૂપે થાય છે, પાંચ, નવ અને પાછો અગિયારમો (થતો) સાંભળ્યો છે, તે એકસો ને દશ, અને હજાર ને વીસ (થાય છે)."

આહારની શુદ્ધિમાં સત્વની શુદ્ધિ (રહે) છે, સત્વશુદ્ધિમાં નિશ્ચલ (આત્માની) સ્મૃતિ (રહે) છે, અને એવી સ્મૃતિ રહેતાં હૃદયની ગાંઠો વછુટી જાય છે.

તે (રાગદ્વેષાદિ) મળ ધોવાઇ ગએલા નારદને ભગવાન સનત્કુમારે (આમ) અજ્ઞાનનો પાર–ઉતાર–બતાવ્યો હતો. એમને (સનત્કુમારને તેથી) 'સ્કંધ' એમ કહે છે: એમને સ્કંધ એમ કહે છે.

---

## સાતમો પ્રપાઠક સંપૂર્ણ.

---

(૨) આત્માની ઇન્દ્રજાળ પેઠે થતી વૃદ્ધિને માટે સર. ગ્રં. ૨. ૫. (૧૮–૧૯.)

સત્વશુદ્ધિ સંબંધી જુવો. છાંદો. ૬. ૩. (૧–૩) જ્યોતિ. મુંડ ૩. ૧. (૮–૯). જુવો વળી શ્વેતા. ૫. ૧૪. ત્યાં અંતઃકરણની સત્વશુદ્ધિ કહી છે.

## પ્રપાઠક આઠમો.

---

### પહેલો ખંડ.

(૧) ૐ. હવે જે આ બ્રહ્મપુરમાં (નામરૂપાત્મક શરીરમાં) નાના કમળ જેવું (હૃદયરૂપી) વેશ્મ–ઘર–છે, તેમાં નાનું (**દહરઃ**-સૂક્ષ્મ) અંતરાકાશ છે, તેમાં જે અંદરનું (આત્મસ્વભાવ) છે, તેને શોધવું જોઇએ. જરૂર તેની જ જીજ્ઞાસા કરવી જોઈએ,

---

(૧) દહર હૃદયાકાશની અંદર છે તે સદ્દેવતા-પરમાત્માજ છે, જુવો. બ્ર. સૂ. ૧. ૩.(૧૪-૧૫).જુવો. બૃ. ૪. ૪. ૨૨. છાં. ૬.૧૨ ખંડ.

છઠ્ઠા પ્રપાઠકમાં સદ્દેવતાનું વિરાટ સ્વરૂપ સમજાવ્યું. અને એ સ્વરૂપના સંબંધી બધી શંકા દૂર કરીને, સાતમામાં એવા સદ્‌માંથી કયા ક્રમે આ નામ રૂપાત્મક પ્રપંચની ઉત્પત્તિ થઇ છે, અને થયા કરે છે, તે સમજાવ્યું. અને એમ સમજાવતાં વિરાટ દૃષ્ટિને અધ્યાત્મ તરફ પ્રેરી, અને કામનાથી માંડી સર્વ જ્ઞેય તે કેવળ નામ માત્રજ છે એમ બતાવ્યું. પછી સર્વ ક્રિયા માત્ર નિરતિશય સુખને અર્થેજ થાય છે એમ કહીને સુખ તે ભૂમાજ છે, અને તે આત્માજ છે, એમ સમજાવી અભ્યાસકને આત્મલક્ષ કર્યો. હવે આ છેલ્લા પ્રપાઠકમાં 'હું' એવા આત્માનું શ્રુતિ નિરૂપણ કરે છે.

જેમ જીવાત્માનું શરીર, જેમાં વિજ્ઞાન પ્રકટ થાય છે, અથવા જીવતો આત્મા જેમાં કેન્દ્રિય થઇને જીવ કહેવાય છે, તે બુદ્ધિ કે અંતઃકરણ છે, તેમજ વ્યક્ત બ્રહ્મનું વિરાટનું–હિરણ્યગર્ભનું શરીર પણ આકાશની અત્યંત સૂક્ષ્મ ધાતુ છે. આ બેયથી ઉપરનું અને એમનું આયતનરૂપ ચૈતન્યરૂપ મહદાત્મ અવ્યક્ત હિરણ્યગર્ભરૂપે હૃદયાકાશની અંદર છે તેને અહીં શ્રુતિએ પ્રથમ વર્ણવ્યું છે. જુવો. છાંદો. ૮. ૩. ૪.

તેમાં જે આત્મા જીવભાવે કેન્દ્રિત થઇ પ્રતિબિંબની પેઠે 'હું' એમ કરી રહે છે, તેવા પરમ આત્માને શોધવો જોઇએ. તે નિર્વિકાર,

(૨) તે(આચાર્ય)ને જો ( શિષ્ય ) પૂછે કે, જે આ બ્રહ્મપુર(શરીર)માં નાના કમળ જેવડુ ઘર(હૃદય)છે અને તેમાં નાનું અંતરાકાશ છે, ત્યાં તે એવું શું જણાય છે કે જેને શોધવું પડે, અને જેની જીજ્ઞાસા કરવી પડે? ' તો એણે (આચાર્યે) કહેવું કે, (૩) જેવડુ મોટું આ બહારનું આકાશ (ખં) છે, તેવડું મોટું ખરે આ અંતર હૃદયે આકાશ છે. સ્વર્ગ અને પૃથિવી બન્નેય એમાં સમાઈ જાય છે, તેમજ અગ્નિ અને વાયુ બન્નેય, સૂર્ય અને ચંદ્ર બન્નેય, વિદ્યુત્ અને નક્ષત્રો બન્નેય, અને એ(પુરૂષ)નું અહીં (વ્યવહારમાં) છે તે, અને નથી તેય, એમ સર્વ એ(અંતરાકાશ)માં જ સમાઈ જાય છે, આવી જાય છે.

(૪) તેને કહિ (શિષ્ય) પૂછે કે, જો આ સર્વભૂતો અને સર્વ કામનાઓ એમ એ બધુંય તે બ્રહ્મપુરમાં સમાયલું હોય, આવી ગયું હોય, તો એ (શરીર–બ્રહ્મપુર) જ્યારે જીર્ણ થાય, કે ભાગી જાય, ત્યારે એમાંથી છેવટે શેષ શું

---

નિષ્કલ, અમર, અજ, અવ્યયને ખોળવો જોઇએ, એવો શ્રુતિનો બોધ છે. તે હૃદયાકાશ તે માત્ર હૃદય જેવડુંજ નથી, પરંતુ તે આકાશમાં તો બધુંય સમાઇ જાય છે. કારણકે આત્મા ત્યાં કેન્દ્રિત થઇને વ્યક્ત થાય છે, એટલે તે આખા જગત્નીય પારના વિસ્તારવાળું છે. તેથી તે મોટાથી મોટું અને સૂક્ષ્મથીય સૂક્ષ્મ છે, એવો બોધ આગળ શ્વેતકેતુદ્વારા શ્રુતિએ કરેલો છે. વળી જુ. મુંડ. ૩. ૨. ૭. તૈત્તિ ૧. ૬. ૧. જુવો. કઠ. ૪. (૧. ૫.). કેન. ૨. ૧.

(૨.) સરખાવો બૃહદ્ ૩. ૯ (૨૦થી૨૪). હૃદયમાં રહેલા વિજ્ઞાન આત્મામાંજ–બુદ્ધિમાંજ સર્વ જ્ઞેયની પ્રતિષ્ઠા છે, એટલે સર્વ બાહ્યાભ્યન્તર ભૂતો તથા વિજ્ઞાનોનો આશ્રય કેવળ બુદ્ધિ છે, તેથી તેવું સર્વ જગત્ આ હૃદયાકાશ રૂપી આત્મામાંજ સ્થિર છે, એમ શ્રુતિએ અહીં તેમજ બૃહદારણ્યમાં ઉપદેશ કર્યો છે. જુવો છાં. ૬. ૧૨. ૧.

પડ્યું રહે છે ? (૫) તો એણે (ગુરૂએ) કહેવું કે, આ (નામરૂપના શરીર—બ્રહ્મપુર)ના જીર્ણ થવાથી એ સત્ય બ્રહ્મ-

---

છાંદો ૭, ૨૬. ૧. જુવો બૃ. ૨. ૫. ૧. જ્યોતિ. સર૦ છાંદો ૩. ૧૨ (૬–૯). કાંઇ ન જણાય તેમાંથીય જગત્‌ની ઉત્પત્તિને માટે જુવો છાંદો ૬. ૧૨. ખંડ જ્યોતિ.

(૫.) આ મંત્રમાં શ્રુતિ કહે છે કે પુરૂષનો સર્વ વ્યવહાર રાજાની આજ્ઞાથીજ એટલે કે કાર્યકારણની માળાને ધારી રહેલા ઇશ્વરના સંકલ્પ પ્રમાણેજ થયા જાય છે. અહીં જો પ્રશ્ન ઉઠે કે, ત્યારે કર્મ કરવું કે ન કરવું એવા નિર્ણયને માટે જીવ સ્વતંત્ર છે કે પરતંત્ર ? તો જીવના સ્વાતંત્ર્યમાટે વિચારો ગીતા ૨. (૪૭–૪૮) જ્યોતિ. અને બ્ર. સૂ. ૨. ૩. ૩૭ જ્યોતિ. વળી જુવો ડ્યુસેન ઉપ. પૃ. ૨૦૯, છાંદો ૮. ૧. ૬; ૮. ૫. ૪; ૭. ૨૫. ૨; કૌષી. ૩. ૯ નો છેલ્લો ભાગ.

જીવાત્મા સદા આ ઇશ્વરના નિયમથી બદ્ધજ છે, પણ જ્યાં એ આત્મજ્ઞ થાયછે, ત્યાં સ્વરૂપમાં સ્થિત હોઇને તે સત્યસંકલ્પ થતાં સ્વતંત્ર બનેછે, અને છઠ્ઠા મંત્રમાં કહ્યા પ્રમાણે સર્વે લોકમાં તેનો સ્વેચ્છાએ સંચાર થાયછે. આ સત્ય સંકલ્પોના યથાર્થ બોધ માટે બીજો ખંડ જુવો.

આ સ્વતંત્રતા કે પરતંત્રતાનો વિચાર બુદ્ધિનાજ પ્રદેશનો છે, એટલે તે કાર્યકારણ સંઘાતમાંજ પડેલો છે. પરમાર્થતાએ તો એવા વિચારને આત્મામાં સ્થાન જ નથી.

હૃદયાકાશરૂપ સદ્દેવતાને જ્યારે સંસારની વાસનાઓ રહે, ત્યારે તેની એવી ભોગવાસનાની ઉપાધિવાળા પ્રાકટ્યને જીવાત્મા કહે છે. એટલે એવી વાસનાઓની ઉપાધિમાં તે 'અહં'ભાવવાળો હોય છે. એવી વાસનામાંના અહંભાવને છોડીને જ્યાં તે હૃદયાકાશમાં 'સ્વ' રૂપે થાય છે ત્યાં તે સર્વાત્મન્ મહદ્‌ના સ્વરૂપે થાય છે. અને ત્યાં એ વિરાટતંત્રના અભિમાનવાળો થતાં ઇશ્વરપદને પામેછે. એવું હૃદયાકાશની અંદર રહેલું કેવળ ચૈતન્ય તત્વ તેજ વિશુદ્ધ આત્માછે. તેજ પાપથી મુકત છે, તે અમર છે, તે શોક રહિત છે. એમ ઓળખતાં આત્મભાવને પામીને જીવનમુક્ત થવાયછે.

પુર ( હૃદયાકાશ ) જીર્ણ થતું નથી, આ( દેહ)નો વધ થવાથી એનો વધ થતો નથી. એ (સત્ય બ્રહ્મપુર)માંજ કામનાઓ સમાઇ રહે છે.

આવો (હૃદયસ્થ) આત્મા પાપથી મુક્ત છે, જરારહિત છે, મૃત્યુરહિત છે, શોકરહિત છે, ક્ષુધારહિત છે, તૃષા રહિત છે; સત્ય (સફળ) કામનાવાળો છે, સત્ય સંકલ્પવાળો છે. (એને ઓળખી લેવો જોઇએ. નહીં તો) જેમ અહીંયાં પ્રજા જે જે દેશ કે ખેતરની ઇચ્છાવાળી થાય તેના ઉપર રાજાનાજ હુકમને અનુસાર તે ગુજારો કરે છે, તેમજ (ઈશ્વરી નિયમનેજ અનુસરીને પુરૂષ કર્મફળને ભોગવે છે. સ્વતંત્ર પણે નહી).

(૬) (વળી) જેમ અહીંના કર્મોથી મેળવેલા લોકનો ક્ષય થાય છે, તેજ પ્રમાણે પુણ્યથી મેળવેલો પરલોક પણ ક્ષીણજ થાય છે. તેથી અહીંજ આત્મા અને સત્ય કામનાઓને (ગુરૂઉપદેશથી) અનુભવ્યા વગર જે (દેહ) છોડે છે, તેમનો

---

આ "સત્ય કામનાવાળો" અને "સત્ય સંકલ્પવાળો" એ શબ્દોનું ભાષાન્તર મેક્ષમુલરે આવું કર્યું છે, "Which desires nothing but what it ought to desire, which imagines nothing but what it ought to imagine". એટલે કે 'સત્ય'નો અર્થ એમણે આ રીતે "યથાર્થજ," "કરવા યોગ્યજ" એવો કર્યો છે, અને તે બરાબર છે. કારણ કે, આત્માની તેવી મહદ્ અવસ્થામાં કરવા યોગ્ય કામના તથા સંકલ્પો આપણા સંસાર વ્યવહારમાં જ્યાં વિવિધતાવાળા અને ઈશ્વર નિયમથી વિરૂદ્ધ પણ સંકલ્પાદિ થાય છે, તેવા ત્યાં નહીંજ હોઇ શકે. સર બ્ર. સૂ. ૪. ૪. પાદ. વળી જુવો બ્ર. સૂ. ૩. ૩. (૫૩–૫૪) જ્યોતિ.

(૬). અહીંજ ઓળખવા માટે જુવો. બૃ. ૪. ૪. ૧૪; ૬, ૨. ૧૫; કઠ. ૫. ૬; પુણ્યના ક્ષયને માટે સર. બૃ. ૬. ૨. ૧૬; અને બૃ. ૩. ૮. ૧૦.

સર્વે લોકોમાં સ્વેચ્છાચાર-સ્વતંત્ર પ્રવેશ-થતો નથી; પણ જેઓ અહીંજ આત્માને અને સત્યકામનાઓને અનુભવીને મરી જાય છે તેમનો સર્વે લોકોમાં કામચાર (સ્વતંત્ર પ્રવેશ–સંચાર) થાય છે.

---

## બીજો ખંડ.

(૧) એવો (આત્મવિદ્) જો પિતૃલોકની કામનાવાળો થાય, તો કેવળ સંકલ્પથીજ એના પિતૃઓ આવીને ખડા

---

(૧) આગલા ખંડના છટ્ઠા મંત્રમાં જે અહીંજ આત્માને અને સત્ય સંકલ્પોને ઓળખવાનો ઉપદેશ કર્યો છે, તે સત્ય સંકલ્પોનું સ્વરૂપ આ બીજા અને ત્રીજા ખંડમાં હવે શ્રુતિ સમજાવે છે.

આ સંકલ્પોનો મહીમા જાણીને કોઇને સાશ્ચર્ય આનંદ થશે કે અહો મનુષ્યનો શો પ્રભાવ, કે ઇશ્વરના કરતાં પણ એની શકિત અહીં વધારે જણાય છે! કારણ કે ઇશ્વરની સૃષ્ટિ તો કાર્યકારણના નિયમનેજ અનુસરીને ઉત્પન્ન થતી અનુભવીએ છીએ, ત્યારે આત્મવિદ્ તો સંકલ્પ માત્રથીજ મરી ગએલાં સંબંધીનેય અહીં ખડાં કરી દે એમ શ્રુતિ કહે છે! આવો આનંદ થતાં જ્યાં એવો સંકલ્પ કરીને પિતૃઓને અહીં ખડાં કરવા તે મથે છે ત્યાં તરત એને ખબર પડે છે કે પિતૃઓ તો કાંઇ જણાતાં નથી! ત્યારે શ્રુતિવાકયનું શું? આવા હર્ષ અને શોકથી પીડાતા સંસારીને શ્રુતિનું એટલું કથન બરાબર સમજાવવાની જરૂર છે, કે આત્માના જ્ઞાનવાળા એટલે આત્મસ્થનાજ સંકલ્પો સત્ય થાય છે. એટલે આવા સંકલ્પો તે કયા તેની વધારે ચોખવટ શ્રુતિ પોતેજ ત્રીજા ખંડમાં કરે છે. અને સંસારીની આ અધુરી દૃષ્ટિને વિસ્તાર પૂર્વક સમજાવીને ત્યાં તેને સંપૂર્ણ કરે છે. આત્મજ્ઞાની મહદાત્મા રૂપ થાય છે, તો એના તે વખતના સંકલ્પો આપણને જેમ અહીં થાય છે તેવાજ એટલે કે આત્માથી 'સ્વ'થી જૂદા ભાવવાળા થતા હશે કે કેમ? જાણે તેના ઉત્તરમાંજ ભગવાન શંકર છાંદો. ૮. ૧૨. ૩ ના ભાષ્યમાં સ્પષ્ટ કહે છે કે ' द्रष्टुः अन्यत्वेन

થાય છે. એવા પિતૃલોકને પામીને એ મહીમા ભોગવે છે. (૨) કદિ એ માતૃલોકની કામનાવાળો થાય, તો કેવળ સંકલ્પથીજ એની માતાઓ ખડી થાય છે. એવા માતૃલોકને પામીને એ મહીમા ભોગવે છે. (૩) કદિ એ ભ્રાતૃલોકની કામનાવાળો થાય તો કેવળ સંકલ્પથીજ એના ભ્રાતાઓ ખડા થાય છે. એવા ભ્રાતૃલોકને પામીને એ મહીમા ભોગવે છે. (૪) કદિ એ ભગીની લોકની કામનાવાળો થાય, તો કેવળ સંકલ્પ માત્રથી એની બ્હેનો ખડી થાય છે. એવા ભગિની

---

**कामानाम् अभावात् न पश्यति** ' દષ્ટાથી જૂદા અન્યભાવે આ કામો નથી હોતા તેથી આ સંકલ્પોને દેખે છતાં આપણને જેમ બુદ્ધિમાં તે અન્ય અને જૂદા રૂપે જણાય છે તેમ આત્મવિદ્‌ના એ સત્ય સંકલ્પો એને પોતાથી જૂદા જણાતા નથી. એટલે તેમને એ બ્રહ્મલોકમાં દેખતાં છતાં આપણે જે અર્થમાં દેખવું-જાણવું-બુદ્ધિ વ્યવહારમાં સમજીએ છીએ તેમ, એ દેખતો કે જાણતો નથી. જુવો. બૃહ. ૪. ૩. ૨૩. અને તે ઉપરની જ્યોતિ. અને આજ કારણથી શ્રુતિનો આ ખંડનો બોધ છાંદો. ૭. ૨૪. ૧. માં 'ભૂમા' એટલે જ્યાં બીજાને જુવે નહીં બીજાને જાણે નહીં તે 'ભૂમા', એવા બોધની વિરૂદ્ધ નથી; કારણ કે એ જાણતાં છતાં ત્યાં અન્યના અભાવે જાણતો નથી, અને ભોગવતાં છતાં આપણે બુદ્ધિદ્વારા ભોગવીએ છીએ તે રૂપે તે ભોગવતો નથી. જુવો. તૈ. ૨. ૧. ૧. 'તે સર્વજ્ઞ એવા બ્રહ્મની સાથે મળી જઇને સર્વ કામનાઓને ભોગવે છે.' વળી જુવો. છાં. ૮. ૧૨. ૫; મુંડ. ૩. ૧. ૧૦; બૃ. ૧. ૪. ૧૫; તૈત્તિ. ૩. ૧૦ ૫. અને બૃ. ૧. ૫. (૧૭–૧૮). વળી જીવતાંય આવો બ્રહ્મવિદ્ જ્યાં સત્ય સંકલ્પોને અનુભવે ત્યાં તે કેવળ ઈશ્વરનાજ સંકલ્પોને અનુવર્તી બની રહે છે. કારણ કે બ્રહ્મવિદ્ યોગી ઇશ્વર ભાવનેજ પામેલો, તદ્રૂપ થએલો છે; એટલે ઇશ્વરથી વિલક્ષણ સંકલ્પો એને થાય જ નહીં એજ ન્યાય છે.

આ ખંડમાં જે સંકલ્પ વિભૂતિનું વર્ણન છે, તે બ્રહ્મવિદ્‌ની વિભૂતિનો મહીમા બતાવવા પુરતુંજ શ્રુતિએ કર્યું છે.

લોકને પામીને એ મહીમા ભોગવેછે. (૫) કદિ એ મિત્ર-લોકની કામનાવાળો થાય, તો કેવળ સંકલ્પથીજ એના મિત્રો ખડા થાયછે. એવા મિત્રલોકને પામીને તે મહીમાને ભોગવેછે. (૬) કદિ એ ગંધમાલ્ય લોકની કામનાવાળો થાય, તો કેવળ સંકલ્પથીજ (એને માટે) સુગંધીયો અને પુષ્પની માળાઓ ખડી થાયછે. તેવા ગંધમાલ્ય લોકને પામીને એ મહીમાને ભોગવેછે. (૭) કદિ એ અન્નપાન લોકની કામ-નાવાળો થાય, તો સંકલ્પ માત્રથીજ અન્નપાનો ખડાં થાય છે. તેવા અન્નપાનના લોકને પામીને તે મહીમાને ભોગવેછે. (૮) કદિ એ ગીતવાદિત્ર લોકની કામનાવાળો થાય તો સંક-લ્પ માત્રથીજ સંગીત અને વાદિત્રો ખડાં થઈ જાયછે. તેવા ગીતવાદિત્ર લોકને પામીને એ મહીમાને ભોગવેછે. (૯) કદિ એ સ્ત્રીલોકની કામનાવાળો થાય તો કેવળ સંક-લ્પથીજ તેની સ્ત્રીઓ ખડી થાયછે. એવા સ્ત્રીલોકને પામીને તે મહીમાને ભોગવેછે. (૧૦) એ જે જે વસ્તુની કામના-વાળો થાય, અને એ જે જે કામનાને ઇચ્છે, તેના કેવળ સંકલ્પથીજ તે તે ખડી થઇ જાયછે. (અને) તેને પામીને તે સુખી અને મહીમાવાળો થાયછે.

---

## ત્રીજો ખંડ.

(૧) આવી તે સત્ય કામનાઓના ઉપર અનૃતનું (અ-

---

(૧) મહદ્‌નો પ્રકાશ બે ભાવે પ્રકટ થાય છે; એક ઇશ્વર, અને બીજો જીવ. જીવભાવ પોતાના ‘સ્વ’ એટલે ઇશ્વરભાવને ભૂલવાથીજ સ્ફુરે છે. અને ત્યારે એનો જે ‘સ્વ’ભાવ, જે ઇશ્વરભાવજ છે, તે આવી અવિદ્યાથી છાવરાય છે. હવે તે ‘સ્વ’ભાવેજ સત્ય સંકલ્પવાળો છે, પણ જીવભાવે નહીં. અને સ્વભાવે આવો છતાં, જીવભાવે જ્યારે અહીં સંસારમાં એ અનેક અસત્ય કામના કરે છે, અને તે ફળતી

વિદ્યાએ થતી અસત્ય કામનાઓનું ) ઢાંકણ (આવરણ) છે. તેઓ સત્ય છતાં અસત્યથી (સંસારના વ્યવહારમાં પણ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી) ઢંકાયલીજ છે, કારણ કે અહીંથી કોઈનું જે મરી જાય છે તે ( સંકલ્પ કર્યા છતાં ) પાછું અહીંજ એને જોવાને મળતું નથી.

(૨) હવે એનાં જે અહીંયાં જીવતાં અને મરેલાં (સંબંધીઓ) અને બીજું જે કાંઇ એ ઇચ્છે છતાં એને નથી મળતું, તે સર્વ આમાં ( હૃદયાકાશમાં–સત્યબ્રહ્મમાં ) જતાં તેને મળેછે; કારણકે અહીં ( સંસારમાં ) એ સાચી કામનાઓ અસત્ય(કામના)ના આવરણથી ઢંકાયલી હોય છે. તેથી જેવી રીતે સોનાનો ભંડાર ભોંયમાં સંતાડેલો હોય છતાં સ્થાનને (ક્ષેત્રને) નહીં જાણનારા તેના ઉપર થઇને ચાલી જાય છતાં તે(ભંડાર)ને મેળવી શકતા નથી, તેજ પ્રમાણે આ સર્વે પ્રજાઓ (પ્રાણીઓ) રોજને રોજ (સુષુપ્તિમાં) જતાં છતાં આવા (હૃદયાકાશરૂપી) બ્રહ્મલોકને પામી શકતા નથી, કારણ કે અસત્ય (અવિદ્યા) તેમને બહાર તાણી લાવે છે.

---

નથી, ત્યારે એને જરૂર એમજ થાય છે કે હું સત્ય સંકલ્પવાળો નથીજ. પણ જ્યાં પાછો એ ઇશ્વરભાવમાં ભળે છે ત્યાં એનું સ્વાભાવિક ઐશ્વર્ય એને પ્રાપ્ત થાય છે, જીવભાવમાં નહીં, એમ શ્રુતિનો બોધ છે. અસત્ય કામનાઓ તે 'સ્વ'ભાવથી વિપરિત, અર્થાત માયિક જગત્‌ના ભોગની જે કામનાઓ છે તે. તે માયિક કામનાઓ તો ઇશ્વરે નિર્માણ કરેલા નિયમેજ ફળવાવાળી છે, તેથી જીવભાવની કામનાઓમાં એનું સત્યસંકલ્પત્વ બનતું નથી.

(૨) 'અવિદ્યા બહાર તાણી લાવે છે,' તેને માટે સર. બૃ. ૧. ૪. ૧૫ અને છાં. ૬. ૧૬ ખંડની જ્યોતિ. સુષુપ્તિમાં આ હૃદયાકાશરૂપી બ્રહ્મલોકને પામે છે, તેને સરખાવો છાંદો. ૬. ૮. ૧. અને જુવો બ્ર. સૂ. ૧. ૩. ૧૫.

(૩) આવો એ (સત્યસંકલ્પ) આત્મા હૃદયમાં છે. તેનો આવો વ્યુત્પત્તિ અર્થ (**निरुक्त**) છે, કે **हृदि** એટલે હૃદયમાં, '**अयं**' એટલે આ; હૃદયમાં આ છે, તેથી (તેને) 'હૃદય' (કહેવાય છે). આમ સમજનાર રોજને રોજ (સુષુપ્તિમાં) સ્વર્ગમાં જાય છે.

(૪) હવે જે આ સંપ્રસાદ (હૃદય) છે, તે આ શરીરમાંથી (વાસના છોડી દઈને) ઉઠી ગયા પછી (તાદ્રુપ્યાભિમાન છોડયા પછી) શ્રેષ્ટ જ્યોતિરૂપને પામીને પોતા-

---

(૩) સુષુપ્તિમાં તો જ્ઞાની અને અજ્ઞાની બેય જાય છે, તો જ્ઞાનીના ગમનમાં વિશેષતા શી? શ્રુતિ કહે છે કે, અજ્ઞાનીને એ જરાય ખબર નથી કે હું પોતાના 'સ્વ'રૂપમાં જઈ આવ્યો. પણ જ્ઞાનીને તે ખબર હોય છે તેથી તેને "સ્વ"માં થતા ગમનનો 'સ્વર્ગ' પ્રાપ્તિરૂપ પરમ આનંદ થાય છે. જ્ઞાનીના એવા ગમનને 'સ્વર્ગ' કહે છે, એને 'બ્રહ્મલોક' કહે છે. સ્વર્ગ–સ્વર્ એ "સ્વ" અને "ઋ" ક્રિયાપદનું બનેલું છે. 'સ્વ' એટલે પોતાનું સ્વરૂપ, અને "ઋ" એટલે જવું તેથી પોતાના સ્વરૂપમાં થતું ગમન તે સ્વર્ગ. જ્ઞાનીને આની સમજણ છે તેથી એને આનંદ થાય છે. અજ્ઞાનીને તેની ખબરજ નથી તેથી શ્રુતિ કહેછે તેમ તેને એવી આનંદપ્રાપ્તિ થતી નથી.

(૪) સંપ્રસાદને માટે સર૦ બૃહ. ૪. ૩. ૧૫. છાંદો. ૮. ૧૨. ૩. પ્રશ્ન ૪. (૬–૮.). હૃદયનીય જે અંદર્ છે તેને માટે સરખાવો છાંદો. ૮. ૧. ૧. સાથે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. (૧૫, ૧૮, ૨૧).

સંપ્રસાદ એટલે સ્વપ્ન અને જાગ્રતની કામનાઓ શમી જતાં સુષુપ્તિના સંપૂર્ણ સુખવાળું હૃદય.

છાં. ૮. ૭. અને પાછળના ખંડોમાં પ્રજાપતિ જે આત્માનો ઉપદેશ ઇન્દ્રને કરે છે તે આત્મતત્વનું અહીંયાં નિરૂપણ કરીને તેનેજ અમર, અભય અને બ્રહ્મ કહ્યું છે; અને તેજ 'સત્ય' છે એમ કહી જાણે મૂ. ૧. ૬. ૩; બૃ. ૨. ૩. ૬. કૌષી. ૧. (૬–૭) ની વિદ્યાની જોડે તેનું અનુસંધાન કરે છે.

નાજ 'જ્ઞ' સ્વરૂપમાં ભળી જાય છે. એ આત્મા છે. તેણે (આચાર્યે) વળી કહ્યું કે એ અમર છે, ભયરહિત છે, એ બ્રહ્મ છે. આવા એ બ્રહ્મનું નામ "સત્યમ્" છે.

(૫) એવા એ ત્રણ અક્ષરો 'સ,તી,ય,' છે. તેમાં જે સત્ ('સ'કાર) છે તે અમર છે, જે તિ ('ત્'કાર) છે તે મર્ત્ય છે, જે 'યમ્' છે તેનાથી એ બેયને દોરે છે–નિયમે છે. આનાથી બેયને ("સત" અને "ત્"ને એટલે 'અમર' અને 'મર્ત્ય'ને) એ (આત્મા) નિયમે છે તેથી તે 'યમ્' (થયો). આવું જાણનાર રોજને રોજ સ્વર્ગમાં જાય છે.

---

## ચોથો ખંડ.

(૧) હવે જે આત્મા છે તે (સંસારરૂપી નદીનો જાણે) સેતુ (તટ) છે; આવા(ભોજ્ય)લોકોનો ભેળસેળ(અવ્યવસ્થિત) થઈ જઇને નાશ ના થાય તે માટે (વર્ણાશ્રમાદિનાં કર્મફળરૂપી ધર્મશ્રેણીનો ) એ આધાર (ધારી રાખનાર) છે. એ સેતુને રાત્રિદિવસો (કાળ) ઓળંગી ( ચઢીને પાર પામી ) શકતા નથી, (તેમજ) જરા, કે મૃત્યુ, કે શોક, કે સુકૃત કે દુષ્કૃત (ઓળંગી શકતાં નથી).બધાંય પાપીયો (માયિક વિકારો)ત્યાંથી

---

(૫) યમને માટે જુવો. કઠ. ૧. ૫. માં. યમ ત્યાં બ્રહ્મરૂપે છે.

(૧) સેતુ શબ્દ એના મૂળ પાળ કે પાગના અર્થમાં વપરાયો છે. એટલે જેમ નદીનુ જળ એ પાળને અડકતુંજ ચાલ્યું જાય છે, પણ તેનાથી એ રોકાતાં એની પાર જઇ શકતું નથી, તેમ આ બુદ્ધિમાં જણાતો સંસાર વ્યવહાર તટરૂપી આત્માને અડકીનેજ વહ્યો જાય છે. પણ એ સંસાર વ્યવહાર અને તેના ધર્મો આત્માને ઓળંગી તેમાં પ્રવેશ કરી શકતા નથી. સેતુ માટે સર૦ કઠ. ૩. ૨.; મુંડ૦ ૨. ૨. ૫; બૃ. ૪. ૪. ૨૨. 'હું છું' એવા આત્માના સ્વીકારથીજ સંસાર વ્યવહારના અસ્તિત્વનો સ્વીકાર છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૧૪.

પાછાં ફરી જાય છે, કારણ કે એ (સત્ય) બ્રહ્મલોક પાપરહિત છે. (૨) તેથીજ એ સેતુને ઓળંગીને ( આત્મારૂપે થતાં ) અંધ હોય તે અનંધ (દેખતો) થાય છે, હણાયલો તે ઘારહિત થાય છે, રોગથી પીડાતો પીડારહિત થાય છે. તેથીજ વળી આ તટને ઓળંગીને રાત્રિ પણ દિવસ થઈ જાય છે. કારણ કે બ્રહ્મલોક તે અખંડ('જ્ઞ')પ્રકાશવાળો છે.

(૩) જેઓ એ બ્રહ્મલોકને "બ્રહ્મચર્ય વડે" ( શાસ્ત્ર પદ્ધતિએ બ્રહ્મજ્ઞાનના ઉપદેશદ્વારા ) મેળવે છે, તેમનો જ એ બ્રહ્મલોક થાય છે. તેમનો બધાય લોકોમાં સ્વેચ્છાચાર થાય છે.

---

## પાંચમો ખંડ.

(૧) હવે (લોક) જેને 'યજ્ઞ' કહે છે તે "બ્રહ્મચર્ય"જ છે. કારણ કે જે જ્ઞાની હોય છે તે એવા બ્રહ્મચર્ય વડે તે(બ્રહ્મલોક)ને પામે છે. જેને 'ઇષ્ટ' કહે છે તે બ્રહ્મચર્યજ છે. કારણ કે એવા બ્રહ્મચર્ય વડેજ (આત્માને) શોધીને

---

(૨) સર૦ બૃહ. ૪. ૩. ૨૨. વિકાર કે વિશેષણ માત્ર આત્મારૂપી સેતુની આ સંસારવાળી માયિક બાજુના છે, તેથી તેને ઓળંગી જતાં રાત્રિ પણ દિવસ થઇ જાય છે. તેને માટે જુવો. છાંદો. ૩. ૧૧. ૧. જ્યોતિ.

(૧) બ્રહ્મચર્ય એટલે બ્રહ્મોપદેશને અર્થે ગુરૂને ઘેર બ્રહ્મચર્યા કરવી તે. એવું બ્રહ્મચર્ય તેજ મુમુક્ષુનો 'યજ્ઞ' છે. 'ઇષ્ટ' છે, 'સત્રાયણ' છે, 'મૌન' છે, 'અનાશકાયન' આદિ વ્રતો છે. કારણ કે આ સર્વ યજ્ઞાદિ સાધનોથી જે ફળની આશા લોક રાખે છે તે સર્વ ફળોનું ઉત્તમ ફળ આવા બ્રહ્મચર્યના સાધનથીજ મુમુક્ષુને પ્રાપ્ત થાય છે; કારણ કે ગુરૂના ઉપદેશથી બ્રહ્મજ્ઞાન પામીને બ્રહ્મને જ એ પામે છે.

આત્માને પામે છે. (૨) હવે જેને ‘સત્રાયણ’ કહે છે તે બ્રહ્મચર્યજ છે, કારણ કે બ્રહ્મચર્ય વડેજ આત્માને સદ્દેવતાનું રક્ષણ (त्राणं) મળે છે. અને જેને ‘મૌન’ કહે છે તે બ્રહ્મ-ચર્યજ છે કારણ કે બ્રહ્મચર્ય વડેજ આત્માનો ઉપદેશ લેઈને (મૌન ધરીને) મનન કરે છે. (૩) હવે જેને ‘ અનાશ-

(૨) “આત્માને સદ્ દેવતાનું રક્ષણ મળે છે” એટલે કે બ્રહ્મવિ-દ્જ સતદેવતાને પામીને મરણ પછી સદ્ને પ્રાપ્ત થએલો પાછો ફરતો નથી; અને અજ્ઞાનીઓ ત્યાં ગયા છતાં પાછા ફરે છે. કારણ કે સત્તે જેણે ઓળખ્યું છે એવો બ્રહ્મવિદ્ આત્મામાં સમાતાં ત્યાં સતદેવતા એનું રક્ષણ કરી ‘સ્વ’માંજ રાખે છે. અને જે સત્યને ઓળખતો નથી તેવા અજ્ઞાનીને ત્યાંથી કાઢી નાખે છે. જુવો. છાંદો. ૬. ૧૬. ખંડની જ્યોતિ. બૃહ. ૧. ૪. ૧૫. સરખાવો છાંદો. ૪. ૧૧. ૨.

(૩) બ્રહ્મલોકમાંનાં આ સરોવરો, વૃક્ષો, હિરણ્ય મેહેલાદિ શું આપણે અહીં જાગ્રતમાં જોઇએ છીએ તેવાંજ હશે ? પણ આ લોકનેજ બ્રહ્મલોક કયાં કહ્યું છે ? આ લોક તો જૂઠું નામનુંજ બ્રહ્મલોક છે. સત્ય બ્રહ્મલોક તો હૃદયાકાશસ્થ છે. ત્યાંની સૃષ્ટિ અહીંની સૃષ્ટિની અપેક્ષાએ સૂક્ષ્મ માનસિક કહીએ તો કાંઇક સમજાય. પણ ત્યાંની એ સૃષ્ટિ તો સત્ય છે. એને સ્વપ્નના જેવી જૂઠીજ કહેવી યોગ્ય છે એમ કોઇ કહે તો તેનો ઉત્તર એટલોજ, કે જેમ સ્વપ્નની સૃષ્ટિ જૂઠી કહેવાય છે તે જાગ્રત્ સૃષ્ટિની અપેક્ષાએજ, પણ એ સ્વપ્નની અવસ્થામાં તો સ્વપ્નની સૃષ્ટિજ સત્ય સૃષ્ટિ છે, અને એ સ્વપ્ન સૃષ્ટિની અપેક્ષાએ તો જાગ્રત પણ જૂઠું છે. એટલે જો કે જાગ્રતની અપેક્ષાએ હૃદયાકાશની સૃષ્ટિ માનસિક અથવા કલ્પિત કહી શકાય, પણ હૃદય લોકની દૃષ્ટિએ તો એજ સત્ય સૃષ્ટિ છે; અને તેની અપે-ક્ષાએ તો સ્વપ્ન અને જાગ્રત ઉભય જૂઠીજ સૃષ્ટિ છે. પણ જાગ્રતમાંજ આપણો અનુભવ છે કે આ પંચેન્દ્રિય ગ્રાહ્ય સૃષ્ટિના કરતાં મનના વિચારજ વધારે સાચા છે, કારણ કે મન એ બાહ્ય દેખાતા જગત્ની પૂર્વનું કારણ છે. તેજ પ્રમાણે આ દૃશ્ય જગત કે સ્વપ્નની સૃષ્ટિ કરતાં તો અવશ્ય હૃદયની સૃષ્ટિ સત્ય છે, કારણકે એ સર્વનું‌ય આયતન છે, એ

કાયન ' (ઉપાસના) કહે છે તે બ્રહ્મચર્યજ છે; કારણ કે જેને બ્રહ્મચર્ય વડેજ પ્રાપ્ત કર્યોછે તેવા આત્માનો નાશ થતોજ નથી. વળી જેને 'અરણ્યાયન' કહેછે તે બ્રહ્મચર્યજ છે. અર અને ણ્ય એવાં બે અર્ણવો એ બ્રહ્મલોકમાં છે, તે અહીંથી ત્રીજા સ્વર્ગમાં છે; ( અને ) ત્યાં 'ઐરંમદીય' સરોવર છે, અને "સોમસવન" ( સોમરસ ટપકતું ) અશ્વત્થવૃક્ષ છે, અને બ્રહ્મનું પુર "અપરાજીતા" છે, અને પ્રભુએ બાંધેલો 'હિરણ્ય' મેહેલ છે. (૪) જેઓ આ 'અર' અને "ણ્ય" એવાં બે અર્ણવોને બ્રહ્મલોકમાં પામેછે–મેળવેછે–તેમનોજ બ્રહ્મલોક થાયછે; અને તેમનો સર્વે લોકમાં ઇચ્છાએ સંચાર થાયછે.

## છઠ્ઠો ખંડ.

(૧) હવે જે હૃદયની પ્રસિદ્ધ નાડીઓ છે તે ભૂરી સૂક્ષ્મ પ્રવાહી ધાતુની (अणिम्नः), કે ધોળી, લીલી, પીળી

---

તો નિર્વિવાદ છે. જુવો બૃ. ૩. ૯ (૨૦ થી ૨૪). એટલે અહીં જે સરોવરાદિ બ્રહ્મલોકમાં બતાવ્યાં છે તે અહીની સૃષ્ટિનાં નથી, પણ આ સૃષ્ટિની અપેક્ષાએ માનસિકજ છે, છતાં તે સત્ય છે, કારણ કે તે સત્ય લોકનાં છે.

બ્રહ્મલોકની આવીજ કલ્પનાઓ માટે જુવો છાંદો. ૮. ૧૨. ૫.

આ બ્રહ્મલોકનાં અર્ણવો, સરોવરો, નદીયો, મેહેલોનું સુંદર વિગતવાર વર્ણન કૌષીતકિ બ્રાહ્મણઉપનિષદ્‌ના પહેલા અધ્યાયમાં આપેલું છે, અને બ્રહ્મલોકની કામનાવાળો ઉપાસક ત્યાં જતાં એ આર નામના સરોવરને મન વડેજ તરી જાયછે, એ વિજરા નામની નદીને મનવડેજ તરી જાયછે, ઇત્યાદિ ત્યાં કહેલું છે. સર. કૌષી. ૧. ૪. ત્યાંના વર્ણનમાં કેટલોક ફેર પણ છે.

(૧) હૃદયની નાડીઓને માટે સરખાવો. બૃહ. ૪. ૪. ( ૨, ૯ ). જુવો. બ્ર. સૂ. ૪. ૨. ( ૧૭–૧૮ )

કે લાલ (ધાતુની) હોયછે; અને આ આદિત્ય પણ તેવાજ ભૂરા, ધોળા, લીલા, પીળા, લાલ રંગનો છે. (૨) જેમ એક આ છેડે અને બીજું પેલે છેડે એમ બે ગામોને સાંધીને મોટો રસ્તો લાંબો પડેલો હોયછે, તેજ પ્રમાણે સૂર્યનાં કિરણો બેય લોકને પહોંચેછે, એક આ, અને બીજા તે સૂર્યલોકને. અને તે સૂર્યમાંથી નીકળીને આ (હૃદયની) નાડીઓમાં સમાયછે, અને આ નાડીઓમાંથી નીકળીને પેલા આદિત્યમાં સમાયછે (પ્રવેશ કરેછે).

(૩) જ્યાં આ (જીવાત્મા) સંપૂર્ણ આનંદમાં (સુષુપ્તિમાં) સુતેલો હોયછે, અને સ્વપ્નુય જોતો નથી (કામના રહિત થાય છે), ત્યાં એ નાડીઓમાં સમાઈ ગએલો (**सृप्तो**) થાય છે. તેને કોઈપણ પાપ અડકતાં નથી, કારણ કે ત્યારે એ ('ત્ર'રૂપ) તેજની સાથે મળી ગએલો થાયછે.

(૪) હવે જ્યાં એ (મરણ પથારીમાં) બળ રહિત થઇ

---

(૩) સર. બૃહદ્ ૪. ૪. ૬; ૩. ૨. ૧૧. તથા વાંચો પ્રશ્ન ૪. (૫-૯). આ અવસ્થા મોક્ષની છે, જ્યાં પ્રાણો બહાર નીકળી જતા નથી પણ નાડીઓમાંજ તે સમાઇ જાયછે. આત્મા કેવળ નિષ્કામ વૃત્તિવાળો થતાં એને વાસનાજ હોતી નથી, જેથી બીજા લોકનો તેને અવકાશજ નથી.

(૪) આ અને પછીના પાંચ અને છઠ્ઠા મંત્રામાં વર્ણવેલી સ્થિતિ ઉત્તરાયણ માર્ગે જનારા વિદ્વાનોની છે. તેમના પ્રાણ વિજ્ઞાનાત્મામાં સમાઇને બ્રહ્મરંધ્રે ઉંચે 'ૐ' કરતા ચઢીને બહાર સૂર્યમાં પ્રવેશ કરે છે, અને ત્યાંથી કલ્પ પર્યંત બ્રહ્મલોકમાં–સ્વર્ગમાં–મહદાત્મમાં રહેછે. અને કલ્પાન્તે પુનઃ અવિદ્યાના કારણે સંસારમાં પેસે છે. પણ કેવળ ઐહિક કામનાઓ વાળા ભોગની ઇચ્છા કરતા અવિદ્વાનો મરણ પામીને સૂર્યમાં જતા નથી, પણ દક્ષિણાયન માર્ગે ચંદ્રના લોકમાં જાય છે, એમનો પ્રવેશ સૂર્યમાં થતો નથી. અને ચંદ્રલોકમાં ભોગ ભોગવીને પાછા પૃથિવી ઉપરજ તેઓ જન્મને ધારણ કરે છે.

જાય છે ત્યારે તેને આજુબાજુ બેઠેલા પૂછેછે કે મને ઓળખોછો ? મને ઓળખોછો ? એ જ્યાં સુધી આ શરીરમાંથી નીકળી ગયો નથી ત્યાં સુધી ઓળખેછે. (૫) હવે જ્યાં એ આ શરીરમાંથી નીકળી જાયછે ત્યાં આજ કિરણોએ થઇને ઉંચે જાયછે. એ "ૐ" કરતો ઉંચે ચઢે છે, અને જેટલી વારમાં મન બંધ પડી જાયછે, તેટલીજ વારમાં (તરતજ) આદિત્યમાં જાયછે. એ (આદિત્ય) ખરે (ભોગ) લોકોનું દ્વાર છે, ત્યાં વિદ્વાનોનો પગ પેસેછે ( સંચાર છે ), અને અવિદ્વાનોને પ્રતિબંધ છે (નિરોધ છે).

(૬) તેનો આવો શ્લોક છે: "હૃદયની એકસોને એક નાડીઓ છે તેમાંથી એક બ્રહ્મરંધ્ર(**મૂર્ધાન**)ની પાર ઉભી નીસરેછે. એ દ્વારે ચઢીને ( જનારા ) અમૃતત્વને પામેછે. બીજીએ થઇને નીકળી જનારા વિવિધ રૂપે થાયછે. "

## સાતમો ખંડ.

(૧) " જે આત્મા પાપરહિત, જરારહિત, શોકરહિત, ભૂખ કે તરષરહિત, સત્યકામનાવાળો, સત્યસંકલ્પવાળો છે તેને શોધવો જોઈએ, એને સમજવાની તિવ્રેચ્છા ( જીજ્ઞાસા ) કરવી જોઈએ. આવા આત્માનો ઉપદેશ લેઇને એને જે ઓળખે તે સર્વે લોકોને અને સર્વે કામનાઓને મેળવે છે." આ પ્રમાણે પ્રજાપતિ બોલ્યા હતા.

(૨) દેવ અને અસુરો બન્નેએ આ વાત સાંભળી. તેમણે વિચાર્યું કે જેને પામીને (શોધીને) સર્વે લોકોને અને

---

(૫) અજ્ઞાનીને ત્યાં થના પ્રતિબંધના સંબંધમાં જુવો પ્રશ્ન. ૧. ૧૦. સર. છાં. ૩. ૧. ૧.

(૧) સર. તૈ. ૩. (૧-૬). આ વર્ણન પ્રબુદ્ધ આત્માનું છે. પ્રજાપતિ તે બ્રહ્મા-મહદાત્મા. જુવો. બ્ર. સ. ૧. ૩. (૧૯-૨૦-૨૧).

સર્વે કામનાઓને પમાય છે તે આત્માને આપણે શોધવો જોઇએ. દેવોમાંથી ઈન્દ્રરાજા નીકળ્યો, અને અસુરોમાંથી વિરોચન (નીકળ્યો). એ બન્નેય એક બીજાને ભેગા થયા વિનાજ સમિત્પાણી (શિષ્ય) થઇને પ્રજાપતિની પાસે ગયા. (૩) એ બન્નેય બત્રીશ વર્ષ સુધી બ્રહ્મચારી થઇને ત્યાં રહ્યા. તેમને પ્રજાપતિએ કહ્યુ કે તમે શી ઇચ્છા કરીને અહીં (શિષ્ય થઇ) રહ્યા છો ? તેમણે કહ્યું કે "આત્મા પાપ-રહિત છે, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધાતૃષા રહિત છે, સત્યકામ છે, સત્યસંકલ્પ છે, તેને શોધવો જોઇએ, તેની જીજ્ઞાસા કરવી જોઇએ. જે કોઈ એનો ઉપદેશ લેઇને એને ઓળખે તેને સર્વે લોકો અને સર્વે કામનાઓ પ્રાપ્ત થાય છે." એવી ભગવાનની વાણીને (વિદ્વાનો) કહી બતાવે છે. એવા આત્માની ઇચ્છા રાખીને અમે (અહીં) રહ્યા છીએ.

(૪) તેમને પ્રજાપતિએ કહ્યું કે "આ આંખમાં (નિષ્કામ યોગીયોને) જે પુરૂષ દેખાય છે તેજ આત્મા છે."

---

(૪). "જે આ આંખમાં પુરૂષ દેખાય છે તેજ આત્મા છે." "એ અમર છે, એ ભયરહિત છે, એ બ્રહ્મ છે." આ ચાક્ષુષ પુરૂષની સમજ માટે જુવો છાં. ૮. ૧૨. (૪–૫), અને કૌષી. ૪. (૧૬–૧૭). જ્ઞાનજ્યોતિરૂપ શરીર અને તેને ધારણ કરનાર શુદ્ધ આત્માનો વિવેક નહીં સમજનારાને આત્માનો બોધ બીજી રીતે કરી નહીંજ શકાય, તેથી શ્રુતિએ આવો બોધ કર્યો છે. પણ આત્મનો બોધ કેવળ શબ્દથીજ પુરૂષ બીજા કોઇને કરી શકે નહીં; તેને માટે તો સાધન સંપત્તિથી તૈયાર થએલી જીજ્ઞાસુની–મુમુક્ષુની અત્યંત સાત્વિક અને વિવેકવાળી પોતાનીજ બુદ્ધિએ પ્રયત્ન કરવાની જરૂર છે. આ ઇન્દ્ર અને વિરોચન બન્નેમાં વિષય ભોગની વૃત્તિ એટલી પ્રબળ હતી, કે એમની બુદ્ધિ ત્યાંથી બહુ આગળ ધપી શકતી નહોતી. એમને એવા શારીરિક ભાવમાં પણ સ્હેજ આત્મતત્વ જણાયું કે તરતજ તેઓ સંતોષ થાય તેમ હતું. તેથીજ

અને કહ્યું કે "એ અમર છે, એ ભયરહિત છે, એ બ્રહ્મ છે." પછી (તેમણે પૂછયું કે) ભગવાન! જે જળામાં બધે જણાય છે અને જે આ આદર્શ(ખડ્ગ, તકતાદિ)માં જણાયછે તેમાંનો કયો એ (આંખમાંનો) પુરૂષ હશે? એમણે (પ્રજાપતિએ) કહ્યું કે, 'એ સર્વે अन्तेषु વસ્તુઓના અંતમાં (અમર ભાવે) જણાય છે.'

## આઠમો ખંડ.

(૧) જળના શરાવમાં (કુંડીમાં) આત્માને જોઈને પછી તેના સંબંધી જે તમારાથી ના સમજાય તે મને પૂછજો એમ (એ બેય જણને એમણે કહ્યું).

---

"આંખમાં પુરૂષ દેખાય છે તે આત્મા છે" એવું સાંભળતાં આંખમાં જે આ શરીરની છાયા–આકૃતિ દેખાય છે તેવા સ્થૂળ શરીરનેજ ગુરૂએ આત્મા કહ્યો એમ માની લેઇને આગળ વિચારવાની ઉત્કંઠા એમને થઇજ નહીં. એમનું લક્ષ અગત્યના બીજા ઉપદેશ ઉપર ગયુંજ નહીં, કે "એ અમર છે, એ અભય છે, એ બ્રહ્મ છે." સર્વે નાશવાન વસ્તુઓમાં એટલે કે પ્રાણીયોમાં ચેતન રૂપે, અને નિશ્ચેતનમાં તેના અધિષ્ઠાન રૂપે સદ્ભાવમાં એજ દેખાય છે, કારણ કે અનુભવ માત્રમાં એજ દ્રષ્ટા છે, એના વિના જડની ઉપલબ્ધિજ થતી નથી. જુવો બૃહ. ૨. ૩. ૫. આ ઉપદેશને સરખાવો છાં. ૪. ૧૫. ૧; બૃ. ૫. ૫. ૨. સાથે. 'અંતેષુ' એટલે કાર્યકારણ સંઘાતના વિકારોને અંતે, અધિષ્ઠાનાત્મક સદ્રૂપે આત્મા જણાય છે.

(૧–૪) અહીં ગુરૂએ આવા અનધિકારી શિષ્યોની બુદ્ધિને સતેજ કરવા બે યુક્તિયો કરી જોઇ, છતાં પોતાના આખા ઉપદેશના સમગ્ર બોધમાં એમની જીજ્ઞાસા ઉત્પન્ન ના જ થઈ.

પહેલી યુક્તિથી એમનું લક્ષ–એમની સમજણ કેટલી છે, તે તપાસી જોયું. ગુરૂએ જાણ્યું કે આ તો શરીરના વાળ અને નખ સુધીનો આત્માજ હોવાનું સમજે છે. આટલું જાણી લીધા પછી "તે અમર છે, તે ભયરહિત છે" એવા પોતાના અગત્યના બોધના ઉપર એમની બુદ્ધિને જાગ્રત કરવા

એમણે બેય જણે જળની કુંડીમાં જોયું. તેમને પ્રજાપતિએ પૂછ્યું કે તમે (તેમાં) શું જુવો છો? તેમણે કહ્યું કે ભગવાન, અમારો આ બધોય આત્મા (દેહ) અમે જોઇએ છીએ, તે માથાના વાળથી તે નખના અગ્રસુધીનું પ્રતિરૂપ (છાયા) છે.

---

પ્રજાપતિએ બીજી યુક્તિ શોધી. તેમાં જેને એ આત્મા તરીકે ગણતા હતા તેવા વાળ અને નખ ઉતરાવી નંખાવી ચોખ્ખા કર્યા, અને જે પહેલાં નહોતાં એવાં આભૂષણ અને વસ્ત્રો પહેરાવ્યાં, અને ફરી કુંડીમાં જોવાને કહ્યું, તોય તે મંદ બુદ્ધિવાળા સમજ્યા નહીં, કે એમણે જે શરીરને જ આત્મા માન્યો હતો તે પોતાની ભૂલ હતી. એમણે તો ફરીનેય એમની માન્યતા પ્રમાણેજ શરીરાત્મક નખ અને વાળના આત્માને મરતાં અને આભરણ, વસ્ત્રાદિવાળા આત્માના ભાગને નવો થતો દેખ્યો! એટલે કે તેવો આત્માતો અમર નથી, ભય રહિત નથીજ, એમ સ્હેજ પણ વિચારનારને ખબર પડી જાય, છતાં એવા વધેલા ઘટેલા આખા શરીરનેજ તેમણે પાછો આત્મારૂપેજ જોયો!

ગુરૂએ જાણ્યું કે, આવા મંદબુદ્ધિવાળા અથવા જેની બુદ્ધિ વિચાર અને વિવેક શૂન્ય હોઈ જરા પણ સ્થિરતા રાખીને આખા ઉપદેશનો સમગ્ર વિચારજ કરી શકતી નથી તે આત્મજ્ઞાનને માટે અધિકારી નથીજ, અને કરેલો પ્રયાસ નિષ્ફળ જશે એમ જાણી તેમને એમજ કહીને જતા કર્યા કે, હા એજ જાગ્રત અવસ્થાવાળો આત્મા છે, પણ જરા વિચાર જો કે જે આત્મા હું કહુંછું તે તો " અમર છે, ભયરહિત છે; " એમ જાણીનેજ કે આટલીય સ્મૃતિ રહેશે તો કોક વખત એમની બુદ્ધિ જાગ્રત થશે, અને વધુ સમજવાની એમને જીજ્ઞાસા ઉત્પન્ન થશે.

શરીર આત્મા છે એવી જ્ઞાનદૃષ્ટિ થએલા વિરોચનનામાં તો સત્ય સમજવાની જરાય જીજ્ઞાસા જાગ્રત થઇ નહી. અને એવું ખોટુંજ જ્ઞાન તેણે અસુરોને આપીને તેમને સદાને માટે અસુરજ બનાવ્યા.

પણ ઇન્દ્રની બુદ્ધિમાં સાત્વિકભાવ વિશેષ હોવાથી તેની બુદ્ધિએ

(૨) તેમને પ્રજાપતિએ કહ્યું કે સારા અલંકારો પ્હેરી, સારાં વસ્ત્રો પ્હેરી, વાળ નખ કાઢી નાખી ચોખ્ખા થઇને (ફરી) જળની કુંડીમાં તમે જુવો. તેમણે સારાં આભૂષણો પ્હેરી, સારાં વસ્ત્રો પ્હેરી, વાળ નખ કાઢી નાખી ચોખ્ખા થઇને જળની કુંડીમાં જોયું. તેમને પ્રજાપતિએ પૂછયું કે તમે (હવે) શું જુવોછો ? (૩) તેઓ કહેવા લાગ્યા કે, ભગવાન ! અમે આ છીએ તેવાજ સારા અલંકારોવાળા, સારાં વસ્ત્રો-વાળા, અને વાળ નખે ચોખ્ખા થએલા (શરીરને જોઇએ છીએ.)

"એજ આત્મા છે" એમ તેમણે કહ્યું. (પણ) "એ અમર છે, એ ભયરહિત છે, એ બ્રહ્મ છે." (એટલે) સંતોષ પામીને તેઓ ચાલ્યા ગયા.

(૪) તે બેય ગયા તેની પાછળ જોઇને પ્રજાપતિએ કહ્યું કે, આત્માને ઓળખ્યા વગર, કે આત્માનો ઉપદેશ (પૂરો) લીધા વગરજ આ બેય ચાલ્યા જાય છે. આમાંના દેવો કે અસુરો જે કોઈ (દેહ એજ આત્મા) એવા (અવળું સમ-જાયલા) રહસ્યજ્ઞાનવાળા થશે તેમનો પરાભવ થશે.

---

વિચાર્યું કે હું સમજુછું તેવો આત્મા તો જરૂર મરેજ. પણ ગુરૂએ તો એ 'અમર' છે એમ કહ્યું છે. તેથી તે પાછો ફર્યો, અને જેમ જેમ વિવેક બુદ્ધિએ એની જીજ્ઞાસા ઉપડતી ગઇ તેમ તેમ પ્રજાપ-તિએ શુદ્ધ આત્માનું સ્વરૂપ તેને બારમા ખંડ સુધી વારંવાર સમજાવ્યું.

ત્યારેજ ઇન્દ્રને સમજાયું કે આંખમાં દેખાતો પુરૂષ તો આંખથી દેખાતું શરીર નથી, તેમજ જેમ જળમાં તેમ આંખમાં પડેલું પ્રતિ-બિંબ પણ તેવો પુરૂષ નથી; પણ એ આંખનો ધર્મ બજાવનાર, જોનાર, આકાશના દેહે આંખની ઇન્દ્રિયમાં વ્યાપી રહેલો વિશુદ્ધ 'જ્ઞ'રૂપ આત્મા છે તેજ પુરૂષ છે. કારણ કે તેજ એકલો અમર છે, ભય રહિત છે, અને તેથી બ્રહ્મ છે. આત્માની બીજી બધીય ભાવનાઓ મરણ ધર્મવાળી છે, મર્ત્ય છે. જુવો કઠ. ૧. ૨૧.

સંતોષ પામેલો એ વિરોચન તો અસુરો પાસે ગયોજ, અને તેમને એવા જ્ઞાનનો ઉપદેશ કર્યો કે, આત્માને ( દેહને )જ પૂજવો જોઇએ, એનીજ સેવા કરવી જોઇએ. અહીંયાં આત્માનીજ પૂજા કરીને, આત્માનીજ સેવા કરીને આ અને પર એવા બેય લોકોને મેળવાય છે. (૫) તેથીજ અહીંયાં આજે પણ દાન નહીં કરનારાને, શ્રદ્ધા નહીં રાખનારાને, યજન નહીં કરનારાને લોકો કહે છે કે આતો અસુર છે; કારણ કે અસુરોનું એવુંજ જ્ઞાન (**उपनिषद्**) છે. મરેલાના શરીરને ગંધ, પુષ્પો કે અન્નાદિથી, વસ્ત્રથી અને અલંકારોથી તેઓ સજેછે, અને તેનાથીજ તેઓ પરલોકને જીતશે એમ માનેછે.

---

## નવમો ખંડ.

**(૧)** હવે દેવોને મળ્યા વગરજ ઇન્દ્રને (પોતાના જ્ઞાનમાં) એવો ભય દેખાયો કે, ખરે જેમ આ શરીરને સારૂં શણગાર્યે આ (આત્મા) સારો શણગારાયલો થાય છે, (શરીરને) સારાં વસ્રો પ્હેરાવ્યે (આત્મા) સારાં વસ્ત્રવાળો કે, (શરીરને) વાળનખે ચોખ્ખું કર્યે ( આત્મા ) વાળનખે ચોખ્ખો થએલો થાયછે, તેજ પ્રમાણે આ શરીર અંધ થતાં એ (આત્મા) અંધ થાય, (શરીર) કાણું થતાં એ કાણો થાય, લંગડુ થતાં એ લંગડો થાય, તો જરૂર એ શરીરનો

---

(૫) મરેલા શરીરને અલંકાર અને પુષ્પ ગંધોથી સજનાર ઇજીપ્તના રાજાઓનો આચાર ઉપનિષદ્‌ના દૃષ્ટાંને તાજો હોય એમ જણાય છે. આવા આચારને અનુસરી મુડદા સાથે અલંકારાદિના રાખેલા મૂલ્યવાન ભંડાર હમણાંજ ઇજીપ્તમાંથી જડી આવ્યા છે. આવા આચારનો કાળ ઇ. સ. પૂર્વે હજારો વર્ષો ઉપરનો છે.

નાશ થતાં એ(આત્મા)નો નાશ (પણ) થશે. (એટલે) આમાં તો મને ભોગવવા જેવું કશું જણાતું નથી. (૨) સમિત્પાણી (શિષ્ય) થઇને પાછો એ (ઈન્દ્ર) પ્રજાપતિ પાસે ગયો.

તેને પ્રજાપતિયે પૂછ્યું કે, હે મઘવન્! તમે સંતોષ પામીને વિરોચનની સાથે ગયા હતા તે શી ઇચ્છાએ વળી પાછા આવ્યા? તેણે કહ્યું કે, ખરે, ભગવન્! જેમ આ શરીરને શણગાર્યે એ (આત્મા) શણગારાયલો થાયછે, સારાં વસ્ત્ર પહેરાવ્યે એ સારાં વસ્ત્ર પ્હેરેલો થાયછે, વાળનખે ચોખ્ખું કર્યે એ વાળનખે ચોખ્ખો કરેલો થાયછે, તેજ પ્રમાણે એ શરીર અંધ થતાં તે (આત્મા) આંધળો થાય, કાણું થતાં કાણો થાય, લંગડું થતાં એ લંગડો થાય, તો જરૂર આ શરીરનો નાશ (પણ) થતાં તે(આત્મા)નો નાશજ થશે. તેથી એવામાં મને ભોગવવા જેવું કાંઇ દેખાતું નથી.

(૩) એમણે કહ્યું કે મઘવન્! એ એમજ છે. પણ હું તમને એ (કહ્યો તે આત્મા) વધારે સમજાવીશ. બીજાં બત્રીશ વર્ષ (બ્રહ્મચર્યમાં) રહો. બીજાં બત્રીશ વર્ષ એ (બ્રહ્મચર્યામાં) રહ્યો. (પછી) તેને એમણે કહ્યું.

---

(૩) "'એ' વધારે સમજાવીશ" માં 'એ' એટલે મેં આગળ ચક્ષુમાં જે પુરૂષ કહ્યો છે તે. જીવભાવે જે ચક્ષુમાંનો દ્રષ્ટા છે તે, કે જે મેં તને આગળ સમજાવ્યો છે તેવો આ અક્ષિમાં જણાતા પુરૂષનો જે જાગ્રત્ ભાવ છે તે, 'પુરૂષ'નું સ્વાભાવિક અમર અને અભય સ્વરૂપ નથી. જે સ્વપ્નનું સ્વરૂપ છે તે પણ એનું અજર અને અભય સ્વરૂપ નથી. તેમજ અજ્ઞાન વાળું સુષુપ્તિનું પણ અમર અને અભય સ્વરૂપ નથી. પરંતુ એ સર્વમાં એકસરખું 'સદ્'રૂપ આત્મ સ્વરૂપ છે તેજ 'પુરૂષ' છે, એમ પ્રજાપતિ ઉપદેશ કરે છે. આવો વિવેક આવતાં જીવ આત્મ-સ્વરૂપે પ્રકટે છે.

## દશમો ખંડ.

(૧) "જે આ સ્વપ્નમાં મહીમાને–વૈભવને–ભોગવતો ફરે છે તે આત્મા છે." એમણે વળી કહ્યું કે "એ અમર છે, ભયરહિત છે, એ બ્રહ્મ છે." એટલે એ (ઇન્દ્ર) સંતોષ પામીને ચાલી ગયો.

દેવોને મળતા પહેલાંજ તેને (પોતાના જ્ઞાનમાં) આટલો ભય જણાયો કે, જો કે આ શરીર અંધ થતાં એ (સ્વપ્ન ભોગવતો આત્મા) અનંધ (દેખતો) હોય છે, એ કાણું થાય તોય એ કાણો થતો નથી, (એટલે) આ શરીરના દોષથી એ (સ્વપ્નનો) આત્મા દોષાતો નથી, (૨) એના વધથી એ હણાતો નથી, એના ખંડનથી એ ખંડિત થતો

---

(૧) ઈન્દ્રની એટલી તો ખાતરી થઇ કે આ જાગ્રતમાં જણાતું શરીર તે આત્મા હોય નહીં, કારણ કે એમ હોય તો જરૂર તેવા શરીરની સાથે એ આત્મા નાશજ પામે, તો પછી એને અમર કેમ કહેવાય? અને જે નાશ પામે એવું છે તે ભયરહિત પણ કેમ હોય? આટલા જ્ઞાનનો ઉદય થયા પછી પ્રજાપતિ હવે આત્માના સ્વભાવ તરફ ઇન્દ્રનું ધ્યાન વાળવા સ્વપ્નાવસ્થાનો બોધ કરે છે. અને પાછી એના સ્વરૂપના ભાનમાં ભૂલ થાય નહીં તેથી "એ અમર છે, ભયરહિત છે, એ બ્રહ્મ છે" એવો સત્યની કસોટીનો ઉપદેશ પણ સાથેજ પ્રજાપતિ કરતા રહે છે.

(૨) સર. બૃહ. ૪. ૩. (૧૫ થી ૨૩). સ્વપ્નાવસ્થામાં જણાતા આત્મામાંથી શરીરની સાથે હણાવાનો કે નાશનો ભય તો જતો રહ્યો દેખાય છે, છતાં જાગ્રતના સંસ્કાર તથા કામનાઓથી એ મુક્ત જણાતો નથી, તેથી એ પોતાની મેળે એવા સંસ્કારને ખડા કરીને બ્હીન્યાજ કરે છે. એ સ્થિતિને કદિ અમર તો કહેવાય, પણ ભયરહિત કેમ કહેવાય? માટે સ્વપ્નાવસ્થાનો આત્મા પણ સ્વભાવે અમર, અભય અને બ્રહ્મ નથી એમ ઇન્દ્રમાં જ્ઞાનનો ઉદય થાય છે. આ સ્થિતિ ભોગવવા જેવી નહીં જણાતાં પુનઃ એ પ્રજાપતિની પાસે બ્રહ્મોપદેશ માટે જાય છે.

નથી છતાં જાણે એને (કોઇ) હણે, કે જાણે એને પીલે, એવા દુઃખને અનુભવતો હોય તેમ દેખાય છે; વળી જાણે એ રડેછે. (એટલે) એમાં ભોગવવા જેવું હું જોતો નથી. (૩) (તેથી) એ સમિત્પાણી (શિષ્ય) થઇને પાછો ગયો.

એને પ્રજાપતિએ કહ્યું કે, મઘવન્ ! તમે સંતોષ પામીને ગયા હતા ને શી ઇચ્છાએ પાછા આવ્યા ? એણે કહ્યું કે, હે ભગવન્ ! જો કે આ શરીર અંધ થાય તોય એ (સ્વપ્નનો આત્મા) અંધ થતો નથી, એ કાણું થાય તોય એ કાણો થતો નથી, (એમ) આના દોષોથી એ દોષિત થતો નથી; (૪) આ(શરીર)ના વધથી એ હણાતો નથી, એના ખાંડા થવાથી એ ખંડિત થતો નથી, છતાં જાણે એને (કોઇ) હણેછે, કે જાણે એને પીલેછે, એવા દુઃખને અનુભવતો હોય એમ જણાય છે; વળી જાણે એ રડે છે. એમાં તો હું ભોગવવા જેવું કાંઇ જોતો નથી.

એમણે કહ્યું કે, હે મઘવન્ ! એ એમજ છે. પણ હું તમને એ વધારે સમજાવીશ. તમે બીજાં બત્રીશ વર્ષ બ્રહ્મચારી થઇને રહો. એ બીજાં બત્રીશ વર્ષ બ્રહ્મચારી થઇને રહ્યા. પછી તેને એમણે કહ્યું.

---

## અગીઆરમો ખંડ.

(૧) "જ્યાં એ સંપૂર્ણ પ્રસન્ન થઇને સુઇ ગયેલો હોય છે,

---

(૧) હવે સ્વપ્ન અને જાગ્રત્ બન્ને અવસ્થાના આત્માઓની પારજ એ અમર અને અભય બ્રહ્મ રહ્યો છે, એમ જ્યાં ઇન્દ્રની ખાતરી થઇ ત્યાં પ્રજાપતિ એને સુષુપ્તિ અવસ્થાની ભણી દોરેછે. ત્યાં સર્વ જ્ઞાનના અભાવને જોઇને ઇન્દ્રને બ્રહ્મની એ સ્થિતિ પણ સંતોષ આપતી નથી, એટલે છેવટે બ્રહ્મનું સદાસત્, એવા "જ્ઞ", સ્વરૂપનું પ્રજાપતિ તેને ભાન કરાવેછે.

અને સ્વપ્નને જાણતો નથી તે આત્મા છે." વળી એણે કહ્યું કે "એ અમર છે, એ ભય રહિત છે, એ બ્રહ્મ છે." તે સંતોષ પામીને ચાલ્યો ગયો.

પણ દેવોને પહોંચતા પહેલાંજ એને (પોતાની સમજમાં) આવો ભય જણાયો કે, ખરે એમ થાય તો એ પોતાને જાણેજ નહીં, કે હું તે આ છું. અને એજ પ્રમાણે એ ભૂતોનેય (જાણે નહીં). (અને) એ તો વિનાશજ થયો. એમાં તો હું ભોગવવા જેવું દેખતો નથી. (૨) એ પાછો સમિત્પાણી (શિષ્ય) થઇને (પ્રજાપતિ પાસે) ગયો.

એને પ્રજાપતિયે પૂછ્યું કે, મઘવન્! સંતોષ પામીને તમે ગયા હતા તે શી ઇચ્છાએ પાછા આવ્યા? એણે કહ્યું કે, હે ભગવન્! ખરે એમ થાય ત્યારે તો એ (સુષુપ્તિસ્થ આત્મા) પોતાને જાણેજ નહીં, કે હું આ છું; અને એજ પ્રમાણે આ ભૂતોનેય (એ જાણે નહીં). એ તો એનો વિનાશજ થયો (ગણાય). એમાં તો હું ભોગવવા જેવું કશું જોતો નથી.

(૩) એમણે કહ્યું કે, હે મઘવન્, એ એમજ છે. પણ તમને હું એ વધારે સમજાવીશ. જરૂર એનાથી (આત્માથી) બીજું કશુંય નહીં. બીજાં પાંચ વર્ષ (બ્રહ્મચારી થઇને) રહો. એણે બીજાં પાંચ વર્ષ વાસ કર્યો. આમ એ બધાંય થઇને એકસોને એક વર્ષ (ગુરૂને) ઘેર રહ્યા, એટલે લોક કહે છે કે, મઘવાન (ઇન્દ્ર) એક સો અને એક વર્ષ પ્રજાપતિને ત્યાં (બ્રહ્મવિદ્યા શિખવા) બ્રહ્મચર્યમાં રહ્યા હતા. ત્યારે એમણે કહ્યું.

---

(૨) આ સુષુપ્તિ અવસ્થામાં મન સ્થિર થઈ જતાં વિશેષ જ્ઞાનાવિર્ભાવોનોજ નાશ થાય છે, વિરામ થાય છે; જ્ઞાનના જાણનારનો નહીં. એ તો સદ્રૂપે સ્થિરજ છે. જુવો. બૃ. ૪. ૩. (૩૦,૩૧).

## બારમો ખંડ.

(૧) હે મઘવન્ ! જરૂર આ શરીર મર્ત્ય છે, એને મૃત્યુએ પકડેલું છે. આ અમર અને શરીર વગરના આત્માનું તે (શરીર) અધિષ્ઠાન છે; એવા શરીરવાળો ( હું શરીર છું એવો શરીરાભિમાની) થતાં એ (આત્મા) પ્રિય–અપ્રિયથી (સુખ–દુ:ખથી) પકડાય છે (પીડાય છે), અને જ્યાં સુધી એવો શરીરવાળો એ રહેછે, ત્યાં સુધી પ્રિય–અપ્રિયમાંથી એનો છુટકારો નથી. એ શરીર રહિત થતાં (શરી-

---

(૧) અહી 'શરીર', એ નામરૂપના સર્વે વિકારોના અર્થમાંજ વપરાયું છે, જેમાં સ્મૃતિ અને આશા સહવર્તમાન સર્વે ધાતુઓનો સમાવેશ થાય છે, એટલે કે 'પ્રાણુ'નો વિકાર સુદ્ધાંત એમાં આવી જાયછે. અધિષ્ઠાન એટલે આશ્રય. સત્ આ સર્વ ધાતુના અભિમાને શક્તિવાળું થતાં વિવિધ સંકલ્પોને પ્રકટ કરે છે, તેથી શરીરને આશ્રય કહ્યું છે. અને તે તે શરીરનું અભિમાની થતાં તે શરીરના સુખ દુ:ખને પોતાનું માની લેઇને પોતે સુખી દુ:ખી થાય છે. આવું અભિમાન છુટી જતાંજ એ પાછો કેવળ શુદ્ધ 'ज्ञ' સ્વરૂપે ઉત્તમ પુરૂષ થઇ રહે છે, તે ત્રીજા મંત્રમાં શ્રુતિ સ્પષ્ટ કરે છે.

પ્રજાપતિ આ ખંડમાં આત્માનું શુદ્ધ સ્વરૂપ ઇન્દ્ર ને હવે સમજાવે છે; અને વિરોચન અને ઇન્દ્રને શરૂઆતમાં એમણે જે આ આંખમાં પુરૂષ દેખાય છે તેજ આત્મા છે, એવો ઉપદેશ કર્યો હતો તેનું તાત્પર્ય પણ કહી દે છે, કે શુદ્ધ આત્મનું સ્વરૂપ તો નિશ્ચળ, અમર અને અભય "ज्ञ" રૂપ બ્રહ્મજ છે, છતાં પ્રાણમાં અભિમાન વાળો થઈ તે પુરૂષ શરીરની ઇન્દ્રિયોમાં વ્હેંચાઇને ત્યાં પથરાઇ રહેછે. અને જે જે વ્યવહાર તે ઇન્દ્રિયો દ્વારા થાયછે, તે એનોજ વ્યવહાર છે, અને તે સર્વ કર્મ કરનાર એ પુરૂષજ છે. તેથી તે આંખમાં જણાય છે તેમજ શ્રોત્રાદિમાં પણ જણાય છે. જ્યાં આત્મા સ્વરૂપમાં સર્વ સત્ય કામનાઓને ભોગવે છે ત્યાંનો એનો માનસિક ભોગ તો જોવા–કામના કરવા–પુરતોજ છે, અને તેવો તેનો આલોક તેજ બ્રહ્મલોક છે. તે પણ પાંચમા મંત્રમાં શ્રુતિ સ્પષ્ટ કહી બતાવે છે.

રમાં 'હું' ભાવ વછુટતાં)એને સુખ દુઃખ અડકી શકતાં નથી.

(૨) વાયુ શરીર રહિત (અમૂર્ત) છે. (તેમજ) આકાશ, વિદ્યુત્, ગર્જન એ શરીર વગરનાં છે. જેમ આ બધાંય એવા (વ્યક્ત)આકાશમાંથી નીકળીને પરમ તેજસ્ રૂપ(સૂર્યાત્મા-પ્રાણ)ને પામીને પાછાં પોતપોતાના રૂપે પ્રકટી ઉઠે છે, (૩)તેજ પ્રમાણે

---

(૨) હિકલનાં Energetics નુંજ જાણે અહીં સુંદર દર્શન થાય છે. અહીં પ્રાણવાયુને વિવિધ શક્તિયોરૂપે દેખાતો, અને પાછો સ્વ-રૂપમાં સમાતો, એમ જતો અને આવતો બતાવ્યો છે.

(૩) સંપ્રસાદમાં આત્મા પોતાનાય ભાન વગરનો હોઇ તેનો નાશજ થાય છે એવી શંકાવાળો ઇન્દ્ર થયો હતો. તે શંકાને દૂર કરવા કહ્યું કે એ સંપ્રસાદના મર્ત્ય ગુણમાંથી જૂદો પડેલો આત્મા સર્વજ્ઞ રૂપે છે, અને ત્યાં એ સર્વે આનંદો ભોગવે છે, તેથી ઇન્દ્રે માન્યું હતું તે પ્રમાણે તે આત્માનો નાશ થતો નથી, એટલે કે તે ત્યાં 'શૂન્ય' નથી, પણ સ્વરૂપમાં ભળેલો અને વ્યક્ત જ્ઞાનના અભાવવાળોજ રહે છે. આને માટે જુવો. છાંદો. ૮. ૨. ૧. ની જ્યોતિ.

"શરીરને જરાય સંભાર્યા વિનાજ" કહ્યું એટલે અહીનું જ્ઞાન જો એ વિસરી જાય તો ત્યાં એને સર્વજ્ઞ કેમ કહેવાય એવી શંકાને અહીં સ્થાન છે. બધાંય વિશેષ જ્ઞાન મિથ્યા છે, સત્યજ્ઞાન તો 'સ્વ'જ્ઞાન અથવા કેવળ 'જ્ઞ' સ્વરૂપનુંજ ભાન છે, તેજ સર્વ-જ્ઞાન છે. તે પ્રકટ થતાંજ મિથ્યા જ્ઞાન એની મેળે ગળી જાય છે. તેથી આત્માના સર્વજ્ઞત્વમાં કાંઇ પણ ખામી લાગતી નથી. સંકલ્પાત્મક સર્વ વિશેષ જ્ઞાન જેમ ઉઠયું હતું તેમજ સંકલ્પના વિરામની સાથેજ શમી જાય છે. આથી આત્માના સર્વજ્ઞત્વને કંઇ દોષ લાગતો નથી."પ્રાણ"રૂપને માટે જુવો. પ્રશ્ન. ૪. ૧૦.

આ સંપ્રસાદ આત્મા, જે સ્વરૂપમાં 'જ્ઞ'પણે ભળી જાય છે, તે નિષ્કલ આત્માજ બીજા ચક્ષુપુરૂષ, આદિત્યપુરૂષ, વ્યક્તાવ્યક્તપુરૂષ, સુષુપ્તપુરૂષ, સ્વપ્નજાગ્રત્પુરૂષ, શારીરપુરૂષ એવા અનેક વિશેષ પુરૂષોની અપેક્ષાએ ઉત્તમ પુરૂષ છે. એવો એ આત્મા નિષ્કલ છે, એજ અમર, અભય, બ્રહ્મ છે. સર. તૈ. ૩. ૧૦. ૫; છાંદો. ૮. ૨. ૫. વળી જુવો. બ્ર. સૂ. ૧. ૬. ૧૯.

આ સંપ્રસાદ (સુષુપ્તિમાં સંપૂર્ણ સુખી) આત્મા શરીરમાંથી ઉઠી જઇને (જાગ્રતનું ભાન ભૂલીને) પરમ જ્યોતિ રૂપ (પરાત્મા)ને પામતાં પોતાનાજ રૂપ સાથે (સ્વરૂપમાં) ભળી જાયછે, (ત્યાં) તે ઉત્તમ પુરૂષ છે. એ ત્યાં ( બ્રહ્મલોકમાં ) સ્ત્રીઓ, કે રથો, કે સંબંધીયો સાથે હસતાં, ક્રીડા કરતાં, કે રમતાં આવા જન્મ સ્થાન શરીરને જરાય સંભાર્યા વિનાજ બધે વિચરે છે (તેથી ત્યાં એ શૂન્ય નથી). (આવો) એ રથે જોડેલા અશ્વની પેઠે (વિશેષ જ્ઞાનમાં તદ્રુપ થતાં સમાન 'જ્ઞ' સ્વરૂપને ભૂલી જઇ ભોગાર્થે પાછો) આ શરીરે પ્રાણ(રૂપે) જોડેલો થાય છે (ત્યારે એ ત્યાં આંખમાં દેખાયછે).

(૪) હવે જ્યાં આ(સૂક્ષ્મ)ચક્ષુ આકાશમાં(કીકીનાકાણામાં) પેઠેલું છે ત્યાં તે (વિજ્ઞાન શરીરવાળો)ચાક્ષુષ(ચક્ષુનો)પુરૂષ છે; (અને) તેને જોવા માટે ચક્ષુ (સ્થૂળ ઇન્દ્રિય–સાધન–કરણ) છે. આને હું સુંઘું એમ જે જાણે છે તે આત્મા છે; અને તેને સુંઘવા માટે નાક (ઇન્દ્રિય) છે. આને હું બોલું એમ જે જાણે છે તે આત્મા છે; (અને) તેને બોલવા માટે વાક્ (ઇન્દ્રિય)

---

(૪) સર્વવ્યાપી વિજ્ઞાનના અભિમાનવાળી સહ–દેવતા જેટલો ચક્ષુ ઇન્દ્રિયનો ભાગ છે તેટલામાં કેન્દ્રિત થતાં–પ્રતિબિંબ રૂપે જીવ થતાં–એ ચાક્ષુષ પુરૂષ તરીકે પ્રકટ થઇને ચક્ષુવડે જોવાની ક્રિયા કરે છે. આવા સૂક્ષ્મ આકાશને આશ્રયે રહેલા શુદ્ધાત્માને સમજાવવા પ્રજાપતિએ ચક્ષુ પુરૂષ બતાવેલો. પણ ઇન્દ્ર તથા વિરોચનને તે સૂક્ષ્મ બોધ સમજાયો નહીં. વિરોચને તો, પોતે તેને નહીં સમજેલો છતાં પ્રજાપતિએ શરીરનેજ આત્મા તરીકે સમજાવ્યો એમ માની તેનો અસુરોમાં પ્રચાર પણ કર્યો. પણ ઇન્દ્રે ધીમે ધીમે આખા ઉપદેશનો વિચાર કરતાં નિષ્કલ આત્માને છેવટે ઓળખ્યો, તેથી તેવા ઉપદેશવાળા દેવો અમર થયા. દેવતાઓને પણ આ વિદ્યા લેતાં આટલો બધો પરિશ્રય પડયો હતો. જુવો કઠ. ૧. ૨૧. સર. બૃહ. ૩. ૭. (૧૬–૨૩) જુવો. બ્ર.સૂ. ૨. ૪. ૧૫. કૌષી ૩.૬.

છે. આ હું સાંભળું એમ જે જાણે છે તે આત્મા છે; (અને) તેને સાંભળવા માટે શ્રોત્ર (ઇન્દ્રિય) છે. (૫) આનું મનન કરૂં એમ જે જાણે છે તે આત્મા છે;(અને)એનું મન તે દૈવ-ચક્ષુ (ઇન્દ્રિય) છે. જરૂર જે આવી બ્રહ્મલોકની (સત્ય) કામનાઓ છે તેમને એ ( વિજ્ઞાનાત્મા ) આવા દૈવ-ચક્ષુ (રૂપી) મનથીજ જોઇ જોઇને આનંદ પામેછે, રમેછે.

(૬) "આવા તે આત્માને દેવતાઓ ઉપાસેછે, તેથી તેમને બધાય લોક અને બધીય કામનાઓ પ્રાપ્ત થાયછે. જે કોઇ એવા એ આત્માનો ઉપદેશ લેઇને તેને ઓળખે તેને બધાય લોક અને બધીય કામનાઓ ફળેછે" એમ પ્રજાપતિએ કહ્યું હતું, ખરે, પ્રજાપતિએ કહ્યું હતું.

---

## તેરમો ખંડ.

(૧) 'શ્યામ'માંથી હું 'શબલ'ને પામુંછું, અને 'શબલ'માંથી 'શ્યામ'ને પામુંછું.

ઘોડો જેમ પોતાના વાળને ખંખેરે તેમ પાપ–દુઃખ–ને ખંખેરી નાખી, કે ચંદ્ર જેમ રાહુના મુખમાંથી છુટી જાય તેમ શરીરને છોડી દઇને કૃતકૃત્ય (આત્મભાવે) થએલો હું

---

(૫) બ્રહ્મલોકની કામનાઓને માટે જુવો છાંદો. ૮. ૫. ૨. જ્યોતિ. તથા, છાં. ૮. ૨. ૧ ઉપરની જ્યોતિ.

(૧) "શબલ" એટલે સર્વાત્મકતાવાળો બ્રહ્મલોક. વિવિધતાની કામનાઓનો ત્યાં બીજ રૂપે આશ્રય હોવાથી એ બ્રહ્મલોકને શબલ કહે છે. "શ્યામ" એટલે દુર્ગ–હૃદયાકાશ અથવા જીવાત્મભાવ. શબલ અને શ્યામને મેક્ષમુલર "Nebulous" and "the dark" કહીને સમજાવે છે. શબલ એ સમષ્ટિ, અને શ્યામ એ અંતરાકાશ રૂપે વ્યષ્ટિ છે, તેથી એક બ્રહ્માણ્ડ અને બીજુ હૃદય, એમ અર્થ કરવામાં આવ્યા છે. સ્વભાવે તો બેય એકજ છે.

અકૃત (નિત્ય, અનુત્પન્ન) બ્રહ્મલોકને (સર્વાત્મભાવને) પામું છું, હું બ્રહ્મલોકને પામું છું!

## ચૌદમો ખંડ.

(૧) જરૂર 'આકાશ' એવું (**નામ**) કહેવાયછે તે નામ રૂપોનું નિરંતર વહાવનાર (**निर्वहिता**) છે. તે (નામરૂપો) જેની અંદર (આશ્રયે) રહે છે તે બ્રહ્મ છે, તે અમર છે, તે આત્મા છે.

પ્રજાપતિના સભામંડપમાં–ધામમાં હું આવું છું! હું બ્રાહ્મણોનો 'યશ' (આત્મા) થાઉં છું, હું રાજાનો 'યશ' થાઉં છું, હું વૈશ્યોનો 'યશ' થાઉં છું. હું એવા યશને પામવા ઇચ્છું છું, (કે જેથી) હું યશો(વિવિધ આત્માઓ)નોય યશ (આત્મા) થાઉં. (કારણકે તેથીજ) દાંતવગરનોય ખાઇજાય એવા પાકા ગુંદા જેવા ધોળા અને ચીકણા (જન્મ મરણના) માર્ગને (**लिन्दुं**) હું પામું નહીં. એવા ચીકણામાર્ગને હું પામું નહીં.

## પંદરમો ખંડ.

(૧) આ વિદ્યા બ્રહ્માએ પ્રજાપતિને કહી હતી. પ્રજાપતિએ મનુને, અને મનુએ પોતાની પ્રજાઓને (કહી હતી).

---

(૧૪. ૧) જુવો છાંદો. ૭. ૨. ૧. જ્યોતિ. બ્ર. સૂ. ૧. ૩ (૧૭, ૪૧). સર. કૌષી. ૧. ૫. 'આકાશ' એવું વ્યક્ત આત્માનું નામ છે. જન્મમરણના માર્ગને ધોળો કહ્યો, કારણ કે એ મોહક છે; અને તેને ચીકણો કહ્યો, કારણ કે એના ઉપર ચઢતાં લપસીજ પડાય છે, અને ઉપર ચઢવું ઘણું મુશ્કેલ છે.

(૧૫. ૧) આ વિદ્યાની પ્રાપ્તિના આખા ઇતિહાસથી સ્પષ્ટ સમજાય છે કે ઉપનિષદ્ના દ્રષ્ટાઓએ આ વિદ્યા કુદરતની બહુ બારીક તપાસ કરી પ્રયોગોદ્વારાજ સિદ્ધ કરી હતી. અને આ વિદ્યા આવી રીતે ઇશ્વરના નિશ્ચળ નિયમોના લાંબા અવલોકન ઉપરથી તેમને સમજાયલી હતી, તેથીજ

આચાર્યના કુળમાં રહી ત્યાં ગુરૂની સેવા કરતાં વધેલા વખતમાં વિધિપુરઃસર વેદોને ભણી રજા લેઈ પાછો આવી, કુટુમ્બમાં રહી, ત્યાં શુદ્ધ ઠેકાણે ભણેલી વિદ્યાનો અભ્યાસ જારી રાખતાં, અને (પુત્ર શિષ્યાદિ) ધાર્મિકોને ધર્મ પ્રમાણે પાળતાં, સર્વેન્દ્રિયોને આત્મામાં સ્થાપીને તીર્થો (યજ્ઞો) સિવાય કોઈ પણ ભૂતોની હિંસા નહીં કરતાં (કોઈને દુઃખ નહીં દેતાં), આયુષ્ય પહોંચે ત્યાં સુધી આવું જીવન-વર્તન કરનારો પુરૂષ બ્રહ્મલોકને પામે છે, અને પાછો ફરતો નથી; ખરે, પાછો ફરતો નથી.

ૐ આ મારાં અંગો (જેવાં કે) વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને બળ અને સર્વેન્દ્રિયો પુષ્ટ થાઓ. (આ) સર્વ ઉપનિષદે પ્રકટ કરેલું બ્રહ્મજ છે. હું બ્રહ્મને અળગો ના કરૂં, બ્રહ્મ મને અળગો ના કરે, અળગો કરવાનું ના થાઓ; મને અળગો કરવાનું ના થાઓ. આત્મામાં રમમાણ રહેતાં ઉપનિષદ્‌ના બધાય ધર્મો મારામાં રહો, મારામાં રહો. ૐ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(છાંદોગ્યોપનિષદ્‌નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

એનો આદ્ય ઉપદેશક બ્રહ્મા-મહદાત્મા ઈશ્વરજ છે, એમ શ્રુતિ યથાર્થ પ્રકટ કરે છે. જુ. બૃ. ૨. ૬. ૩. આદિ વંશો. એ ઇશ્વરની પ્રેરણાથીજ અધ્યાત્મમાં વ્યવહાર કરતો ઈશ્વરભાવ-પ્રજાપતિ તે વિદ્યાનો ધારક બને છે, અને તેનો જીવભાવ "મનુ" તેવી પ્રજાપ્રતિએ નિયંત્રિત સૃષ્ટિનું અવલોકન કરીનેજ એ વિદ્યાનું સંપાદન કરે છે. આમ 'મનુ' એટલે મનનાત્મક બુદ્ધિ, તેણે ગ્રહણ કરેલી વિદ્યા ત્યાંથી તમામ પ્રજાઓને મળી છે. આ બ્રહ્મા-પ્રજાપતિ-મનુવાળીગુરૂ શિષ્યની પરંપરાએ થએલા ઉપદેશમાં શ્રુતિનું ઉપર બતાવ્યું તેવું સૂચન સ્પષ્ટ સમજાય છે. શ્રુતિને તેથીજ ઈશ્વર પ્રેરિત મનાય છે.

(છાંદોગ્યોપનિષદ્‌ની 'જ્યોતિ' સમાપ્ત.)

# કેનોપનિષત્

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (શંકર)

## પહેલો ખંડ.

ૐ. અમો બન્નેનું(ગુરૂશિષ્ય)નું(વિદ્યા આપીને)તે (ઈશ્વર) રક્ષણ કરો; અમારા ઉપર તે પ્રસન્ન થાઓ, (કે, જેથી) અમે સાથે રહીને (વિદ્યાવડે) અમારૂં સામર્થ્ય વધારીએ. અમારૂં શીખીને ધારણ કરેલું બધું તેજસ્વી (વીર્યવાળું)

---

જ્યોતિ.

(વંદન).

જેમાંથી આ જગત્ જન્મ્યું ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્‌ગુરૂ સમ પિતા–પિતામહને
વંદું વારંવાર શ્રુતિ પર 'જ્યોતિ' પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી સ્વભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને.

---

આ સામવેદીય ઉપનિષદ્‌ને તલવકાર ઉપનિષત્ પણ કહે છે. એમાં મંત્રો છે, તેમજ કેટલોક ભાગ ગદ્યમાં પણ છે. આ ઉપનિષત્ બ્રાહ્મણનોજ ભાગ છે, અને તે જાણે છાંદો.ના છઠ્ઠા પ્રપાઠકની મીમાંસા રૂપે હોય એમ જણાય છે. આ ઉપનિષદ્‌ના શાન્તિપાઠનો બીજો ભાગ છાંદોગ્યના શાન્તિપાઠના જેવોજ છે, તેને માટે જુવો છાંદો. શાન્તિપાઠની જ્યોતિ.

રહો. અમારામાં વિદ્વેષ ના રહો ! ૐ. મારાં અંગો(જેવાં કે) વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, અને બળ તેમજ સર્વે ઇન્દ્રિયો પુષ્ઠ થાઓ. આ સર્વ ઉપનિષદ્દે પ્રકટ કરેલું બ્રહ્મ છે. હું બ્રહ્મને અળગું ના કરૂં, બ્રહ્મ મને અળગો ના કરે, (કોઇ કોઇને અળગું કરવાનું ના થાઓ, મને અળગો કરવાનું ના થાઓ. આત્મામાં રમમાણ થતાં ઉપનિષદ્‌ના બધાય ધર્મો મારામાં રહો, મારામાં રહો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(૧) ૐ. કોના પ્રેર્યાથી મન પ્રેરાઇને (પહેલું વિષયોમાં) પડે છે ? કોણે યોજ્યાથી પ્રાણ પેહેલબ્હેલો ચાલે છે ?

---

(૧) આ ઉપનિષદ્‌નો પ્રધાન ઉપદેશ એવો છે કે જે સર્વ દૃશ્ય જગત્ છે તેને પ્રેરનાર અંતર્યામી ચૈતન્ય સર્વત્ર એકજ અને નિર્વિકાર છે, અને તે સદ્રૂપ ચૈતન્ય બુદ્ધિના વ્યવહારનીય પાર રહેલું છે; કારણ કે બુદ્ધિ માત્ર ગુણ દ્વારાજ વસ્તુને જાણી શકે છે, પરંતુ જેના આશ્રયે બુદ્ધિ પોતે પણ પ્રકટી રહેલી છે એવા આ અંતર્યામી તત્વને તો વિશેષણ છેજ નહી, તેથી તે બુદ્ધિથી ગ્રહાય તેવું નથી. એ સર્વાન્તર્યામીજ જાણવા કે ઉપાસવા યોગ્ય છે. દેવતાઓની શક્તિનું પણ એજ મૂળ છે, અને જગત્‌માં પ્રકટતાં વિવિધ ચૈતન્યાત્માક કાર્યો તે એનાંજ છે તેથી એનેજ યથાર્થરૂપે ઓળખતાં મનુષ્ય તે રૂપજ થાય છે. કારણકે જીવાત્મા પણ જ્ઞાતા હોઈ વસ્તુતઃ એજ અંતર્યામી ચૈતન્ય છે, છતાં બુદ્ધિમાં કેન્દ્રિત થઇ શરીરાભિમાની થતાં દેવોની પેઠે પોતાના સ્વરૂપને ભૂલી જઇ તે અવિદ્યાના અંધારામાં સુખ દુઃખનો ભોક્તા થાયછે; અને એ અંતર્યામીનું, એટલે પોતાનુંજ ખરૂં સ્વરૂપ સમજાય છે ત્યારેજ અવિદ્યા ગલિત થઇ જાય છે, અને પોતે સ્વરૂપાનુભવમાં ભળી જાય છે.

જગતમાં ભૂતોની વિષે થતા સાધારણ વ્યવહારને જોઈને શિષ્ય પ્રશ્ન કરેછે કે આ ઇન્દ્રિયાદિઓનો પ્રેરક કોણ હશે ? વ્યવહાર થતા પહેલાંની દેખાતી રીતે તો ઇન્દ્રિયાદિ પદાર્થો જડજ છે, ત્યારે એમનામાં વસ્તુને જાણવાની શક્તિવાળું પ્રેરક તત્વ કયું હશે એવો પ્રશ્ન સહજ થાય છે.

કોની ઇચ્છાથી લોક આ વાણી બોલે છે; (આ) ચક્ષુને, (આ) શ્રોત્રને કયા દેવ કાર્યમાં યોજે છે?

(૨) જે શ્રોત્રનું શ્રોત્ર છે, મનનું મન છે, વાણીની જે વાણી છે, તેજ પ્રાણનોય પ્રાણ છે, અને ચક્ષુનુંય ચક્ષુ છે. (ઇન્દ્રિયોમાં "હું"પણાના થતા અધ્યાસથી) અત્યંત મુક્ત થઇનેજ ધીમાન્ (વિવેકી ધીરપુરૂષો) આ (મારાપણાની આસક્તિ ભર્યા પુત્ર, ધનાદિ) લોકમાંથી નીકળી જઈને (શરીર છોડતાં) અમર થાય છે (આત્મભાવને પામે છે). (૩) ત્યાં (આત્મારૂપે રહેલા બ્રહ્મમાં) ચક્ષુ પહોંચી શકતુ નથી, વાણી જઇ શકતી નથી, (કે) મન પણ ગતિ કરી શકતું નથી. (અગોચર અને ગુણાતીત હોવાથી એ આવું છે કે આવું, એમ) અમે જાણતા નથી, (તેથી) શિષ્યને એ (બ્રહ્મ)શી રીતે સમજાવવું તે(અમને)સુઝતું નથી. (૪) જાણેલી

---

(૨) ઇન્દ્રિયોના ગ્રાહ અને અતિગ્રાહ માટે જુવો બૃહ. ૩. ૨. (૧ થી ૯).

મનનું મન, શ્રોત્રનું શ્રોત્ર, એટલે મનનું કે શ્રોત્રનું તત્વ. અર્થાત્ મન, શ્રોત્રાદિની સ્થિતિ જેના આશ્રયે છે તેવો તેમનો આત્માશ્રય, અથવા મૂળ કારણ. આ સર્વે ઇન્દ્રિયોના આત્માશ્રયરૂપ એક તત્વનેજ શ્રુતિએ 'તેજ' પ્રાણનોય પ્રાણ આદિ કહીને ઉપદેશ્યું છે. આવું આત્મતત્વ સર્વેન્દ્રિયોને સમાન છે, છતાં ઇન્દ્રિયોની પ્રકૃતિ અનુસારજ તેની દેખાતી ક્રિયામાં ભેદ જણાય છે. આ ભેદદર્શન આત્માના સત્યસંકલ્પનેજ લીધે છે; અને તેથીજ તેવો આવિર્ભાવ શક્તિનો માત્ર વિકારજ હોઇને માયિક છે. આવું નાનાત્વવાળુ મિથ્યા દર્શન આત્માનું જ્ઞાન થતાં ઉડી જાય છે. આવા -આશ્રયભૂત તત્વને વળી શ્રુતિએ પાછલા મંત્રો ૫. થી ૯.માં વધારે સ્પષ્ટ કરીને વર્ણવ્યું છે. આ તત્વ તેજ બ્રહ્મ છે, અને તેજ મનાદિ ભૂતમાત્રનો પ્રેરક દેવ છે.

(૪) જાણેલી એટલે વિશેષપણે બુદ્ધિમાં જણાયલી. નહીં જાણેલી એટલે બુદ્ધિમાં જાણી શકાય એવી છતાં જણાયલી નહીં, અજ્ઞાત. આ બન્નેય જ્ઞાત અને અજ્ઞાત જ્ઞેય છે, એટલે કે બુદ્ધિગમ્ય છે, પરંતુ બ્રહ્મ

વસ્તુથી એ જૂદુંજ છે, અને નહીં જાણેલી વસ્તુનીય પારનું છે, એમ અમને જેણે વિવેચન કરીને સમજાવ્યું હતું એવા પૂર્વજો પાસેથી (અમે) સાંભળ્યું છે.

(૫) વાણીવડે જેને પ્રકટ કરી શકાતું નથી, (પણ) જેનાથી વાણી પોતેજ પ્રકટ થાય છે, તેજ બ્રહ્મ છે એમ તું જાણ; જે(વિશિષ્ઠ)ની લોક અહીં ઉપાસના કરેછે તે નહીં. (૬) મનવડે જેને કોઇ ચિંતતું

---

તો એ બુદ્ધિની પારનું હોઇને અજ્ઞેય છે, તેથી આ જ્ઞાત અને અજ્ઞાત ઉભયથી તે જૂદુંજ છે, એમ શ્રુતિનો બોધ છે. ઉપાસના તો બુદ્ધિગમ્ય હોઈ વિશિષ્ઠનીજ બની શકે છે.

(૫) વાણીઆદિ ઇન્દ્રિયોના વ્યવહારનો જે વિષય નથી, પરંતુ જેના વડે એ સર્વવ્યવહારો પોતેજ અનુભવાય છે, તે તત્વજ જાણવા યોગ્ય છે, વિચારવા યોગ્ય છે, તેજ બ્રહ્મ છે. એજ જગતનું પ્રેરક છે, એવો શ્રુતિનો બોધ છે. જેનાથી વાણી પોતેજ પ્રકટ થાય છે, અથવા મનનું ચિંતન થાય છે, અથવા શ્રોત્ર સંભળાય છે, એટલે કે તે તે ઇન્દ્રિયવ્યવહાર અનુભવાયછે તેજ સમજવા યોગ્ય 'બ્રહ્મ' છે.

(૬) મેક્ષમુલર ૬ થી ૯ મંત્રોમાં આમ ભાષાંતર કરે છે. That which does not see by the eye and by which one sees (the work of) the eyes...આનો તો કાંઇ અર્થજ બેસતો નથી ! બ્રહ્મ-વિજ્ઞાત્મા-આંખેથી જોતું નથી તો શાનાથી એ અન્ય વસ્તુને જુવે ? અન્ય વસ્તુને જોવાને માટે, બહારની વસ્તુ જોવાને અર્થેજ ઈશ્વરે ઇન્દ્રિયોને ચીરીને બહિર્મુખી કરી છે. બ્રહ્મ દિક્ કાલાતીત હોઇને એ પોતે આંખ કે મનનો વિષય બને નહીં એજ સત્ય છે, તેથી ચક્ષુથી જેને કોઇ જોતું નથી એજ ભાષાન્તર યોગ્ય છે. '**यत्**' બીજી વિભક્તિમાં છે, પહેલીમાં નહી. પણ અંતર્યામી જ્યાં સુધી એ મનની સાથે તદ્રુપતામાં હોય ત્યાં સુધીજ મનની કોઇ ક્રિયા પણ વિજ્ઞાત્મા કરી શકે છે, માટે એનાજ વડે મનનું ચિંતન થાય છે, અને ચક્ષુનું દર્શન પણ દેખાય છે. શ્રુતિનો આજ અર્થ યોગ્ય છે. સર. કૌષી. ૩. (૬, ૮, ૯); બૃ. ૩. ૭. ૨૩; બૃ. ૩. ૮. ૧૧.

(ચિંતન કરતું) નથી, (પણ) જેનાથી મનનું ચિંતન થાયછે એમ કહેછે, તેજ બ્રહ્મ છે એમ તું જાણ; જે (વિશિષ્ઠ)ની લોક અહીં ઉપાસના કરેછે તે નહીં. (૭) ચક્ષુથી જેને કોઇ દેખતું નથી, (પણ) જેનાવડે એવાં દર્શનો (પોતે) દેખાયછે, તેજ બ્રહ્મ છે એમ તું જાણ; જે(વિશિષ્ઠ) ની લોક અહીં ઉપાસના કરેછે તે નહીં. (૮) જેનું શ્રોત્રથી કોઇ શ્રવણ કરતું નથી, (પણ) જેનાવડે શ્રુતિ (સંભળાવું પોતેજ) સંભળાયછે, તેજ બ્રહ્મ છે એમ તું જાણ; જે (વિશિષ્ઠ)ની અહીં ઉપાસના કરેછે તે નહીં. (૯) જેને પ્રાણથી પ્રેરાતું નથી, (પણ) જેના વડે પ્રાણ (પોતે) પ્રેરાય છે તેજ બ્રહ્મ છે, એમ તું જાણ; જે(વિસિષ્ઠ)ની લોક અહી ઉપાસના કરે છે તે નહીં.

## બીજો ખંડ.

(૧) કદિ (હે શિષ્ય) તું એમ ધારતો હોઉં, કે મેં (બ્રહ્મને) સારી પેઠે (ગુણકર્મે કરીને) જાણ્યું છે, તો જરૂર તેં (બ્રહ્મના સ્વરૂપને) જરાકજ ઓળખ્યું છે, જે બ્રહ્મનું રૂપ "તું" છું, અને જે (બ્રહ્મનું સ્વરૂપ) દેવોમાં છે "તે"

---

(૧) આ બીજા ખંડમાં બ્રહ્મ બુદ્ધિથી પર છે એટલે એનો એ વિષય થઇ શકતોજ નથી, અને એ સત્ય વિસરી જતાંજ હું બ્રહ્મને ઓળખું છું, "જાણુંછું." ઇત્યાદિ જે વિચારો થાય છે તે બધાય બ્રહ્મનું ઓળખાણ અધુરૂંજ છે એમજ બતાવનારાં સૂચનો છે. વિવેકીઓ-માં પણ વારંવાર થતી આવી ભૂલ દૂર કરવા અને બ્રહ્મ બુદ્ધિના વિષયની બહાર છે એજ સત્ય દ્દઢાવવાનો આ ખંડનો ઉદ્દેશ છે. વસ્તુ અને વસ્તુનો અભાવ એ બન્નેય ગુણો જ્ઞેય, એટલે બુદ્ધિના વિષયજ છે, તેથી હું તે બ્રહ્મને જાણું છું એમ પણ નથી, તેમજ તેના અભાવના કારણે જાણુતો નથી એમ પણ નથી. સ્વરૂપાનુભવ કરીને શિષ્ય આગળ કહે છે.

(તને અલ્પજ સમજાયું છે), તેથી મને લાગે છે કે, તેં જાણેલું હજુ તારે (વધારે) વિચારવા જેવું છે.

(૨) હું નથી ધારતો કે, હું (બ્રહ્મને) ઠીક કરીને જાણુંછું, અને હું જાણતો નથી એમ (પણ) નથી, હું જાણું છું. અને અમારામાંનો જે 'હું જાણતો નથી એમ નથી, હું જાણું છુ' એને (બરાબર)સમજેછે તેજ તે(બ્રહ્મ)ને ઓળખેછે. (૩) જેનો

---

(૨) ઠીક કરીને જાણવું એટલે સ્પષ્ટ ગુણ વડે બુદ્ધિમાં ગ્રહણ કરવું. શિષ્ય કહે છે કે આ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મ બુદ્ધિમાં સ્પષ્ટ ગુણે કરીને જણાય નહિ તેથી હું એમતો તેને જાણતો નથી. પણ એનું અસ્તિત્વ પણ હું જાણતો નથી એમ જો તમે કહો તો, તે વાત ખરી નથી; કારણકે બુદ્ધિથી પરની વસ્તુને પણ હું અનુભવી તો શકુંછું. એના કાર્યને હું બુદ્ધિમાં જાણી શકુંછું, જે જે વસ્તુ હું જોઉ છું તે એના વિના હું જોઇ શકુંજ નહીં, એ સર્વ જ્ઞાનનો પ્રકાશક આત્મા છે એમ હું સમજું છું. એને હું સ્થિર ચિત્તે અનુભવુંછું, બુદ્ધિથી છુટો પાડી બુદ્ધિનાય પ્રકાશકને, "જ્ઞ" સ્વરૂપને, તદ્રુપ થતાં સર્વને ચેતન આપનારાને, હું જોઉછું. તેને હું બુદ્ધિના પ્રદેશમાં, ગુણરૂપી દિગકાલમાં, લાવીને જોતો નથી. ત્યાં જણાતા અને નહીં જણાતા એવા સર્વ વિષયોની પારના એ આત્માને આવી રીતે જે સમજે તેજ બ્રહ્મને ઓળખનાર છે, બીજો નહીં. જુવો અમૃ. ૬ થી ૧૧.

(૩) બુદ્ધિથી અગમ્ય એવા બ્રહ્મને પણ જે બુદ્ધિના વ્યવહારમાં એક વિષયરૂપે પ્રકટતો જાણે છે, તે બ્રહ્મને યથાર્થ સ્વરૂપે જાણતો નથી, ઓળખતો નથી. પણ જે એમ જાણે છે, કે બુદ્ધિના વિશેષ વ્યવહારમાં એ નિર્વિશેષ તો આવી શકેજ નહીં, તેજ એના ખરા સ્વરૂપને ઓળખે છે. આ મંત્રમાં ઉપરના બીજા મંત્રનું વિવરણ કર્યુંછે. બુદ્ધિનો વ્યવહાર વિશેષતાવાળો હોય છે, પરંતુ તેમાં નિર્વિશેષ 'છે' કે 'જ્ઞ', રૂપે બ્રહ્મની પ્રકાશક સત્તા છે તોજ એવી માયિક વિશેષતા સ્ફુરે છે, અને એવું સર્વજ્ઞાનોને સામાન્ય 'જ્ઞ' સ્વરૂપજ નિર્વિશેષ છે, તેથી તે બ્રહ્મ છે, એમ પાછળના ચોથા મંત્રમાં શ્રુતિ પોતેજ પ્રકટ કરે છે.

એ(બ્રહ્મ જ્ઞેયરૂપે)જણાય નહીજ એવો નિશ્ચય થાય તેનેજ એ (બ્રહ્મ) ઓળખાયું છે; અને જેનો એ (એમ) જણાય છે એવો નિશ્ચય થાય તે એ(બ્રહ્મ)ને ઓળખી શકયો નથીજ. (બ્રહ્મ) ઓળખનારને તે (બુદ્ધિના વિષયરૂપે) જણાતું નથી; એને નહીં ઓળખનારનેજ તે (તેવું) દેખાય છે.

(૪) જેને એવો નિશ્ચય થાય કે, પ્રત્યેક બોધમાં બ્રહ્મ (સાક્ષીરૂપે)પ્રકટ થાયછે, તેને અમૃતત્વ મળેછે. (હું આત્મા છું એમ ખાતરી થતાં) આત્માથી વીર્ય મળેછે; અને

---

(૪) ત્યારે એવું નિર્વિશેષ બ્રહ્મ છેજ, એમ પણ શી રીતે મનાય, એવી શંકાના સમાધાનાર્થે શ્રુતિ કહે છે કે, પ્રત્યેક બોધમાં એ બ્રહ્મનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. વસ્તુ માત્રના જ્ઞાનમાં બે અંશ રહે છે. એકતો વિવિધ ગુણોના સમુદ્ર રૂપ જ્ઞેય વિષય, અને તેને પ્રકટ કરતો પ્રકાશક 'બોધ'. જ્ઞાનમાંનો આ 'વિષય' વિભાગ તે બ્રહ્મનું સ્વરૂપ નથી, પરંતુ બીજો તેનો પ્રકાશક અંશ તેજ બ્રહ્મનું 'સ્વ'રૂપ છે, તેજ આત્મા છે. કારણ કે ગુણસમુહાત્મક વિષય નાશવાન છે, તેથી તે નિત્ય એવું બ્રહ્મ હોઇ શકે નહીં, પરંતુ વિષયની એવી સર્વે વિવિધતામાં એક સરખો સમાન રૂપે પ્રકટ થઇ રહેલો જે બોધ અંશ છે તેજ નિર્વિશેષ હોવાથી નિત્ય છે, નિશ્ચળ છે. તેજ વિષયનો પ્રકાશક હોવાથી આ માયિક જગતનો ધારક–આશ્રય છે. એટલે વિશેષતા તે આત્માનું સ્વરૂપ નથી, પણ આ સર્વે વિશેષતાઓમાં નિશ્ચળ એવું તત્વજ પ્રકાશકનું 'જ્ઞ' સ્વરૂપ છે, તેજ સાક્ષીરૂપ આત્માનું સ્વરૂપ છે, બીજું હોઇ શકે નહીં. એટલે બ્રહ્મ એજ ચૈતન્ય, એજ જ્ઞાનસ્વરૂપ (Intelligence Itself) છે. આવું આત્મતત્વ તેજ હું છું એવી વૃત્તિ રહેવી એ પરમ બળ છે, કારણકે એજ સર્વને નિર્ભય કરનાર છે. એવું નિશ્ચય જ્ઞાન પ્રકટ થતાં તદ્રુપ, આત્મરૂપ, થવું એજ અમરપણું છે. તેથીજ આત્માથી વીર્ય મળેછે એમ શ્રુતિ કહેછે, અને વિદ્યા એટલે એવી આત્મરૂપતા થતાં અમરત્વ મળેછે. "नायमात्मा बलहीनेन लभ्यते" જુવો. મુંડ. ૩. ૨. ૪.

(આત્મા અમર–અક્ષર છે એમ) ઓળખવાથી (પરાવિદ્યાથી) અમૃત મળે છે. (૫) જો અહીંજ માણુસ એને ઓળખે તો (જન્મ) સત્ય (સફળ)છે, જો અહીં ના ઓળખે તો મોટી (સંસારભ્રમણ રૂપી) હાની છે. ધીર(વિવેકી)પુરૂષો ભૂત માત્રમાં (એકજ આત્માને) જોઇને (જ્યાં પુત્રાદિ વિષયોમાં આસક્તિથી જન્મ પમાયછે એવા) આ લોકને (દેહાન્તે) ત્યજી દઇને અમૃત થાયછે.

## ત્રીજો ખંડ.

(૧) બ્રહ્મે દેવોને માટે વિજય કર્યો, અને એવા બ્રહ્મના વિજયમાં દેવોનો મહિમા વધ્યો. તેમણે (દેવોએ) વિચાર્યું કે આ વિજય અમારોજ છે, અને આ મહિમા (પણ) અમારો પોતાનોજ છે (એવો તેમને અહંકાર થયો). (૨) તેમનો આ વિચાર (બ્રહ્મે) જાણ્યો, અને એ તેમની પાસે પોતે પ્રકટ થયા. તે (દેવો) સમજી શકયા નહીં કે આ (પૂજ્ય આશ્ચર્યકારક) યક્ષ (દેખાય છે તે, દર્શન) તે કોણ છે!

(૩) તેમણે અગ્નિને કહ્યું કે, હે જાતવેદ, આ યક્ષ

---

(૫) સરખાવો કઠો. ૬. ૪; બૃ. ૪. ૪. ૧૪ જ્યોતિ. મું. ૩. ૨. ૯. બૃ. ૩. ૮. ૧૧.

(૧) અહંકારના ત્યાગ માટે જુવો ઇશા. ૧, ૨, જ્યોતિ. ક્રિયામાત્રનો પ્રેરક ઇશ્વરજ છે છતાં વ્યકૃત શક્તિના અભિમાની દેવો તે ક્રિયાબળ પોતાનુંજ માનીને અજ્ઞાનથી અહંકાર કરે છે. તે અભિમાનનું મિથ્યાત્વ પ્રકટ કરવા અહીં શ્રુતિનો પ્રયત્ન છે. એવા ખોટા અહંકારને અને તેને અંગે થતી આસક્તિને છોડીનેજ જગતને લોકસંગ્રહાર્થે ભોગવવાનો, આ બ્રહ્માણ્ડના ચક્રને ફેરવવાનો, ઉપદેશ ઇશા. ૧, ૨.માં કર્યોછે.

(૩) 'જાતવેદ' એવું અગ્નિનું નામ છે. જાત એટલે ઉત્પન્ન થએલી, એવી વસ્તુ માત્રને જન્મતાંજ જાણુવાવાળો, અર્થાત્ સર્વજ્ઞત્વની

કોણ છે તે તમે ખોળી કાઢો; તેણે કહ્યું કે ઠીક. (૪) તે અગ્નિ યક્ષની પાસે દોડયો. તેને (યક્ષે) પૂછયું કે, તું કોણ છું ? એણે કહ્યું કે હું અગ્નિ છું, અથવા હું જાતવેદ છું. (૫) (યક્ષે પૂછયું કે) તમે એવા છો તો તમારૂં વીર્ય શું છે ? હું આ પૃથ્વીમાં છે તે બધુય બાળી મૂકું, એમ એણે કહ્યું. (૬) તેને (યક્ષે) એક તરણું આપ્યું અને કહ્યું કે, લ્યો આને બાળો. (અગ્નિ) વેગથી એ તરણાની ભણી ધાયો, છતાં એ તરણુ (પણ) બાળી શકયો નહીં. ત્યારે તે ત્યાંથી પાછો ચાલી ગયો, (અને દેવોને તેણે કહ્યું કે) આ યક્ષ કોણ છે તે હું જાણી શકતો નથી. (૭) પછી દેવોએ વાયુને કહ્યું કે, હે વાયુ, આ યક્ષ કોણ છે તે તમે શોધી કાઢો. તેણે કહ્યું કે ઠીક. (૮) તે તે(યક્ષ)ની ભણી દોડયો. (યક્ષે) પૂછયું કે તમે કોણછો ? એણે કહ્યું કે હું વાયુ છું, અથવા હું માતરિશ્વા છું. (૯) (યક્ષે કહ્યું) તમે એવા છો તો તમારામાં શું વીર્ય છે ? એમ (પૂછતાં), તેણે કહ્યું કે પૃથ્વીમાં આ જે છે તે સર્વને હું ઉપાડીને ફેંકી દઉં. (૧૦) તેના આગળ (યક્ષે) એક તરણુ મૂકયું અને કહ્યું કે આનેજ ઉરાડી દો. વાયુ વેગથી તેની ભણી ધાયો, (પણ) તેને તે ઉરાડી શકયો નહી. પછી તરત તે દેવો પાસે ગયો અને કહ્યું કે આ યક્ષ કોણ છે

---

શકિતવાળો ભૂતોનો અંતર્યામી સદ્દેવતા, પ્રાણ, છે તે. અગ્નિને આવા અંતર્યામી રૂપે મનાય છે, તેથી સર્વે દેવો આવા જાતવેદ અગ્નિની પાસે પ્રથમ ગયા. આ યક્ષ તે આવા પ્રથમજન્મ દેવની પણ પારનું બ્રહ્મતત્વ છે, અને તેને આવા પ્રથમજન્મ દેવ પણ ઓળખવાને માટે અસમર્થ હતા. કારણકે ઐશ્વર્યવાળો એ દેવ ભોગેચ્છાના આવરણથી સ્વભાવને વિસરી ગયેલો છે, તેથીજ એ માયિક જગતનો કર્તા અને ભર્તા બનેછે. જુવો પ્રશ્ન. ૧. ૮.

તે હું જાણી શકતો નથી. (૧૧) પછી તેઓએ ઇન્દ્રને કહ્યું કે મઘવન્ ! તમે એ યક્ષ કોણ છે તે ખોળી કાઢો. તેણે કહ્યું કે ઠીક. એમ કહીને તે તે(યક્ષ)ની ભણી દોડયો. (યક્ષ) તેની પાસેથી અદૃશ્ય થઈ ગયો. (૧૨) તેજ જગ્યાએ (**આકાશે**) એક સુવર્ણના જેવી બહુ શોભાયમાન સ્ત્રી "ઉમા" તેને મળી. એને તેણે (ઇન્દ્રે) પૂછયું કે તે (પૂજ્ય અને આશ્ચર્યકારક) યક્ષ કોણ હશે ?

## ચોથો ખંડ.

(૧) તેણે (ઉમાએ) કહ્યું કે, એ જ બ્રહ્મ છે; અને એ બ્રહ્મનાજ વિજયમાં (તમે) તમારો મહિમા વધાર્યો છે. ત્યારેજ

---

(૧૧-૧૨) યક્ષ ઇન્દ્રની પાસેથી તરત અદૃશ્ય થયો તે એમજ સૂચવવા કે એના જેવા સર્વ દેવતાઓના પણ આધિપત્યવાળા ગર્વને બ્રહ્મનું દર્શન થવું દુર્લભ છે. આમ યક્ષના અદૃશ્ય થવામાં પણ શ્રુતિએ ઘણો ગૂઢ અર્થ સાધ્યો છે. એ યક્ષ અદૃશ્ય થયો એટલે કે બ્રહ્મ જે વિશેષ યક્ષ રૂપે પ્રકટ થયું હતું, તે વિશેષતાને ત્યજી દેતાં પાછું સર્વવ્યાપક થઇ રહ્યું; એટલે ઇન્દ્રાદિ દેવોના તેમજ પંચમહાભૂતોના સ્વરૂપની વિશેષતાઓની પેઠે જૂદુ દેખાતું તે બંધ થઈ ગયું. આ દેખાવ—આ પોતાના સ્વરૂપથી યક્ષ રૂપી બ્રહ્મનો ભિન્ન દેખાવ—ઈન્દ્રને વિદ્યુત્‌ના જેવોજ જણાયો. અને આકાશનાજ સ્વરૂપમાં તેને ભળી જતાં એણે જોયું તેથી એવું તે યક્ષનું વીર્ય, એનો પ્રતાપ, જોતાંજ ઇન્દ્રને પોતાની તુચ્છતા સમજાઇ અને આશ્ચર્ય થયું, અને પોતાના બળનો બધો ગર્વ ઉતરી ગયો. જ્યાં અંતઃકરણ ગર્વ રહિત થયું, અને આશ્ચર્ય થતાં તે યક્ષને જાણવાની ઉત્કટ જીજ્ઞાસા પ્રાપ્ત થઇ, કે તરત ત્યાં પરાવિદ્યા પ્રકટ થઇ. તે વિદ્યા તેજ સુંદર અંગવાળી સ્ત્રી "ઉમા" છે. તેને એવો ગર્વ રહિત થએલો ઇન્દ્ર પછી યક્ષનું સ્વરૂપ સમજવાને પૂછવા લાગ્યો. અને વિદ્યા રૂપી ઉમાએ તેને એ યક્ષ તે જ બ્રહ્મ હતા, અને તેના જ મહિમાવડે દેવો પોતે પણ મહિમા ભોગવે છે, એમ સમજાવ્યું.

(૧) દેવનેય આવું બ્રહ્મજ્ઞાન સુલભ નહોતું, તેને માટે જુવો. કઠ. ૧. ૨૧.

(ઈન્દ્રે) જાણ્યું કે એ (યક્ષ તે) બ્રહ્મ હતું.

(૨) તેથીજ અગ્નિ, વાયુ, ઇન્દ્ર એ દેવો બીજા દેવોથી જાણે અધિકતર છે; કારણ કે તેમણે એમનો (બ્રહ્મનો) થડમાંથી સ્પર્શ કર્યો, અને તેમણે એ બ્રહ્મ છે એમ પહેલું જાણ્યું. (૩) તેથીજ વળી ઈન્દ્ર બીજા બધાય દેવોથી જાણે અધિકતર છે, કારણ કે તેણે અત્યંત પાસે જઇને એમનો સ્પર્શ કર્યો, અને એ બ્રહ્મ છે એમ (સૌથી) પહેલવ્હેલું જાણ્યું.

(૪) તે(યક્ષદર્શન)નો આવો આશય છે, કે અહા! એ (બ્રહ્મ-યક્ષ) વિજળીની પેઠે ચમકારો કરી ગયો! અહા! આંખના નિમિષની પેઠે (પલકમાં) એ અદૃશ્ય થઈ ગયો! આટલું તેનું દૈવત (શક્તિ) સંબંધી (રહસ્ય) છે.

(૫) હવે, (અધ્યાત્મ) શરીરસ્થ આત્મા સંબંધી. જે એ

---

(૩) દેવરાજ ઇન્દ્રે બ્રહ્મની વિદ્યા ગુરૂ પ્રજાપતિ પાસેથી પ્રથમ મેળવી હતી. જુવો છાં. ૮. ૭. (૧, ૨.)

(૪-૫) વિદ્યુતના આ ચમકારાનો એવો મર્મ છે, કે સાધારણ રીતે બ્રહ્મ-આત્મા વ્યવહારમાં બુદ્ધિની સાથે એવા ગાઢ તાદાત્મ્યમાં રહે છે કે, બુદ્ધિથી એ આત્મા જેની સત્તા જેનાથી બુદ્ધિનુંજ અસ્તિત્વ છે, તે જૂદી જણાતીજ નથી. માત્ર કોક વખતજ વિદ્યુતની પેઠે, કોઇ સારા સંસ્કારના બળે તે જૂદો ભાસીને પાછો બુદ્ધિની સાથે તદ્રુપ થઇનેભળી જાયછે. વિજ્ઞાનનોમાં આવું કવચિતજ જૂદુ દેખાતુ 'જ્ઞ' સ્વરૂપ ઇન્દ્રની આગળથી અદૃશ્ય થતા યક્ષદ્વારા શ્રુતિએ પ્રકટ કર્યુંછે. પણ આવા સ્વરૂપને એક વખત સ્પષ્ટ દેખ્યું તો પછી સંસ્કારી જીવ તેને જોવાની, તેને વળગીજ રહેવાની આકાંક્ષાવાળો થાય છે, તેની પાસે જવા તે વારંવાર મથેછે, તેજ મન છે, વિજ્ઞાન છે; અને તેની વારંવાર જંખના કરવાની જે જીવની ટેવ તે સંકલ્પ છે, એમ શ્રુતિ પોતેજ સમજાવે છે. આવું પ્રાણી માત્રનું આત્મ-બ્રહ્મ-તે સર્વને પ્રિય છે. અને એ સર્વમાં સમાન 'જ્ઞ' રૂપે રહી સર્વને સત્તા આપી રહ્યું છે, તેથી એની પ્રીતિને લીધેજ જગતમાં સર્વ વ્યવહાર ચાલી રહ્યો છે. તેથી તેનું ગુહ્ય નામ "તદ્વન" એટલે સર્વ

બ્રહ્મની પાસે, જાણે, જાયછે(એને જ્ઞાનનો વિષય કરેછે), તે મન છે. અને જે એ મનવડે વારંવાર તેની સમીપ રહી (બ્રહ્મને) સ્મર્યા કરેછે, તે સંકલ્પ છે. (૬) તેથીજ એ(બ્રહ્મ)નું "તદ્વન" (સર્વનું પ્રિય) એવું નામ છે. એ 'તદ્વન'ની ઉપાસના કરવા યોગ્ય છે. જે એને એવી રીતે જાણેછે તેની સર્વે ભૂતો અભિવાંચ્છા (પ્રાર્થના) કરેછે.

(૭) ( પછી શિષ્યે કહ્યું કે ) ઉપનિષદ્નો અમને બોધ કરો. (ગુરૂએ કહ્યું કે) અમે તને એજ રહસ્ય કહ્યું; અમે તને ખરેખર, એ બ્રહ્મ સંબંધી રહસ્ય (ઉપનિષદ્) કહી જ દીધું.

(૮) તે( બ્રાહ્મી ઉપનિષદ્ )ની પ્રાપ્તિનાં સાધન તપ, દમ, અને(અગ્નિહોત્રાદિ નિષ્કામ) કર્મ છે; વેદો અને એમનાં અંગો એ તેની પ્રતિષ્ઠા છે, અને સત્ય એ તેનું રહેઠાણ છે. (૯) વળી જે આ( બ્રહ્મવિદ્યા )ને એવી રીતે જાણે તે (કર્મફળવાળાં) પાપને હણીને અનંત એવા સ્વર્ગ લોકમાં–સર્વોત્તમ લોકમાં–સ્થીર થાય છે; નિશ્ચળ પ્રતિષ્ઠાને પામે છે.

ૐ. અમો બન્નેનું તે (ઇશ્વર) રક્ષણ કરો....ઈત્યાદિ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।

( કેનોપનિષદ્નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

---

ભૂત માત્ર જેને "વન્" ઉપરથી વરેછે, ઇચ્છેછે, જેને અર્થે પ્રેરાય છે, તે બ્રહ્મ એવું નામ પડયું છે. તેની વિવિધ ઉપાસના માટે જુવો, તૈત્તિ. ૩. ૧૦. (૨–૪).

(૬) "તદ્વન" એટલે તે બ્રહ્મની સર્વે ઇચ્છા કરેછે, એનેજ સ્મરેછે. આત્માનેજ સર્વ જંખે છે, તેથી એને તદ્વન કહેછે.

( કેનોપષદ્ની જ્યોતિ સમાપ્ત. )

# કઠોપનિષત્.

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः (शंकर)

## વલ્લી પહેલી.

ૐ. અમો બન્ને (ગુરૂશિષ્ય)નું (વિદ્યા આપીને) તે (ઇશ્વર) રક્ષણ કરો; અમારા ઉપર એ પ્રસન્ન થાઓ, (કે, જેથી) અમે સાથે રહીને (વિદ્યાવડે) અમારૂં સામર્થ્ય વધારીએ, (અને) અમારૂં શીખીને ધારણ કરેલું બધું તેજસ્વી (વીર્યવાળું) રહો. અમારામાં વિદ્વેષ ના રહો. ૐ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

### જ્યોતિ.

(વંદન.)

જેમાંથી આ જગત્ જન્મ્યું ને જેમાં જ સમાયછે,
ચાલી રહ્યું વળી જેથી તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્‌ગુરૂ સમ પિતા-પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ' પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી સ્વ-ભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને,

---

આ મંત્રોપનિષત્ કૃષ્ણ યજુર્વેદીય શાખાનું છે, અને તેમાં પ્રખ્યાત નચિકેતને યમે કરેલો બ્રહ્મોપદેશ આવેછે.

(૧) ફળની કામનાવાળા વાજશ્રવસ્ (મુનિ યજ્ઞમાં) પોતાનું સર્વસ્વ આપી દેતા હતા. તેમને નચિકેત નામનો એક પુત્ર હતો. (૨) દક્ષિણા અપાતી હતી તે વખતે

(૧) આ વલ્લીમાં શ્રુતિનો મુખ્ય ઉપદેશ એવો છે કે, યજ્ઞદાનાદિથી અમરત્વ મળતું નથી, પણ તેનાથી તો અનંદા નામના લોકમાં અહીં કરેલાં કર્મો ભોગરૂપે ફળેછે; અને એવાં પુણ્ય ક્ષીણ થતાં પાછા જન્મમરણના ફેરામાંજ પડાય છે. તેથી એવા લોકના કરતાં વધારે ઉંચી અમરત્વની જ ઇચ્છા કરવા યોગ્ય છે. આવી ઇચ્છાવાળા નચિકેત-દ્વારા શ્રુતિ પ્રથમ તો યજ્ઞમાં જે અગ્નિ સળગાવાય છે તે જગત્માં વ્યાપી રહેલો વ્યક્તબ્રહ્મ (પ્રાણ–Energy)જ છે, એમ સમજાવીને તેને ઉપાસવાનું શિખવે છે. પરંતુ તેવી પ્રાણોપાસનાથીય મોક્ષરૂપી પુરાષાર્થ ફળતો નથી, પણ માત્ર સ્વર્ગલોકજ મળે છે, અને ત્યાંનું અમરત્વ જો કે ભોગલોકના વિભવથી વધારે ઇચ્છવા યોગ્ય છે, છતાં તે પરમ-પુરૂષાર્થ નથી, તેથી આત્માનું જ્ઞાન એજ સમજવા અને લેવા યોગ્ય છે. તેથી નચિકેતનો એજ પરમ ઉત્કૃષ્ટ પ્રશ્ન થાય છે કે, મરી ગયા પછી આત્મા એવી વસ્તુ છે કે નથી, અને જો તે હોય તો તે કેવા પ્રકારની છે? તેજ સમજવાનો પ્રયત્ન તે સ્તુત્ય પુરૂષાર્થ છે. જુ. છાં. ૫. ૧૦. ૧ જ્યોતિ. વળી શ્રુતિ કહે છે કે, આવી મોક્ષેચ્છાને માટે પુરૂષ અધિકારી જોઇએ, અને જેને વિભવ માત્રમાં વિરાગજ ઉત્પન્ન થયો હોય, અને આત્મજ્ઞાનની તીવ્રેચ્છા પ્રકટ થઇ હોય, તેનુંજ આવું જ્ઞાન ચક્ષુ ઉઘડે છે. વળી તેવા જ્ઞાનના અધિકાર માટે વૃદ્ધ કે બાળક જેવી કાંઇજ મર્યાદા નથી. એને અર્થે જોઇતાં સાધન પૂર્વ જન્મના સંચિત સંસ્કારથી આ જન્મે પ્રકટી ઉઠે છે. આવા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કેટલી કઠિન છે તે પણ શ્રુતિ આજ વલ્લીમાં પ્રકટ કરે છે.

(૨) ધર્મ શ્રદ્ધાએ પ્રવેશ કર્યો, એટલેકે ધર્મ શાસ્ત્રોમાં કહેલું કે આવાં દાન કરવાથી તો માત્ર આનંદ વગરનાજ ભોગલોકની પ્રાપ્તિ થાય છે, (જુ. બૃ. ૪. ૪. ૧૧.) એવા શાસ્ત્રમાં એને સંપૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ, જેથી એ આશ્ચર્ય પામવા લાગ્યો કે મારા પિતા વિદ્વાન છતાં આવા આનંદ વગરના લોકની પ્રાપ્તિ કેમ ઇચ્છતા હશે !

કુમાર છતાં તેનામાં ( ધર્મ )શ્રદ્ધાએ પ્રવેશ કર્યો, અને તે વિચારવા લાગ્યો કે, (૩) પાણી પાએલી, ઘાસ ખવરાવેલી, દૂધ દોહેલી અને શિથિલ ઇન્દ્રિયોવાળી ( એવી આ ) ગાયોને આપનારા તો અનંદા નામના (આનંદ વિનાનાજ) લોકમાં જાય છે. (૪) પછી તેણે પિતાને પૂછયું કે, (ત્યારે) મને આપ કોને આપશો ? આ પ્રમાણે બે, ત્રણ, વાર એણે પૂછયું, ત્યારે (પિતાએ ક્રોધથી) ઉત્તર આપ્યો કે, (જા) હું તને 'મૃત્યુ'ને આપું છું.

---

સંપૂર્ણ આનંદપ્રદ મોક્ષ મુકીને આમાંજ એમને કેમ સુખ દેખાતું હશે, તે સમજાયું નહી, તેથી તેમની એવી વૃત્તિની ગર્ભિત જાણે નિંદા કરતાં એણે કહ્યું કે, ત્યારે મનેય પણ આપીજ દોને, જેથી તમને જરૂર વધારે ભોગની પ્રાપ્તિ થશે. પિતાને આ સાંભળીને ક્રોધ ચઢ્યો, અને ક્રોધમાં તેણે વિવેક ભૂલીને એમ કહી દીધું કે, જા, હું તને ત્યારે મૃત્યુને આપુંછું. જુવો. કઠ. ૧. (૪. ૧૦)

(૩) પં. મેક્ષમુલર નિરિન્દ્રિયનો અર્થ વંધ્યા એવો કરે છે.

(૪) "મૃત્યુ" એજ પ્રાજ્ઞબ્રહ્મ છે. અજ્ઞાનનો જ્ઞાનથી નાશ થાય છે, તેથી અજ્ઞાન તે જ્ઞાનનું ભક્ષ્ય–આહાર–કહેવાય છે, અને મૃત્યુ એટલે ખાવાની, ભોગની, ઇચ્છાવાળું જગતનું કારણ, જે જ્ઞાનબ્રહ્મ જ છે. આવા મૃત્યુ પ્રજાપતિનું દર્શન શ્રુતિ આપણને બ્રહદારણ્યકના ૧. ૨. ૧. માં કરાવી, ત્યાં તેનો એવો અર્થ પણ સમજાવે છે. એટલેકે અજ્ઞાનરૂપી આહારવાળું જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ, તે જ મૃત્યુ. નચિકેતને બ્રહ્મજ્ઞાન આપવા એવું મૃત્યુંજ યોગ્ય છે, કારણકે બ્રહ્મ પોતેજ બ્રહ્મનું જ્ઞાન યથાર્થ કરાવી શકે છે, કારણ કે એ જ સ્વયંપ્રકાશ છે, અને જેને એ પ્રકટ થવા ઇચ્છે તેજ એને જાણી શકે છે. જુવો કઠ. ૨. ૨૦; કઠ. ૨. ૨૩. એ જ અગ્નિના સ્વરૂપવાળો 'પ્રાણ' પુરૂષ છે. વળી આજ આદિત્ય પુરૂષને "મૃત્યુ" કરીને ઉપાસ્યો છે તે જુવો. શ. બ્રા. ૧૦. ૫. ૨. ૩માં. અને બૃ. ૩. ૨. ૧૦.માં પ્રાણ અગ્નિને પણ 'મૃત્યુ' કહ્યો છે. એ આદિત્ય પુરૂષ અને અગ્નિ એવી ઉપાસનાર્થે બ્રહ્મનાંજ રૂપાન્તરો છે. તેથી અહીંનો યજ્ઞના અગ્નિનો ઉપદેશક મૃત્યુ પ્રાણાગ્નિના અર્થમાંજ વપરાયો છે.

(૫) ( તે એકાન્તમાં વિચારવા લાગ્યો કે ) હું ઘણા ( પુત્ર અને શિષ્યો )માં પહેલો રહું છું, હું ઘણામાં મધ્યમ-રહું છું ( છતાં મને પિતાએ આમ કેમ કહ્યું ? ભલે ત્યારે,) યમરાજાએ ( મનમાં ) જે કાંઈક કરવા ધાર્યું હશે તે હવે મારી દ્વારા તે કરી લેશે. ( ૬ ) ( મેં પુત્રને આ તે શું કહ્યું ! એમ શોકમાં ડુબેલા પિતાને પછી તેણે કહ્યું કે ) પૂર્વે થઇ ગએલાનો વિચાર કરો, તથા અત્યારે બીજા જીવતા રહેલાને ચારે તરફ નિહાળી જુવો ! મર્ત્ય (લોક) ઘાસની પેઠે સૂકાય છે, અને ઘાસની પેઠે તે પાછા ઉગી

---

(૫) "હું ઘણાથી પહેલો મૃત્યુ પાસે જાઉં છું, હું ઘણાની મધ્યે–સાથે–મૃત્યુ પાસે જાઉં છું" એવો પં. મેક્ષમુલર આ મંત્રનો અર્થ કરે છે, તે અયોગ્ય લાગે છે. કારણ કે મરણ તો સર્વનેય આવે છે, અને તે બધીય વયમાં હમેશ થયાજ કરે છે, તેથી તેમાં આશ્ચર્યનું કારણ રહેતું નથી. પણ સાધારણ થતા વ્યવહારની વિરૂદ્ધજ જો કાંઇ બનાવ બને તોજ તેને માટે કોઇને આશ્ચર્ય થાય, અને યમરાજાએ કાંઇક કરવા ધાર્યું હશે એવા આશ્વાસનથી બુદ્ધિને સંતોષ કરવાનો પ્રસંગ ઉભો થાય. હવે પિતા તો પુત્રનું મૃત્યુ ના જ ઇચ્છે એવો સાધારણ જગતનો વ્યવ-હાર ચાલે છે, તેના વિરૂદ્ધ દૈવે જ્યારે પિતાને પુત્ર સારો અને લાયક હોવા છતાં એવીજ ઇચ્છા કરાવી, ત્યારે તેથી સ્વાભાવિક થતા આશ્ચર્યનો ખુલાસો નહીં જડતાં નચિકેતે પિતાની આજ્ઞામાં જણાયલી યમરાજાની ઇચ્છાને આધીન થવામાં દૈવનીજ ગહન પ્રેરણા જોઇ. આવોજ અર્થ તેથી વધારે યોગ્ય અને સંકલિત છે.

આ પ્રસંગમાં આશ્ચર્યનું કારણ તો પિતાએ કરેલો અવિવેકજ છે, એમ શ્રુતિ પોતેજ, જ્યાં તેણે પિતાને થતો પશ્ચાતાપ પ્રકટ કર્યો છે, અને મંત્ર ૬ માં પુત્રને તેનું આશ્વાસન કરતો બતાવ્યો છે ત્યાં, પ્રકટ કરે છે.

યમનો અર્થ છાં. ૮. ૩. ૫. માં શ્રુતિએ સ્પષ્ટ કર્યો છે તે પ્રમાણે સંઘાતચક્રનાં અમર, અને મર્ત્ય, ઉભયને નિયમિત દોરી રહેનાર ઇશ્વર છે, અને તે જ મૃત્યુ છે.

નીકળે છે. (માટે મૃત્યુને ત્યાં મને મોકલીને તમારૂં વચન સત્ય કરો ).

(૭) ( ત્યાં ગયા પછી યમનાં ભાર્યાદિ સભ્યો યમને કહેવા લાગ્યાં કે ) સાક્ષાત્ વૈશ્વાનર (અગ્નિદેવ) રૂપી બ્રાહ્મણ અતિથિ ઘરમાં આવેછે ( ત્યારે ) તેમની વિધિપૂર્વક (લોક) શાંતિ કરેછે, (તેથી) હે વૈવસ્વત,(એમને પગ ધોવાનુ )પાણી આણો. ( ૮ ) જે મંદમતિવાળા પુરૂષના ઘરમાં બ્રાહ્મણ ભૂખ્યો રહે તેનાં આશા અને મનોરથો, સત્સંગતિનું ફળ, યજ્ઞ, યાગ, દાનાદિનું ફળ, તથા પુત્ર અને પશુધન, એ સર્વેનો (તે) નાશ કરેછે.

(૯) (પછી યમરાજાએ નચિકેતની પાસે જઇને વિનંતિ કરીને કહ્યું કે ) હે બ્રહ્મન્ ! તમે પૂજવા યોગ્ય અતિથિ મારા ઘરમાં ત્રણ રાત્રિ ભુખ્યા રહ્યા, માટે હે બ્રહ્મન્, તમારૂં સન્માન થાય અને તેથી મારૂં ભલું થાય તેમ, તમે ત્રણ વરદાન માગી લો.

(૧૦) ( નચિકેત બોલ્યો ) હે મૃત્યુ ! ત્રણમાંનું પહેલું વરદાન હું એવું માગુંછું, કે ( મારા પિતા ) ગૌતમ મારા સંબંધી સંકલ્પવિકલ્પવાળી ચિંતા રહિત, અને સ્વસ્થ ચિત્તવાળા થાય, તથા મારા ઉપર એમને ચઢેલા ક્રોધથી એ રહિત થાય; અને તમારા પાશમાંથી મુક્ત થતાં ( હું એમની પાસે જઉં ત્યારે ) મને સ્મરણપૂર્વક ઓળખીને એ મારૂં અભિનંદન કરે. (૧૧) ( મૃત્યુએ કહ્યું ) મૃત્યુના મુખમાંથી છુટેલાને તને જોઈને (હે નચિકેત,) મારા પાશમાંથી મુક્ત થએલો ઔદ્દાલકી ( અરૂણનો પુત્ર )

---

(૭) યમદેવ બહાર ગયા હતા, તે ત્રણ દિવસે પાછા આવ્યા ત્યારે એમના સભ્યો એમને કહેવા લાગ્યા તે વચન આ મંત્રમાં સંગ્રહ્યાં છે. વિદ્વાન બ્રાહ્મણને અધર્મમાત્રને બાળી મુકતા વૈશ્વાનરરૂપે ઓળખાવ્યો છે.

આરૂણી ( તારો પિતા ) પૂર્વની પેઠે ( પ્રીતિપૂર્વક ) તને ઓળખશે; રાત્રિએ સુખેથી ઉંઘશે, અને એમનો ક્રોધ ઉતરી જશે.

(૧૨) ( નચિકેત૦ ) સ્વર્ગલોકમાં કોઈ પ્રકારનો ભય નથી; ત્યાં તમારૂં જોર નથી, તેમ જરાનું પણ ભય નથી. ભૂખ અને તરષ બન્નેને તરી જતાં શોકની પાર નીકળીને સ્વર્ગલોકમાં (જીવ) આનંદને ભોગવે છે. (૧૩) (એવા) સ્વર્ગના ( સાધનભૂત ) અગ્નિ( યજ્ઞ )ને હે મૃત્યુ, તમે જાણોછો, તેથી(તમારામાં) શ્રદ્ધાવાળા એવા મને તે શિખવો, ( કે જેને લીધે ) સ્વર્ગલોકમાં રહેનારાઓ અમૃતત્વને ભોગવેછે; બીજા વરદાનમાં હું એજ માગુંછું.

(૧૪) ( મૃત્યુ૦ ) હે નચિકેત! તું બરાબર શિખી લે, હું તને ( સ્વર્ગનું સાધનભૂત એવો ) સ્વર્ગ્ય અગ્નિ શિખવુંછું, ( કારણ કે ) હું તેને સારી પેઠે જાણુંછું.

---

(૧૨) જરા કે મરણના ભયની પાર જો જવાય તો પછી મૃત્યુનો ભય રહે નહીં, એટલે આનંદભોગમાં કશી ત્રુટિ પડે નહી, તેથી આવા સ્થૂળ ભોગના સ્વર્ગની ઇચ્છાવાળા લોક યજ્ઞને ઉપાસેછે. પરમાત્માના સૂક્ષ્મતત્વોમાં થતા આવિર્ભાવને હિરણ્યગર્ભ કહેવાય છે, અને તેનાથી સ્થૂળતત્વમાં થતા આવિર્ભાવને વૈશ્વાનર અથવા યજ્ઞનો અગ્નિ દેવ કહેવાય છે. આ ઉભય જેમાંથી ઉદ્ભવે છે તેવી મૂળ પ્રકૃતિમાં પ્રકટી જગત્નો વ્યવહાર ચલાવી રહેલા મહદાત્મક પરમાત્માના આવિર્ભાવને ઇશ્વર કહેવાય છે. તે આવિર્ભાવ આવી રીતે જગત્ની આખી કાર્યપરંપરામાં પ્રકાશી રહ્યો છે, માત્ર તેની ઉપાધિ અનુસાર તેને હિરણ્યગર્ભ, વૈશ્વાનર, જીવાત્મા કે મહદ્ એવાં ભિન્ન નામોથી ઓળખાય છે.

(૧૪) પ્રાણીમાત્રમાં સાક્ષીરૂપે રહેતો ઇશ્વરાંશ છે, તે સર્વ કર્મનાં ફળને આપી રહેછે, તેથી સ્થૂળભાવે એને યજ્ઞના અગ્નિરૂપે પૂજાય છે, અને તેથીજ એ જગત્ની પ્રતિષ્ઠા મનાય છે. એજ પરમાત્મા બુદ્ધિગુહામાં જીવભાવે પ્રકટતાં વિજ્ઞાનાત્મા કહેવાય છે.

એને તું અનંતલોકની પ્રાપ્તિનું સાધન, અને વળી જગતની ( મૂળરૂપ ) પ્રતિષ્ઠા છે એમ જાણ, એનેજ તું ( વિદ્વાનોની બુદ્ધિ ) ગુહામાં રહેલો છે એમ માન. (૧૫) મૃત્યુએ તે નચિકેતને લોકના (જૂનામાં જૂના) આદિ અગ્નિની વિધિ શિખવી. તેમજ ( યજ્ઞમાં એકઠી કરવાની ) ઇંટો તથા તેમની સંખ્યાનું પ્રમાણ, તેમજ તેને કેવી રીતે (ગોઠવવી) તે (પણ) શિખવ્યું; અને નચિકેતે ભણાવ્યા પ્રમાણે તેને પાછું ભણી બતાવ્યું. પછી મૃત્યુએ સંતોષ પામીને એને તે (વિદ્યા)ફરી કહી બતાવી. (૧૬)મહાત્મા મૃત્યુ આનંદ પામતા તેને કહેવા લાગ્યા કે, તને વળી આ વધુ વરદાન હું આપું છું કે, આ અગ્નિ તારાજ નામથી ઓળખાશે; અને અનેક રૂપવાળી આ ( કર્મફળમયી )માળાને તું લે. (૧૭) ત્રિણાચિકેતા ( ત્રિગુણ નાચિકેત અગ્નિ સળગાવનારો ) ત્રણ ( માતા, પિતા અને આચાર્ય)ની સાથે સંબંધમાં જોડાઇને ( માતાવાન્, પિતાવાન્, આચાર્યવાન્ બની ), અને ત્રણ કર્મ ( ઈજ્યા, અધ્યયન અને દાન ) કરીને જન્મ–મૃત્યુને તરી જાય છે; અને બ્રહ્મથી જન્મેલા, અને 'જ્ઞ'રૂપ એવા (સર્વજ્ઞ), અને વંદન કરવા યોગ્ય (તે અગ્નિ) દેવને જાણીને

---

(૧૬) પં. મેક્ષમુલરની દૃષ્ટિએ ૧૬–૧૭–૧૮ મંત્રો ક્ષેપક ગણાય છે. તેમને ક્ષેપક માનવાનું કાંઇ યોગ્ય કારણ અમને જણાતું નથી. આ યજ્ઞકર્મનાં ફળ આપનાર દેવતા તરીકે તારૂંજ હું સ્થાપન કરૂં છું. તે માળાને આ અધિકાર ઉપર રહીને તું સદા ફેરવ્યા જા. આવા કાર્યાધિકાર ઉપર યોજાતા મર્ત્યોને માટે જુવો બ્ર. સૂત્ર ૩. ૩. ૩૨

(૧૭) 'બ્રહ્મજજ્ઞ'ને પં. મેક્ષમુલર "બ્રહ્મમાંથી થએલાં સર્વને જાણનાર' એમ સમજાવે છે. આના કરતાં અમે લીધેલો અર્થ વધારે યોગ્ય છે. બ્રહ્મમાંથી પ્રથમ જન્મેલા એવા અને સર્વત્ર 'જ્ઞ' રૂપે રહી સર્વજ્ઞ થતાં સર્વના નિયામક બનીને સર્વને વંદન કરવા યોગ્ય થાય છે, તેથી તે 'બ્રહ્મજજ્ઞ' કહેવાય છે.

તથા જોઈને અત્યંત શાન્તિને પામેછે. (૧૮) જે ત્રિણાચિકેતા આ ત્રણેય( ઈષ્ટાદિ )ને શિખીને, અને તે પ્રમાણે સમજીને ( ક્રતુમાં ) નાચિકેત અગ્નિને સળગાવે તે શરીર પડતા અગાઉજ મૃત્યુના પાશને હણીને શોકની પાર જતો રહી સ્વર્ગલોકમાં આનંદ કરે છે. (૧૯) હે નચિકેત ! બીજા ઉત્તમ વરદાનવડે તેં માગેલો આ સ્વર્ગ્ય (સ્વર્ગનો સાધનભૂત ) અગ્નિ ( યજ્ઞ ) મેં તને આપ્યો. લોકો એ અગ્નિને તારા( નામ)થીજ ઓળખશે. તું હવે ત્રીજુ વરદાન માગ.

(૨૦) ( નચિકેત૦ ) મનુષ્ય મરી જાય છે ત્યારે

---

(૧૮) આ યજ્ઞનો વૈશ્વાનર અગ્નિ તે સ્થૂળ અથવા મૂર્ત પદાર્થોમાં કેન્દ્રિત થઈ ઉષ્મારૂપે પ્રકટી રહેલ સૂક્ષ્મ હિરણ્યગર્ભ જ છે, અને તેજ વિવિધ શક્તિયોરૂપે પંચમહાભૂતો અને તેમનાં કાર્યોમાં દેવતાઓ રૂપે દેખાયછે. તે સર્વ ઉપાધિયોની અંદર રહી અંતર્યામીરૂપેરહેલું અવ્યક્ત શક્તિયુક્ત ચૈતન્યજ બીજહિરણ્યગર્ભ છે. તે બીજહૃદયને સ્વર્ગલોક કહેવાય છે. તેથી નાચિકેત યજ્ઞના અગ્નિને આવા જ્ઞાન સાથે ઉપાસનાર યજમાન એવા સ્વર્ગને પ્રાપ્ત કરેછે. નિર્ગુણ પુરૂષ–પરમાત્મા તો આથીય પર છે. આવા જ્ઞાનયુક્ત ઉપાસ્ય યજ્ઞને "નાચિકેત" કહ્યો છે, કારણ કે નચિકેતનીજ પેઠે એવોજ યજ્ઞ સ્વર્ગમાં થઇને ક્રમવાર સૂક્ષ્મ કે અભેદ જ્ઞાનનો પરિપાક થતાં નિર્ગુણ બ્રહ્મમાં ભેળવી દઇ મોક્ષને અપાવેછે. જ્ઞાન રહિત યજ્ઞકર્મ કરનારને આવા મોક્ષનો અસંભવ હોય છે એવો શ્રુતિનો ભાવાર્થ છે. જુવો કઠ. ૪. ૮. અને છાંદો. ૧, ૧. ૧૦.

(૨૦) જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૬. સવિસ્તર ઉત્તર માટે બ્ર. સૂ. ૩. ૩. (૫૩–૫૪)ની જ્યોતિ જુવો. "છે" કે 'નથી' એના જ્ઞાનનો ઉપસંહાર કરતાં મૃત્યુ પોતેજ કઠના ૫. (૬–૭ ) અને ૬. (૧૨–૧૩) માં કહે છે કે, આત્મા છેજ; અને જેને એનો અનુભવ થાય છે તેજ એમ કહી શકેછે ઇત્યાદિ. આ મંત્રમાં મરણ પછી "છે" કે "નથી" એવો જીવાત્માના સંબંધે પ્રશ્ન છે, અને પરમા-

કેટલાકના મતે (શરીરથી જૂદોજ રહેલો આત્મા) 'છે,' અને કેટલાકના મતે તે 'નથી,' એવો જે સંશય થાય છે, તેને વિષે હું તમારો શિષ્ય થઈને તમારી પાસેથી શીખું, એવું મારૂં ત્રીજુ વર છે.

(૨૧) (મૃત્યુ૦) એમાંતો દેવને પણ પૂર્વે સંશય હતો, કારણ કે એ જાણવું સહેલું નથી. એ ધર્મ ઘણો બારીક છે. હે નચિકેત! તું બીજું વરદાન માગ. મને તું પજવ નહી. મારી પાસે માગેલું એ વરદાન તું છોડી દે.

(૨૨) (નચિકેત૦) એમાં દેવોને પણ સંશય હતો એ વાત ખરી છે. હે મૃત્યુ! તમેજ(હમણાં)કહ્યું કે એ (ધર્મ) જાણવો સહેલો નથી, એટલે તેનો બોધ કરવા તમારા વિના બીજો કોઇ પણ મને જડે તેમ નથી; (અને) આના જેવું બીજું (ઉત્તમ) વરદાન પણ નથી.

(૨૩) (મૃત્યુ૦) હે નચિકેત! સો વર્ષના આયુષ્યવાળા પુત્ર પૌત્રોને તું માગ, ઘણાં પશુ, હાથી, સૂવર્ણ કે ઘોડાને માગ, અત્યંત વિશાળ ભૂમિને માગ, ગોઠે તો તું પોતે ઇચ્છું ત્યાં સુધી જીવ. (૨૪) ગોઠે તો આવાં વરદાન માગઃ—ધન માગ, ચિરંજીવપણું માગ, હે

---

ત્માના સંબંધી પ્રશ્ન કઠ. ૨. ૧૪. માં છે. પણ આ જીવાત્મા અને ત્યાંના પરમાત્મામાં વસ્તુતાએ ભેદ નથી, અવિદ્યાની ઉપાધિએજ એવો ભેદ દેખાય છે, તેથી તે બેય પ્રશ્નો જાણે એકજ પ્રશ્ન જેવા લાગેછે, તેમને સરખાવી જુવો. અને તેથીજ યમે છેવટના ઉત્તરમાં બેયને એકમાંજ સમેટી લીધા છે. જીવાત્માના આ પ્રશ્નમાં મરણાન્તરગતિનુ સૂચન માત્ર વિશેષ છે.

(૨૧) દેવનેય પૂર્વે સંશય હતો તેના સંબંધે જુવો છાંદો. ૮. (૭ થી ૧૨) ખંડો, તથા કેન. ખંડ ૩.

નચિકેત ! તું વિશાળ ભૂમિનો રાજા થવાનું માગ; હું (તને) તારી મનકામનાઓનો યથેષ્ઠ ભોક્તા કરીશ. (૨૫) મર્ત્ય-લોકમાં જે જે દુર્લભ કામનાઓ છે તે સર્વે કામનાઓને તું ઇચ્છામાં આવે તેમ લાગી લે. જો, આવી ( સુંદર ) વાહન-વાળી અને વાદિત્રવાળી અપ્સરાઓ, કે રમણિયો (માગ), મનુષ્યોને એવી મળી શકતી નથી. મારા પ્રસાદથી મળેલી આવી દાસીઓ ( અપ્સરાઓ અને રમણિયો ) પાસે તું સેવા કરાવીને ભોગ ભોગવ; પણ હે નચિકેત ! તું મરણ સંબંધી પૂછીશ નહીં.

(૨૬) ( નચિકેત૦ ) હે મૃત્યુ ! મર્ત્ય લોકના આવા જે અનિશ્ચિત ભોગો છે તે ઇન્દ્રિયોના તેજને જીર્ણ કરનારા ( હણનારા ) છે. વળી બધુંય જીવિત અલ્પમાત્રજ છે, ( તેથી ) એ વાહનો તમારાંજ રહો. એ નૃત્ય અને ગીતાદિ પણ તમેજ રાખો. (૨૭) મનુષ્ય ( અડળખ ) ધનથી સંતોષ પામી શકતો નથી. (વળી) તમારાં દર્શન કર્યાં છે

---

(૨૫) સર. બૃહ. ૬. ૨. (૫–૭), છાંદો ૫. ૩. ૬. બુદ્ધને મરે–મૃત્યુએ, અને ક્રાઇસ્ટને ઇશ્વિરથી પહેલોજ જૂદો પડનાર અમર સેતાને આપેલી લાલચનું મૂળ પરંપરાએ આ શ્રુતિ સુધી પહોંચતું જણાય છે.

(૨૬) નૃત્યગીતાદિ સંભોગના વિષયો બધા નાશવાન છે; તે તમારાંજ, અર્થાત્ તમો મૃત્યુનાજ અધિકારનાં રહો. એવા નાશવાન પદાર્થો મને રૂચતા નથી. મને તો અમરત્વ આપનારૂં કેવળ આત્મ-જ્ઞાનજ જોઇએ. અને એજ મારૂં વર યોગ્ય છે.

(૨૭) મેક્ષમુલર પ્રમાણેઃ—તમારાં દર્શન થયાં તો શું અમે ધનની આશા કરીશું ? તમારી જ્યાં સુધી સત્તા છે ત્યાં સુધી અમે જીવી શકીશું'', આવા અર્થમાં તો નચિકેતના ઉપર મૃત્યુની પરમ કૃપા થઇ છે તે વાતની મહત્તા સ્પષ્ટ દીપી નીકળતી નથી, તેથી અમે લીધોછે તેજ અર્થ યોગ્યછે.

એટલે વિત્ત તો મને મળશે; તમે જ્યાં સુધી સત્તાધિશ છો ત્યાં સુધી હું જીવી પણ શકીશ. તેથી મેં માગેલું એજ યોગ્ય વરદાન આપો. (૨૮) અજર અને અમર લોકની (તમારી) સમીપ જઇને જરાથી પીડાતો, અને પૃથ્વી ઉપર નીચેજ પડી રહેલો છું એમ જાણતો કયો મર્ત્ય (પુરૂષ) રૂપ અને રતિના વિલાસની (અસ્થિરતાને) વિચારતાં અતિ દીર્ઘ આયુષ્યમાં પણ રમ્યા કરે ? (૨૯) કોઇ (મરી જતા)ને વિષે (એ "છે", કે "નથી" ?) એવી લોક જે શંકા કરેછે તેવા મહાન પરલોકના વિષયમાં હે મૃત્યુ, આપનો જે નિર્ણય (નિશ્ચિત જ્ઞાન)હોય તે મને કહો. જે આ વરદાન ગૂઢમાં ગૂઢ વસ્તુમાં પ્રવેશ કરનારૂં છે તેના વિના બીજું વરદાન નચિકેત માગતો નથીજ.

---

## વલ્લી બીજી.

(૧) (મૃત્યુ૦) 'શ્રેય'-હિત (Right) એ એક

---

(૨૯) સુર કઠ. ૧. ૨૦.

(૧) આ વલ્લીમાં શ્રેયસ્ એટલે આત્માને કલ્યાણકારી, અને પ્રિય એટલે શારીરિક ભોગમાં સુખ આપનારી, એમ પ્રવૃત્તિના બે વિભાગ કરી, શ્રેયનેજ અર્થે પુરૂષાર્થ કરવા યોગ્ય છે, એમ કહી ભોગાર્થે પ્રવૃત્તિમાં ગુંથાયલા પુરૂષો મૃત્યુના જ પાશમાં પડેલા છે એવો શ્રુતિનો ઉપદેશ છે. નચિકેતે તેથી જ પુનઃ દૃઢ નિશ્ચયથી ધર્માધર્મની પાર રહેલું એજ નિત્ય આત્મતત્વ સમજાવવા મૃત્યુને આગ્રહ કર્યો છે. મૃત્યુ તેને પ્રથમ તો બ્રહ્મના પ્રતીકરૂપ "ૐ" ની ઉપાસનામાં રહેલા અંતર્યામી દેવનું સ્વરૂપ સગુણભાવે સમજાવે છે, અને કહે છે કે, એ આત્મતત્વ તો જે દૃશ્ય વસ્તુઓ જગત્માં જણાય છે તેમની અંદર, એમના આશ્રયરૂપે રહ્યું છે તેજ છે. અને તેનેજ સમજવા યોગ્ય છે. એનેજ ઓળખીને અમર થવાય છે.

નોંખી વસ્તુ છે, અને "પ્રિય"(Pleasant) એ પણ એક નોંખી જ વસ્તુ છે. તે બન્ને પુરૂષને જૂદા જૂદા અર્થે (પ્રયોજને) કાર્યમાં દોરે છે. તેમાંથી શ્રેયને સાધનારનું ભલું થાય છે; (અને)પ્રિયને ઇચ્છિનારનો અર્થ નષ્ટ થાયછે. (૨) શ્રેય અને પ્રિય બન્નેય મનુષ્યની પાસે આવેછે. ધીર પુરૂષ વિચાર પૂર્વક તપાસ કરીને તેમનો વિવેક કરે છે (જૂદાં પાડી તુલના કરેછે). કારણકે ધીર પુરૂષ શ્રેયનેજ એની યોગ્યતા અને ગૌરવને લીધે પસંદ કરે છે; અને મંદ બુદ્ધિવાળો (ઐહિક) યોગક્ષેમને અર્થે પ્રિય વસ્તુનેજ વરેછે, વળગે છે. (૩) હે નચિકેત ! તેં તો પ્રિય લાગે એવી અને મધુર સ્વરૂપની અનેક કામનાઓનો વિચાર કરી કરી (એકે એકે બધીયને) ફેંકીજ દીધી. જેમાં ઘણાં માણસો ડુબી મૂવાં છે એવી (ભોગ) વિત્તની ભરેલી (કર્મ ફળની) માળાને તેં રાખી નહીં.

(૪) જે 'અવિદ્યા' અને 'વિદ્યા' એમ ઓળખાય છે, તે બન્ને એક બીજાથી ઘણાંજ વિપરિત-ભિન્ન (ગતિરૂપ) ફળ

---

(૨) અહીં જીવાત્માનું ઇચ્છાસ્વાતંત્ર્ય શ્રુતિ પ્રકટ કરેછે. આ ઇચ્છા તે કર્મફળના સંઘાતને પોષનારી છે. ઉચ્ચ કર્મની ઇચ્છા કરતાં કરતાં ચિત્ત શુદ્ધિ થઇને નિરાસક્ત થવાનું બળ આપનારી જ્ઞાન દશાનો ઉદય થાયછે. આજ માર્ગ મનુષ્યને શ્રેયસ્કર છે. જીવાત્માના કર્મસ્વાતંત્ર્ય માટે જુવો ગીતા. ૨. ૪૮ જ્યોતિ.

(૩) આવી માળાને માયાની 'જાળ' કહીને શ્વેતા. ૫. ૩. માં વર્ણવી છે ત્યાં જુવો.

(૪) અહીં વિદ્યા અને અવિદ્યા કહી છે તે પરા અને અપરા વિદ્યાઓજ છે. કારણ કે કામના રહિતપણું અને કામના સહિતપણું એવા વિશેષણોથી તેમનો ભેદ બતાવ્યો છે. આ વિદ્યાઓને વધારે સ્પષ્ટ રીતે શ્વેતા. ૫. (૧–૩) માં સમજાવી છે. આ સાપેક્ષ વિચારો છે, તેમના સ્પષ્ટીકરણ અર્થે વળી જુવો. બ. ૪. ૪. ૧૦ અને ઇશા. ૯, ૧૦, જ્યોતિ.

આપનારાં છે. હું નચિકેતને વિદ્યાનીજ આકાંક્ષાવાળો (વિદ્યાર્થી) માનું છું, કારણ કે નાના પ્રકારની ઘણી કામનાઓ પણ તને વિહ્વલ કરી શકી નહીં (તારામાં લોલુપતા ઉભી કરી શકી નહી). (૫) (અવિદ્યા)ની અંદર ડુબેલા પોતાને ડાહ્યા અને વિદ્વાન માનતા મૂઢ લોક આંધળાએ દોરેલા આંધળાની પેઠે અનેક ગતિને પામી દમાતા ચક્કરો ખાયાજ કરે છે. (૬) પરલોક પ્રાપ્તિનું સાધન (વિવેકશૂન્ય એવા)બાળકને દેખાતું નથી. તેમજ વિત્તના મોહથી જડ થએલા મૂઢને પણ તે જણાતું નથી. આ દેખાય છે તેટલોજ લોક છે, પરલોક તો છેજ નહીં, એવું માનનારો વારંવાર મારા પાશમાં (કાર્ય કારણની ઘટમાળમાં) પડે છે.

(૭) જેના વિષે સાંભળવાનુંય ઘણાને મળી શકતું નથી, અને (એવા) સાંભળનારામાંથીય ઘણા જેને સમજતા નથી, એવા (આત્મા)નો (બોધ કરનાર) વક્તા એક આશ્ચર્યજ છે. તેને મેળવનાર (કોકજ) કુશળ પુરૂષ હોય છે, તેથી કુશળ (આચાર્યે) ભણાવેલો (હોવા છતાં) તેને ઓળખનારો

---

(૬) જુવો બ્ર. સૂ. ૩. ૧. ૧૩. પરલોક તે બ્રહ્મલોક, જ્યાં જતાં મનુષ્ય અમર થાય છે અને ક્રમે કરી બ્રહ્મજ્ઞાન પામી મોક્ષને પામે છે તે. પિતૃઆદિ અન્ય લોકમાં ગએલા તો વારંવાર અહીંજ પાછા ફરે છે. જેમને આ લોકના વિભવ ઉપરજ આસક્તિ હોયછે તેમનો એ દક્ષિણાયન માર્ગ છે, અને તે મૃત્યુનાજ પાશમાં પડયા રહે છે. જુવો બ્ર. સૂત્રો ૩. ૧. (૧ થી ૨૭).

(૭) સર૦ ગીતા. ૨. ૨૯. આત્મજ્ઞાનની જીજ્ઞાસા કરનાર વિરલજ હોય છે. એ જ્ઞાનનો ઉપદેશક મળે તો તે પણ એક આશ્ચર્યજ; અને એવા ઉપદેશક પાસેથી જ્ઞાનોપદેશ લઇને આત્માને ઓળખનાર વ્યક્તિ મળવી તે પણ તેવુંજ આશ્ચર્ય છે. અર્થાત્ આ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ એ કંઇક અપૂર્વ પુન્યનુંજ વિરલ ફળ છે, તેથી તે અત્યંત

પણ એક આશ્ચર્ય છે. (૮) ઘણા ઘણા પ્રકારે ચિંતન કરાય તેવો એ (આત્મા) કોઇ સાધારણ માણસના સમજાવ્યાથી યથાર્થ સમજાય તેમ નથી. જો કોઇ અનન્ય (અસાધારણ-સ્વાત્માનુભવી) પુરૂષ સમજાવે તોજ એ(આત્મા)માં (અપ્રવેશ) અગતિ થતી નથી, (એટલે કે પ્રવેશ થાય છે;) કારણ કે અણુથી પણ (એ આત્મા) સૂક્ષ્મ છે, અને તર્કમાં આવી શકે તેવો નથી.

(૯) ( મૃત્યુ૦ ) હે પ્રિય, જે આવી મતિ (બુદ્ધિ)

---

આશ્ચર્યજ છે, જાણે ચમત્કારજ હોય તેવું છે. આત્મજ્ઞાન થવું એ અત્યંત કઠણ છે, એ કાંઈ સ્હેલી વાત નથી, એમ શ્રુતિનો અભિપ્રાય છે.

(૮) શ્રુતિના એના એજ શબ્દો હોય છતાં આત્માના સ્વરૂપની બંધાતી દૃષ્ટિ બુદ્ધિમાં વારંવાર બદલાતી જાય છે એવો આત્મવિદોનો સતત થતો અનુભવ અહીં શ્રુતિ પોતેજ પ્રકટ કરે છે, અને કહે છે કે આત્માનું સત્ય સ્વરૂપ ભાષાથી ચોક્કસપણે નિવેદન કરી શકાતું નથી; એ તો આત્માનો અસાધારણ અનુભવવાળો યોગીજ શ્રુતિના શબ્દોની ગહનતામાં છુપું રહેલું આત્મસ્વરૂપ કાંઇક વિલક્ષણ યુક્તિથીજ યોગ્ય શિષ્યના ચિત્તમાં ઉતારી શકે છે. વિચાર અથવા conceipt, અને તેને પ્રકટ કરતી ભાષાનો સંબંધ સાધારણ રીતે આવો સૂક્ષ્મ અને વિરલ હોવાથીજ શ્રુતિ અને ગીતાના વાક્યોના અનેક વિદ્વાનોએ વિવિધ અર્થ કરી પોતપોતાનાજ સ્ફોટ-conceipt-માં તેને ઘટાવવાના પ્રયત્નો કર્યા છે. કારણ કે એ આત્મા ઘણા ઘણા પ્રકારે ચિંતન કરાય એવો છે.

જુવો. કઠ. ૨. (૧૩ થી ૨૩), ૩. ૧૨; ૬. ૧૩.

(૯) આવી મતિ એટલે અનેક વિભવોને પડયા મુકી કેવળ આત્મજ્ઞાનનોજ ઉપદેશ લેવાની દૃઢ બુદ્ધિ. આવી બુદ્ધિ આત્મા-ભગવાનની કૃપા વિના થતી નથી એમ શ્રુતિ કહે છે. કારણ કે સારાસારતાનો તર્ક કરતાં સ્પષ્ટ આવો બુદ્ધિનિર્ણય થવો ઘણો કઠણ છે, કારણ કે તર્કનાં પરિણામ જગતના પરિચ્છિન્ન અનુભવોને લીધે એવાં પરસ્પર

તને (મારા પ્રસાદે) પ્રાપ્ત થઇછે, તેવી મતિ તર્કથી મેળવી શકાતી નથી. અસાધારણ પુરૂષના સમજાવ્યાથીજ તે ઉત્તમ જ્ઞાનને આપનારી થાય છે. હે નચિકેત ! તું સત્યમાં દૃઢ ધારણાવાળો છું; તારા જેવાજ અમને પ્રશ્ન કરનારા હજો.

**(૧૦)** (નચિકે૦) (કર્મફળનો) ભંડાર અનિત્ય છે એમ હું જાણુંછું, અને અનિત્ય વસ્તુથી નિત્યની પ્રાપ્તિ થતી નથી; તેથી (પરવાદિ) અનિત્ય દ્રવ્યો(ની આહુતિયો)થી મેં (યજ્ઞનો) નાચિકેત અગ્નિ સળગાવ્યો, અને (એમ અ-નિત્યને હોમીને-ત્યાગીનેજ)હું નિત્ય વસ્તુને આ પામું છું.

**(૧૧)** (મૃત્યુ૦)હે નચિકેત ! તેં કામનાઓની સંપ્રાપ્તિ, જગત્‌ની (ઐશ્વર્યભરી) પ્રતિષ્ઠા, યજ્ઞના અનંત (ફળ) રૂપી અભયનો પાર (દૂર દેખાતો કાંઠો, સ્વર્ગ ); સ્તુત્ય એવી મહદ્(અણિમાદિ ઐશ્વર્યસિદ્ધિ)નો ભંડાર, વિસ્તીર્ણ પ્રતિષ્ઠાદિ (મળતાં) જોયાં, છતાં ધીર બનીને હિમ્મતથી (સર્વને તુચ્છ ગણી) તેં તેમનો ત્યાગજ કર્યો-તિરસ્કાર કર્યો.

**(૧૨)** તે(જીવની અવિદ્યાના વિકારે)છવાયલા, (તેથી તેને) દેખાવા કઠિન, (બુદ્ધિની) ગુહામાં રહેલા; અને (દૃશ્ય જ-

---

વિરૂદ્ધ આવે છે કે "હા", કે "ના", એવા ઉભય નિર્ણયની વિરૂદ્ધ સરખુંજ પોષણ થાયછે. જુ. બ્ર. સૂ.૨. ૧. ૧૧. સર્વો. ૧. ૪.

(૧૦) ઐહિક સુખ ભોગની વસ્તુઓ લેવાને તમે મને લલચાવ્યો તે સર્વની આહુતિયો કરીને અગ્નિમાં હોમી મેં તેમનો તિરસ્કાર કર્યો એજ નાચિકેત યજ્ઞના ફળરૂપે જેમાંથી નિત્ય બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિ થાય એવી તમારી પરમ કૃપાને મેં મેળવી, અને તે વડે હું જરૂર હવે નિત્ય વસ્તુનેજ પામવાની તૈયારીમાં છું.

(૧૨) આ મંત્ર બહુ વિચારવા જેવો છે. સર. બૃ. ૪.૩. (૧૧-૧૨) જુવો છાંદો. ૭. ૪. ખંડ અને તેના ઉપરની જ્યોતિ જુવો. બ્ર. સૂ. ૧. ૨. ૧૧. જૂનુ છતાં નવા જેવું દેખાય તે પુરાણ.

ગતનીવિકટ)કંદરામાં પેઠેલા,(તેથી)ઉંડા (ગહન, અને)પુરાણ (એટલે કારણમાં પૂર્વે હતા છતાં કાર્યમાં નવા જેવા દેખાતા) એવા દેવને(વિષયાદિમાંથી ચિત્તને પાછું ખેંચી તેને આત્મામાંજ ઠેરવવાના) અધ્યાત્મ યોગ વડે પ્રાપ્ત કરીને તેમને ઓળખતાં ધીરપુરૂષ હર્ષ-શોકને છોડી દે છે. (૧૩) એ(આત્મતત્વ)ને સાંભળીને અને તેને સારી પેઠે ઓળખીને મર્ત્ય (પુરૂષ ત્યાજ્ય એવા શરીરથી) ધર્મ્ય(ધારણ કરી રાખવાયોગ્ય દિવ્ય, અમર વસ્તુ)ને જૂદુ પાડી એ સૂક્ષ્મ તત્વને પકડેછે, ત્યારે તેને આનંદ થાયછે, કારણ કે આનંદ પામવા જેવી વસ્તુ (ત્યાંજ) એને જડેછે. હું ધારૂંછું કે નચિકેતને માટે તો (બ્રહ્મ)સદ્મનું દ્વાર ઉઘડી ગયું છે.

(૧૪) (નચિકેત૦) ધર્મની પાર રહેલું, અધર્મની પાર રહેલું, (વિધિ-નિષેધની પારનું), તેમજ આ (પ્રસિદ્ધ) કાર્યકારણ(સંઘાત)ની પાર રહેલું, વળી ભૂત અને ભવિષ્ય(તેમજ વર્તમાન–એમ કાળ)ની પાર રહેલું એવું જે તત્વ તમે જુવોછો તે મને સમજાવો.

(૧૫) (મૃત્યુ૦) સર્વે વેદ જે પદ(લક્ષ્ય)નું પ્રતિપાદન કરી રહ્યા છે, સર્વ જાતનાં તપો જેનો ઘોષ કરી રહ્યાં છે, જે પદની ઇચ્છા કરતા મનુષ્યો બ્રહ્મચર્યા કરી રહ્યાછે તે પદ હું તને ટુંકામાં કહુંછું, તે "ૐ." એ જ છે.

---

(૧૩) આ તત્વને પકડવાનો અર્થ વળી કઠ. ૬. ૧૭. માં વધારે સ્પષ્ટ કર્યો છે.

(૧૪) અહીં પ્રશ્ન પરમાત્મા સંબંધે છે. જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૬. જુવો કઠ. ૧. ૨૦ જ્યોતિ. ધર્મ્યાધર્મ્ય એ અધ્યાત્મની સૃષ્ટિ, અને કાર્યકારણ સંઘાત એ ભૂતોની સૃષ્ટિ, તે એનો સંબંધ કાળથી થાય છે, તેથી સૃષ્ટિમાત્ર અને તેના માયિક કારણભૂત કાલ પ્રજાપતિની પણ પારનું તત્વ સમજવા નચિકેતની પ્રાર્થના છે.

(૧૬) કારણકે એજ(પ્રતીક રૂપે)અક્ષર બ્રહ્મ છે, એજ અક્ષર પરમ ઉત્કૃષ્ટ છે, (પર, અપર, બ્રહ્મની અપેક્ષાએ) એવાજ અક્ષરને ઓળખવાથી જે માણસ જેની ઇચ્છા કરે તે તેને મળેછે. (૧૭) એજ આશ્રય (આલંબન, ઉપાસના) શ્રેષ્ઠ છે, એજ આશ્રય પરમ (ઉત્કૃષ્ટ) છે. એ આશ્રયને જાણવાથી (તદ્રુપ થતાં) બ્રહ્મ લોકમાં મહિમાને પમાય છે.

(૧૮) મેધાવી (આત્મા) જન્મતો નથી કે મરતો નથી, કોઇ(કારણમાં)થી તે ઉપજતો નથી, તેમ (તેમાંથી બીજું) કોઈ ઉપજતું નથી. (તેથી આત્મા) અજ છે, નિત્ય છે, શાશ્વત્ છે. એ પુરાણ છે, અને હણાતા શરીરમાંય એ હણાતો નથી. (૧૯) કદિ (શરીરમાંજ આત્માની દૃષ્ટિવાળો) મારનારો એમ વિચારે કે, હું મારૂંછું, અને મરનારો એમ ધારે કે, હું મરાઉંછું, તો (તેવા મારનાર અને મરનાર) બન્નેય(યથાર્થ વસ્તુને)જાણતા નથી કે, આ(આત્મા) તો મારતોય નથી, તેમ મરાતો પણ નથી.

---

(૧૬-૧૭) બ્રહ્મની સ્થૂળ ઉપાસનાને અર્થે આ પ્રતીક રૂપે ૐ ને સ્વીકારાયલો છે, અને તેની પ્રત્યેક માત્રાને આત્માની કળાઓ, અથવા અવસ્થાઓની સાથે સરખાવી તે તે રૂપે પૂજાવી છે. જુવો માંડૂ. અને છાંદો ૧. ૧. ૧. પ્રશ્ન ૫. ૨. બ્રહ્મલોકનો મહિમા તે સત્ય-સંકલ્પ થવું તેજ. જુવો છાંદો. ૮.૨. ખંડ. આ અક્ષરત્વ અવ્યકતનું છે.

(૧૮) એ પરમાત્મામાંથી તો બીજું કોઇ ઉપજતું નથી, એટલે આ દૃશ્ય સૃષ્ટિ એમાંથી વસ્તુતાએ ઉત્પન્ન થએલી નથી. એ કાર્યાત્મકસૃષ્ટિ માત્ર નામના આશ્રયવાળી છે, તેથી અસત્ છે, અને તે જોનારની અવિદ્યાનું જ ફલ છે. આત્મા કોઇનું કાર્ય નથી, તેમજ તે કારણ પણ નથી. વિપશ્ચિત એટલે મેધાવી, અર્થાત્, મેધા ચિત્, તેને ધારણ કરી રહેનાર સતત 'જ્ઞ' સ્વરૂપી ચૈતન્યાત્મક આત્મતત્વ. સ. ગીતા ૨. (૧૯-૨૦). જુવો બ્ર. સૂ. ૧. ૧. ૨ જ્યોતિ.

(૨૦) અણુથી પણ ઝીણો અને મહદ્‌થી પણ મોટો એવો આત્મા પ્રાણીની (હૃદય)ગુહામાં વસેલો છે, તેને અક્રતુ(કામના રહિત–વિરાગી)જ જોઇ શકે છે; અને ધાતા (જગત્‌ને ધારણ કરી રહેનાર ઇશ્વર-સદ્‌દેવતા)ના પ્રસાદ(કૃપા) વડે આત્માના માહત્મ્યને તે જુવે છે, અનુભવે છે, ત્યારે શોક રહિત થાય છે, ( ૨૧ ) ( આત્મા ) બેઠેલો (છતાં) દૂર જાયછે, સૂતેલો (છતાં) ચારે તરફ ફરી વળેછે.

---

(૨૦) **ધાતુઃપ્રસાદાત્** ને શંકરાચાર્ય **'ધાતુપ્રસાદાત્'** એમ વાંચી શરીરની ધાતુઓ શિથિલ થતાં એવો અર્થ કરે છે. પણ સર. મું. ૩. ૧. ૧; કઠ. ૩. ૧. વળી સર. કૈવ. ૨. ૧.

આ મંત્ર અનાત્મ દૃષ્ટિવાળાને વિચિત્ર લાગશે, કારણ કે એની દૃષ્ટિ પરિચ્છેદ રહિત વસ્તુનું ગ્રહણ કરીજ શકતી નથી. આત્મા તો પરિચ્છેદની અંદર અને તેની પાર એમ બધેય છે, તેથી પ્રથમ પરિચ્છેદનું ભાન કરાવી તે તેનીય પાર છે, એમ સમજાવવા તરતજ એવા પરિચ્છેદની વિરૂદ્ધ સ્થિતિમાં પણ એનું અસ્તિત્વ શ્રુતિ પ્રકટ કરેછે. આમ કરતાં તે દર્શન, પરિચ્છેદની દૃષ્ટિએ, વિરૂદ્ધજ જણાયછે. સૂક્ષ્મ અને મહત્ એ વિરૂદ્ધ સ્વભાવો છે. કદિ સૂક્ષ્મ છે તે મોટામાં મોટું બની શકે એમ કહો, તો પણ આત્મા તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે અને મહાન્‌થી પણ મહાન્ છે ! વળી હૃદય ગુહા તે શરીરની અંદર હોઇ પરિચ્છેદની દૃષ્ટિએ સૂક્ષ્મ છે, છતાં એવો શરીરની અંદરનો હોઇને શરીરની બહારના પણ મોટાથીય મોટો છે. આવા વિરૂદ્ધ ધર્મી વર્ણનથી પાંગળી ભાષાદ્વારા આત્મા સર્વ પરિચ્છેદની પાર છે, અને વ્યકત માત્રમાં અધિષ્ઠાન રૂપે વ્યાપી રહ્યો હોવા છતાં અપરિચ્છિન્નની અને આસર્વનીય પાર ભરી રહ્યો છે. અર્થાત્ પરિચ્છેદ રહિત એવા એના સ્વરૂપમાં દેખાતો પરિચ્છેદવાળો કાર્યસમુહ તે આ દૃશ્ય જગત્ છે, એમ પ્રકટ કરવાનો શ્રુતિનો ઉપદેશ છે.

અક્રતુ એટલે કર્મમાત્રની કામના–આસક્તિ–રહિત.

(૨૧) આ મંત્ર મુંબઇની પ્રતોમાં છોડી દીધેલો છે તેથી આ વલ્લીના મંત્રોની સંખ્યા ત્યાં ૨૫ ને બદલે ૨૪. છે. સ. ઇશા. ૪.

હર્ષવાળા અને હર્ષ વગરના એવા (વિરૂદ્ધ ધર્મવાળા) તે દેવ(આત્મા)ને મારા(આત્મા) વિના(બીજું)કોણ જાણી શકે ? (૨૨) શરીરમાં (રહ્યા છતાં) શરીર વિનાનો, અસ્થિર વસ્તુમાં (રહ્યા છતાં) સુસ્થિર, એવા મહાન, સર્વ વ્યાપી, આત્માને ઓળખીને ધીર પુરૂષ શોક કરતો નથી. (૨૩) આવો આત્મા શાસ્ત્રબોધ કરવાથી(**प्रवचनात्**) પામી શકાતો નથી, તેમજ બુદ્ધિ શક્તિથી (મેધા–ધારણાશક્તિથી) કે ઘણાં ઘણાં શાસ્ત્ર ભણવાથી પણ તે પામી શકાતો નથી. જે આત્માનીજ એવો (ઉપાસક) પ્રાર્થના (તીવેચ્છા) કરી રહેછે તેની (પોતાની ઈચ્છાના સત્યસંકલ્પ)વડેજ એ આત્મા પ્રાપ્ત થાય છે. અને આત્મા તેવા(આત્માનીજ કામના વાળા)ને પોતાનું

---

(૨૩) આ મંત્રનો ઉદ્દેશ એવો છે કે શાસ્ત્રઅભ્યાસાદિ છે તેજ પુરૂષાર્થનો આદેશ–લક્ષ્ય નથી. લક્ષ્ય મોક્ષ છે, આત્મ પ્રાપ્તિ છે. કેટલાક એવાં સાધનનેજ લક્ષ્ય માને છે એ ભૂલ છે. કારણ કે એ મળતાં આત્માની પ્રાપ્તિ થતી નથી. છતાં એ સાધનો સિવાય આત્મપ્રાપ્તિની તૈયારી પણ શક્ય નથી, માટે એમને સાધન તરીકેજ સેવવાં. એવી સાધનાના યોગ્ય આલંબનથી મનની સ્થીતિ વૈરાગ્યાદિવડે એવી રીતે તૈયાર થાયછે કે, તેમાં આત્મપ્રાપ્તિની તીવ્રેચ્છા પ્રકટ થાય છે; તેની ધૂન લાગે છે. આવી તિવ્રેચ્છાની દારૂણ તપશ્ચર્યાથી નિર્મળ થએલી બુદ્ધિમાં આ મંત્રમાં કહ્યા પ્રમાણે તેનીજ જંખના કરી રહેલા બ્રહ્મચારીને આત્મા પોતાનું સ્વરૂપ પોતાની મેળેજ પ્રકટ કરે છે.જુ. છાંદો. ૭. ૧૭. ૧. એટલે શાસ્ત્રના અભ્યાસના સાધનની આવશ્યકતા તો જરૂર છેજ, એનો અહીં નિષેધ નથી. આજ વિચાર પછીના ૨૪ મા મંત્રમાં બહુ સારી રીતે પ્રકટ કર્યો છે. મેક્ષ૦પ્રમાણે"એ આત્મા જેને ઇચ્છે, પ્રસંદ કરે, તેને તે લભ્ય થાયછે." પૂર્ણ આત્મામાં એવી અન્યને મળવાની ઇચ્છાનો અસંભવછે તેથી તેમાં તેવી ઇચ્છા અઘટિતછે. જીજ્ઞાસા સાધકમાંજ ઘટેછે તેથી અમે સ્વીકારેલો શંકરનોજ અર્થ અહીં તેમજ મું. ૩. ૨. ૩ માંનો અર્થ બરાબર છે. સર. શ્વે. ૧. ૬; ગીતા ૬. ૬; ૧૧. ૮.

સ્વરૂપ ઉઘાડું કરી દે છે ( અન્યને નહીં ). (૨૪) નઠારાં (શાસ્ત્રે નિષેધ કરેલાં) આચરણો છોડયાં ના હોય તેવો, કે જેની (વિષય લોલુપતા) શાન્ત ના થઇ ગઇ હોય તેવો, કે જેનું ચિત્ત સ્વસ્થ અને એકાગ્ર થયું ના હોય તેવો, કે જેની વૃત્તિઓ (કર્મ ફળની ઈચ્છા )રહિત ના થએલી હોય તેવો (એકલા) જ્ઞાન વડેજ આત્માને પામી શકતો નથી. (૨૫) (ધર્મનો ધારક) બ્રાહ્મણ અને (સંસારનો રક્ષક) ક્ષત્રિય, એ બન્નેય જેનો અહાર છે, અને (સર્વનાશક) મૃત્યુ (પણ) જેનું રસાદાર શાક છે, એવા આત્માને તે બીજો કોણ આવા( સાધન સંપન્ન)ની પેઠે જાણી શકે, કે એ ( આત્મા ) કયાં છે ?



---

(૨૪) શમદમાદિ નિયમોથી થએલી બુદ્ધિની નિર્મળતા,અને વાસના-ઓના ક્ષયથી થએલી હૃદયની પવિત્રતા વિનાનું શાસ્ત્રજ્ઞાન કેવળ શુષ્ક, અને નિષ્ફળ છે. એવા જ્ઞાનથી મોક્ષરૂપી ફળ મળતું નથી. પરંતુ જો બુદ્ધિ નિર્મળ અને હૃદય પવિત્ર હોય તો શાસ્ત્ર અને ગુરૂએ કરેલો ઉપદેશ સફળ થાય છે, કારણ કે ત્યાં એવું જ્ઞાન શુષ્ક રહેતું નથી. પણ એવા જ્ઞાનની સાથે અંતર્ચક્ષુ ઉઘડતું જાયછે, અને તે દ્વાર ખુલતાં જીજ્ઞાસા થાય ત્યારે સ્વયંપ્રકાશ આત્મા એને પોતાનું ગૂઢ સ્વરૂપ પ્રકટ કરે છે. શુષ્ક વેદાન્ત દર્શનનું જ્ઞાન આથીજ એવા ભણેલાને પણ આત્મદશામાં આરૂઢ કરતું નથી, ઉલટું ઘણી વખત ઘણા તર્કોથી તીક્ષ્ણ થએલી બુદ્ધિ વિષય વાસનાઓને સાધવા જતાં જગતમાં અત્યંત અત્યાચાર કરે છે. શુષ્ક જ્ઞાનની આ ભયંકર અવસ્થા છે તે સાધક અને જગત ઉભયને હાનીકારક છે, માટે નચિકેતની પેઠે અધિકાર પ્રાપ્ત ન કર્યો હોય એવા માણસે વેદાન્ત શાસ્ત્રને અડકતાં બહુ સંભાળવા જેવું છે. સર. મું. ૩. ૨. ૪. વાંચો અમારી કુસુમાંજલિનું ' અમને હૃદય એક પર વ્હાલ' નું કાવ્ય.

(૨૫) જુવો. બ્ર. સૂ. ૧. ૨. ૯.

## વલ્લી ત્રીજી.

(૧) આ લોક(દેહ)માં પોતાનાં સુકૃતનાં (અવશ્યભાવી) સત્યફળ(ऋत)ને ચાખનારા (જીવાત્મા અને ઇશ્વર-મહદાત્મા) બે જણા છે; તેઓ (બુદ્ધિરૂપી) ગુહામાં અને ઉત્કૃષ્ટના ઉત્કૃષ્ટ અર્ધમાં (હૃદયાકાશમાં) પ્રવેશ કરી રહેલા છે. બ્રહ્મવેત્તાઓ

---

(૧) જુવો બ્ર. સૂ. ૧. ૨. ૧૧.

ઋતં એટલે કર્મનું નિશ્ચિત થએલું ફળ. મનુષ્ય પરત્વે આવા કાર્ય કારણના સંબંધવાળું ફળ તે અવિદ્યા જનિત કહેવાય છે, અને જીવે કરેલા કર્મનું દેવતાઓ દ્વારા તેનું ફળ આપવા રૂપી વિરાટ પુરૂષ-ઇશ્વરનું કર્મ માયા જનિત ફળ કહેવાય. આ ઉભય માયા અને અવિદ્યા જનિત એટલે તેવી ઉપાધિઓમાં જણાતું અન્યોન્યાશ્રયી જીવેશ્વરનું દ્વંદ્વ બ્રહ્મનાજ બે પ્રકારના આવિર્ભાવો છે. અવિદ્યાની ઉપાધિવાળો જીવભાવ છે, અને માયાની ઉપાધિવાળો વિરાડાભિમાની ઈશ્વર, કે મહદાત્મા, કે વિરાટ્ પુરૂષ કહેવાય છે. આ બન્નેય પરબ્રહ્મના માત્ર પ્રકટ દેખાતા ભાવો છે, તેથી તેવા નામ રૂપાત્મક વિકારો મિથ્યા છે. આ બેના આવા માયિક વ્યવહારથી જગતની સૃષ્ટિ રચાય છે, અને એ બન્નેય વસ્તુતાએ તો એકજ છે. કારણ કે બન્ને અન્યોન્યાશ્રયી છે, એટલે ઉભય પરબ્રહ્મનેજ આશ્રયે છે. એટલે કે ઇશ્વરના અભાવે જીવભાવે પ્રકટતા અંતઃકરણનો-વિજ્ઞાન-નો અભાવ છે, અને વિજ્ઞાન કે અંતઃકરણના અભાવે ઇશ્વરભાવની કલ્પનાનો પણ અભાવજ છે. મનુષ્યનું અંતઃકરણ અથવા બુદ્ધિ ઈશ્વરના નિશ્ચિત નિયમે થએલું કાર્ય હોઇને બાહ્ય સૃષ્ટિના આઘાતોથી મર્યાદિત છે; અને ઈશ્વર પણ જાણનાર જીવના વિજ્ઞાનમાં 'તે છે' એવી થતી પ્રતિતિના ઉપર આશ્રિત હોવાથી તેવો ઈશ્વરભાવ પણ હૃદયાકાશ-અંતઃકરણના આશ્રયવાળું કાર્યજ છે. એટલે અંતઃકરણના સ્ફુરણ, ચલન, કે પ્રત્યાઘાતથીજ ઈશ્વરનું અને બાહ્ય સૃષ્ટિનું જીવને જ્ઞાનગ્રહણ થાયછે. કારણ કે સુષુપ્તિમાં બાહ્ય જગત્ બીજાઓને અંગે રહ્યા છતાં સુતેલો પુરૂષ એને જોતો નથીજ; એટલે ઉપલબ્ધિની અપેક્ષાએ જગતનો અને તેના નિયંતા ઇશ્વરનો ત્યાં અભાવજ છે.

એમને વિષે (એકને) છાયા(અને, બીજાને)તપ એમ કહીને બોલેછે; ( તેવીજ રીતે ) પંચાગ્નિ રાખનારા ( ગૃહસ્થો ), તથા ત્રિણાચિકેતા ( યાજ્ઞિકો પણ એમજ કહે છે.)

(૨) યજ્ઞકર્મ કરનારાનો ( યજમાનોનો ) જે સેતુ છે,

---

જીવના કર્તા તરીકેના સ્વાતંત્ર્ય માટે, તેમજ કર્મનું ફળ પ્રકટ ભોગવવાની લોલુપતામાં, અને તે અર્થે દોરાતાં ભૂતમાત્રની શક્તિયોના ઉપર ઈશ્વરના નિશ્ચિત નિયમે મૂકેલી મર્યાદાના કક્ષદમાં, પ્રકટ થતા જીવના સંસાર માટે જુવો બ્ર. સૂ. ૨. ૩. ૩૭ જ્યોતિ.

અહીં જીવ અને ઈશ્વર ઉભય કર્મનાં ફળ ભોગવે છે એમ કહ્યું છે, પણ ઈશ્વર–મહદાત્મા જીવની પેઠે ફળ ભોગથી સુખી કે દુઃખી થતો નથી, કારણ કે એ ભૂતમાત્રમાં સમાન "જ્ઞ" રૂપે રહીનેજ ઈક્ષણમાત્રથી કર્મફળને દોરી રહ્યો છે. તેથીજ વળી તે "સર્વજ્ઞ" કહેવાય છે. વળી તે શારીર ઉપાધિઓની વિશેષતામાં અભિમાની નથી, તેથી આસક્તિ રહિત છે. એટલે તેટલા પુરતો ઇશ્વર અવિદ્યાથી મુક્ત છે, અને તેથી પોતાની માયા શક્તિના સત્ય સંકલ્પના બળે વગર વિષમતાયે જીવોને તેમના કર્મનાં ફળ ભોગવાવી રહ્યોછે. અને આ કાર્યકારણની ઘટમાળને કુટસ્થ–સાક્ષી–રૂપે તે નિભાવી રહ્યો છે, તેથી જીવોના ફળભોગમાં સહાયક બની તે પણ એક કારણ રૂપ છે, તેટલા પુરતોજ જીવના સંબંધે અને તેની અપેક્ષાએ શ્રુતિ તેને ફળનો સ્વાદ ચાખનાર કહેછે. આથીજ કાર્ય અને કારણવાળા સંઘાતચક્રના સંબંધે પ્રકટ થતી સૃષ્ટિને અધ્યાસ રૂપ એટલે દૃષ્ટા જીવેશ્વરની માયાનુંજ પરિણામ કહેવાય છે. આ બન્ને ભાવો સદા સંયુક્ત, સાથેજ પ્રકટે છે, અને સાથેજ ઉડી જાય છે. અવિદ્યા વછુટતાં આ બેય સાથેજ ઉડી જાય છે ત્યારે સંસાર શમી જાયછે.

સર. મુંડ. ૩. ૧. ૧; શ્વેતા. ૪. ૬; અ. બિં. ૧૧ થી ૧૭. કૌ૦ ૩. ૯. બૃ. ૨. ૫. ૧૫. જ્યોતિ. ગી. ૪. ૩૫.

(૨) દસમા અને અગિઆરમા મંત્રમાં કહ્યા પ્રમાણે પ્રજ્ઞાત્મા -બુદ્ધિ-થી મહદાત્મા-ઇશ્વર પર એટલે શ્રેષ્ઠ છે, તેનાથી અવ્યક્ત અને તેની પારનો એવો નિષ્કલ પરમ પુરૂષ શ્રેષ્ઠ છે. એવા વિશિષ્ઠ બ્રહ્મ ઇશ્વરની અપેક્ષાએજ પરબ્રહ્મની ગણના કરી છે. પણ એની પાર જ્યાંથી અન્યોન્યા-

જે પર (કારણાત્મક) અક્ષર બ્રહ્મ છે, (અને, સંસારને) તરી જવાની ઇચ્છાવાળા(મુમુક્ષુઓ)નો જે ભય રહિત કાંઠો છે તેવા નાચિકેત(અગ્ન્યાત્મક ઇશ્વર)ને આપણે (જાણી) શકીએ છીએ.

(૩) આત્મા(ચિદ્રુપ અક્ષર)ને તું (જાણે) રથનો સ્વામી (રથી) જાણ. અને શરીર(અવ્યક્ત બ્રહ્મ, જગતના કારણશરીર)ને તું રથ જાણ, બુદ્ધિ(પ્રજ્ઞાત્મા)ને તું સારથી જાણ, અને મનને તું ઘોડાની લગામ જાણ. (૪) ઇન્દ્રિયોને ઘોડા, અને વિષયોને તેવા(ઘોડા)ને વાસ્તે (દોડવાના) માર્ગો કહેવાય છે. એમ ઇન્દ્રિયો, અને મનની સાથે જોડાયલા આત્મા(અહંભાવે થએલા પરમાત્મા)ને વિચારકો 'ભોકતા' (જીવભાવ) કહે છે.

(૫) જે પુરૂષ જ્ઞાન (વિવેક) વગરનો હોય છે તે સદા

---

શ્રયવાળું મધુનું જોડખુંજ ઉડી જાય છે, ત્યાં તો નિષ્કલ અને અચિંત્યાત્મા પરમ પુરૂષ એકલોજ ઠરી રહેછે. જીવેશ્વરનું જે દ્વંદ્વ વ્યક્ત બ્રહ્મ છે તે અવ્યક્તની સાથે સંઘાતવાળું થાય છે. અને કાર્યકારણનો સંઘાત ત્યાં સુધીજ પહોંચીને બુદ્ધિ સુધીના અનુભવથી અને તેની પારના અનુમિત અવ્યક્ત સુધીની માયાને પ્રકટ કરે છે. એટલે કે કારણબ્રહ્મ અવ્યક્ત તે બુદ્ધિ, અને બુદ્ધિપારના પરમાત્માની વચ્ચે સાંકળ રૂપે છે; એ સ્વરૂપાનુસંધાનથીજ પ્રત્યક્ષ થાય છે. ઇશ્વરને જીવથી શા રીતે જાણી શકાય છે તે પછીના મંત્રોમાં શ્રુતિ બતાવે છે.

(૩-૪) અહીં શરીર એટલે સૂક્ષ્મ કારણ શરીર—અવ્યક્ત બ્રહ્મ છે. જુવો બ્ર. સૂ. ૧. ૪. (૧ થી ૩). આ બ્રહ્માંડના રથને પિંડમાં પણ એમજ ઘટાવી લેવો.

જુવો. શ્વેતા. ૧. (૭-૧૦). જીવના કર્તૃત્વ, અકર્તૃત્વ અને સ્વભાવને માટે વળી જુવો. બ્ર. સૂ ૨. ૩. ૪૦ જ્યોતિ.

(૫) બુદ્ધિરૂપી સારથી એટલે બુદ્ધિના ગુણોના સાર રૂપ જીવાત્મા. જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૨૯. જ્યોતિ.

અવ્યવસ્થિત ( એકાગ્રતાના બળ રહિત ) મનવાળો રહેછે; ( અને ) નઠારા ઘોડાની પેઠે તેની ઇન્દ્રિયો એવા સારથીને વશ રહીને વર્તતી નથી. (૬) પણ જે પુરૂષ જ્ઞાન(વિવેક)વાળો હોય છે તે સદા વ્યવસ્થિત (એકાગ્રતાથી બળિષ્ઠ) મનવાળો રહેછે. (અને) સારા ઘોડાની પેઠે તેની ઇન્દ્રિયો એવા સારથીને વશ રહીનેજ વર્તેછે. (૭) જે વિજ્ઞાન રહિત ( વવેકહીન ) હોય છે, તે મન ઉપર કાબુ વિનાનો હોય છે, (તેથી) સદા મલીન રહે છે. તે (બ્રહ્મના ઉચ્ચ) પદને પામતો નથી, પરંતુ (અવળે માર્ગે ચઢી જઇને) સંસારમાંજ પડે છે. (૮) પણ જે વિજ્ઞાનવાળો હોય છે, તે મન ઉપર કાબુ વાળો હોયછે, (તેથી) સદા પવિત્ર રહેછે. એવોજ માણસ ( બ્રહ્મના ઉચ્ચ ) પદને પામેછે, કે જે પદ પામીને તે ફરીથી જન્મતો નથી. (૯) વિજ્ઞાન( વાળી બુદ્ધિ ) જેનો સારથી છે, તેનું મન સદા એના હાથમાંજ રહેછે, ( તેથી ) એવો નર ( સંસાર માર્ગના પાર( અંત–કાંઠા )ને પામેછે; ( અને આ માર્ગનો પાર ) તેજ વિષ્ણુનું ( જગત્‌માં વ્યાપી રહેલા અંતર્યામી બ્રહ્મનું ) પરમ ઉત્કૃષ્ટ પદ ( ધામ ) છે.

(૧૦) (ઇન્દ્રિયો જેને અર્થે પ્રેરાય છે તે સંકલ્પાત્મક

---

(૧૦) 'પર' એ શબ્દ કારણ વાચક છે, અને તેથી એનો અર્થ ઉપરનું, શ્રેષ્ઠ, એવો થાયછે. પણ આ શબ્દ "અપર"ની સાથે સાપેક્ષ છે, એટલે આખી શ્રેણીમાં જે એક વસ્તુ પોતાથી હેઠળની વસ્તુની અપેક્ષાએ 'પર' હોય, તે એનાથી ઉપરની વસ્તુની અપેક્ષાએ અપર–કાર્ય પણ હોય છે. જેમકે અર્થો ઇન્દ્રિયોની અપેક્ષાએ પર (કારણ રૂપ) છે, પણ એ અર્થોથી ઉપરનું મન છે, તેની અપેક્ષાએ અર્થો 'અપર' છે, અને મન 'પર' છે. એ પ્રમાણે આખી શ્રેણી સમજી લેવી. આ 'પર' અને 'અપર' શબ્દો વારંવાર ઉપનિષદ્‌માં વપરાયા છે, અને તે આવા સાપેક્ષ શબ્દો હોઈને વિવિધ વસ્તુ સૂચક થયાછે.

સૂક્ષ્મ ) અર્થો (વિષયો) ઇન્દ્રિયોથી પર ( ઉત્કૃષ્ટ-સૂક્ષ્મ ) છે, અને અર્થથી મન પર છે, મનથી બુદ્ધિ ( જીવાત્મા ) પર છે, અને બુદ્ધિથી મહદાત્મા (ઇશ્વર) પર છે.(આ પરંપરાએ સર્વ એક એકથી ઉપરનું કારણ છે.) (૧૧) મહદ્‌થી અવ્યક્ત (શક્તિયુક્ત કારણ બ્રહ્મ) પર છે, અને અવ્યક્તથી પુરૂષ ( અધિષ્ઠાન રૂપે સર્વને પૂરી રહેલું કેવલ ચૈતન્ય છે તે )પર છે. એવા પુરૂષથી કોઇ પર નથી. ( સંસારીઓની ) આ છેલ્લી હદ (કાષ્ટા) છે અને આ ગતિ(લક્ષ્ય)ને પરા(ઉત્તમો-ત્તમ) કહેવાય છે.

(૧૨) એવો એ(પુરૂષ)આત્મા સર્વે ભૂતોના અંતરમાં સંતાયલો ( હોઇને ) પ્રકટ (આ રહ્યો એમ) જણાતો નથી, છતાં, (જરૂર) સૂક્ષ્મ તત્વના જોનારને તેમની ઝીણી અને

---

આટલું ધ્યાનમાં રાખવાથી એ શબ્દો સમજવામાં ભૂલ ઓછી થશે. જુવો મુંડ. ૨. ૧. ૨.

જુવો બ્ર.સૂ. ૧.૧.૨૦ જ્યોતિ. સ. ઈશા. ૯, ૧૦, જ્યોતિ.

(૧૧) જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૧. મંત્ર ૧૦–૧૧નું પ્રયોજન સસજવા અર્થે જુવો. બ્ર. સૂ. ૩. ૩. (૧૪–૧૫) જ્યોતિ. પુરૂષજ પ્રાપ્તવ્ય છે.

(૧૨) સર. છાંદો ૬. ૮. ૭. આ પુરૂષ તે સર્વનું અધિષ્ટાન છે, અને તે સદા અવ્યક્ત હોઇને ગુણ રહિત તેથી બુદ્ધિથી અગ્રાહ્ય છે. અને એનાથી બીજું કોઇ પર નથી, તેને માટે જુવો બ્ર. સૂ. ૩. ૨. ૨૩. છતાં, એ યોગીને અનુભવગમ્ય છે. જુવો કેન. ૨. ખંડ.

બુદ્ધિગ્રાહ્ય નથી છતાં તે કેવળ અનુભવથીજ ઓળખાય છે એમ કહેતી શ્રુતિયો કઠ. ૨. (૮,૧૩,૨૩) કઠ. ૬. ૧૭માં જુવો. એટલે બુદ્ધિના બે ભેદ છે. એક તો પ્રમાણોથી સ્પષ્ટ નિર્ણય કરતી બુદ્ધિ તે, અને બીજી અત્યંત સૂક્ષ્મ અવ્યક્ત ભાવે કેવળ જ્ઞાનાનુભવ કરતી. આમાંની તર્ક પ્રધાન બુદ્ધિનો વિષય આત્મા નથી, કારણ કે તે ગુણ રહિત છે. પણ જ્ઞાનાનુભવ કરનાર સ્થીર બુદ્ધિ સ્વરૂપાનુભવને સાધી શકેછે. એજ

કુશાગ્ર બુદ્ધિ વડે તે દેખાય (અનુભવાય) છે. (૧૩) વિજ્ઞાની (વિવેકી)એ વાણી( આદિ ઇન્દ્રિયો )ને મનમાં ખેંચી લેવી, મનને બુદ્ધિ( જ્ઞાનાત્મા )માં ખેંચી લેવું, બુદ્ધિને મહત્‌માં ખેંચી લેવી, અને તે મહત્‌ને શાન્ત આત્મામાં સંકોચી લેવું.

(૧૪) (હે પ્રાણિયો! અવિદ્યા રૂપી ઉંઘમાંથી)જાગ્રત્ થઈ જાવ, (આત્મજ્ઞાન લેવા માટે) ખડા થાઓ, ઉત્તમ( બ્રહ્મવેત્તાઓ )ને ખોળી કાઢીને ( હું તેજ આત્મા છું ) એવો બોધ ગ્રહણ કરો. કવિયો ( બ્રહ્મદ્રષ્ટાઓ ) કહેછે, કે અસ્ત્રાની તીક્ષ્ણ ધાર ઉપર ચાલવું જેમ અતિ કઠિન છે

---

ઉચ્ચભાવનું અહીં શ્રુતિ પ્રતિપાદન કરે છે. જુવો ગી. ૨. ૨૫ અને ૭. ૨૫.છાં. ૬. ૮. ૭. આને એરિસ્ટોટલના અનુભવ સાથે સરખાવો. "that reason in its perception of the highest truth is beyond Judgment, and therefore, incapable of error, because it grasps the object in an immediate way that is parallel to the direct perception of sense..." Evolution of theology in Greek Vol. II. P. 23 E. Caird.

(૧૩) મહદાત્મને ઘણી વખત ઇશ્વર, બ્રહ્મ, કે કાર્યબ્રહ્મ એમ પણ કહેવાય છે. જુવો બ્ર. સૂ. ૪. ૩. ૭. જ્યોતિ.

અવ્યકતને માટે જુવો. બ્ર. સૂ. ૧. ૪. (૧–૫) જ્યોતિ.

અહીં બતાવેલા ક્રમમાં "અવ્યકત"નો ઉલ્લેખ નથી તે સાર્થ છે. કારણ કે એતો શાન્ત આત્માની અવ્યકૃત શક્તિ રૂપે ઉપાધિજ છે, અને જ્યાં કામનાનો ક્ષય થયો ત્યાં એ દશા તો એની મેળેજ અદૃશ્ય થાય છે, અને તરતજ શુદ્ધ, શાન્ત, આત્મસંસ્થજ થવાયછે. જગત્‌ની ઉત્પત્તિમાંજ વ્યકતની અપેક્ષાએ અવ્યકત દશાનો સ્ફોટ કરવો આવશ્યક છે; જ્ઞાનાત્મક મોક્ષ થતાં દૃશ્ય જગત્‌ના વિલયમાં નહીં.

અહીં યોગ–પ્રક્રિયા બતાવી છે. જુવો કઠ. ૬. (૧૦, ૧૧) જુવો યો. સૂ. ૨. ૫૪ માંનો 'પ્રત્યાહાર.'

( તેમજ ) એ માર્ગે પ્રયાણ કરવું બહુ વિકટ છે. (૧૫) તે શબ્દ રહિત, સ્પર્શ રહિત, રૂપ રહિત, ક્ષય રહિત તેમજ સ્વાદ રહિત, નિત્ય, અને ગંધ રહિત, એવું જે તત્વ છે તે આદિ અને અંત વિનાનું છે, અને મહત્‌થી પર છે, તે સ્થાણુ-અચલ છે. તેનેજ ઓળખીને મૃત્યુના મુખમાંથી છુટાય છે.

(૧૬) આવું મૃત્યુએ નચિકેતને કહેલું (વેદના અંગનું) સનાતન ઉપાખ્યાન સાંભળી કે સંભળાવીને ( ધારણ કરી રાખનાર ) મેધાવી બ્રહ્મ લોકમાં મહિમાને પામે છે. (૧૭) આ પરમ ગુહ્ય( જ્ઞાન )નું બ્રાહ્મણોની સભામાં અથવા વિશુદ્ધ થઈને શ્રાદ્ધકાળે જે શ્રવણ કરાવે તે જરૂર અનંત( ફળ )ને આપનારૂં છે. અનંત ફળને આપનારૂં છે.

( પહેલો અધ્યાય સમાપ્ત. )

---

## વલ્લી ચોથી.

(૧) ( મૃત્યુ૦ ) સ્વયંભૂ ઈશ્વરે ઇન્દ્રિયોને ચીરીને ( શબ્દાદિ વિષયનો પ્રકાશ કરવા અર્થે ) બહિર્મૂખ કરી, તેથી ( મનુષ્ય ) બહારજ જુવે છે, ( પણ ) અંતરાત્માને તે જોતો નથી. કોકજ ધીર પુરૂષ અમૃતની ઈચ્છા કરીને ચક્ષુ (આદિ ઈન્દ્રિયો)નો નિરોધ કરીને પ્રત્યગાત્માને (પ્રત્યક્ષ થતા

---

(૧૫) જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૫. મહદ્નીય પારનો આત્મા છે તેને માટે જુવો કઠ. ૨. ૨૦.

(૧૭) શ્રાદ્ધ વિધિ આટલી બધી જૂની જણાય છે!

(૧) ત્રીજી વલ્લીમાં વિરાટમાં વ્યાપીને રહેલા ઇશ્વર-બ્રહ્મનું દર્શન કરાવી, હવે આ ચોથી વલ્લીમાં એજ આત્માનું-બ્રહ્મનું અધ્યાત્મમાં દર્શન કરાવે છે. અને તેમ કરીને ઉભયની એકતાજ શ્રુતિ પ્રકટ કરેછે.

અંતરાત્માને જુવે છે, અનુભવે છે. (૨) જે (અજ્ઞાની) બાળકો બાહ્ય (વિષયની) કામનાઓની પાછળ ફરેછે તે મૃત્યુએ વિસ્તારેલી જાળમાં ફસાયછે. પણ જે ધીર (વિવેકી) પુરૂષો છે તે અમૃતત્વનેજ અચળ સમજીને અહીંના અસ્થિર (દેવાદિના અમરત્વ સાથેનાય વિષયભોગો)માં ઉત્કંઠા કરતા નથી. (૩) જે આ(પ્રત્યક્ષ જ્ઞાતા, કૂટસ્થ આત્મા)ના

---

(૨) 'અમૃતત્વને સમજીને અહીંના અસ્થિરમાં અચળની ઉત્કંઠા કરતા નથી' એવો મેક્ષમુલર સાહેબ અર્થ કરે છે, તે સરળ તો છે પરંતુ અમે સ્વીકારેલો ભગવાન શંકરનો અર્થ વધારે સુંદર અને વ્યવસ્થિત છે. કારણ કે અસ્થિરમાં સ્થિરની ઉત્કંઠા તો અવશ્ય કોઇ કરેજ નહીં એ એટલું સ્પષ્ટ છે કે તેને ભાર મૂકીને કહેવાની જરૂરજ નથી, અને અસ્થિરની ઇચ્છા કરતા નથી એટલુંજ કહેવાથી એ અર્થ તો સરે છે. દેવતાનુંય અમરત્વ ચલિત હોઇ આત્મજ્ઞાનથી પ્રાપ્ત થતા સદા નિશ્ચળ અમૃતત્વનીજ ઉત્કંઠા કરવી યોગ્ય છે, અને આવા નિશ્ચળ અમરત્વ આગળ સ્વર્ગલોકનું અમરત્વ પણ અસ્થિર છે તેથી તેમાંય ઉત્કંઠા કરવી યોગ્ય નથી, એવોજ શ્રુતિનો અર્થ વધારે યથાર્થ અને ગૌરવવાળો છે અને તેથી તેજ યોગ્ય છે.

(૩) શરીરની તમામ ઇન્દ્રિયોના વિષયોને, તેમજ વિજ્ઞાનોના કારણભૂત બુદ્ધિને પણ આ પ્રત્યક્ષ તેમજ કૂટસ્થ 'જ્ઞ' સ્વરૂપ આત્મા જાણે છે; એવો સર્વનો જ્ઞાતા તે આત્માજ છે તેથી તે સર્વજ્ઞ છે, એને નહીં જણાય એવું અહીં કશુંય નથી. એવો સર્વજ્ઞ આત્મા તેજ તું ખોળું છું તે બ્રહ્મ છે, જે આ શરીરના મરી ગયા છતાં પોતે અમરજ રહેછે એમ યમનો ઉપદેશ છે. આ શરીરનો આખો સમુહજ વિષયને જાણે છે એવો અનુભવ લોકોનો છે, તો જ્ઞાતા એનાથી વ્યતિરિક્ત એટલે જૂદો, ભિન્ન છે, એમ કેમ કહો છો? તે ભિન્નજ છે. જો ભિન્ન ના હોય તો શરીરની તમામ ઇન્દ્રિયોના વ્યાવહારિક વિજ્ઞાનોને એ જાણનારો બની ના શકે? કારણકે જ્ઞાતા જ્ઞાનના વિષયથી ભિન્નજ હોવો જોઇએ. જુવો બ્ર. સૂત્ર. ૩. ૩. ૫૪ જ્યોતિ. છાંદો. ૬. ૧૧. ૩; ૮. ૧. ૫.

થીજ ( માણસ ) રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શાદિ વિષયો, તેમજ મૈથુનોના ભોગ પણ જાણે છે, (તેને ત્યારે નહીં જણાય એવું) અહીં બાકી શું રહે છે? ( કાંઇજ નહીં. ) ખરે, એજ ( તું શોધુંછું ) તે (સર્વજ્ઞ બ્રહ્મ) છે.

(૪) જેના વડે મનુષ્ય જાગ્રત્ અને સ્વપ્ન એ બન્ને અવસ્થામાંનું જાણી શકે છે તે મહાન્ અને સર્વ વ્યાપક આત્માને ઓળખીને ( તેજ હું છું એમ સમજીને ), ધીર પુરૂષ શોક કરતો નથી. (૫) જે આ (કર્મના ફળ રૂપી) મધ ચાખનાર જીવને, અંતરનો હોવાથી આત્મા રૂપે, અને ( સર્વાયણ-અધિષ્ઠાન રૂપે ) ભૂત અને ભાવીને વશ વર્તાવતા ( ઇશ્વર )રૂપે ઓળખેછે, તેવાને તો પછી ( બીજાનો ) વિદ્વેષ કરવાનું રહેતું જ નથી. એજ ( તું ખોળુંછું ) તે છે.

---

(૪) જે ચૈતન્ય તત્વ વડે મનુષ્ય સ્વપ્ન અને જાગ્રતની અવસ્થાઓનું સર્વ જાણી શકે છે, તેજ ચૈતન્ય સર્વ મહાભૂતોનાં કાર્યોમાં વ્યાપી રહ્યું છે, અને તેજ વિજ્ઞાનતત્વમાં પણ અંતર્યામી થઇને જીવાત્મા ભાવે રહ્યું છે, તેથી તેજ હું છું એમ નિશ્ચય પૂર્વક તેને ઓળખીને ધીર પુરૂષ કશાથી શોક કરતો નથી, તે શોકની પાર નિસરી જાય છે.

(૫) સ. બૃ. ૪. ૪. ૧૫; અને મધુ બ્રાહ્મણ બૃ. ૨. ૫. ૧. જુવો "આત્મસ્થ"નું સ્વરૂપ કઠ. ૫. (૧૨, ૧૩)માં. સર. ઇશા. ૬.

**अंतिकात्** એટલે સમીપ છે તેથી, અંતરનો છે તેથી, (બૃ. ૩. ૭. ૩ આદિ જુવો) આત્મા, એમ જેને વિષે કહે છે તે. અહીંથી હવે યમ બ્રહ્મની મુખ્ય વિભૂતિયો નચિકેતને સમજાવે છે, અને કહે છે, કે એ વિકારો દ્વારા તું એ બ્રહ્મને પ્રથમ ઓળખ. વિકાર રહિત સ્વરૂપમાં તું ખોળુંછું તે શુદ્ધ અજ, અમર, એવો જે આત્મા છે તેતો તું પોતેજ છું. પાંચમા મંત્રમાં પછી સર્વાયણ કારણબ્રહ્મને આત્મારૂપે, છઠ્ઠામાં વ્યક્ત હિરણ્યગર્ભરૂપે, સાતમામાં વ્યક્તની 'અદિતિ' શક્તિરૂપે, આઠમામાં વ્યક્ત અગ્નિરૂપે, અને નવમા મંત્રમાં એજ બ્રહ્મને પ્રસિદ્ધ આદિત્યરૂપે કહી બતાવેછે.

(૬) જે પ્રથમ ( વિચાર રૂપી ) તપથી ( અવ્યક્ત સદ્‌માંથી ) નિસરેલો ( વ્યક્ત સદ્‌દેવતા, મહત્ ) જળોની ( ભૂતોની ) પૂર્વે થયો; ( પછી ) જે ( ભૂતોના ) અંતર્‌માં પેશીને ( તાદાત્મ્ય ભાવે ) ઉભો રહેતાં ભૂતોની દ્વારા ( તે રૂપે ) દેખાયો ( એમ મુમુક્ષુઓ જાણે છે ), એજ ( તું ખોળું છું ) તે છે.

(૭) જે દેવતામયી ( ભોગેચ્છારૂપી શક્તિ ) અદિતિ પ્રાણ( વ્યકત્ હિરણ્યગર્ભ–મહત્ )ની સાથેજ ઉત્પન્ન( વ્યક્ત ) થઈ, ( પછી ભૂતોની ) ગુહામાં–અંતરમાં પેશીને (તાદાત્મ્ય ભાવે) ઉભી રહીને ભૂતોદ્વારા જન્મી–વૃદ્ધિને પામી, એજ (તું ખોળું છું) તે (સદ્‌ની દેવતા-શક્તિ) છે.

(૮) ગર્ભિણી સ્રીયોએ સારી સંભાળથી ધારણ કરી રાખેલા ગર્ભની પેઠે જાતવેદ (નામનો) અગ્નિ બે અરણિયોમાં

---

(૬) આ અને સાતમો મંત્ર બન્ને જાણે છાંદોગ્યના ૬. ના બીજા અને ત્રીજા ખંડોના સારભૂત મંત્રો હોય તેવા છે. એજ અર્થમાં અહીં એમનાં ભાષાન્તર કર્યા છે. એમના સ્પષ્ટીકરણને અર્થે છા. ૬. ૨. ખંડ અને છાં. ૭. ૪. ૨. ઉપરની જ્યોતિ જુવો.

વળી જુવો. બ્ર. સૂ. ૧. ૧. ૨૦ જ્યોતિ.

(૭) પ્રાણની સાથેજ એટલે પ્રાણમાં સમન્વેત એવી અદિતિ–દેવતા; વૃદ્ધિ થવાની કામનાએ અહંભાવને પામેલું સત્–મૃત્યુ જેમાં રહીને સર્વલોકને જન્માવે છે તેજ શક્તિ, પ્રકૃતિ.

જુવો છાં. ૬. ૩. ખંડ ઉપરની જ્યોતિ.

(૮) સરખાવી જુવો. કઠ. ૧. ૧૮. જ્યોતિ. "જાતવેદ"નો અર્થ બન્ને રીતે થઇ શકે છે. જન્મેલી વસ્તુ માત્રને જાણનારો, અથવા જન્મથીજ જ્ઞાનવાન્, એવો ઇશ્વરભાવ. બે અરણિયો કહી છે કારણ કે તળે ઉપર રહેતા બે અરણીના કડકા અગ્નિમંથન કરવામાં વપરાય છે તેથી.

રહેલો છે; તે અગ્નિદેવ જાગતા રહેનારા(યોગીઓ)એ અને (યજ્ઞને માટે) આહુતિયો લઇને તૈયાર રહેલા મનુષ્યોએ દરરોજ વંદન કરવા યોગ્ય છે; એવો (અગ્નિ રૂપે) એજ (તું ખોળું છું) તે છે.

(૯) જે(વ્યક્ત બ્રહ્મ-પ્રાણ)માંથી સૂર્ય ઉગે છે, અને જેમાં તે આથમે છે તે(પ્રાણ)ને સર્વે દેવો અર્પાયલા (તેમાં પરોવાઈ તેને અધીન રેહેલા) છે; એવાને કોઇ ઓળંગી શકે તેમ નથી. એજ (તું ખોળું છું) તે છે.

(૧૦) જરૂર જે (સદ્ વસ્તુ) અહીં(આ દશ્ય જગત્માં)છે,

---

(૯) અર્પાયલા એટલે તેમાં પરોવાઇને તેને અધીન રહેલા છે. પ્રાણને માટે જુવો. બૃ. ૧. ૬. ૩; ૧. ૫. ૨૧; ૩. ૯. ૯; ૪. ૪. ૭; બૃ. ૩. ૨. ૧૩; છાંદો ૭. ૧૫. ૧.

(૧૦) જુવો બૃ. ૪. ૪. (૧૮-૨૧) અને બૃ. ૪. ૩. ૨૩.

કારણ બ્રહ્મ કાર્ય જગત રૂપે દેખાય છે, એટલે આ દશ્ય તે બ્રહ્મજ છે; અને જે વસ્તુ અહીં દેખાય છે, તેજ ત્યાં છે. આ દશ્ય જગત્ રજ્જુમાં દેખાતા સર્પના જેવું છે. અજ્ઞાન વડે આપણે રજ્જુનેજ સર્પ કરીને દેખીએ છીએ, છતાં જે દેખીએ છીએ તે વસ્તુતાએ તો રજ્જુજ છે. એટલે ભેદ માત્ર આપણી અંધકારથી ભ્રમિત થએલી બુદ્ધિમાંજ છે. એ અજ્ઞાન જતાં, એનું એજ દશ્ય, જે બન્ને વખતે એકજ હતું છતાં જે એક વખતે સર્પ છે એમ લાગ્યું, તે રજ્જુજ જણાયું. આ ભેદના જેવોજ જગત્‌ના દશ્યનો મિથ્યા ભેદ છે. બ્રહ્મજ સર્વત્ર છે. કેવળ અજ્ઞાનથી જ એ બ્રહ્મથી જગત્ એવો જૂદો ભેદ જણાય છે, અને તેનું કારણ માત્ર જોનારની અવિદ્યા છે. નામ રૂપાદિ વાળી અસદ્ વિકારરૂપી અવિદ્યા ટળતાં સર્વાત્મા-સદ્-માં વૃત્તિ ઠરે ત્યારેજ એ સ્થિતિનું ભાન થતાં આ સર્વ સત્ય રજ્જુની પેઠે બ્રહ્મજ ભાસી રહે છે. વસ્તુતાએ કારણ-કાર્યનું અનન્યત્વજ છે. જુ. બ્ર. સૂ. ૨. ૧. ૧૪. બૃ. ૩. ૭. ૩. અને જ્યોતિ. વળી જુવો છાંદો. ૭. ૪. ૨. જ્યોતિ. છાં. ૬. ૮. (૬-૭); ૭. ૨૬. ૧.

તેજ ત્યાં(અવ્યક્ત બ્રહ્મમાં)છે; જે ત્યાં છે તેજ વળી અહીં છે. જે (માણસ) અહીં(આ વ્યક્તમાં) જૂદાઇ(વિવિધતા)જેવું દેખેછે તે (અજ્ઞાની) મૃત્યુના જ ફેરાને પ્રાપ્ત થાયછે. (૧૧) અહીં(વ્યક્તમાં) કશીય(કોઇ પ્રકારની) વિવિધતા (**નાના**) છે જ નહીં, એવું (બ્રહ્મૈક રસ)મન વડેજ પમાય છે, અનુભવાય છે. જે અહીં(વસ્તુતાએ) વિવિધતા જેવું દેખે છે, તે(અજ્ઞાની)મૃત્યુનાજ ફેરામાં પડેછે. (૧૨) આત્મા(શરીર)ની મધ્યે (હૃદયમાં) અંગુઠાના પ્રમાણ જેવડો પુરૂષ રહ્યો છે, તે ભૂત અને ભાવીનો ઈશ્વર છે. એટલે પછી (તે જ હું છું એમ અનુભવનારને બીજાનો) વિદ્વેષ કરવાનું રહેતું નથી. એજ (તું ખોળું છું) તે છે.

(૧૩) ધુમ્ર વિનાની જ્યોતની પેઠે અંગુઠાના પ્રમાણ જેવડો પુરૂષ ભૂત અને ભાવીનો ઇશ્વર છે, તે આજે છે

---

(૧૧) અહીં "મનવડે" એમ કહ્યું છે તે મનનુંય મન (કેન. ૧. ૨.) એવું જે "જ્ઞાનબ્રહ્મ" છે તેજ સ્વયંપ્રકાશ બ્રહ્મ, કારણ કે બુદ્ધિની પારનો આત્મા સ્વયંપ્રકાશજ છે. જુવો કઠ. ૫. ૧૫; કઠ. ૨. ૨૩. સર. બૃહ. ૪. ૪. ૧૯.

(૧૨) સર. કઠ. ૫ વલ્લી. બૃહ. ૪. ૪. ૧૫. ઇશા. ૭. જ્યોતિ.

(૧૩) અંગુઠાના પ્રમાણ જેવડું હ્રદયાકાશ છે. બ્રહ્મને–પુરૂષને હ્રદયાકાશ જેવડો કહ્યો છે તેથી તે એટલાજ પરિમાણવાળો છે એમ સમજવાનું નથી. એને હ્રદયાકાશના જેવડો કહેવાનું કારણ તો માત્ર એટલુંજ છે કે એ સર્વવ્યાપી આત્મા શરીરમાંની હ્રદયાકાશવાળી ધાતુમાં કેન્દ્રિત થતાં ચિદ્રુપે સ્પષ્ટ પ્રકટ થાય છે, જેથી એને આત્મ–ચૈતન્ય ભાવે બુદ્ધિ ગ્રહણ કરી શકે છે. પણ આ હ્રદયાકાશ રૂપી બ્રહ્મમાંજ બહારનું સર્વ આકાશ, અને તેમાં રહેલું આખું બ્રહ્માંડ પણ સમાઈ જાય છે. એટલે આવડો, અંગુઠા જેવડો, હ્રદયમાં પ્રકટ થતો પુરૂષ દિગ્કાલાતીત છે. આ વિચારની સ્પષ્ટતા શ્રુતિએ છાંદોગ્યના ૮. ૧. (૧–૩) માં કરીછે ત્યાં જુવો જ્યોતિ. ધુમ્ર વિનાની એટલે વિકારરહિત.

અને તે જ કાલે (ભવિષ્યમાં) રહેશે. એજ (તું ખોળું છું) તે છે.

(૧૪) જેમ પર્વતના દુર્ગ(જવાય નહીં એવા ઉંચા ભાગ)માં વર્ષેલું પાણી પર્વતની ખીણોમાં (વેગથી) વહી જાય છે, તેમ (જૂદા જૂદા શરીરોમાં રહેલા) આત્માઓ(ધર્મો)ને પ્રથક્ પ્રથક્ (ભિન્ન, ભિન્ન) જોનારો તે(જૂદા જીવ ભાવ)માંજ દોરાયછે,

(૧૫) હે ગૌતમ! જેમ શુદ્ધ જળ શુદ્ધમાં પડતાં તેના જેવુંજ (તદ્રુપ) થાય છે, તેમજ (ઉપાધિકૃત ભેદ દર્શનોનો નાશ થએલા એવા) જ્ઞાનવાન મુનિના આત્માનું થાય છે (તે પુરૂષોત્તમનેજ પામે છે).

## વલ્લી પાંચમી.

(૧) અગિઆર દ્વારવાળું એક પુર(શરીર)છે, અને તેનો

---

(૧૪) ધર્મો એટલે જીવાત્માઓ. જીવાત્માઓને ધર્મો કહેવાનું કારણ કે શરીરને તે ધારી રહેછે, અને વિજ્ઞાનો વડે બાહ્ય પદાર્થોનું પણ ધારણ કરી રહી જગતને ખડુરાખે છે. જુવો ગી. કા. ૪. ૧.

(૧૫) સર. અ. બિં. (૩ થી ૫).

(૧) સર. પ્રશ્ન ૬. ૫. વાંક વગરનો એટલે નિર્વિકાર જુવો. બૃહદ્ ૪. ૪. ૬.

ત્રણ ગુણાત્મક પ્રકૃતિમાં સદ્દેવતા પોતે પ્રવેશ કરી રહ્યા છે. અને બ્રહ્માંડમાં એમ વ્યાપીને રહેલો છે તેથી વિષ્ણુ કહેવાતો ઇશ્વર ગુણોના વિસ્તારને વધારે છે. છાં. ૬. (૩–૫) ખંડોમાં વિસ્તારથી પ્રકટ કરેલા આ સત્યને સંક્ષેપમાં અહીં આટોપી લેઇને શરીરીનું લોકાન્તરગમન આ વલ્લીમાં હવે શ્રુતિ સમજાવે છે.

સ્વામી (જન્માદિ વિકાર રહિત)અજ, અને વાંક વગરના ચિત્ત-વાળો(પુરૂષ) છે, (જેને જ્ઞાનપૂર્વક) પામ્યા પછી (ઉપાસક શોક કરતો નથી, અને (કામનાથી) મુક્ત થતાં એ ફરી શરીરને પામતો નથી. એજ (તું ખાણુંછું) તે છે.

(૨) હંસ (ચલનશીલ-શક્તિયુક્ત)થઇને તે(સત્) તેજસ્વી સ્વર્ગમાં બેઠો છે. તે વસુ(વ્યાપક) થઇને અંતરિક્ષમાં (ભૂતોના અંતરમાં)બેઠોછે, અગ્નિ (હોતા) થઇને તે યજ્ઞની વેદિમાં બેઠોછે, સોમ થઇને તે ઘડામાં બેઠોછે, તે માણસોમાં બેઠોછે, તે (માણસથી વર એવા)દેવોમાં બેઠોછે, તે સત્ય(વ્યક્તાવ્યક્ત)માં બેઠોછે, તે આકાશમાં બેઠોછે. તે જળજા છે, તે યજ્ઞજા છે, તે ગોજા છે; તે પર્વતથી જન્મેલાં (નદી આદિ) ભૂતો છે. તે જ (આત્મસ્વભાવે, પરમાર્થરૂપે) સત્ય છે, તે મહાન્ છે. (૩) તે જ (હૃદયાકાશથી) પ્રાણને ઉંચે ખેંચેછે, (અને) અપાનને નીચે કાઢેછે. મધ્યમાં (હૃદયાકાશે) વામન (ટુંકા) થઇને બેઠેલા તે દેવને બધાય દેવો(ચક્ષુઆદિ શક્તિયો) ઉપાસેછે (એટલે પોતાના જ્ઞાનોની તેનેજ ભેટ ધરે છે). (૪) જ્યારે આ શરીરસ્થ દેહી (શરીરથી) છુટો પડેછે,

---

(૨) તેજસ્વી સ્વર્ગ તે આકાશતત્વ, તેમાં 'હંસ' રૂપે સહદેવતા પ્રાણબ્રહ્મ છે. વસુ થઇને તે પ્રાણ વાયુતત્વદ્વારા અંતરિક્ષમાં, ભૂતોના અંતરમાં, પ્રાણોરૂપે ફરી રહ્યા છે. સર. બૃહ. ૪. ૩. (૧૦ થી ૧૩.)

જળજા એટલે જળમાં જન્મેલાં ભૂતો. યજ્ઞજા તે યજ્ઞમાં થએલાં ભૂતો. ગોજા તે પૃથ્વીમાંથી જન્મેલાં ભૂતો. સત્યને માટે જુ. બૃ. ૨. ૩. ભા.

(૩) હૃદય કમળમાં વામન (દહર) આકાશ છે તે બ્રહ્મ છે, એમ કહેતી બીજી શ્રુતિ જુવો. છાં ૮. ૧. ૧. બ્ર. સૂ. ૧. ૩. ૧૪; ૧. ૧. ૨૨.

(૪) સર. બૃ. ૪. ૪. ૭. દેહનાં તત્વો વછુટી જતાં જે લિંગ દેહ જૂદો પડી જાય છે, અનેશરીર બંધાતી વખતે જેમાં એ દેહી–સદ્–

અને લિંગદેહથી (પણ) જ્યારે તે મુક્ત થાય છે, ત્યારે અહીં બધે શું શેષ પડી રહેછે? (બ્રહ્મ જ). તે જ (તું ખોળુંછું) તે છે.

(૫) કોઇ મર્ત્ય પ્રાણથી જીવતો નથી, કે અપાનથી જીવતો નથી. બીજા(બ્રહ્મ)જ વડે તેઓ જીવે છે, કે જેના ઉપર (પ્રાણ અને અપાન) એ બન્નેયનો આધાર છે.

(૬) હે ગૌતમ ! લે, હું તેને આ ગુહ્ય અને સનાતન બ્રહ્મનો બોધ કરૂંછું; વળી મરણ થયા પછી આત્માનું શું થાય છે તે પણ હું કહુંછું. (૭) પોત પોતાનાં કર્મ અને વિદ્યા પ્રમાણે કેટલાક દેહી (જીવો) શરીર લેવા યોનિમાં પડેછે, તો બીજા કેટલાક સ્થાવર (વૃક્ષાદિમાં) પ્રવેશ કરે છે. (૮) (ઉંઘીએ છીએ ત્યારે) સુતેલાઓમાં જે આ (પ્રાજ્ઞ) પુરૂષ વિવિધ કામનાઓને ઘડતાં જાગતો રહે છે, તેજ (તેજસ્વી અને પવિત્ર) શુક્ર છે, તેજ બ્રહ્મ છે, તેનેજ અમૃત

---

પુરૂષ ભાવે સંસરણ કરે છે, તે લિંગદેહ પણ વછુટી જઇ તેના બંધનમાંથી પુરૂષ મુક્ત થાય ત્યારે એની પાછળ શેષ શું રહે છે? કેવળ બ્રહ્મ–સદ્, પરમાત્માજ. કામનાએજ પ્રેરાઇને લિંગદેહ બંધાયછે, તે કામના ક્ષીણ થતાંજ વિખરાઇ જાય છે, ત્યારે સદ્રૂપ પરમાત્માનો તેમાં પ્રકટેલો વિકાર ઉડી જતાં પોતાના સ્વરૂપે સ્થિર થાય છે. જુ. બૃહ. ૪. ૪. ૬. કામના અથવા ભોગેચ્છાજ લિંગદેહનાં સૂક્ષ્મ તત્વોને ખેંચતાં કે વિખેરતાં દેહીને તે દેહની સાથે બંધનમાં રાખેછે. આ કામનાનો ત્યાગ આત્મજ્ઞાનથી જ થાય છે, અને કામના વછુટતાં મુક્તિ નિત્ય સિદ્ધજછે.

(૫) સર. બૃહ. ૧. ૩ બ્રાહ્મણની પ્રાણકથા. મુખ્ય પ્રાણ તે બ્રહ્મ.

(૬) જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૬. જ્યોતિ. સર. બૃ ૪. ૪. ૨.

(૭) કર્મ અને વિદ્યાના દોર્યા એટલે પોતાનીજ સ્વેચ્છાથી આસક્તિને વશ થતા. સર. મુંડ. ૧. ૨. ૧૦. સર. બૃહ. ૩. ૨. ૧૩; ૪. ૪. (૩ થી ૭); છાંદો. ૩. ૧૪. ૧; ઇશા. ૧૭. કઠ. ૨. ૨. જ્યોતિ.

કહે છે. સર્વે લોક એમાંજ રહેલા છે (એનેજ આધારે છે); એને કોઈ ઓળંગી શકતું નથી. એજ ખરે (તું ખોળું છું) તે છે.

(૯) જેમ એકજ અગ્નિ ઘરમાં પ્રવેશ કરીને (બળતાં) પોતે (સળગેલી)વસ્તુ વસ્તુએ જૂદા રૂપે થઇ જાયછે, તેવીજ રીતે સર્વે ભૂતોનો અંતર્ આત્મા એકજ છતાં પ્રત્યેક વસ્તુમાં (તેવા તેવા) જૂદા રૂપે બની રહે છે, છતાં (આકાશની પેઠે અનવચ્છિન્ન અને અવિકારી હોઇને) તે (પરિચ્છેદની)બહાર જ છે. (૧૦) જેમ એકજ વાયુ ઘરમાં પ્રવેશ કરી (પરિચ્છેદથી) વસ્તુ પરત્વે જૂદો થઈ જાય છે, તેમ જ સર્વે ભૂતોનો એકજ અંતરાત્મા પ્રત્યેક ભૂતમાં જૂદો દેખાય છે, છતાં(અવિકારી હોઈને તેવા પરિચ્છેદોની)બહાર જ છે. (૧૧) જેમ સર્વલોકના (તેનાથીજ વસ્તુ દેખી શકાય છે તેથી)ચક્ષુરૂપ સૂર્ય (જોનારના)ચક્ષુગત બાહ્ય (સૂર્યના સ્વભાવમાં નહીં એવા) દોષથી લેપાતો નથી, તેમજ સર્વે ભૂતોનો એકજ અંતરાત્મા (વ્યક્તિ-પરિચ્છેદની) બહાર જ હોઇને લોકોના દુઃખથી લેપાતો નથી.

(૧૨) એકલો, સર્વે ભૂતોનો અંતરાત્મા, (તેથી) વશી (એટલે ભૂતમાત્રને અધિષ્ઠાનરૂપે વશ રાખેછે)એવો જે(પોતાના) એકજ રૂપને (ઉપર પ્રમાણે) બહુ રૂપે કરી બતાવે છે, તેનેજ જે ધીર (વિવેકી) પુરૂષો શરીરમાં રહેતા (આત્મા) રૂપે અનુભવથી ઓળખે છે તેઓ શાશ્વત્ સુખને ભોગવે છે; બીજાઓ નહીં. (૧૩) અનિત્યોમાંનું નિત્ય, ચેતનવાળાઓમાંનું

---

(૯) જુવો. છાં. ૭. ૪. ૨ અને જ્યોતિ.

(૧૨) સર. બૃહ. ૨. ૫. ૧૯; ઐત. ૩. ૧૩. સર. કઠ. ૪. ૫. આત્મસ્થં માટે. જુવો વળી બ્ર. સૂ. ૧. ૧. ૨. જ્યોતિ.

(૧૩) ઇશ્વરના નિયામકત્વ સંબંધે જુવો. ઈશા. ૮; બૃ. ૩. (૪, ૭.) બ્રાહ્મણો; શ્વેતા ૬. ૧૩.

ચેતન, અને જે (અંતર્યામી રૂપે) એકલો (છતાં) બહુની કામનાઓને વિધિથી દોરેછે (विदधाति), તેને જ જે ધીર પુરૂષો શરીરમાં રહેતા (આત્મા) રૂપે અનુભવથી ઓળખે છે તેમને શાશ્વત્ શાન્તિ મળે છે, બીજાને નહીં.

(૧૪) (નચિકેત૦) પરમ અનિર્વચનીય (બ્રહ્મ પ્રાપ્તિનું) સુખ તે આજ છે એમ જે (શાન્ત બ્રહ્મવેત્તાઓ) જાણેછે, તેવા (સુખ)ને હું શી રીતે જાણું ? એ તે એની મેળે ભાસેછે, કે (બુદ્ધિમાં કોઈ વિશેષ રીતે) પ્રકટ થાયછે ? (તે કહો).

(૧૫) (મૃત્યુ૦) ત્યાં સૂર્યનો પ્રકાશ, કે ચંદ્ર, અને તારાઓનો, કે આ વિદ્યુત્‌નો પ્રકાશ પહોંચતો નથી, તો પછી અહિંના અગ્નિનો (પ્રકાશ) તો કયાંથીજ હોય ? એનાજ ભાસતાં સર્વ (સૂર્યાદિ) ભાસી ઉઠેછે, અને એનાજ પ્રકાશે આ સર્વ(દૃશ્ય માત્ર)પ્રકાશેછે.

---

૫ં૦ મેક્ષમુલર મૂળના શબ્દોને જૂદી રીતે ગોઠવી અનિત્ય ચેતનોનું નિત્ય ચેતન એવો અર્થ કરે છે તે અયોગ્ય લાગેછે. કારણ કે ચેતન તો નિત્યજ છે. અનિત્યોમાંનું એટલે ઉત્પન્ન થએલાં મહાભૂતો અને તેમનાં જડાત્મક કાર્યોમાંનું, નિત્યસ્વરૂપ તે ચૈતન્ય બ્રહ્મ છે તે જ. જુવો સૂત્ર. ૨. ૩. (૧૩,૧૬).

(૧૫) સર૦ મું. ૨. ૨. ૧૦; ગીતા. ૧૫. ૬; શ્વેતા. ૬. ૧૪. જુવો. વિ. ચૂ. ૨૧૭, ૨૧૮.

આ સર્વને જોનાર, સર્વને જાણનાર આત્માના સંકલ્પે પ્રકટ થયેલાં ભૂતોની સાથે એ તદ્રુપ થઇને પ્રકટે નહીં, ભાસે નહીં, ત્યાં સુધી કોઇ પણ ભૂત આપણે જાણીએ તેવા અસ્તિત્વને પામતુંજ નથી, કે કાંઇ પણ ચેતન ક્રિયા તે કરી શકતું નથી. જુવો બ્ર. સૂ. ૨. ૩. ૧૩. તેથી એના એવા ભાસ્યાથીજ સૂર્યચંદ્ર ભાસેછે, એના જ પ્રકટ થવાથી સર્વ વસ્તુઓ પ્રકટ થાય છે, અને અસ્તિત્વ ધરાવેછે, એવો શ્રુતિનો બોધ છે.

# વલ્લી છઠ્ઠી.

(૧) (મૃત્યુ૦)જેનું મૂળ ઉંચે(જતું)છે, અને શાખાઓ નીચે (જતી) છે, એવું આ (કાલ સુધી પણ એક રૂપે ટકતું નથી એવું) અશ્વત્થ નામનું (સંસાર)વૃક્ષ સનાતન (પુરાણુ) છે. તે(ઉંચું મૂળ)જ શુક્ર (તેજસ્વી અને પવિત્ર) છે, તે બ્રહ્મ છે, તેનેજ અમૃત કહે છે. સર્વે લોક એમાંજ રહેલાં છે. એને કોઈ ઓળંગી શકતું નથી. એજ ખરે (તું ખોળુંછું) તે છે.

(૨) જે કાંઇ આ બધુંય(બ્રહ્મમાંથી પ્રાણુની સાથેજ)નિસ-

---

(૧) આ વલ્લીમાં શ્રુતિ અશ્વત્થ નામના સંસાર વૃક્ષના ક્ષર અને અક્ષર એવા ભાગના વિવેક કરી તેમાં અક્ષરને ઓળખવાનું સાધન જે યોગ છે તેને પ્રકટ કરે છે.

સર૦ ગીતા ૧૫. (૧ થી ૩). જુવો છાંદો. ૬ (૨, ૩) ખંડો અને હીકલનો સમગ્ર એકતત્વ વાદ. જુવો બ્ર. સૂ. ૩. ૩. ૫૪. જયોતિ. મેક્ષ. "અશ્વત્થ તે શુક્ર છે," એમ સમજે છે. પણ तदेव शुक्रं એમાં તદ્ એ નાન્યતરજાતિમાં વપરાયું છે, તેથી એ મૂળનુંજ સર્વનામ છે. અશ્વત્થને માટે હોય તો ત્યાં નરજાતિ વાચક સર્વનામ જોઇએ, તેથી શ્રુતિએ અશ્વત્થના મૂળનેજ "શુક્ર," "બ્રહ્મ" એમ કહ્યું છે અને અશ્વત્થને નહીં, એવો ભગવાન શંકરે સ્વીકારેલો અર્થજ અમને યોગ્ય લાગેછે. વળી જગતનું મૂળ–આત્મ જ બ્રહ્મ છે, તેજ તેજસ્વી શુક્ર છે, અને તેજ અનિત્યમાંનો અમરાંશ છે, એવું પરમાર્થ સત્ય છે. વળી એજ તું ખોળુંછું તેજ આત્મા છે એમ કહ્યું છે. નચિકેત જે ખોળતો હતો તે જગત્ કે સંસાર નહીં, પણ જગતના અમર મૂળનેજ જાણવાની એ પ્રાર્થના કરી રહ્યો હતો, એ દૃષ્ટિએ પણ અમારો અર્થજ યોગ્ય લાગે છે. આજ અર્થને સત્તરમો મંત્ર આગળ સમર્થન કરેછે. ગીતામાં પણ આજ અર્થનો સ્વીકાર છે. જુવો ગીતા. ૧૫ મો અધ્યાય.

(૨) બ્રહ્મ પ્રાણુરૂપે સ્ફુરેછે ત્યાં સુધીજ જગત્ પણ સ્ફુરી રહેછે. એ પ્રાણુના સંકોચની સાથેજ જગત્ પણ અદ્રશ્ય

રેલું જગત્ પ્રાણમાં સ્ફુરી-કંપી રહ્યું છે, તેને (વિષે, જાણે,) મહાભયાનક ઉગામેલું વજ્ર હોય એવા એ(બ્રહ્મ)ને જે ઓળખે છે તે અમૃત થાયછે. (૩) (એ પરમેશ્વરના) ભયથી અગ્નિ બળેછે, (તેના) ભયથી સૂર્ય તપેછે, (તેનાજ) ભય વડે ઈન્દ્ર (મેઘ), અને વાયુ, અને પાંચમો મૃત્યુ(પોત પોતાના કાર્યમાં નિયમસર) પ્રવૃત્ત થઇ રહ્યા છે, દોડી રહ્યા છે.

(૪) શરીરના પડતા પહેલાંજ જો અહીં તેને ઓળખી શકાય (તો ઠીક, નહીં તો) પછી (અહીં નહીં ઓળખતાં) સૃષ્ટિના લોકોમાં શરીર ધારણ કરવું પડેછે. (કારણકે) (૫) જેમ તકતામાં તેમ જ્ઞાનાત્મા(બુદ્ધિ)માંછે, જેમ

---

થાયછે. એ પ્રાણની સાથેજ બ્રહ્મના સંકલ્પે તે સ્ફુરેલું હોવાથી પ્રાણના સંકલ્પ પ્રમાણેજ જગત્ નિયમમાં પ્રવર્તી રહેછે, અને તેથીજ જાણે વજ્ર ધારણ કરેલા ઈન્દ્રની બ્હીકથીજ એ જગત્ નિયમમાં રહીને પ્રાણ-હિરણ્યગર્ભ-ઇશ્વરને વશ વર્તેછે. પ્રાણ તે બ્રહ્મજ છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૩૯.

(૩) સર. તૈત્તિ. ૨. ૮. ૧; અને ગીતા ૧૧. ૨૦. બૃ. ૩. ૮. ૯.

(૪) આ શરીર છતાંજ બ્રહ્મજ્ઞાન મેળવવું જોઇએ એવો શ્રુતિનો સ્પષ્ટ ઉપદેશ વળી છાંદો. ૮. ૧. ૬; કેન. ૨. ૫; બૃ. ૩. ૮. ૧૦; બૃ. ૪. ૪. ૧૪ માં કરેલો છે. એવું જ્ઞાન આ દેહ છતાં ના થયું હોય તેમનું લોકાન્તર ગમન મુંડ. ૧. ૨. (૫, ૬, ૧૧) આદિમાં બતાવ્યુંછે.

(૫) આત્મદર્શન આ લોકમાંજ, અને આ શરીર હોય તે દરમીયાન જ થવું જરૂરનું છે એમ જે ઉપર કહ્યું તેનું કારણ એવું છે કે, અહીંજ બુદ્ધિની ચપળતા સ્થિર થવાનો બહુ સારો સંભવ છે, તે બતાવવા આ પાંચમા મંત્રમાં શ્રુતિ કહેછે કે, જેમ સ્વચ્છ તકતામાં મુખાકૃતિનું સ્થિર દર્શના થાય છે તેમ વિજ્ઞાનાત્મક નિર્મળ બુદ્ધિમાં કેન્દ્રિત આત્માનું સ્થિર અને ચોખ્ખુ દર્શન થાય છે. જેમ સ્વપ્નમાં જાગ્રતના સંસ્કારોનું અવ્યવસ્થિત દર્શન થાય છે તેમ પિતૃલોકમાં આત્માનું દર્શન અવ્યવસ્થિતજ થાય છે. જેમ જળમાં પ્રતિબિંબનું ચારે તરફ છિન્ન ભિન્ન થઈ જતાં તરંગો ઉપર પથરાઇ જતું, અને નહીં જેવુંજ દર્શન થાયછે, તેવુંજ

સ્વપ્નમાં તેમ પિતૃલોકમાં છે, જેમ જળમાં તેમ ગાંધર્વ લોકમાં છે, જેમ છાયા-તપમાં છે તેમ બ્રહ્મલોકમાં (આત્મદર્શન) થાય છે.

(૬) (ભિન્ન ઉપાધિના સંબંધે) જૂદી જૂદી ઉત્પન્ન થઈને શમી જવાના સ્વભાવવાળી ઇન્દ્રિયો (આત્માથી) જૂદીજ છે એમ સમજીને ધીર (વિવેકી પુરૂષ) શોચ કરતો નથી. (૭) ઇન્દ્રિયોથી મન પર(એટલે જૂદુ અને ઉત્કૃષ્ટ)છે, મનથી સત્ત્વ (જ્ઞાનાત્મક બુદ્ધિ) ઉત્કૃષ્ટ છે, બુદ્ધિથી મહદાત્મા (ઈશ્વર), અને મહદ્‌થી અવ્યક્ત આત્મા ઉત્કૃષ્ટ છે.

(૮) અવ્યક્તથી "પુરૂષ" પર છે, જે સર્વ વ્યાપક છે

---

ગાંધર્વલોકમાં આત્માનું અસ્પષ્ટ પથરાઇ જતું દર્શન થાયછે. અને છાયા-તપમાં જેમ ઐક્ય અને ભેદવાળું દર્શન થાયછે, તેમ બ્રહ્મલોકમાં રસમય આત્માનું દર્શન થાય છે. આવા બ્રહ્મલોકની પ્રાપ્તિ માટે પણ અહીંજ બ્રહ્મ વિદ્યાની ઉપાસના કરવી જોઇએ.

(૬. ૭) સર. કઠ. ૩. (૧૦, ૧૧).

(૮) ઓળખવાના ચિન્હ–ગુણ વિનાની વસ્તુ બુદ્ધિગ્રાહ્ય નથી, અને પુરૂષ તો બુદ્ધિની પારનો છે. છતાં એને ઓળખે તેજ મુક્તિને પામે છે એમ કહ્યું, ત્યારે તે ઓળખાય શી રીતે? બુદ્ધિ આશ્રિત કેવળ તર્કથી તો નહીંજ. છતાં એ પુરૂષ માત્ર અનુભવેજ ગ્રાહ્ય છે. એના પ્રદેશની આસપાસજ જઇને બુદ્ધિ અટકી જાયછે; અને જે જે બુદ્ધિગમ્ય વસ્તુ છે તે તો એ ન્હોયજ તેથી તેને તો "નેતિ," એટલુંજ કહીને બુદ્ધિ ત્યાં વિરામી જાયછે. પણ સ્થિર અને નિર્મળ બુદ્ધિ આટલે સુધી જતાં ત્યાંથી આગળનો પ્રદેશ પુરૂષ સ્વયંપ્રકાશ હોઇને પોતેજ પ્રકાશિત કરે છે, અને તેવા અનુભવથીજ પુરૂષ ઓળખાય છે. અને પૂર્વે થઇ ગએલા બ્રહ્મવેત્તાના અનુભવની શ્રુતિ શાખ પુરેછે, જેની સરખામણીથી આપણો અનુભવ ખરો છે કે ખોટો તેની કસોટી કરી શકાયછે. વળી એવા અનુભવને અંગે થતાં અનુમાનો પણ સત્યનું સમર્થન કરેછે. બુદ્ધિ પારનો વિષય આવી રીતે અનુભવી શકાયછે. અને એવા અનુભવને માટે યોગ્ય ચિત્તસ્થિતિનું શ્રુતિ

અને જે લેશ માત્ર (ઓળખવાના)ચિન્હ-ગુણવિનાનો છે,(અને) જેને ઓળખીને જંતુ (સંસારમાંથી) મુક્તિને પામેછે અને અમૃતત્વ પ્રાપ્ત કરેછે. (૯) એ(પુરૂષ)નું રૂપ દૃષ્ટિ (આદિ ઇન્દ્રિયોના વિષય)માં આવી શકતું નથી, એને કોઈ ચક્ષુથી જોઈ શકતું નથી. મનને વશ રાખનાર એવા હૃદય(સ્થિર બુદ્ધિ)ના સાધને મનન(માં થએલા શુદ્ધ દર્શન)વડે એ પ્રકાશિત થાયછે, દેખાય છે. જે એને ઓળખેછે તે અમૃત થાયછે.

(૧૦) જ્યારે પાંચેય જ્ઞાનેન્દ્રિયો મનની સાથે સ્થિર થઈ (ઠરી) જાયછે, અને બુદ્ધિ ચેષ્ટા કરતી નથી, ત્યારે આ(સ્થિતિ)ને બુદ્ધિમાન પરમ (ઉત્કૃષ્ટ) ગતિ કહેછે. (૧૧) આવી ઇન્દ્રિયોની ધારણા સ્થિર (અચળ) થાય તેને જ (જ્ઞાનીઓ) યોગ માનેછે. ત્યારપછી(આવો સ્થિર યોગ થયા પછી)જ પ્રમાદરહિત થવાય છે; કારણકે યોગ થાયછે, અને વળી તે ખશી જાયછે.

(૧૨) ખરે વાણીથી કે મનથી તેમજ ચક્ષુથી (પુરૂષ)

---

પોતેજ આગળ વર્ણન કરે છે, તે જુવો કઠ. ૬. ૧૦. સર. કઠ. ૩. (૧૨-૧૩); કેન. ૨. ૪. જ્યોતિ.

(૧૦) અહીં યોગનું વર્ણન કર્યુંછે તેને કઠ ૩. ૧૩; તૈત્તિ. ૩. ૪; શ્વેતા. ૨.૧૧; ૬.૧૩; અ. બિ. ૪. મૈત્રા. ૪.(૭થી૧૨)સાથે સરખાવો.

(૧૧) આવી યોગ અવસ્થામાં અવિદ્યાના આરોપણનો અભાવ હોઇને જીવાત્મા પોતાના 'સ્વ'રૂપમાં પ્રતિષ્ઠાવાળો થાયછે, માટેજ તેને "યોગ" કહેછે.

(૧૨) તે "છે" એવા ઉપદેશમાં ત્યારે શ્રદ્ધા કેમ રહે ? ઇન્દ્રિયે દેખાય તેટલુંજ "છે" એમ લોક કહે છે, અને આ પુરૂષ તો બુદ્ધિનો પણ વિષય નથી, તો લોકની રીત્યે એ "નથી"જ, એમ કહેવું જોઇએ. જે બુદ્ધિનો વિષય છે તે તો ગુણથી જ-વિશેષણથી જ દેખાય. ત્યારે "બ્રહ્મ નથી" એમજ ખરૂં કહેવાય. અને તેમ થતાં યોગ તો અનર્થનોજ કરવાવાળો છે, તેનાથી બ્રહ્મ પ્રાપ્તિ નથી. આવા ખોટા વાદનો ઉત્તર એવો છે, કે ઇન્દ્રિયગોચર તો બ્રહ્મ નથીજ, એ સત્ય વાત છે, છતાં એ "છે"જ. કારણ કે જગતનું એ મૂળ છે. કાર્યની

પામવો શક્ય નથી, ( તો પછી ) તે છે એમ (સ્વાનુભવે) કહેનાર( શ્રુતિ )ના વિના બીજે ક્યાંથી એનો પત્તો લાગે?

(૧૩) તે " છે જ " એમ પ્રાપ્ત થવો (સમજાવો)

---

પરંપરાને કારણમાં લય કરતાં કારણમાં "છે"પણું-અસ્તિત્વ રહેછે; તેમ જગતને જ્ઞાનાત્મામાં, બ્રહ્મમાં, લય થતાં બ્રહ્મમાં "છે"પણું રહેછે. વળી બુદ્ધિ "છે" કે "નથી" એવાં બધાંય જ્ઞાનોની નિર્ણયકર્તા છે; તે બુદ્ધિનોય લય થતાં "છે" એવા અસ્તિત્વના ગર્ભવાળી રહીનેજ તે પ્રજ્ઞામાં લય થાયછે. એટલે બ્રહ્મ "છે" એવો શ્રુતિનો અનુભવ યથાર્થ છે. એટલે કે ઇન્દ્રિય ગોચર હોય તેટલુંજ "છે" એવી લોક માન્યતા અધુરી છે. વળી જો બ્રહ્મ ન હોય તો તેમાંથી ઉત્પન્ન થતું જગત્ પણ 'નથીજ.' છતાં લોકો તેને તો તે "છે" એમજ માને છે, માટે બ્રહ્મ જે જગત્નું કારણ છે તે પણ 'છે' જ એમજ યોગ્ય ગણાય. આમ શ્રુતિવાક્ય અનુભવ અને તર્ક વિરૂદ્ધ નથી, માટે તે ગ્રાહ્ય છે. કાર્યનું કારણમાં અલોપ થવું તે આખરે કારણમાંજ અસ્તિત્વની પ્રતિષ્ઠા સ્થાપિત કરેછે. 'સત્પ્રત્યયગર્ભા' એટલે કારણ તો 'છે' જ એવી સંપૂર્ણ પ્રતિતિ-માન્યતા જેના ગર્ભમાં છે એવી-લય થતી બુદ્ધિ. વળી જુવો કેન. ૨. ૪. જ્યોતિ.

(૧૩) ઉપરની જ્યોતિમાં બતાવ્યા પ્રમાણે "છે"ની પ્રતિતિ બે રૂપે જોઇ. જે આ કાર્યાત્મક દશ્ય "છે" એવું લોક માનેછે, તેનું એ કારણ છે તેથી તે કાર્ય અદશ્ય થતાં તે કારણમાં "છે"જ એમજ અનુમાન યોગ્ય છે. બીજું, બુદ્ધિ (જ્ઞાનાત્મા) એ સર્વ વસ્તુમાં "છે" કે "નથી" એવા જ્ઞાનની નિર્ણાયક હોઇ એ કાર્ય પ્રવિલાપનમાં લય થયા છતાં "છે" પણાના ગર્ભવાળી હોઈને જે જ્ઞાનાત્મામાં વિકાર રહિત થઇને સમાયછે તેવા કારણમાં તો "છે"પણું-અસ્તિત્વ છે જ. આ બન્નેય દલીલોમાંનો જે "છે" ભાવ છે તે કાર્યકારણની ઘટનાવાળા વિકારથી બનેલો છે, અને તે બુદ્ધિગ્રાહ્ય, જ્ઞેય, છે. અને આત્માનું એ "છે" એવું ભાન તે પણ તેવા વિકારનોજ ભાગ છે અને "નથી" એવા ભાવની સાથે તે સાહચર્ય સંબંધ વાળું છે. અર્થાત્ સદ્રુપ આત્માના 'છે' ભાવમાં એ અવ્યક્ત છતાં એવા વિકાર પામવાના ધર્મવાળો ભાવ તો ભળ્યોજ રહ્યો છે, એ સ્પષ્ટ છે. તેથી 'છે' એવો ભાવ આત્માનો કેવળ વિશુદ્ધ ભાવ નથી. એવો નિષ્કલ, કે વિશુદ્ધ ભાવ ત્યારે કેમ જણાય? એ પ્રશ્નનો ઉત્તર શ્રુતિ આ

જોઇએ; અને વળી "તત્ત્વ" ભાવે પણ પ્રાપ્ત થવો જોઇએ. આ બેમાંથી જેને તે "છે"જ એમ ઉપલબ્ધ થાયછે તેને "તત્ત્વ" ભાવ તો એની મેળેજ પ્રાપ્ત થાયછે. (૧૪) જ્યારે હૃદયમાં રહેલી સર્વે કામનાઓ વછુટેછે ત્યારે મર્ત્ય (મરણ ધર્મવાળો જીવ) અમૃત (પરમાત્મા) થાયછે, (અને) અહીંજ તે બ્રહ્મને પામેછે (બ્રહ્મરૂપે થાયછે). (૧૫) જ્યારે અહીંયાં હૃદયની બધી ગાંઠો તુટેછે, ત્યારે મર્ત્ય અમૃત થાય છે. આટલું (શાસ્ત્રનું) શિક્ષણ છે.

---

મંત્રમાં આપેછે. પુરૂષનો વિશુદ્ધ ભાવ–તત્ત્વભાવ તો આવો છેઃ "**पुरुषः परः तस्मात्**" જે અવિક્રિય, જેમાં વિકારનો સંભવ પણ નથી, એટલે વિકાર રહિત છે, એવા આત્માના "તત્ત્વ"ની ત્યારે શી સ્થિતિ હોય તે પણ સમજવી જોઇએ. "છે" અને "નથી" એવા ઉભય ભાવનો (જ્ઞેય, વિકારનો) જ્યાં અત્યંત અસંભવ છે, એટલે કે જે દિગ્કાળની અત્યંત પાર છે. અદ્વૈત છે; જેમાં કોઈ પણ પ્રકારનો દિગ્ અને કાળનો વિકાર નથી; જણાવા, કે નહીં જણાવાના બન્ને ભાવોથી જે વિલક્ષણ છે; દિક્ અને કાળની પરંપરાની પથરાતી જાળના સંભવની પણ પાર છે; જે અસ્થૂળ છે, જે અનણું છે, જે અદશ્ય છે, જે "અનાત્મ્ય" એવા "હું"પણાને પણ પામતું નથી; જે '**एकोऽहं बहु स्याम**' એવી કામનાવાળા મહદ્‌ના વિકારથીય પર છે, ઈત્યાદિ અર્થો વડે શ્રુતિએ બોધ્યુંછે એવું "તત્ત્વ" છે. વિકારમાત્ર વાચારંભણ એટલે વાચાના આશ્રયવાળું નામમાત્ર જ છે. આવો જે "તત્ત્વ"ભાવ તે બુદ્ધિના પ્રદેશની પારનો છે, એનું બુદ્ધિથી કેમ ગ્રહણ થઇ શકે? પ્રથમ જણાવ્યો તેવો "છે"ભાવ તો જ્ઞેય છે, એટલે તે બુદ્ધિમાં પ્રકટ થઇ શકે છે, એટલે તે ભાવ ઉપાધિવાળું ભાન છે, પણ બીજો આ 'તત્ત્વ' ભાવ બુદ્ધિની પારનો હોઈ નિરૂપાધિક છે, તે બુદ્ધિમાં કેમ જણાય? એનો ઉત્તર શ્રુતિ આપેછે કે, "છે" એવા ભાવનો અનુભવ થતાં, બીજો જે તત્ત્વભાવ છે તે તો એની મેળેજ, સ્વયંપ્રકાશ હોઇને પ્રકટ થાય છે. સર. ગીતા. ૪. ૩૮. અ. બિં. ૧૦. જુવો બૃહ. ૨. ૪. ૬. આદિમાં **નેતિ, નેતિ,** નો બોધ.

(૧૪) સર. અ. બિ. ૪. વળી સર. બૃહ. ૪. ૪. (૬–૭); ૩. ૨. ૧૧.

(૧૬) હૃદયની એક સો ને એક નાડીયો છે, એમાંની એક ( બ્રહ્મરંધ્ર ) માથાની પાર ફુટી નીસરેછે. ( મરણ વખતે) તેની દ્વારા ચઢીને (મનુષ્ય) અમૃતત્વને પામેછે; બીજી વાટે બહાર નીસરી (જતાં) બીજી વિવિધ ગતિને પમાયછે. (૧૭) અંગુઠાના પ્રમાણ જેવડો પુરૂષ અંતરાત્મા સદા જનોના હૃદય( દહર )માં નિવાસ કરી રહ્યો છે, તેને પોતાના શરીરથી જૂદો પાડી મુંજમાંથી શળીની પેઠે જાળવીને ખેંચી લેવો ( વિવેકથી ઓળખી લેવો ). તે જ તેજસ્વી શુક્ર અમૃત છે એમ જાણવું.

(૧૮) મૃત્યુએ કહેલી આ વિદ્યા અને યોગની પૂરી વિધિ પામીને નચિકેત બ્રહ્મને પામ્યો, નિર્મળ (ધર્માધર્મથી મુક્ત ) થયો, મૃત્યુરહિત ( દિક્કાલના વિકારરહિત ) થયો. જે બીજો પણ એ પ્રમાણે આત્માને ઓળખે તે એવોજ થાય.

( બીજો અધ્યાય સમાપ્ત. )

ૐ અમો બન્નેનું તે રક્ષણ કરો. ઈત્યાદિ....ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

( કઠોપનિષદ્નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

---

(૧૭) સરખાવો કઠ. ૨. ૧૩. અહીં અજ, અમર, અને અભય એવા પરમાત્માને અંગુઠાના પ્રમાણ જેવડો કહી તેને શરીરમાંથી જૂદો પાડી મુંજમાંથી શળીની પેઠે જાળવીને ખેંચી લેવો, ઓળખી લેવો, એમ કહ્યું છે, તે શ્રુતિ વાક્યનો બેવડો ઉદ્દેશ છે, એક તો અંગુઠાના પ્રમાણ જેવડા હૃદયમાં અવિચ્છિન્ન વિજ્ઞાનરૂપી જીવભાવે રહેલું તત્વ વસ્તુતાએ પરમેશ્વરજછે, અને એનાથી જીવ એવું જુદું કશું નથીજ, અને એ જીવભાવ જે ઉપાધિથી પ્રકટ થયો છે તે ઉપાધિયોને જાળવીને ધીમે ધીમે કાઢી નાંખતાંજ એવા શરીરાભિમાનથી એ છુટો થાયછે. અને એમ થતાં પરમાત્મા રૂપેજ તે પ્રકટ થાય છે. અહીં ઇશ્વરના સ્વરૂપને માપી બતાવવાનો ઉદ્દેશ નથી. અંગુઠાનું પ્રમાણ તો પરિછિન્ન જીવ ભાવનું પ્રાકટ્ય બતાવવાજ વાપર્યું છે. આ શ્રુતિવાક્ય આમ જીવ–બ્રહ્મનું ઐક્ય સાધક છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૨૫.

( કઠોપનિષદ્ની જ્યોતિ સમાપ્ત. )

# ઐતરેયોપનિષત્

**यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।**
**येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (शंकर)**

ૐ મારી વાણી મનમાં પ્રતિષ્ઠિત (તદ્રુપ) છે, મારૂં મન વાણીમાં પ્રતિષ્ઠિત છે. હે (સ્વયંપ્રકાશ આત્મા) તમે મારે માટે પ્રકટ થાઓ, મારે માટે વેદનું જ્ઞાન આણો. (વેદમાંથી) મેં સાંભળ્યું હોય (તેને) વિસરાવશો નહીં. એનું અધ્યયન કરતાં રાત્રિ અને દિવસને હું સાંધુ છું (અખંડ અધ્યયન કરૂંછું). હું ઋતં (પરમાર્થ સત્ય) કહીશ, હું સત્યજ બોલીશ. તે (સત્ય) મારૂં રક્ષણ કરો. તે વક્તાનું રક્ષણ કરો, તે મારૂં રક્ષણ કરો, તે વક્તાનું રક્ષણ કરો, વક્તાનું. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

---

**જ્યોતિ.**

(વંદન)

જેમાંથી આ જગત્ જન્મ્યું ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્ગુરૂ સમ પિતા–પિતામહને
વંદું વારંવાર શ્રુતિ પર 'જ્યોતિ'–પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી સ્વ-ભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને.

ઐતરેય મહિદાસ ઋષિના નામ ઉપરથી આ ઉપનિષદ્નું નામ પડયું છે. ઇતરાના પુત્ર તે ઐતરેય. આ ઉપનિષદ્ ઋગ્વેદના ઐતરેય આરણ્યકનોજ ભાગ છે, અને આ ઉપનિષદ્નો પહેલો ખંડ તે ઐતરેય આરણ્યકમાં ચોથા અધ્યાયનો પ્રથમ ખંડ છે. આ ઉપનિષદ્ મંત્ર અને ગદ્યવાળું મિશ્રત છે. ઐતરેય મહિદાસ માટે જુવો છાં. ૩. ૧૬. ૭.

## ખંડ પહેલો.

(૧) ૐ. જરૂર (સૃષ્ટિની ઉત્પત્તિ) પહેલાં આ બધું (જ્ઞેય–

---

આ ઉપનિષદ્‌ના પહેલા ખંડમાં પ્રધાન ઉપદેશ એવો છે, કે આખું બ્રહ્માંડ સૂક્ષ્મ અને સ્થૂળ ભૂતોથી પૂર્ણ છે, તે સદ્ આત્માની કલ્પનાથીજ ઉત્પન્ન થયું છે, એટલે તે માયિક છે. અને તે આખા બ્રહ્માંડને એક વિરાટ પુરૂષ રૂપે બતાવ્યું છે. તેને ધારણ કરી રહેનાર લોકપાળોને ભૂતોના અભિમાની દેવરૂપે આત્માએજ કલ્પ્યાછે. એ દેવો તે અંતર્યામીની બ્રહ્માંડમાં વિવિધ નિયમાનુસાર ભૂતોમાં પ્રવર્તી રહેલી ચૈતન્ય શકિતયો છે, અને તે બધી શક્તિયો આ વિરાટ પુરૂષનું પાલણ કરી રહીછે. જુવો બ્ર. સૂ. ૨. ૩. ૧૩. જ્યોતિ.

આ દર્શન યુરોપના તત્વચિંતક હીકલ, સ્પીનોઝા, આદિના સમગ્ર એકતત્વ વાદ (Monism)વાળા દર્શનની સાથે સરખાવવા જેવું છે. ત્યાં આ વિરાડ્‌નેય કલ્પનાર આત્મા, કે તેના અંતર્યામી રૂપે પ્રકટતા ઇશ્વરનો વિરાટથી જુદો સ્વીકાર નથી. શકિતયો તે વિરાડ્‌ના માત્ર જડ અને શકિતરૂપી ગુણોજ છે એમ તેઓ ગણેછે. અને આ બ્રહ્માંડ રૂપી વિરાટ તે વસ્તુતાએજ યથાસ્થિત છે એમ માને છે; વેદાન્તની પેઠે માયિક નહીં. એટલે બ્રહ્માંડ તે ભૂત વસ્તુની, અને તેમાં પ્રકટતી શક્તિના સમગ્રત્વમાં વધઘટ થયા વગરનું એકજ, અદ્વૈત ભૂત તત્વ છે, એમ માન્યા છતાં એવો જડવાદ એકલા ચૈતન્યનુંજ અસ્તિત્વ સ્વીકારતા વેદાન્તથી ભિન્ન છે.

(૧) આ સૃષ્ટિ આત્માના આલોચન–જોવાથી જ ઉત્પન્ન થઇ છે, એટલે એ કેવળ મનનું ફરકવું જ છે, વસ્તુતાએ, પરમાર્થ દૃષ્ટિએ, તે નથી. અને મનમાંજ આત્માએ તે સૃષ્ટિ જોયેલી હોવાથી તેને ‘લોક’ એમ કહ્યો છે. એ દેખાવ માત્રજ છે તેથી તેને માયા કહે છે, અને જોનાર આત્મા તો વિકારરહિત જ છે. જ્યારે મૂળમાં આત્મા એકલોજ હતો, તો પછી કાંઇ નવું થયું છે ? તેનો ઉત્તર, કે પરમાર્થ દૃષ્ટિએ નવું કાંઇ હોઇજ શકે નહીં, થઈ શકેજ નહીં. જે નવા જેવું થતું દેખાય છે તે આવો ફરકારોજ, માત્ર મનનું હાલવું એ જ છે; એ સિવાય બીજું કાંઇ નથી. અને આ ફરકારો, હાલવું તેય દ્રષ્ટા-ભોક્તાની

દૃશ્ય) આત્મા (ઇશ્વર) એકલોજ હતું, અને બીજું કાંઇ પણ ફરકતું (જણાતું) નહોતું. એણે જોયું કે હું લોકને સરજું (કાઢું). (૨) એણે આવા લોકોને સરજયાઃ—અંભઃ(સૂક્ષ્મ જળો-ભૂતો), મરીચી (તેજ), મર (પૃથિવી), (અને) આપઃ (પાણી). અંભ(લોક) તે તેજસ્વી સ્વર્ગની ઉપરના,(અને) સ્વર્ગ તેની પીઠ (પ્રતિષ્ઠા); અંતરિક્ષમાં રહેલા તે મરીચ લોકો; પૃથિવી તે મર (મૃત્યુલોક); (અને) નીચે પાતાળમાંના તે આપઃ લોક.

---

કલ્પના માત્રજ છે. કારણકે એવો વિકાર પામતું ચિત્ત, અને તેનું દૃશ્ય અન્યોન્યાશ્રયી હોવાથી આદિ કારણ રહિત છે; તેથી મિથ્યાજ છે. આ સર્વ કેવળ ઇન્દ્રજાળ જ છે.

આત્મા અજ હોવો જોઇએ, કારણકે આત્મા અજ ન હોય તો તે પોતેજ કાર્ય થતાં એનું સ્વતંત્ર અસ્તિત્વ અસંભવિત થાય, અને એમ થાય તો આ કલ્પિત દૃશ્યના અધિષ્ઠાનનો અસંભવ થઇને દૃશ્ય જે દેખાય છે તે દેખાતુંય નથી એમ અનુભવ વિરૂદ્ધ સાબીત થાય. તેથી આત્મા છે, અને તે અજ છે, એમ સત્ય સ્વીકારતાં, એવા અજમાંથી કોઇનો જન્મ થાય નહીં, તેથી આ દૃશ્ય જગત્ વસ્તુતઃ જન્મેલું નથીજ, પણ કેવળ અજ બ્રહ્મ-આત્મા-ઇશ્વરની કલ્પનાજ છે, તે આત્માનો, ચિત્તનો, ફરકારો જ છે. એવી રીતે આ શ્રુતિવચન યુક્તિથી—ઉપપત્તિથી પણ સિદ્ધ થાય છે. એ સહુને 'આત્મા' કહીને કેવળ ચૈતન્યનુંજ અસ્તિત્વ શ્રુતિએ સ્વીકાર્યું છે. આજ દૃષ્ટિ શ્રુતિયે પાંચમા ખંડમાં બહુ સ્પષ્ટ કરીને બતાવી છે, અને ખુલ્લે ખુલ્લું ત્યાં કહ્યું છે, કે વિજ્ઞાનોના બધાય બાહ્ય વિષયો 'પ્રજ્ઞાનેત્ર' છે; 'પ્રજ્ઞાચક્ષુ' એ જ લોક છે. સૃષ્ટિની ઇચ્છાએ યુક્ત થતાં આત્મા સૃષ્ટિની રચના કરી તેમાં પ્રવેશ કરતા પહેલાં અવ્યક્ત હિરણ્યગર્ભ રૂપે છે, તેથી અહીંથી આગળ વ્યકત આત્માને ઇશ્વર કે હિરણ્યગર્ભ કરીને અમે સમજાવ્યો છે. સર૦ મુ. ૩. ૧. (૯,૧૦); તૈત્તિ. ૨. (૬, ૭) છાંદો. ૭. ૪. ૨. જ્યોતિ; બૃ૦ ૧. ૨. ૧; છાંદો. ૬. (૨–૩) ખંડો. બૃ. ૧. ૪. (૧. ૭) પ્રશ્ન ૧. ૪. છાં ૪, (૬–૯). ખંડો.

(૩) એણે જોયું કે આ લોકો તો (થયા) ખરા; (હવે) લોક-પાળોને ત્યારે હું સરજું. એણે જળો (પંચ મહાભૂતો) માંથી જ એકઠો કરીને (વિરાટ) પુરુષ ઘડી કાઢયો. (૪) તે (વિ-

---

(૩) લોકો એટલે આત્મા-ઇશ્વરનાં ચિત્તસ્ફુરણો; અને તેનાં આલોચનો જે વિજ્ઞાનો રૂપે ચિત્તમાં જણાયછે તે એવા લોકોના પાળકો એટલે પોષકો છે. અર્થાત્ ચિત્તમાં ફરકતાં વિજ્ઞાનો અને તેમના બાહ્ય આશ્રયરૂપ ઇન્દ્રિયો અને તેમના વિષયો તે બધા લોકપાળો છે. આ લોક અને લોકપાળો મધુની પેઠે અન્યોન્યાશ્રયીછે. જુવો બૃહ. ૨.૫.મું બ્રાહ્મણ. વળી જુવો કૌષી. ૩. (૭-૯). સર. મનુ. ૧. (૧૪,૩૪,૩૫.) આદિ.

(૪) આવા લોકપાળો તેજ ઇશ્વરની વિભુતિયો, એટલે મહાન્ સૃષ્ટિઓ છે, જે બાહ્ય વિષયો બની ચિત્તનાં વિજ્ઞાનરૂપી વિકારોને પોષી રહે છે, અને આ વિજ્ઞાનોના પોષણને માટે એ વિષયોને પણ આત્માએ ઇક્ષણથી-આલોક-વિચારથી પ્રકટ કર્યા છે, એમ શ્રુતિનો નિર્ણય છે. આવા હેતુ-ફળ ન્યાયે જણાતાં કાર્યોમાં કશુંય સદ્રૂપ નથી, તેથી તે ઉભય કલ્પિતજ છે. આ વિભૂતિયો તે અગ્નિ, વાયુ, આદિત્ય, દિગ્, વનસ્પતિ, ચંદ્રમા, મૃત્યુ અને જળ, એમ આઠ પ્રકારની ગણાવી છે. તેમાં ભૂત માત્રનો સમાવેશ સમજવાનો છે. આ ભૂતોના આવિર્ભાવોને એમની મહત્તાને લીધે વિભુતિયો કહેવાય છે. આદિત્ય ઇન્દ્રિયોનો સંબંધી હોઇને મનરૂપે છે. ચંદ્રમા હૃદયનો સંબંધી હોઇ, બુદ્ધિરૂપે છે, અને મૃત્યુ પ્રજાપતિનો સંબંધી હોઇ 'અહં'કાર રૂપે છે. એમ પાંચ ભૂતો અને મન, બુદ્ધિ અને પ્રાણ અથવા અહંકાર થયાં.

સર. શાકુન્તલનો ૧. ૧. ત્યાં ગણાવી છે તે વિભૂતિયો જળ, અગ્નિ, સૂર્ય, ચંદ્ર, હોત્રી, આકાશ, પૃથ્વી અને વાયુ છે, એટલે કે પાંચ મહાભૂતો, સૂર્ય, ચંદ્ર, અને હોત્રી એમ આઠ છે. એટલે દિગને આકાશ, વનસ્પતિને પૃથ્વી, અને મૃત્યુને હોત્રી રૂપે ગણીએ તો કાલિદાસે ગણાવેલી વિભૂતિયો ઉપનિષદની સાથે મળી રહે. આમાં દિગ્‌ને આકાશ અને વનસ્પતિયોને જળમાંથી થતી પૃથ્વી લેવામાં તો મુશ્કેલી નથી. પણ 'મૃત્યુ'ને 'હોત્રી' કેમ કહ્યો હશે એ વિચારવા યોગ્ય છે.

રાટ્)ને (વિચાર–સંકલ્પ–જ્ઞાન રૂપી) તપથી તપવ્યું (સેવ્યું); અને એવા તપેલા(પુરૂષ)નું ( સેવાયલા ) ઈંડાની પેઠે મુખ ફુટયું ( જૂદું દેખાયું). મુખમાંથી વાણી અને વાણીમાંથી અગ્નિ (થયા). નાસિકાઓ ફુટી, તે નાસિકાઓમાંથી પ્રાણ અને પ્રાણમાંથી વાયુ (થયા). બે આંખો નિકળી, અને આંખોમાંથી ચક્ષુ ( ઈન્દ્રિય ) અને ચક્ષુઓમાંથી આદિત્ય (થયા). કાનો ફુટયા, અને કાનોમાંથી શ્રોત્ર, અને શ્રોત્રમાંથી દિશાઓ ( થઇ ). ચામડી ફુટી, અને ચામડીમાંથી રૂવાડાં અને રૂવાડાંમાંથી ઔષધિયો અને વનસ્પતિયો ( થઈ). હૃદય ફુટયું (જૂદૂ દેખાયું), એ હૃદયમાંથી મન, અને મનમાંથી ચંદ્રમા (થયા). નાભી ફુટી, તે નાભિમાંથી અપાન અને અપાનમાંથી મૃત્યુ ( થયા ). શિશ્ન ( ઉપસ્થ ઇન્દ્રિય) ફુટી, અને તેમાંથી રેતઃ (વીર્ય), અને વીર્યમાંથી જળ (થયાં.)

---

હોત્રી એટલે યજ્ઞમાં હોમનાર અહંભાવવાળો યજમાન–જીવભાવ. એ જીવભાવ વિજ્ઞાનનો 'વિષય' તો અવશ્ય છેજ; અને બાહ્ય અન્ય પદાર્થોના કરતાં પણ એ વિષય અંતરનો હોઇને વધારે અગત્યનો છે એ પણ ખરૂં, એટલે તેને એ દૃષ્ટિએ વિભુતિ તો કહી શકાય. પણ શ્રુતિએ ત્યારે એને "મૃત્યુ" એમ કેમ કહ્યો ? એ જીવભાવમાં ભોગેચ્છાથી 'સ્વ' એટલે આત્મભાવનું આવરણ–મૃત્યુ જ થાય છે, તેથી તો શ્રુતિએ એને મૃત્યુ નહીં કહ્યો હોય ? જુવો બૃહ. ૧. ૨. ૧. માં. વળી સર. ગીતા ૭. (૪–૫). ત્યાં પણ આઠ પ્રકારની પ્રકૃતિ કહીછે. તે પંચમહાભૂતો મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠ થાયછે. આ આઠ પ્રકારની લોકપાળ વિભૂતિયોને અપરા કહીછે. પણ જેના વડે એ બધીય દેખાયછે તે જૂદી જીવભાવમાં ઐશ્વરી વિભૂતિ પ્રકટી રહીછે તે પરા પ્રકૃતિ. એટલે પરા તે ઇશ્વરની માયા શક્તિરૂપી વિભૂતિ છે, તે ઇશ્વર થઇ જગતને દોરી રહીછે. આમ જીવેશ્વરના દ્વંદ્વમાંનો જે 'અજ્ઞ' જીવભાવ છે તે અપરા; અને "જ્ઞ" ભાવે ઇશ્વર છે તે પરા. જુવો અ. બિં. (૧ થી ૫.); શ્વેતા. ૧. ૯.

## ખંડ બીજો.

(૧) આવા તે દેવતાઓ ( શક્તિયો ) ઉત્પન્ન થઇને

---

(૧) આ ખંડમાં હવે શ્રુતિ ઉપદેશ કરે છે, કે આ માયિક બ્રહ્માંડમાં ભોગેચ્છાવાળો આત્માનો જીવભાવ બહુ સ્પષ્ટ રીતે મનુષ્યમાંજ પ્રકટ થાય છે, કારણ કે માનવ દેહની ઇન્દ્રિયો એવી સૂક્ષ્મ ઘડાયલી છે કે તેમાં વિરાટ્‌ની સર્વ શક્તિયોને પ્રકટ થવા જોઇએ તેવુંજ યોગ્ય સ્થાન-સાધન પ્રાપ્ત થયુંછે. વળી આ માનવ દેહ ક્રમે કરીને ઇશ્વરના અસ્ખલિત નિયમના ફળ રૂપેજ પ્રાપ્ત થયો છે, અને તેમાં વિરાટ્‌ની બધી શક્તિયો પ્રવેશ કરીને ભોગેચ્છાવાળા જીવભાવની ક્ષુધા પિપાસા રૂપી ભોગની લોલુપતાને તૃપ્ત કરાવવા પ્રયત્નશીલ થઇ રહીછે.

મનુષ્ય દેહ જોકે સર્વ પ્રાણીઓના દેહથી આ દૃષ્ટિએ શ્રેષ્ટ છે, અને તેની મનથી શક્તિયો પણ સર્વથી શ્રેષ્ટ રીતે ત્યાંજ ખીલી શકે તેવી છે, છતાં અન્ય સૃષ્ટિની પેઠેજ તે પણ ઇશ્વરી નિશ્ચિત નિયમે કરીનેજ ઉત્પન્ન થએલો છે, અને તેથી કાર્યકારણસંઘાતની નિયમિત સંકલનામાંજ તે ગુંથાયલો છે. એટલે યુરોપના પ્રાણીશાસ્ત્રના અભ્યાસી ડાર્વીનના અનુભવોની વિરૂદ્ધ આપણો વેદાન્ત મત નથી; પણ ડાર્વીન આ વેદાન્તને જ દૃઢીભૂત કરેછે.

યુરોપના પ્રાણીશાસ્ત્રીઓ જીવન વ્યવહારમાં શરીરનું પોષણ અને પ્રજોત્પત્તિ એ બેજ વૃત્તિને મુખ્ય ગણેછે. આપણાં શાસ્ત્રોમાં જીવનવ્યવહારમાં અન્ય પ્રાણીઓ સાથે સમાન એવી ચાર વૃત્તિઓ કહી છે, તે આહાર અથવા શરીરપોષણ, મૈથુન એટલે પ્રજોત્પત્તિ, નિદ્રા અને ભય; અને મનુષ્યોમાં ધર્મ એટલે શ્રેયસ્‌નો વિચાર એજ વિશેષતા બતાવી છે. જીવનકલહના અભ્યાસી ડાર્વીનના મતે જીવનવ્યવહારની આપણે સ્વીકારેલી વૃત્તિઓને ટેકો મળે છે, કારણકે કલહમાં ભય, અને થાકથી થતી નિદ્રા, તથા વિજ્ઞાનમાં પ્રકટતો ધર્મ, એ ઉત્કર્ષને (Evolution) માટે આવશ્યક છે એવો સ્વીકાર છે.

દેવતાઓની ભોગવૃત્તિ મનુષ્યની ઇન્દ્રિયોમાં જોડાઇનેજ તૃપ્ત થાય છે. એવી ભોગવૃત્તિ એમને અંગે સ્વાર્થી હોઇ દેવતાઓ હણાય છે એમ બૃહ. ૧. ૩. બ્રાહ્મણમાં કહ્યુંછે.

આ મહાન્ અર્ણવમાં ( વિરાટ્રૂપી દરિયામાં)પડયા. (ઈશ્વરે) એ(વિરાટશરીર)ને ભૂખ અને તરષ( ભોગેચ્છા )થી ઘેર્યું ( પીડયું, એટલે ) તે દેવતાઓએ તેને કહ્યું, કે અમને કોઇ આશ્રયસ્થાન (રેઠાણ) કરી આપો, કે જેમાં રહીને અમે ( ઇચ્છિત ) અન્નને ખાઇએ. (૨) તેમને (પંચ મહાભૂતોની) ગાય આણીને આપી, (તો) તેમણે કહ્યું કે, આ તો અમારે (જોઇએ તેવું) યોગ્ય(સ્થાન) નથી. (ત્યારે) તેમને ઘોડો આણી-આપ્યો, ( ત્હોય ) તેમણે કહ્યું કે, તેય અમારે યોગ્ય નથી. (૩) તેમને પુરૂષ (મનુષ્ય) આણી આપ્યો, (ત્યારે) તેમણે કહ્યું કે આ ઠીક કર્યું; ( અમારી યોનિરૂપ હોઇ ) પુરૂષજ યોગ્ય (**सुकृत**) છે. તેમને (ઈશ્વરે) કહ્યું કે, તમે રેઠાણમાં યથા-યોગ્ય પ્રવેશ કરો. (૪) અગ્નિ વાણી થઇને મુખમાં પેઠો. વાયુ પ્રાણ થઇને નાસિકાઓમાં પેઠો. આદિત્ય ચક્ષુ થઇને આં-ખોમાં પેઠો. દિશાઓ શ્રોત્ર થઇને કાનોમાં પેઠી. ઓષધિ અને વનસ્પતિયો રૂવાડાં થઇને ચામડીમાં પેઠી. ચંદ્રમા મન થઇને હૃદયમાં પેઠો. મૃત્યુ અપાન થઇને નાભિમાં પેઠો. જળો વીર્ય થઇને શિશ્ન( ઉપસ્થેન્દ્રિય )માં પેઠાં. (૫) ભૂખ અને તરષે (**अशनापिपासे**) તે(આત્મા)ને કહ્યું કે

---

(૪) લોકપાળ દેવતાઓ આઠ છે, તે અગ્નિ, વાયુ, સૂર્ય, દિશાઓ, ઓષધિયો, ચંદ્રમા, મૃત્યુ, જળ. સર. છાંદો. ૩. ૧૩. ખંડ. જુઓ બ્ર. સૂ. ૨. ૪. ૧૪.

વિરાટ્ના મુખાદિમાંથી નિકળેલા દેવતાઓ જે ઐત. ૧. ૪. માં વર્ણવ્યા છે, તે અધ્યાત્મમાં મનુષ્ય દેહના તે તેજ ભાગના સહાયક દેવતા થઇને તેમાં પેશેછે.

(૫) ભૂખતરષ તે ભાવના–કામના રૂપ હોવાથી ચેતનવાળી વસ્તુનો આશ્રય કર્યા વિના એમનું અન્ન ભક્ષણ, તૃપ્તિ, સંભવે નહીં. તેથીજ દેવતાના હવિમાં તમે ભાગીદાર થશો, એવી ઇશ્વરની આજ્ઞા શ્રુતિએ પ્રકટ કરીછે. ક્ષુધાપિપાસાના સ્વરૂપ માટે જુવો છાંદો ૬. ૮. (૩–૬)

અમારે માટે (પણ રેઠાણની) વ્યવસ્થા કરો. તેણે કહ્યું કે હું તમને બેયને આ દેવતાઓમાં (તમારી વૃત્તિ અનુસાર) સુંપુંછું, (અને) તેમનામાં તમને બેને ભાગીયાં કરૂંછું; તેથી હે ક્ષુધાપિપાસા! જે કોઈ દેવતાને જે હવિ (બલિ) આપવામાં આવશે તેમાં તમે બેય ભાગીદાર થશો.

---

## ખંડ ત્રીજો,

(૧) એણે (ઇશ્વરે) જોયું કે, આ લોકો અને લોકપાળો (તો થયા). હવે તેમને માટે અન્ન સરજું.(૨) એમણે (સંકલ્પ વડે સૂક્ષ્મ) આપ–જળો–ને તપવ્યાં (Brooded); એવાં તપેલાં જળોમાંથી મૂર્તિ (સ્થૂળાકૃતિ) ઉત્પન્ન થઈ. જે એ મૂર્તિ થઇ તે જ ખરે અન્ન છે. (૩) તે અન્ન થયું કે તરત (મને ખાઈ

---

(૧) લોક ચાર છે. અંભ, મરીચી, મર, અને આપો. સૂક્ષ્મભૂતો-ને આવિર્ભૂત કરનાર આત્માનાં તે આલોચનો–વિજ્ઞાનો છે. લોકપાળો આઠ છે. દિગ, વાયુ, અગ્નિ, જળ, ઓષધિયો, સૂર્ય, ચંદ્ર, મૃત્યુ. એ સૂક્ષ્મ ભૂતોમાં આવિર્ભૂત થતી ચૈતન્યશકિતયો આત્માના આલો-ચનો–વિજ્ઞાનોના વિષયો બને છે. આ સૂક્ષ્મ ભૂતોનું અન્ન તે સ્થૂળભૂતો છે. સ્થૂલ–મૂર્ત તે ભોજ્ય, અને સૂક્ષ્મ તે ભોકતા થાય છે. વળી સૂક્ષ્મ ભૂતોમાં પ્રકટતી શકિતયોના ભોગાર્થે સ્થૂળ ભૂતોની આત્મ-કલ્પનાને શ્રુતિ આ ખંડમાં પ્રકટ કરેછે. સર. બૃહ. ૧. ૫. (૧–૨)

(૩) ભોગની ઇચ્છાવાળો શારીર પુરૂષ હવે અહીં વિજ્ઞાનની ઉપાધિવાળો થતાં વિરાટે પ્રકટ કરેલા અન્નને ભોગવવા પોતાનીજ ઇચ્છા પ્રમાણે લોકપાળ ઇન્દ્રિય–દેવોનો ઉપયોગ કરી શકતો નથી, પરંતુ તે શકિતયો તો પરા વિભુતિ રૂપ ઇશ્વરે નિર્ણિત કરેલા નિયમેજ પ્રવર્તે છે. તેથી જેનું સર્વજ્ઞત્વ અને સર્વ શકિનમત્વ ઉપાધિના બંધનથી કુંઠિત થયું છે એવો જીવ અહીં અન્નને શ્રોત્ર, ચક્ષુ આદિથી ભોગવવા પ્રયત્ન કરે છે ત્યારે પોતાનીજ ઇચ્છાનુસાર તે ભોગવી શકતો નથી; પણ ઇશ્વ રેચ્છાનુસાર કાર્યકારણસંઘાત દ્વારાજ તેમને ભોગવવી પડેછે. બ્રહ્માંડમાં અં-

જશે એવી બ્હીકથી તે) ખશીને નાસવા લાગ્યું, તેને વા-ણીથી પકડવાને (લોકપાળના જુથ સાથે પ્રકટતા પુરૂષે) ઇચ્છયું, (પણ) તે વાણીથી પકડી શકયો નહીં. જો એણે તે અન્નનું વાણીએજ ગ્રહણ કર્યું હોત તો જરૂર "અન્ન" એમ માત્ર બોલીનેજ (લોક) તૃપ્તિને પામત. (૪) તેણે પ્રાણથી પકડવાને ઇચ્છયું, પણ એ (પુરૂષ) પ્રાણથી તેને પકડી શકયો નહીં. જો એણે તેને પ્રાણથી પકડયું હોત તો જરૂર લોક અન્નને માત્ર સુંઘીનેજ તૃપ્ત થાત. (૫) તેને ચક્ષુથી પકડવાને ઇચ્છયું, પણ એ (પુરૂષ) ચક્ષુથી તેને પકડી શકયો નહીં. જો એણે તેને ચક્ષુથીજ પકડયું હોત તો જરૂર લોક અન્નને માત્ર જોઈનેજ તૃપ્ત થાત. (૬) તેને શ્રોત્રથી પકડવાને ઇચ્છયું, પણ તે (પુરૂષ) શ્રોત્રથી એને પકડી શકયો નહીં. જો એણે તેને શ્રોત્રથી પકડ્યું હોત તો જરૂર અન્નને માત્ર સાંભળીનેજ લોક તૃપ્ત થાત. (૭) તેને ચામડીથી પક-ડવાને ઇચ્છયું, પણ એ (પુરૂષ) ચામડીથી–ત્વચાથી તેને પકડી શકયો નહીં. જો એણે તેને ત્વચાથીજ પકડયું હોત તો જરૂર અન્નને માત્ર અડકીનેજ લોક તૃપ્ત થાત. (૮) તેને મનથી પકડવાને ઇચ્છયું, પણ એ (પુરૂષ) મનથી તેને પકડી શકયો નહીં. જો એણે તેને મનથી પકડયું હોત તો જરૂર અન્નનું ધ્યાન કરીનેજ લોક તૃપ્ત થાત. (૯) તેને શિ-શ્નથી પકડવાને ઇચ્છયું, પણ એ (પુરૂષ) શિશ્નથી તેને પકડી

---

તર્યામીરૂપે વ્યાપી રહેલો પ્રથમજન્મ સદ્દેવતા, વિરાટપુરૂષ, મહદ્ અથવા ઇશ્વર, તે આ શરીરમાં જ્યારે ભોગાર્થે પ્રવર્તેછે, ત્યારે 'સ્વ'રૂપનો પુરૂષ જી-વભાવે આવો નિર્બળ બની રહે છે; અને તેને વિરાટ્પુરૂષ જે ઇન્દ્રિયોનાં સૂક્ષ્મભૂતોમાં અંતર્યામી રહી શકિતયો રૂપે જીવોના કર્મના ફળને દોરી રહ્યોછે તેનાજ નિયમોને એણે અધીન વર્તવું પડેછે. જુવો ગીતા ૧૮. (૫૯–૬૧); બ્ર. સૂ. ૨. ૩. ૪૧. જયોતિ. અને ગીતા ૨. ૪૭.

શકયો નહીં. જો એણે તેને શિશ્નથી પકડયું હોત તો જરૂર અન્નનું વિસર્જન કરીનેજ લોક તૃપ્ત થાત. (૧૦) તેને અપાનથી પકડવાને ઇચ્છયું, તો જ એણે તે અન્નનું ગ્રહણ કર્યું (ભક્ષણ કર્યું). તેથી તે(અપાન) વાયુ અન્નગ્રાહક કહેવાયો. એ જ વાયુ અન્નના સંબંધે આયુરૂપ છે.

(૧૧) એણે (આત્મા–ઇશ્વરે) વિચારી જોયું કે ખરે મારા વિના આ ( શરીર ) કેવી રીતે હોઈ શકે ? ( પછી ) એણે વિચાર્યું કે કયે રસ્તે થઈને એમાં હું પ્રવેશ કરૂં ? તેણે જોયું કે જો ( મારી પ્રેરણા વિનાજ ) વાણીથી બોલાય, જો પ્રાણથી શ્વાસોશ્વાસ લેવાય, જો ચક્ષુથી જોવાય, જો શ્રોત્રથી સંભળાય, જો ત્વચાથી અડકાય, જો મનથી મનન થાય, જો અપાનથી નીચે ખેંચાય, જો શિશ્નથી વિસર્જન થાય, તો પછી

---

(૧૧) સરખાવો 'આત્માના પ્રવેશ' માટે છાંદો ૬.(૨–૩) ખંડો. બૃહ. ૧. ૪. ૭, તૈત્તિ. ૨.૬. ૧. ભોગર્થે શરીરમાં પેશી જીવભાવે પ્રકટ થવાની વિરાટ પુરૂષની કલ્પના આ ઉપનિષદ્‌ના ૧૧ થી ૧૪ મંત્રોમાં કહી છે, તે અવશ્ય ઘણી અગત્યની છે. સંકલ્પાત્મક વસ્તુમાં એ સદ્દેવતાના પ્રવેશ સંબંધે બૃહદ્, છાંદોગ્યાદિમાં શ્રુતિએ સ્પષ્ટ રીતે કહ્યું છે; પણ એ પ્રવેશનું પ્રયોજન, અને તદ્રુપતા થતાં એની કેવી સ્થિતિ થાય છે તેનો યથાર્થ ચિતાર તો આ મંત્રોમાંજ શ્રુતિએ પ્રકટ કર્યો છે. શરીરોમાં અથવા સંકલ્પાત્મક સર્વ વસ્તુમાં એ પ્રવેશ કરે તો જ શરીરનું અસ્તિત્વ સંભવિ શકે, નહીંતો નહીંજ. તેથીજ શ્રુતિ અહીં કહેછે કે,મારા વિના આ (શરીર) કેવી રીતે હોઇ શકે (can come into being) ? અને વળી વિચારેછે કે, જો મારાથી જૂદીજ રહીને ઇન્દ્રિયો પોતાની મેળે વ્યવહાર કરે તો પછી હું કોણ ? હું આખા શરીરનો સ્વામી શેનો ? એ જ્ઞાનેન્દ્રયોનું અસ્તિત્વ મારાથી જૂદુ, અને તેથી નિરાશ્રિતજ થાય ! એમ કેમ બને ? તેથીજ પુરૂષે એ સંકલ્પાત્મક શરીરમાં પોતેજ જીવ ભાવે પેશવાનો વિચાર કર્યો. અને એ ત્યાં કેવી રીતે પેઠો તે મંત્ર ૧૨ માં જણાવ્યું.

હું કોણ ? ( હું સ્વામી, અંતર્યામી શી રીતે થયો ? ) (૧૨) એણે સીમાન(માથાના વાળની મધ્યે સેંથાનો ભાગ છે તે)ને ફોડયું (એટલે બ્રહ્મરન્ધ્ર ઉઘાડયું), અને તે દ્વારે એ શરીરમાં પેઠો. એ દ્વારને (વિદારેલું હોવાથી) 'વિદૃતિ' (રંધ્ર) કહેછે, એજ 'નાંદન' (આનંદ ભોગનું) સ્થાન છે. શરીરમાં એ(પુરૂષ)નાં ત્રણ રેઠાણો (રહેવાનાં સ્થાન–અવસ્થાઓ) છે, એ ત્રણે ( અવિદ્યાએ કલ્પિત ) સ્વપ્નોજ છે. આ ( પહેલું ) રેઠાણ (જમણી આંખ તે જાગ્રતનું), આ (બીજું) રેઠાણ (અંદરનું મન તે સ્વપ્નાવસ્થાનું) અને આ (ત્રીજું) રેઠાણ (હૃદયાકાશ તે સુષુપ્તિનું). (૧૩) એ (પુરૂષ આમ) જન્મીને (શરીરમાં જીવ

---

(૧૨) આ ત્રણ રેઠાણમાં વળી તેનાં જન્મસ્થાનો પણ ગણાય છે, તે પિતા, માતાનો ગર્ભ, અને શરીર છે. આ રેઠાણોની સાથે આત્મભાવ પામીને પુરૂષ–આત્મા જીવ થઇ અનંતકાળ સુધી રહે છે, અને અનેક જન્માન્તરોના યોગે જ્ઞાન પ્રાપ્ત થતાં 'સ્વ'રૂપમાં જાગે છે, ત્યારે તેવાં રેઠાણમાંથી એની આશક્તિ છુટી જાયછે. ચક્ષુ પુરૂષ માટે જુવો છાંદો. ૮. ૭. ૪. નો ઉપદેશ.

વળી સ્થાનો માટે જુવો બ્રહ્મોપનિષદ્ ૧. ત્યાં પુરૂષનાં જે ચાર સ્થાનો બતાવ્યાં છે તે નાભિ, હૃદય, કંઠ અને મુસ્તક છે. આ સ્થાનો અત્યારની ફીઝીયોલોજી, શારીર વિદ્યા, પ્રમાણે જીવનાં મર્મસ્થાનો ગણાય છે. એમાં રહીને બ્રહ્મ ચારેય અવસ્થાઓમાં જેવીકે જાગ્રતમાં બ્રહ્મા, સ્વપ્નામાં વિષ્ણુ, સુષુપ્તિમાં રૂદ્ર અને તુરીયામાં અક્ષર રૂપે રહેછે.

(૧૩) હવે આ પ્રમાણે શરીરમાં પેશતાં એ પુરૂષ જ્ઞાન અને કર્મેન્દ્રિયો અને તેમના વિષયોની સાથે તાદાત્મ્ય ભાવને પામ્યો, કારણકે તેમની જોડે તાદાત્મ્ય ભાવને પામી તદભિમાની થયા વિના તેમનું અસ્તિત્વજ સંભવે નહીં. પણ આમ થતાંજ એ ઇશ્વર મટીને જીવભાવને પામ્યો, અને તેથી તેના સ્વાભાવિક અજ, અમર, અસંગપણાનુ ભાન ભૂલાયું. કારણ કે એવા એના મૂળ સ્વભાવની વિસ્મૃતિ તેજ સંકલ્પાત્મક શરીરમાં થતું એનું તાદ્રુપ્ય છે. એટલે જ્યાં સુધી શરીર, અને ચિત્તના વિષયોમાં તેની તદ્રુપતા રહે ત્યાં સુધીજ તેમની સ્થિતિ રહે છે, અને ત્યાં સુધી

**ભાવને પામીને) ભૂતોને સ્પષ્ટ કરી (ભિન્ન ભિન્ન) જોવા (ભોગવવા) લાગ્યો. (પછી લાંબે કાળે બ્રહ્મજ્ઞાન થતાં) 'અહીં કશુંય (મારાથી) જૂદુ છે એમ તે કોણ કહેશે'? એમ (તે બોલ્યો).**

---

એને પોતાના સ્વરૂપની પણ વિસ્મૃતિજ, અજ્ઞાન–અવિદ્યાજ, રહેવી યોગ્ય છે. તેથીજ આ ૧૩ મા મંત્રમાં કહ્યું છે કે, એ જન્મીને ભૂતોને સ્પષ્ટ ભિન્ન ભિન્ન કરી જોવા (ભોગવવા) લાગ્યો. એટલે હું મોટો, હું નાનો, હું રાજા, હું રંકાદિ એમ સુખ દુઃખને અનુભવવા લાગ્યો. પણ આ સર્વ ભાવો તો નાશવાન વિકાર માત્રજ છે, અને પુરૂષ તો 'સ્વ'ભાવે અમર છે, તેથી આવો વિરોધાભાસ એને દુઃખ દેવા લાગ્યો; ત્યારે ઇશ્વરભાવે સંકલ્પેલી સૃષ્ટિને વિચારી જોતાં એને જણાવા લાગ્યું કે, 'હું' તે આ માનું છું તેવું શરીર કે વિષયો કેમ હોઉં? પછી એને સ્વભાવેજ વધારે જાણવાની ઉત્કંઠા થતાં વસ્તુ માત્રનો વિવેક પુરઃસર અને વેદની મદદથી તેણે વિચાર કર્યો તો એને સમજાયું કે, આ જે દશ્ય હું જોઉંછું તે તો મારો પોતાનો વિકારજ છે, અને મારા શુદ્ધ 'સ્વ'રૂપને આ માયિક ઉપાધિથી જરાય બાધ લાગતો નથી. હું તો હતો તેનો તેજ છું. એટલે તેવા સ્વાભાવિક ઐશ્વર્ય ભર્યો બોલી ઉઠયો કે "અહીં કશુંય (મારાથી) જૂદું છે એમ કોણ કહેશે? અહો આ(આત્મા)ને મેં જોયોજ." અત્યાર લગણ આવું સ્પષ્ટ દર્શન મને થયું નહીં એજ બહુ આશ્ચર્ય હતું. આવું દર્શન થયા પછી હવે ભેદની દૃષ્ટિ સંભારતાંય પાછી આવતી નથી. આ મંત્રોનું આવું રહસ્ય આમ સ્પષ્ટ સમજાય છે. વાંચો અમારી કુસુમાંજલિમાંનાં 'દિવ્યસુર,' 'જય મંગળ આત્મસ્વરૂપ,' 'આનંદપૂર,' 'સૃષ્ટિ' આદિ કાવ્યો.

આ મંત્રોના આવા રહસ્યને પ્રકટ કરતાં શ્રુતિ ઉપસંહારરૂપે પાંચમા ખંડમાં એ આત્માજ આ વિરાટ અને અધ્યાત્મ બેયમાં દેખાતી સર્વ સૃષ્ટિ રૂપે પોતેજ છે, અને એનાથી કશુંય જૂદુ નથીજ, તેથી સર્વ દશ્ય માત્રને શ્રુતિએ ત્યાં પ્રજ્ઞાનેત્ર કહ્યાં છે, અને આત્માનું જોવું પ્રજ્ઞાચક્ષુ તેજ લોક છે એમ કહ્યું છે. એ જ બોધ શરૂઆતમાં અમે ઐત. ૧. ૧. જ્યોતિમાં સ્પષ્ટ કર્યોછે.

'ઇન્દ્ર'ને માટે જુવો બૃહ. ૨. ૫. ૧૯; અને બૃ. ૪. ૨. ૨. કૌષી ૩. ૧. જ્યોતિ.

એણે આવા(એકલા) પુરૂષ–બ્રહ્મનેજ સર્વત્ર વ્યાપી રહેલો દીઠો, (એટલે) 'અહો ! આ(આત્મા)ને (હવે) મેં જોયો જ' એમ (બોલી ઉઠયો). (૧૪) (આમ જીવે પરમાત્માને અપરોક્ષાનુભવે જોયો) તેથી તે (પરમાત્મા) 'ઈદંદ્ર' કહેવાયો; જરૂર, તે (પુરૂષ) 'ઈદંદ્ર' નામથી પ્રસિદ્ધ છે. તે 'ઇદંદ્ર' છે, (તેથી) પરોક્ષપણે (ગુપ્તભાષામાં બ્રહ્મવિદો તેને) 'ઈન્દ્ર' એમ કહે છે, કારણ કે દેવોને જાણે પરોક્ષજ પ્રિય હોય છે; દેવોને ખરે, જાણે પરોક્ષ પ્રિય હોય છે, તેથી.

( પહેલો અધ્યાય સમાપ્ત. )

## ખંડ ચોથો.

(૧) (શારીર) પુરૂષમાં ખરે જે વીર્ય છે તે આ (સંસારી

---

(૧૪) **इदंद्र**માં **इदं** એટલે આને, **द्र** તે અદર્શમ્ ને માટે છે એટલે મેં જોયો. અર્થાત્ ઇદંદ્ર એટલે "આને મેં જોયો" એવું જીવતું જેને અંગે અપરોક્ષ જ્ઞાન થયું તે પરમાત્મા, ઇદંદ્ર, અથવા ઈંદ્ર.

(૧) આ ખંડની શરૂઆતમાં **अपक्रामन्तु गर्भिण्यः** એવો જૂદો આદેશ કેટલીક પ્રતોમાં છે. એનો અર્થ એવો છે કે ગર્ભિણી સ્ત્રીયોએ ઉઠી જવું.' આ ઉપરથી એમ સમજાયછે કે ઉપનિષદ્ જ્યાં ભણાતાં ત્યાં સ્ત્રીઓ પણ તેને સાંભળવા આવતી, અને ગર્ભાધાનનો આ વિષય ગર્ભિણી સ્ત્રીયોને સંભળાવવો અનેક રીતે અયોગ્ય લાગવાથી શ્રુતિમાં આવો આદેશ રાખવામાં આવ્યો હતો.

એવા શરીરમાં તદ્રુપ થએલા પુરૂષની પછી વૃદ્ધિ કેવી રીતે થાયછે તે આ ખંડમાં શ્રુતિ સમજાવેછે. પ્રથમ એ પુરૂષના સર્વ અંગોનું સાર ભૂત વીર્ય તે જીવતા સુધી પુરૂષના શરીરમાં રહેતો આત્મા ગર્ભ રૂપેછે, જ્યારે સ્ત્રીમાં સીંચાયછે ત્યારે તે એનો પહેલો જન્મ ગણાયછે. ગર્ભ પુત્ર રૂપે જન્મે તે એનો બીજો જન્મછે. અને પાછો મરણોત્તર થતો એવો એનો ત્રિજો જન્મછે. એમ બીજાંકુર ન્યાયે એની વૃદ્ધિ થાયછે, અને પુત્ર રૂપે મૂકેલો આત્માનો પ્રતિનિધિ પુણ્ય કર્મને વિસ્તારીજ રહેછે, એટલે આવી રીતે લોકોની વૃદ્ધિ થયા કરેછે.

પુરૂષ) પહેલા ગર્ભ રૂપે છે; એ વીર્ય તે પુરૂષનાં સર્વે અંગોનું (સારભૂત) તેજ છે. પુરૂષ (આવા ગર્ભરૂપી) આત્માને આત્મામાં(શરીરમાં) ધારણ કરેછે. તે જ્યારે સ્ત્રીમાં એ(ગર્ભ)નું સિંચન કરેછે ત્યારે તે (આત્મા)ને જન્મ આપે છે. એવો તે (સંસારી પુરૂષ)નો પ્રથમ જન્મ થાયછે. (૨) તે રેતઃ (વીર્ય) સ્ત્રીના પોતાના વીર્યની સાથે મળી જાય છે; અને (એમ) એ (સ્ત્રી)ના અંગભૂત (થાય) છે તેથી તેને એ પીડા કરતું નથી. એ (સ્ત્રી) પોતાના(ગર્ભ)માં આવેલા એ(પુરૂષ)ના ( વીર્ય રૂપી ) આત્માને પોષેછે. (૩) એ સ્ત્રી (પુરૂષના આત્માને) પોષનારી હોવાથી (પુરૂષે એનું) પોષણ કરવા યોગ્ય છે; જન્મ પહેલાં તે ગર્ભને સ્ત્રી ધારણ કરી રહેછે, અને (સીમંતાદિસંસ્કારની) શરૂઆતથીજ જન્મ પહેલાં, અને(જન્માન્તરસંસ્કારથી) પછી પણ બાળકનું એ (પુરૂષ) પોષણ કરેછે. જન્મ પહેલાં અને પછી પુરૂષ જે બાળકનું પોષણ કરેછે તે એના આત્માનુંજ એ પોષણ કરે છે; અને તે લોકોની વૃદ્ધિને અર્થેજ. ખરે આવી રીતે આ (ચારે) લોકોનો વિસ્તાર થયો છે. આ એ(સંસારી)નો બીજો જન્મ થાયછે. (૪) એ(સંસારી)નો આ (પુત્રરૂપી) આત્મા તે પુણ્ય કર્મ કરવાને અર્થે (અહીં તેના) પ્રતિનિધિ રૂપે રહેછે,અને પછી એવા(પુત્ર)નો આ બીજો આત્મા (પિતા) કૃતકૃત્ય થઇને વયે પહોંચતાં પ્રેતભાવને (મરણને) પામે છે. એ અહીંથી જઇને વળી ફરીથી જન્મ ધારણ કરેછે. તે એ(પુરૂષ)નો ત્રીજો જન્મ થાયછે. (૫) તેથી ઋષિએ કહ્યુંછે કે,

---

(૫) શરીરસ્થ વીર્યરૂપી 'ગર્ભમાં રહીને'જ એટલે આજ શરીરે જીવતાં દેવોના જન્મોને મેં જાણ્યા, એટલે તેમના મૂળ આશ્રય રૂપ આત્માને મેં જાણ્યો. અર્થાત્, એમના આત્માને મેં ઓળખ્યો કે "એ હું જ છું", અને એવા આત્માને ઓળખતાં હું આ

'ગર્ભમાં રહીને આ દેવોના બધાય જન્મોને મેં જાણ્યા. સો લોઢાનાં પુરમાં (શરીરોમાં) અહીં નીચે મને બાંધી રાખ્યો છે; શ્યેન(બાજપક્ષી)ની પેઠે (આત્મજ્ઞાનના) બળથી તેમને ભેદીને આ હું બહાર નીકળ્યો છું.' અહો! ગર્ભમાં રહ્યાં રહ્યાંજ વામદેવ (ઋષિ) આમ બોલ્યા હતા. (૬) એ (વામદેવ) એમ (આત્માને) ઓળખીને આ શરીરના પડયા પછી (સંસારના અધોભાવમાંથી પરમાત્મભૂતભાવમાં) ઉંચે ચઢીને (પ્રજ્ઞાવસ્થારૂપી) સ્વર્ગ લોકમાં સર્વ (સર્વાત્માનીજ) કામ-ઓને પામીને અમૃત થયા; અમૃત થયા.



---

જન્મોના ફેરાથી મુક્ત થયો. એટલે અનંક લોઢાનાં પુરોની કામનારૂપી ભૂંગળોને ભાગીને હું છુટો થયો છું. દેવને માટે જુવો જ્યોતિ.

(૬) શરીરના પડયા પછી કહેવાનું કારણ એટલુંજ કે, બ્રહ્મજ્ઞાન વડે સંચિત અને ક્રિયમાણ કર્મો તો જ્ઞાનીની નિષ્કામતાને લીધે તેમાં થતી આસક્તિના અભાવે નિષ્ફળજ થાય છે, એટલે તેમનો તો જ્ઞાનાગ્નિથી નાશજ થાય છે, છતાં જે કર્મો આ શરીરના જન્મ વખતે તે શરી-રને નિભાવવા પુરતાં પ્રારબ્ધ-શરૂ થઈ ચુકયાં છે, તેમનો નાશ તો તેના પ્રકટ થએલા ફળ રૂપી શરીરના નાશથીજ થઈ શકે. એટલે શરીર રહે ત્યાંસુધી તો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થએલાને પણ શરીરનો વ્યવહાર નિષ્કામ રહીને પણ કરવોજ પડે છે. કર્મનું બંધન અને લેપ તો માત્ર તેમના ફળમાં આસક્તિ હોય, અથવા તે જે કામનાથી કરાયાં હોય તે કામનાની હયાતી અને તે કર્મના ફળની ભોગ પ્રતીતિ સુધીજ રહી શકે છે. એટલે કર્મના આખા વિચારમાં તેનું બંધનકારક તત્વ તો કામનાજ, આસક્તિજ છે, એ સત્ય શ્રુતિએ ઇશાવાસ્યના ૧, ૨, મંત્રોમાં બહુ સ્પષ્ટતાથી પ્રકટ કર્યું છે; અને ભગવાને ગીતામાં તો એજ સત્યના ઉપર એમના બોધનું પરમ સૂત્ર રચ્યુંછે. જુવો ગીતા. ૨. (૪૭-૪૮) જ્યોતિ.

## ખંડ પાંચમો.

(૧) ત્યારે આ "આત્મા" એમ કરીને આપણે ઉપાસીએ છીએ તે કયો ? આમાંનો તે આત્મા કયો હશે ? જેના વડે (પુરૂષ) જુવેછે તે, અથવા જેના વડે સાંભળે છે તે, કે જેના વડે ગંધોને સુંઘેછે તે, કે જેના વડે વાણીનો વ્યવહાર કરે છે તે, કે જેના વડે સ્વાદ કે અસ્વાદ જાણેછે તે? (૨) જે આ હૃદય, અને આ મન છે તે?

---

(૧.) ઇશ્વર-આત્માએ મહાભૂતો, તેમના લોકો અને લોકપાળો સરજ્યા, અને શરીરો પણ સંકલ્પીને સરજ્યાં, અને અંતર્યામી રૂપે તે શરીરોમાં મનની ધાતુદ્વારા પ્રવેશ પણ કર્યો, અને ત્યાં જીવભાવે સ્થૂળ વસ્તુઓ રૂપી અન્નને તે ભોગવવા પણ લાગ્યો. અને લોકોની વૃદ્ધિને પણ કરી રહ્યો, એમ શ્રુતિએ કહ્યું. વળી વામદેવ ઋષિએ કહ્યું કે આત્મજ્ઞાનથી હું શરીરોને ભેદીને મુક્ત થયોછું, અને એવા આત્મજ્ઞાનના બળે એ સ્વર્ગમાં જઇ અમર થયા એમ પણ શ્રુતિએ કહ્યું.

શ્રુતિનો આવો બોધ સાંભળતાં એવી શંકા થવાનો જરૂર સંભવ છે કે, ત્યારે આ લોક અને લોકપાળોને સૃજતો, અને તેમના અધિષ્ઠાન રૂપે શક્તિયોને અંતર્યામી થઇ પ્રેરી રહેતો, અને શક્તિયો દ્વારા શરીરોને સૃજીને તેમને ભોગવતો આ 'પુરૂષ' કહ્યો તે બધામાંથી વામદેવ જે 'આત્માને' ઓળખીને મુક્ત થયા તે આત્મા કયો હશે? આ સૃજેલી ઇન્દ્રિયોમાંની કઇ ઇન્દ્રિયવાળો એ આત્મા હશે? આ વિજ્ઞાનો—વિવિધ જ્ઞાનો છે, તેમાંનું કયું જ્ઞાન તે આત્માનું હશે કે જેની ઉપાસનાથી મુક્ત થવાય છે? આજ શંકાવાળા પ્રશ્નથી આ ખંડના પહેલા મંત્રનો આરંભ છે, અને આ પ્રશ્નમાંજ આત્માએ સૃજેલી બધી વિરાટ પુરૂષની સૃષ્ટિ જાણે વસ્તુતાએ થએલી છે એવો ગર્ભિત સ્વીકાર પણ છે. સર. કૌષી. ૩. ૫; શ્વેતા. ૫. ૬.

(૨) શ્રુતિ તે શંકાનાં સમાધાન અર્થે પ્રથમ તો એ શંકામાં રહેલા ગર્ભિત સ્વીકારનો તિરસ્કાર કરેછે, અને કહે છે કે, ઇન્દ્રિયની શક્તિઓને આત્માજ સમજવામાં ભૂલ જ થાયછે; એ તમામ ઇન્દ્રિય શકિતયો તો માત્ર જ્ઞાનનાં સાધન છે. અને એ તમામ શકિતયોનો સમૂહ

(ઉત્તર કે, આ) સંજ્ઞાન (ચેતનભાવ), આજ્ઞાન (ઈશ્વર-ભાવ), વિજ્ઞાન (કલાદિજ્ઞાન), પ્રજ્ઞાન ('છે' એવું વ્યક્ત નિશ્ચળજ્ઞાન), મેધા (ધારણ કરવાની શક્તિ), દૃષ્ટિ (ઇન્દ્રિયાનુભવ), ધૃતિ (હિમ્મત), મતિ (મનન), મનીષા (વિચારસ્વાતંત્ર્ય), જૂતિ (દુઃખાદિભાવ), સ્મૃતિ, સંકલ્પ, ક્રતુ (કર્મ કરવાનો નિશ્ચય), અસુ (પ્રાણધારણ શક્તિ), કામ, વશ (કામવશતા) એમઃ એ બધાંય(વિજ્ઞાનો)પ્રજ્ઞાનનાં (પ્રજ્ઞાત્મા-બ્રહ્મના ફુરકારાનાં) જૂદાં જૂદાં નામોજ છે (તેથી અસત્ છે, આત્મા નહીં). (૩)

---

જેને હૃદય અથવા મન કહેછે તે, અને તેમનાં વિવિધ જ્ઞાનો–વિજ્ઞાનો રૂપી થતી વૃત્તિયો તે માત્ર પ્રજ્ઞાન અથવા સમાન "જ્ઞ" અથવા 'સદ્' રૂપી જ્ઞાનબ્રહ્મ છે તેનાં નામ રૂપાત્મક વિકારો જ હોવાથી તે સદ્રુપ આત્મા નથી. અર્થાત્ તે બધાં કેવળ કલ્પિતજ છે, મિથ્યા છે.

પ્રજ્ઞાન એટલે સમાન જ્ઞાન, અથવા ચળ્યા વગરની પણ સ્થિર બુદ્ધિમાં અનુભવાતી ચિત્ત સ્થિતિ. જે 'જ્ઞ' બ્રહ્મ કહેવાય છે તેજ તેનું આત્મસ્વરૂપ છે. જુવો ગીતામાં પણ એજ અર્થ કર્યો છે. ગીતા. ૨. ૫૪. ત્યાં પ્રજ્ઞાનો અર્થ "સ્થિતધીઃ" કર્યો છે, એટલે નિશ્ચળ સમાન એવું ચિત્ત. આમ અંતરનાં બધાં ચિત્ત દશ્યો તે આત્માના માત્ર ફુરકારાજ છે, માત્ર આંખનો જોવાનો ફુરકારો–ચંચળતાજ છે, અને એમાં કશીય વસ્તુતા નથી. મનાત્મક વિકારો માટે સર. બૃહ. ૧. ૫. ૩.

(૩) ત્રીજા મંત્રમાં શ્રુતિ કહેછે કે, વિજ્ઞાનોના બાહ્ય વિષયો માત્ર આ પ્રજ્ઞાનની અપેક્ષાવાળા જ હોઇને એ પણ કલ્પિત જ છે; કારણ કે માયાના બીજમાંથી માયાનુંજ અંકુર ફુટેછે. જ્યાં ચિત્તનો કલ્પિત ફુરકારો હેતુ હોય, ત્યાં એ વિજ્ઞાનમાં જણાતો વિષય પણ કલ્પિત ફળ રૂપેજ હોઈ શકે. એમ હેતુ ફલની આ માયિક અનવસ્થામાં–માયાના સ્પંદનમાં–વસ્તુતાએ 'સદ્'રૂપ મૂળ અજ એવું કારણ કહીં પણ જડતું નથી. નિશ્ચળ પ્રજ્ઞાન એજ સદ્રૂપ તેવું આત્મસ્વરૂપછે. તેથીજ બ્રહ્મા ઇન્દ્રાદિ દેવો; જડ ભૂતો તથા પ્રાણીયો જે વિજ્ઞાનોના વિષયો છે તે, તેમજ વિજ્ઞાનો પણ 'પ્રજ્ઞાનેત્ર' એટલે પ્રજ્ઞાનની અપેક્ષાવાળા હોઇને

(અને) આ બ્રહ્મા, આ ઈન્દ્ર; આ પ્રજાપતિ; આ પંચમહાભૂતોઃ પૃથિવી, વાયુ, આકાશ, આપો અને જ્યોતિયો, આ ઝીણાં જંતુથી માંડીને થએલાં (પ્રાણીઓ) જેવાં કેઃ બીજમાંથી થએલાં, અને બીજાં ( એટલે) ઈંડામાંથી જન્મેલાં,

---

પ્રજ્ઞાનથીજ નિયમાયછે એમ શ્રુતિએ કહ્યું છે. 'નેત્ર' એટલે દોરનાર–નિયમનાર. અને પ્રજ્ઞાનમાંજ એ આંતર તેમજ બાહ્ય વિષયોની પ્રતિષ્ઠા છે, એટલે નિવાસ સ્થાન છે; અર્થાત્ એ વિષયો પ્રજ્ઞાન બ્રહ્મમાંથી તેના બાહ્યાન્તર દર્શનઅર્થે ફરકારો થતાંજ ઉત્પન્ન થનારા, અને એવું પ્રજ્ઞાનનું લક્ષણ રહે ત્યાંસુધીજ જીવનારા, એટલે રહેનારા, અને એ ફરકારો બંધ થતાં, નિશ્ચળ ચિદ્રુપ થતાં, અદશ્ય થનારા, એવા છે. ઉત્પન્ન થએલી વસ્તુ જેમાંથી ઉત્પન્ન થાય, અને જેની સાથે નાશ પામે, તે તેની પ્રતિષ્ઠા કહેવાય છે. પ્રતિષ્ઠા તેથી જ ઉત્પન્ન વસ્તુનું રહીશ સ્થાન મૂળ છે. આમ બાહ્યાંતર દેખાતું આખું જગત્ પ્રજ્ઞાન બ્રહ્મના આલોક અથવા દર્શનના ફરકારા રૂપ હોવાથી 'પ્રજ્ઞાચક્ષુ એજ લોક છે' એમ શ્રુતિ કહેછે. અને તેથી પ્રજ્ઞા–પ્રજ્ઞાન–એવું બ્રહ્મ તે જગત્‌ની કારણાત્મક પ્રતિષ્ઠા છે. "પ્રજ્ઞાન" એટલે વ્યકૃત નિશ્ચળ ચૈતન્ય, તે જ "આત્મા, કારણ બ્રહ્મ" છે. સ. તૈત્તિ. ૧.૧૦.૧.

આની સાથે સરખાવો ગૌ. કા. ૪. (૨૪ થી ૨૮; ૭૨ આદિ). ત્યાં આચાર્યે બાહ્ય પદાર્થોનું તત્વ દૃષ્ટિએ અસ્તિત્વ નથી એમ યુક્તિથી સ્થાપિત કર્યુંછે. અને તેથી ચિત્તના વિજ્ઞાનોનું વાસ્તવ નિમિત્તજ નથી તેથી કલ્પિત વિષયોના હેતુવાળાં વિજ્ઞાનો પણ વસ્તુતાએ હોઇ શકે નહીં, છતાં દેખાય છે તો તે કલ્પિતજ છે. એમ આંતરવિજ્ઞાનો અને તેમના બાહ્ય વિષયો અન્યોન્યાશ્રયી હોઇ વસ્તુતા રહિત અને કલ્પિતજ છે એમ સિદ્ધ કર્યુંછે. તેથી અજ એવું "સર્વદૃક્" ચૈતન્ય, "પ્રજ્ઞાન", આત્માજ, એક ખરૂં કારણ છે એમ બતાવ્યું છે. અહીં શ્રુતિએ વામદેવના પ્રત્યક્ષ અનુભવમાં એજ સત્ય ઉલટી રીતે એટલે વિજ્ઞાનો 'પ્રજ્ઞા'નાં માત્ર નામોજ છે, તેથી તેમના વિષયો કલ્પિત છે એમ પ્રકટ કર્યું. આમ બેય રીતે, એટલે અનુભવ અને યુક્તિએ સિદ્ધ થતું આ સત્ય, એટલે આવાં અન્યોન્યાશ્રયી વિજ્ઞાનો અને તેમના

અને ઓરમાંથી જન્મેલાં (મનુષ્યાદિ), અને પરશેવામાંથી થતાં, અને અંકુરથી ફુટતાં ( વૃક્ષાદિ. અર્થાત્ ) ઘોડા, ગાયો, પુરૂષો; હસ્તિઓ અને જે કોઈ પ્રાણી, જંગમ, ખેચર (પક્ષીઓ), તથા સ્થાવર છે; એ બધાંય 'પ્રજ્ઞાનેત્ર' (અધિષ્ઠાનાત્મક બ્રહ્મ છે નેત્ર–નિયંતા જેનો એવાં) છે. અને 'પ્રજ્ઞાન'માંજ એમની પ્રતિષ્ઠા (જન્મ, સ્થિતિ અને લય) છે. 'પ્રજ્ઞાચક્ષુ' (બ્રહ્મનું જોવું તેજ) લોક છે. 'પ્રજ્ઞા' (એજ જગતની) પ્રતિષ્ઠા છે. 'પ્રજ્ઞાન' (સદ્રુપ વ્યક્ત જ્ઞાન) એ બ્રહ્મ છે. (૪)એ પ્રજ્ઞાત્માએ (તદ્રુપ થતાં) આ લોકમાંથી એ (વામદેવ) ઉંચે ચઢીને પ્રસિદ્ધ એવા (પ્રજ્ઞબ્રહ્મરૂપી) સ્વર્ગલોકમાં સર્વે કામનાઓ (બ્રહ્મલોકની સર્વજ્ઞતા)ને પામીને (અજ અને) અમૃત થયા, અમૃત થયા.

ૐ. મારી વાણી મનમાં પ્રતિષ્ઠિત છે,........ઇત્યાદિ.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

( બીજો અધ્યાય સમાપ્ત ).

( ઐતરેય ઉપનિષદ્નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત ).



---

વિષયોરૂપી બેય જગતરૂપે મિથ્યા છે, અને નિર્વિકાર એવું પ્રજ્ઞાન–આત્મા, 'જ્ઞ' રૂપ "ચિત્", એકલું જ સત્ છે, તેમ પ્રકટ કર્યું. જુવો. કેન. ૧. ૧ ૯.

આની સાથે સખાવો કૌષી ૩. ૬. છાંદો. ૭. (૩–૧૫) ખંડો; છાં ૭. ૨૬; ખંડ. અંતઃકરણ એજ મન અને તેના વિકારો માટે જુવો. બૃ. ૧. ૫. ૩. લોક માટે જુવો બૃ. ૪. ૪. ૧૩.

( ઐતરેય ઉપનિષદ્ની જ્યોતિ સમાપ્ત. )

# તૈત્તિરીયોપનિષત્

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (शंकर)

## શિક્ષાવલ્લી

### પહેલો અનુવાક્

(૧) ૐ. મિત્ર (દેવતા) અમને કલ્યાણરૂપ હો. વરૂણ અમને કલ્યાણરૂપ હો. અર્યમા (સૂર્ય) અમને કલ્યાણરૂપ થાઓ. ઇન્દ્ર અમને સુખરૂપ હો. બૃહસ્પતિ (વાણીદેવતા) અમને કલ્યાણરૂપ હો. વિસ્તીર્ણ ક્રમ(વીર્ય)વાળા વિષ્ણુ

---

જ્યોતિ.

(વંદન)

જેમાંથી આ જગત્ જન્મ્યું ને જેમાંજ સમાયછે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્ગુરૂ સમ પિતા-પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ'-પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી સ્વ-ભાવમાં સ્થિર થતાંજ ભળવાને.

(૧) આ કૃષ્ણ યજુર્વેદીય ઉપનિષત્ ગદ્યાત્મક છે, અને તેનું ગદ્ય પ્રબંધ વૈદિક અને પુરાતન જણાય છે. પ્રત્યયો સંહિતાનીજ પેઠે વપરાયાછે.

તિત્તિરિ ઋષિના નામ ઉપરથી આ તૈત્તિરીયોપનિષદ્ નામ પડયું છે. દરેક વલ્લીની શરૂઆતમાં શાન્તિ પાઠ છે, અને દરેક વલ્લીને અંતે છે તેથી આ પ્રત્યેક વલ્લી જૂદી જૂદી હશે એમ સંભવિત છે. તૈત્તિરીયની આ ત્રણ વલ્લીઓ તે તૈત્તિરીય આરણ્યકમાં ૭. ૮. ૯.

અમને કલ્યાણરૂપ હો. બ્રહ્મને નમસ્કાર હો. હે વાયુ, તમને નમસ્કાર હો; તમે(વાયુ)જ (પ્રાણરૂપે) પ્રત્યક્ષ બ્રહ્મ છો. તમને જ હું પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ. હું પરમાર્થ સત્ય કહીશ, હું સત્યજ બોલીશ. એ (સત્ય) મારૂં રક્ષણ કરો, તે વક્તાનુ રક્ષણ કરો, મારૂં રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. ૐ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## બીજો અનુવાક.

(૧) ૐ. (હવે) આપણે શિક્ષાનું વ્યાખ્યાન કરીએઃ વર્ણ, સ્વર; માત્રા, બળ (ભારમુકવો તે); સામ તથા સંતાન (લંબાવવો): આટલું શીક્ષાધ્યાયમાં કહ્યુંછે.

---

પ્રપાઠકો છે. તે પહેલાંનાં છો પ્રપાઠકોમાં કર્મકાંડ છે, અને ૧૦ મું પ્રપાઠક "મહાનારાયણ" ઉપનિષદ્ છે. પણ એ દશમું પ્રપાઠક મહાનારાયણ ઉપનિષત્ પાછળથી ઉમેરાયું છે એવો રાજેન્દ્રલાલ મિત્રનો અભિપ્રાય છે, અને પં. મેક્ષમુલર તેને યોગ્ય ગણે છે. આનંદ અને ભૃગુ વલ્લીયોને અથર્વનાં ઉપનિષદોમાં પણ ગણાવી છે.

આ આખી વલ્લીમાં મુખ્ય ઉદ્દેશ સૃષ્ટિનું વિરાટ સ્વરૂપ સમજાવી ઉપાસનાનું ફળ બતાવાનો સમજાય છે; અને માત્ર ૧૦ મા અનુવાક્માંજ સ્વાધ્યાય પ્રવચનથી ઉદય થતા જ્ઞાનને બ્રહ્મના ઐક્યમાં ફળતું સંબોધ્યું છે.

અગીઆરમા અનુવાક્માં વેદાભ્યાસને અંતે ગુરૂનો શિષ્ય પ્રતિ આચાર સંબંધી અત્યુત્તમ સદ્બોધ શ્રુતિએ પ્રકટ કર્યોછે.

વિરાટ અને અધ્યાત્મ શરીરના કોશોનું વર્ણન બ્રહ્માનંદ વલ્લીમાં કર્યું છે, અને છેલ્લા આનંદમય કોશનું વિવરણ કરતાં બુદ્ધિ અને મનની પારના આત્મતત્વને પ્રકટ કર્યુંછે.

## ત્રીજો અનુવાક

(૧) અમો બે(ગુરૂશિષ્ય)ને સાથે યશ મળો; અમો બેને સાથે બ્રહ્મતેજ (વર્ચસ્) પ્રાપ્ત થાઓ.

હવે અહીંથી "સંહિતા"(સંધિયો)ના રહસ્ય જ્ઞાન (ઉપનિષદ્)નું વ્યાખ્યાન કરીએ છીએ. તે પાંચ પ્રકારે છેઃ લોક વિષે, જ્યોતિયો વિષે, વિદ્યા વિષે, પ્રજાવિષે, અને આત્મા વિષે. આમને મહા સંહિતાઓ એમ કહેવાય છે.

હવે લોક વિષે. પૃથિવી પહેલા(વર્ણ) રૂપ છે, સ્વર્ગ છેલ્લા રૂપ છે, અને આકાશ સંધિરૂપ છે. (૨) વાયુ સંધાન (સાંધવાના સાધન) રૂપ છે. આ પ્રમાણે લોક વિષે (થયું).

હવે જ્યોતિયો વિષે. અગ્નિ એ પહેલા (વર્ણ) રૂપ છે, આદિત્ય એ ઉત્તર રૂપ છે, આપઃ એ સંધિરૂપ છે, વિદ્યુતો સંધાન છે. આ પ્રમાણે જ્યોતિયો વિષે (થયું).

હવે વિદ્યાવિષે. આચાર્ય એ પ્રથમ (વર્ણ) રૂપ છે. (૩) શિષ્ય એ છેલ્લા (વર્ણ) રૂપ છે, વિદ્યા સંધિરૂપ છે; પ્રવચન (સમજાવવું તે) સંધાન છે. એ પ્રમાણે વિદ્યા વિષે (થયું).

---

(૧.) લોક ચાર છે. સ્વર્ગની ઉપરનો અંભ, મરીચી-સ્વર્ગ, મર, આપ. જુવો. ઐત. ૧. ૨.

પૃથિવી, આકાશ અને સ્વર્ગ એ ત્રણ લોકોને 'સંહિતા'ના ત્રણ વર્ણ–અક્ષર રૂપે કલ્પ્યા છે, અને પૃથિવીને પહેલો અને સ્વર્ગને છેલ્લો અને આકાશને વ્યાપક સંધિરૂપ કહ્યો છે. એ ત્રણેમાં સરખી રીતે વાયુ ફરી રહીને તેમને જાણે જોડી રહ્યો છે, તેથી તે પ્રાણવાયુને સંધાન કહ્યોછે. જ્યાં જ્યાં વર્ણો છે ત્યાં સંહિતાના વર્ણો છે.

અત્યારે જે મંત્રો "સંહિતા" એવા નામથી ઓળખાય છે તે નામ પહેલાં મંત્રોના સમૂહને આપવામાં આવેલું નહીં હોય. તેમને આવું નામ આપવાનો પ્રયાસ આ ઉપનિષદ્કાળમાં જ થએલો જણાય છે; અને તેથી એ સંજ્ઞાઓના અહીંયાં અર્થો કરી બતાવવાનો પ્રયત્ન

હવે પ્રજા વિષે. માતા પ્રથમ (વર્ણ) રૂપ છે, પિતા ઉત્તર (છેલ્લા) રૂપ છે, પ્રજા સંધિ છે, પ્રજન–પ્રજોત્પત્તિ એ સંધાન છે. એ પ્રમાણે પ્રજાવિષે (થયું).

(૪) હવે આત્મા (શરીર) વિષે. નીચેનુ હનુ (જડબુ) પ્રથમ (વર્ણ) રૂપ છે, ઉપરનું તે છેલ્લા (વર્ણ) રૂપ છે, અને વાણી સંધિ રૂપ છે, જીવ્હા સંધાન છે. એ પ્રમાણે આત્મા વિષે (થયું).

આ પ્રમાણે આ મહા સંહિતાઓ છે. જે આ પ્રમાણે વર્ણવેલી આ સંહિતાઓને જાણે તે પ્રજા તથા પશુ સાથે બ્રહ્મતેજ, અન્નાદિ ખાનપાન, અને સ્વર્ગ લોકની સાથે જોડાય છે (તેમને તે મેળવે છે).

---

## ચોથો અનુવાક્.

(૧) જે ( ૐ એવા પ્રણવ રૂપે) છંદોનો ઋષભ (નંદી·

---

થયોછે. છાંદોગ્યમાં પણ આવા પ્રયત્નો ઘણા જણાય છે. તેનો પૂર્વ ભાગ આ વલ્લીના જેવોજ છે.

(૧) આ પહેલા મંત્રની ઉપાસના કરીને નિર્મળ બુદ્ધિ થયા પછી બીજા મંત્રમાં શ્રી–લક્ષ્મી જે સર્વ ભોગનું સાધન છે તેની ઉપાસના કરવામાં આવી છે, કારણ કે બુદ્ધિ શુદ્ધ થયા વિના સાધન મળતાં સંસારી તે સાધનનો દુરૂપયોગજ કરે છે. માટે ત્યાર પછીજ લક્ષ્મીની ઉપાસના કરવાનું શ્રુતિ કહે છે.

વળી ૐ જે સર્વ વેદોનો નંદી, એટલે સર્વછંદોની શરૂઆતજ "ૐ"થી કરવામાં આવેછે તેથી તેનો નેતાછે, અને જે એ છંદોદ્વારા અમૃત બ્રહ્મને પ્રકટ કરે છે એટલે કે તેના સારરૂપ–અમૃતરૂપ છે, તેવા ૐ ની સ્તુતિ કરીને જ, સર્વ જગતનો આશ્રય, અને તેની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું કારણ હોવાથી તેને ઇન્દ્રરૂપે એટલે સર્વ શક્તિમાન ઈશ્વર તરીકે ઉપાસવાનું શ્રુતિ કહે છે. આજ વિચાર માટે સરખાવો છાંદોગ્યના ૧. થી ૩. પ્રપાઠકો. ઇન્દ્રના નામ માટે જુ. ઐ. ૩. (૧૩–૧૪)

દોરનાર) હોઇને સર્વ(છંદોમાં રહેલા જ્ઞેય બ્રહ્મ)રૂપ છે, અને (વેદના) જે છંદોદ્વારા, (તેના સાર રૂપ એવા) અમૃતમાંથી ઉત્પન્ન થયો છે, એવો ઇન્દ્ર મને મેધા (બુદ્ધિ)થી બલિષ્ઠ કરો. હે દેવ ! હું અમૃત( બ્રહ્મજ્ઞાન )નો ધારણ કરનારો થાઉં. મારૂં શરીર (તેને) યોગ્ય થાય, મારી જીભ્હા અત્યંત મધુર થાય; કાનેથી હું બહુ સાંભળતો થાઉં. તમે (ઇન્દ્ર) બ્રહ્મનો કોશ (ભંડાર) છો, અને બુદ્ધિએ–મેધાએ ઢંકાયલા છો, ( તેથી ) મેં સાંભળેલા (બ્રહ્મજ્ઞાન)નું તમે રક્ષણ કરો. (૨) ( આમ શુદ્ધ બુદ્ધિ મળ્યા ) પછી જે શ્રી (લક્ષ્મી) મારાં વસ્ત્રોને, ગાયો આદિ પશુઓને, અને અન્નપાનાદિને નિત્ય આણેછે, તેમને વધારે છે, અને તેમને લાંબો કાળ નિભાવે છે, તેવી શ્રી–લક્ષ્મીને (વળી બીજાંય) રૂવાડાંવાળાં પશુ (ઘેટાં)સાથે મારે માટે આણી આપો. સ્વાહા! બ્રહ્મચા-

---

બ્રહ્મનો કોશ એટલે ૐ રૂપે બ્રહ્મનો ભંડાર. જેનો અર્થ ઉકેલતાં બ્રહ્મ ઓળખાય છે એવો જે 'ૐ' રૂપ કોશ છે, અને જેને ઇન્દ્ર, હિરણ્યગર્ભ, ઇશ્વર, મહત્ એવાં અનેક નામે ઓળખાયછે તે અધ્યાત્મમાં મેધા અથવા બુદ્ધિ થઇને 'સ્વ'રૂપને ઢાંકી રહ્યો છે, ઢંકાઇ રહ્યો છે તે. સર. ઇશા. ૧૫. ત્યાં હૃદયાકાશના મનોમય પુરૂષને, મેધાને, હિરણ્યમય તેજસ્વી કહ્યો છે. વળી જુ. તૈ. ૧. ૬.૧. બુદ્ધિ અને ઇંદ્રિયો- દ્વારા લેવાતું જ્ઞાન તો આવા શકિતયુકત ઇન્દ્રનુંજ છે, તેથી પોતે ઢંકાયલો છતાં તે જ્ઞાનને સંગ્રહી રાખવાનું કામ તો તેવા જ્ઞાનરૂપ ઇંન્દ્રનું જ છે, તેથીજ તેનું રક્ષણ કરવાને ઇન્દ્રની શ્રુતિએ કરેલી પ્રાર્થના યોગ્યજ છે.

આ મંત્રોમાંથી સ્પષ્ટ સમજી શકાય છે કે, ઋષિકુલમાં ઘણા વિદ્યાર્થીઓ બ્રહ્મવિદ્યાના અભ્યાસાર્થે આ કાળમાં જતા હતા, અને બહુ આનંદથી આચાર્યો તેમને ત્યાં આમંત્રતા પણ હતા. વળી તેમના નિભાવને અર્થે કુલપતિ ઋષિયો ધનધાન્યાદિનો સંગ્રહ પણ આનંદથી કરતા, અને ગૃહસ્થ તરીકેજ આવું લોક સંગ્રહાર્થે પવિત્ર જીવન ગાળતા. તે વખતે હાલમાં જણાય છે તેવો સંન્યાસથીજ મુક્તિના આવેશવાળો શ્રુતિનો ઉપદેશ જણાતો નથી. જુવો છાંદો. ૮. ૧૫. ૧.

રીઓ (બ્રહ્મજીજ્ઞાસુઓ) મને આવીને મળો, સ્વાહા. બ્રહ્મચારીઓ નિષ્કપટ થાઓ, સ્વાહા. બ્રહ્મચારીઓ પ્રમા(ખરા જ્ઞાન)ને મેળવો, સ્વાહા. બ્રહ્મચારીઓ સંયમેન્દ્રિય થાઓ, સ્વાહા. બ્રહ્મચારીઓ શમ-શાન્તિને પામો, સ્વાહા. (૩) લોકમાં હું યશસ્વી થાઉં, સ્વાહા. સંપત્તિવાળાઓમાં હું શ્રેષ્ઠતાને પામું, સ્વાહા. હે ભગવન્ તમે એવા (બ્રહ્મકોશરૂપ) છો તેમાં હું પ્રવેશ કરૂં (તમારી સાથે અનન્ય-આત્મભાવે થાઉં.) સ્વાહા. એવા તમે, ભગવાન મારામાં પ્રવેશ કરો, સ્વાહા. હે ભગવન્, તમે હજારો શાખા(ઝરણાં)વાળા છો તેમનામાં (પ્રવેશીને) ન્હાઈને હું પાવન થાઉં, સ્વાહા. જેમ પાણી ઢાળમાં જાય છે, જેમ માસો સંવત્સરોમાં ભળેછે તેવી રીતે હે વિધાતા, બ્રહ્મચારીઓ સર્વે બાજુએથી આવીને (મને) મળો, સ્વાહા. તમે મારા વિશ્રામ સ્થાન છો, મને દર્શન દો; તમે મને પ્રાપ્ત થાઓ. (હું તમારા રૂપ થાઉં).

## પાંચમો અનુવાક.

(૧) ભૂઃ, ભુવઃ, સુવઃ, એમ આ ત્રણ વ્યાહૃતિયો (મહાસ્વરો) છે. તેમાં ખરે આવી ચોથી મહાચમસ્ય ઋષિ બતાવે છે તે મહઃ છે; તે બ્રહ્મ છે, તે આત્મા છે. બીજા દેવતા એનાં અંગો છે.

---

દર્શનની પ્રાર્થનાને માટે વાંચો અમારૂં 'આર્ત પુકાર' કાવ્ય.

(૧) આ ત્રણ દૃશ્ય લોકની પારનું મહઃ લોક પ્રથમ મહાચમસ્ય ઋષિને દેખાયું હતું. એ સર્વ ચૈતન્યાત્મક દર્શનનું મૂળ કારણ છે. એમનું દર્શન નિત્ય ઉપાસનાનો ગાયત્રીમંત્ર થયાપછીનું હશે? ગાયત્રીમાં વ્યક્ત ત્રણજ સ્વરો છે, અને ઉપાસકની બુદ્ધિ આદિત્યના વરેણ્યની શોધમાં હજુ ગુંથાયલીજ દેખાય છે. જુવો છાંદો. ૫. ૨. ૭. જ્યોતિ.

ભૂઃ એ ખરે આ લોક (મૃત્યુલોક) છે, ભુવઃ એ અંતરિક્ષ (મરીચી), અને સુવઃ તે પેલો (સ્વર) લોક. (૨) મહઃ એ આદિત્ય(પુરૂષ) છે. આદિત્યથીજ ખરે બધાય લોક મહિમાને પામે છે.

ભૂઃ ખરે અગ્નિ છે, ભુવઃ એ વાયુ છે, સુવઃ એ આદિત્ય છે, મહઃ એ ચંદ્રમા છે. ખરે ચંદ્રમાવડે બધીય જયોાતયો મહિમાને પામેછે.

ભૂઃ એ ઋચા (ઋગ્વેદ) છે, ભુવઃ તે સામવેદ છે, સુવઃ એ યજુર્વેદ છે. (૩) મહઃ એ બ્રહ્મ (ૐ) છે. એ બ્રહ્મવડે સર્વે વેદો (જ્ઞાનો) માહમાને પામેછે.

ભૂઃ એ જરૂર પ્રાણ છે, ભુવઃ એ અપાન છે, સુવઃ એ વ્યાન છે, મહઃ એ અન્ન છે. અન્નથી બધા પ્રાણો મહિમાને (બળને) પામેછે.

આવા ચારેય ચચ્ચાર પ્રકારના છે. ચચ્ચાર વ્યાહૃતિયો છે. તેમને જે જાણે છે તે બ્રહ્મને ઓળખેછે. બધાય દેવો પોતાનાં બલિ એ(બ્રહ્મ જાણતાં બ્રહ્મ રૂપ થએલા—સ્વરાજ્યને પામેલા)ને સમર્પેછે.



---

'સ્વર' અથવા 'માત્રા' માટે જુવો માંડૂ. ૯ જ્યોતિ; અને બૃહ. ૪. ૩. ૯. જ્યોતિ.

ભૂઃ તે પૃથ્વી લોક છે, ભુવઃ તે અંતરિક્ષ, મરીચી લોક, જેમાં જ્યોતિરૂપે સૂર્ય, ચંદ્રાદિગ્રહો, અને તારાઓ છે તે લોક. અને સ્વર્ તે આકાશાત્મક સર્વવ્યાપક, પ્રાણવાયુ, તેજસ્વી અંભઃલોક છે તે. આ બધા લોકમાં રહીને તેમનું પ્રેરક તત્વ તેમની સંધાતેજ વ્યક્ત થયા છતાં ઉત્પન્ન એવાં જડ ભૂતોથી વિલક્ષણ સ્વભાવનું ચૈતન્યાત્મક છે, તે મહાચમસ્યે પ્રથમ દીઠેલું મહઃ તત્વ છે, તે બ્રહ્મ છે, તેજ આત્મા છે.

## છઠ્ઠો અનુવાક.

(૧) અંતર્ હૃદયમાં જે આકાશ છે તેમાં આ મનોમય પુરૂષ છે; તે અમૃત અને હિરણ્યમય તેજસ્વી-છે. (જમણા અને ડાબા બે) તાલુની વચ્ચે જ્યાં સ્તનની પેઠે માંસપેશી લટકેછે ત્યાં થઇને અને શીર્ષ અને કપાલ (ખોપરી) ભેદી પાર જ્યાં કેશનાં મૂળ છે ત્યાં થઈ(શુષુમ્ણા નાડીએ) બ્રહ્મયાન (इन्द्रयोनि) છે. ભૂઃ એમ (ઉપાસતાં) (એ માર્ગે થઈને) અગ્નિમાં જઈ (ઉપાસક) પ્રતિષ્ઠાને પામે છે, ભુવઃ એમ (ઉપાસતાં) વાયુમાં પ્રતિષ્ઠિત થાય છે, (૨) સુવઃ એમ (ઉપાસતાં) આદિત્યમાં, મહઃ એમ (ઉપાસતાં) બ્રહ્મમાં, (એમ બ્રહ્મલોકને પામેલો ઉપાસક) સ્વ(આત્મા) ના રાજ્યને પામેછે. ( પછી ) મનના પતિને પામે છે; (એટલે) એ વાણીનો સ્વામી થાયછે, ચક્ષુનો સ્વામી થાય છે, શ્રોત્રનો સ્વામી થાયછે, જ્ઞાનનો સ્વામી થાયછે. પછી એ તેનાથીય વધુ થાયછેઃ (એટલે કે) તે (આકાશના શરીરવાળા) બ્રહ્મરૂપે (થાય) છે. (ત્યાં) સત્ય (વ્યક્તાવ્યક્ત ભૂતો) તે એના આત્મા (શરીર) રૂપે (થાય છે), પ્રાણ તે એનો વિહાર (થાય છે), મન તે એનો આનંદ (થાય છે), અને પરમ શાન્તિ તે એની સમૃદ્ધિ (થાય છે); (એમ એ) અમૃત (થાય છે). હે પ્રાચીન યોગ્ય (પ્રાચીન જ્ઞાનને માટે યોગ્ય શિષ્ય), તું એવા(બ્રહ્મ)ની ઉપાસના કર.

---

(૧) સર૦ છાંદો. ૮. ૧. ખંડમાંના દહર આકાશ સાથે.

અંતરનું હૃદયાકાશ જે મનોમય, અથવા બુદ્ધિનું સ્થાન છે તેજ હિરણ્યમયનું પાત્ર છે. અર્થાત્ આ હૃદયાકાશની અંદરનું તેજ અધ્યાત્મમાં પ્રવેશેલો મુખ્ય પ્રાણ, જે પ્રત્યગાત્મારૂપે પ્રકટ થાય છે તે છે.

(૨) જુવો. બ્ર. સૂ. ૪. ૪.(૧૭, ૧૮ ) જ્યોતિ. વ્યક્ત મહત્-

## સાતમો અનુવાક.

(૧) પૃથિવી, અંતરિક્ષ, સ્વર્ગ, દિશાઓ, અંતર્ દિશાઓ (એમ પાંચ લોક); અગ્નિ, વાયુ, આદિત્ય, ચંદ્રમા નક્ષત્રો (એમ પાંચ દેવતા); આપો, ઓષધિયો, વનસ્પતિયો (વૃક્ષો), આકાશ, ભૂત વિરાડાત્મા (પંચમહાભૂતો); આટલાં અધિભૂત. હવે અધ્યાત્મ: પ્રાણ, વ્યાન, અપાન, ઉદાન, સમાન (પાંચ વાયુ); ચક્ષુ, શ્રોત્ર, મન, વાણી, ત્વચા (પાંચ ઇન્દ્રિયો); ચામડી, માંસ, સ્નાયુ, હાડકાં, ચરબી (પાંચ ધાતુઓ): આ પ્રમાણે (વિષયોની) વિધિ-પ્રથક્કરણ કરીને ઋષિ બોલ્યા હતા કે, આ બધુંય ખરે પાંક્ત (પાંચડામય) છે. (એક) પાંચડાં વડેજ ( બીજા ) પાંચડાનું (અન્યોન્યાશ્રયે) એ ( બ્રહ્મ ) પોષણ કરેછે.

---

## આઠમો અનુવાક.

(૧) ૐ (પ્રણવ) એટલે બ્રહ્મ. એટલે આ બધુંય

---

ઇશ્વરનું દર્શન કરાવતાં સ્વરાજ્યનો આધ્યાત્મિક અર્થ અહીં શ્રુતિ પ્રકટ કરે છે; બ્રહ્મલોકનું અમૃતત્વ સમજાવે છે.

(૭. ૧.) પાંક્ત માટે સર. બૃ. ૧. ૪. ૧૭.

અહીં એક પાંચડાનું બીજા પાંચડા સાથે અન્યોન્યાશ્રયત્વ બતાવ્યું છે, અને તે ઉભયનું અધિષ્ઠાન અજ અને નિશ્ચળ એવું 'જ્ઞ' રૂપ પ્રજ્ઞાન બ્રહ્મજ છે એવો શ્રુતિનો ઉપદેશ છે. અધ્યાત્મ એટલે વ્યક્તિગત શરીર તે, અને અધિભૂત એટલે સમષ્ટિ વિરાટ, તેમનું અન્યોન્યાશ્રયે પોષણ થાય છે. અને આવા હેતુફળાત્મક માયિક જગતનું અધિષ્ઠાનાત્મક પ્રેરક તો નિર્વિકાર બ્રહ્મજ છે. સર. કૌષી. ૩. (૮,૯).

(૮. ૧.) સર. છાંદો. ૧. ૧. (૧થી૧૦); બૃહ. ૩. ૯. ૧. અહીં ૐ એ નિર્વિકાર બ્રહ્મ છે, તેમજ ૐ એ કાર્ય રૂપે વ્યક્ત થએલું આ સર્વ જગત્ છે, અને વળી ૐ ઉભય આઘાત પ્રત્યાઘાત રૂપે એકની એકજ વસ્તુ છે, એમ કહેવાનો શ્રુતિનો ઉપદેશ સમજાય છે.

ૐ એટલે 'હા' એવું અનુકરણ. વળી આતો પ્રસિદ્ધજ છે કે, (યજ્ઞમાં) ૐ સંભળાવો (એમ કહેતાં) ૐ સંભળાવે છે. ૐ એમ (બોલીને) સામવેદની ઋચાઓ ગાયછે. 'ૐ શોં' એમ (બોલીને) મંત્રો ભણવામાં આવે છે. ૐ એમ (બોલીને) અધ્વર્યુ પ્રતિગરને પ્રત્યુત્તર વાળેછે. ૐ એમ (બોલીને) બ્રહ્મા (યજ્ઞમાં) અનુમોદન કરે છે (અનુજ્ઞા–હા એમ કહે છે), ૐ એમ (બોલીને) અગ્નિહોત્રની રજા આપેછે. પ્રવચન કરતો જતો બ્રાહ્મણ ૐ એમ (બોલીને) કહે છે કે, હું બ્રહ્મને પામું. ખરે (એમ) એ બ્રહ્મને પામેછે.

---

## નવમો અનુવાક.

(૧) ઋતં (શાસ્ત્રનું પરમાર્થ સત્ય, તેને શોધવું જોઇએ), અને વળી સ્વાધ્યાય (વેદાધ્યયન), અને પ્રવચન (તેને ફરી ભણી જવું અથવા તેનું પાઠન કરાવવું તે; એમ ત્રણેયને આચરવાં જોઇએ). સત્ય (બોલવું જોઇએ), અને વળી સ્વાધ્યાય-પ્રવચન (કરવાં જોઇએ). તપ (આચરવું જોઈએ), અને વળી

---

(૧) સર, છાંદો. ૩. ૧૭. ૪; બૃહદ્ ૫.ના બીજા બ્રાહ્મણમાંનાં દયા,દાન, દમન. છાંદો ૫.૧૦.૯; ૫. ૧૧. ૫. છાંદો. ૨. ૨૩ ખંડ.

આ અનુવાકમાં શ્રુતિનો એવો બોધ છે કે, બીજાં ધર્માચરણોની સાથે સ્વાધ્યાય અને પ્રવચન તો કદિ ચુકવાનું નથીજ. વળી સ્વાધ્યાય-પ્રવચન કરવાનું બ્હાનું કાઢી બીજા ધર્મો પણ ચૂકવાના નથી. અર્થાત્ એ બધાય ધર્મોની આવશ્યકતા છે, પણ એ કર્મ અવળે માર્ગે દોરાય નહીં તે સંભાળવા સર્વ ધર્મો શાસ્ત્રના સતત અભ્યાસરૂપી તપની સાથેજ કરવા જોઇએ એવી શાસ્ત્રની આજ્ઞા છે. સ્વાધ્યાય પ્રવચન થોડાનેજ આચરવાનાં છે એમ જે કેટલાક ઋષિઓએ કહ્યું છે તે મત શ્રુતિએ સ્વીકાર્યો નથી. સ્વાધ્યાય અને પ્રવચન તો સર્વ આચારની સાથે બધાએ રાખવાંજ એવો શ્રુતિનો આગ્રહ છે.

સ્વાધ્યાય–પ્રવચન (કરવાં જોઇએ). દમ (પાળવો જોઇએ), અને વળી સ્વાધ્યાય–પ્રવચન (કરવાં જોઇએ). શમ (રહેવું જોઈએ) અને સ્વાધ્યાય અને પ્રવચન (કરવાં જોઇએ). અગ્નિયો (પંચાગ્નિ સળગાવવા જોઇએ) અને વળી સ્વાધ્યાય પ્રવચન (કરવાં જોઇએ). અગ્નિહોત્ર(માં આહુતિયો આપવી જોઈએ), અને વળી સ્વાધ્યાય–પ્રવચન (કરવાં જોઇએ). અતિથિયો (પૂજવા જોઇએ), અને વળી સ્વાધ્યાય–પ્રવચન (કરવાં જોઇએ). લોક વ્યવહાર (કરવા જોઇએ), અને વળી સ્વાધ્યાય–પ્રવચન (કરવાં જોઇએ). પ્રજા (ઉછેરવી જોઇએ), અને વળી સ્વાધ્યાય–પ્રવચન (કરવાં જોઈએ). પ્રજન (સ્ત્રી-ગમન કરવું જોઇએ), અને વળી સ્વાધ્યાય–પ્રવચન (કરવાં જોઇએ). સત્યવાદી રાથીતરે કહ્યું છે કે, સત્યજ ( બોલવા યોગ્ય ) છે. નિત્ય તપશ્ચર્યાવાળા પૌરુશિષ્ઠે કહ્યું છે કે, તપજ (આચરવા યોગ્ય) છે. નાક નામના માંગલ્યે કહ્યું છે કે, સ્વાધ્યાય–પ્રવચન જ (કરવા યોગ્ય) છે, કારણ કે તેજ તપ છે, જરૂર તેજ તપ છે.

## દશમો અનુવાક.

(૧) હું આ ( વૃદ્ધિ અને ક્ષયવાળા સંસાર ) વૃક્ષનો ( કામનાથી ) પ્રેરક છું. ( મારી ) કીર્તિ પર્વતના શૃંગ જેવી (ઉચ્ચ અને વિશાળ) છે. હું ઉર્ધ્વ (મૂળ, કારણ પ્રજ્ઞાન

---

(૧) આ અનુવાક સ્વાધ્યાયાર્થે મુકેલો જણાય છે.

હું પ્રજ્ઞાન સ્વરૂપ હોઇને કામનાએ પ્રેર્યા પ્રજ્ઞાનના ફરકારા રૂપી આ દૃશ્ય સંસારવૃક્ષનો અંતર્યામી એટલે અંદરથી અધિષ્ઠાન થઇ નિયમનારો પ્રજ્ઞાનેત્ર છું, તેથી તેનો પ્રેરક છું. જુવો. ઐત. ૫. ૩. અને આખું વૃક્ષ કેવળ વસ્તુતારહિત નામ રૂપાત્મક જ હોઈ હું પ્રજ્ઞાન સ્વરૂપ મૂળ સુધી સદ્‌રૂપ અદ્વય હોઇ નિર્મળ અને પાપ રહિત એવો પવિત્ર છું.

બ્રહ્મ પર્યન્ત) પવિત્ર છું, સૂર્યના હૃદય(આત્મા)ની પેઠે હું શુદ્ધ અમૃત છું. હું તેજસ્વી ધન(પ્રજ્ઞા)વાળો છું, શુદ્ધ અને પવિત્ર મેધાવાળો છું, હું અમૃત અને ક્ષયરહિત–અવ્યય છું. આ પ્રમાણે ત્રિશંકુ(ઋષિ)એ વેદમાં કહ્યું છે.

## અગિઆરમો અનુવાક.

(૧.) વેદ ભણાવીને આચાર્ય (અંતેવાસિન્–થડમાંજ રહેનાર) શિષ્યને આજ્ઞા કરેછે કેઃ સત્ય બોલજે, ધર્મ પાળજે, સ્વાધ્યય(વેદાધ્યયન)માં ચૂકીશ નહીં, ગુરૂને ઇચ્છિત ધન (ગુરૂદક્ષિણા) આપ્યા પછી તું તારા વંશની વેલી કાપીશ નહીં (ગૃહસ્થાશ્રમી થજે), સત્યમાંથી ચળીશ નહીં. ધર્મથી ચલીશ નહીં. (આત્મરક્ષાર્થે આવશ્યક) કુશળ કાર્યોમાં ચુકીશ નહીં. વિભૂતિ–ઐશ્વર્ય અર્થે (કરવા યોગ્ય કાર્યમાં) ચુકીશ નહીં, (તેમજ) સ્વાધ્યાય-પ્રવચનમાં (પણ) ચુકીશ નહીં. (૨.) દેવ અને પિતૃઓના કાર્યોમાં ચુકીશ નહીંઃ માતા (જેને મન) દેવ છે એવો તું થજે; પિતા (જેને મન) દેવ છે એવો તું થજે; આચાર્ય (જેને મન) દેવ છે એવો તું થજે; અતિથિ (જેને મન) દેવ છે એવો તું થજે. (માતા, પિતા, આચાર્ય અને અતિથિને દેવ તુલ્ય ગણજે.) જે કર્મ નિંદ્ય ના હોય તેવાંજ કર્મને કરજે, બીજાંને નહીં. જે અમારાં (આચાર્યનાં) સારાં ચરિત્રો હોય તેમનેજ તું ઉપાસજે-સેવજે, (૩.) બીજાંને નહીં.

જે કોઇ અમારાથી વિશેષ પવિત્ર એવા બ્રાહ્મણો

(૧) આ અગીઆરમા અનુવાકમાં ગુરૂએ શિષ્યને આપેલી છેલ્લી નીતિની શિક્ષા પરમ કલ્યાણ સાધક છે. તે આ લોક અને પરલોકને સિદ્ધ કરી મોક્ષને આપનારીછે, તેથી અવશ્ય આર્યધર્મીએ સદા પાળવા યોગ્યછે.

હોય તેમનું આસનાદિથી તારે આશ્વાસન કરવું. (આપવું હોય તે) શ્રદ્ધાથી આપવું, વગર શ્રદ્ધાએ આપવું નહીં. ઉદારભાવે આપવું, નમનતાઈથી–વિનયથી આપવું. દયાથી (**भिया**) આપવું, ઠીક વિચાર કરીને આપવું. હવે જો તને કર્મ કરવામાં, કે વર્તવામાં શંકા પડે તો, (૪) જે બ્રાહ્મણો ત્યાં વિચારવાન, સંયમી (**युक्त**), કર્મવૃત્તમાં જોડાયલા, ક્રોધરહિત, અને ધર્મની કામનાવાળા હોય, તે જેવી રીતે વર્તતા હોય તેમ તારે (પણ) વર્તવું. વળી જે દોષિત હોય તેવાના પ્રતિ (પણ), જે બ્રાહ્મણો ત્યાં વિચારવાન, સંયમી, કર્મવૃત્તમાં જોડાયલા, ક્રોધરહિત અને ધર્મની કામનાવાળા હોય, તે જેવી રીતે વર્તતા હોય તેવીજ રીતે તારે વર્તવું. (અર્થાત્ આચરવામાં તને શંકા પડે ત્યાં વિદ્વાન બ્રાહ્મણોને અનુસરવા) એવો (શાસ્ત્રનો) આદેશ (વિધિ) છે; એવો ઉપદેશ છે. એવું ઉપનિષદ્ (વેદનું રહસ્ય) છે, તેથી (તે) અનુશાશન (ઇશ્વરની આજ્ઞા) છે; એજ પ્રમાણે કરવું જોઇએ, એજ પ્રમાણે વર્તવું જોઇએ.

---

## બારમો અનુવાક.

(૧) મિત્ર (દેવતા) અમને કલ્યાણરૂપ હો. વરૂણ અમને કલ્યાણરૂપ હો. અર્યમા અમને કલ્યાણરૂપ થાઓ. ઇન્દ્ર અમને સુખરૂપ હો. બ્રહસ્પતિ અમને કલ્યાણરૂપ હો.

---

(૧.) કર્મથી મોક્ષ મળે, કે વિદ્યાથી મોક્ષ મળે, કે કર્મયુક્ત વિદ્યાથી મોક્ષ મળે છે, એવા વાદોને શંકરાચાર્યે એમના ભાષ્યમાં અહીં તપાસ્યા છે. અહીં માત્ર એમનો જે નિર્ણય છે તેજ ટાંકીશું. કર્મ માત્ર ફળનું અનુસંગી છે, એટલે કર્મ અને ફળ ઉભય કાર્યાત્મક હોઇને તે નાશવાન છે, તેથી મોક્ષ રૂપી ફળ જો કર્મનું કાર્યજ બને, તો તે પણ નાશ-

**વીસ્તીર્ણ ક્રમવાળા વિષ્ણુ અમને કલ્યાણરૂપ હો. બ્રહ્મને નમસ્કાર હો. હે વાયુ, તમને નમસ્કાર હો. તમે(પ્રાણવાયુ)જ પ્રત્યક્ષ બ્રહ્મ છો; તમને હું પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ. હું પરમાર્થ સત્ય કહીશ, હું સત્યજ બોલીશ. તે (સત્ય) મારૂં રક્ષણ કરો, તે વક્તાનું રક્ષણ કરો, મારૂં રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો.**

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## શિક્ષાવલ્લી સમાપ્ત.

## બ્રહ્માનંદવલ્લી (૨).

ૐ. મિત્ર (દેવતા) અમને કલ્યાણ રૂપ હો. ઇત્યાદિ. શાન્તિઃ

### પહેલો અનુવાક.

**(૧) ૐ. બ્રહ્મને ઓળખનાર પરં( ઉત્તમ એવા મૂળ કારણરૂપ બ્રહ્મ )ને પામે છે. તેની આવી ઋચા કહી છે કેઃ**

---

વાન હોય મોક્ષ અનિત્યજ બને, જે મોક્ષના નિત્યત્વની વિરૂદ્ધ છે. પણ કર્મ કરતાં તેના ફળના પરિણામે બુદ્ધિસત્વની વિશુદ્ધિ થતાં મેળવેલી વિદ્યાએ કરીને અવિદ્યાનો નાશ થાય છે, એટલે શ્રુતિના 'તે જ તું છું' એવા પરમ ઉપદેશથી મુમુક્ષુ પોતાના નિત્ય સ્વરૂપ રૂપી મોક્ષને પામે છે. આમ જ્ઞાનથીજ મુક્તિ-મોક્ષ છે, એજ વાદ યુક્તિ તેમજ શ્રુતિને અનુસાર છે. આને માટે જુવો. બ્ર. સૂ. ૩.૪. (૧ થી ૨૫). ત્યાં મોક્ષનું સાધન સ્વરૂપાનુભવ જ્ઞાનજ છે એમ બતાવ્યું છે. અને બ્ર. સૂ ૩. ૮. (૨૬ થી ૫૨) સુધીમાં જ્ઞાનનું સાધન ધર્મ્ય કર્મો છે એમ કહ્યું છે તે, તથા જ્યોતિ. આવું સ્વાનુભવજ્ઞાન તેજ સ્વરૂપપ્રાપ્તિ છે, અને સાધનાત્મક શાસ્ત્ર જ્ઞાન-વિદ્યાથી તે ભિન્ન છે.

( શિક્ષાવલ્લીની જ્યોતિ સમાપ્ત ).

(૧) બ્રહ્મજ્ઞાનથીજ મોક્ષ મળે છે તેને માટે જુવો. તૈત્તિ. ૨.૬.૧. ૨.૮.૫.; બૃહ. ૧.૪. (૯,૧૦);૪.૪.૧૪, બૃ.૩.૮.૧૦; છાંદો. ૨.૨૩.૧. શ્વેતા. ૬.૧૫. બ્ર. સૂત્રો. ૩. ૪. ( ૧ થી ૨૫. )

"સત્ય, જ્ઞાન, અનંત (એવું) બ્રહ્મ છે. તે ઉંડી (જ્ઞાતૃ, જ્ઞેય અને જ્ઞાનાત્મક વ્યવહારવાળી બુદ્ધિ અથવા હૃદયઆકાશ રૂપી) ગુહામાં અને ઉત્કૃષ્ઠ (તેજસ્વી બાહ્ય) આકાશમાં (વ્યક્તબ્રહ્મ-હિરણ્યગર્ભમાં) સ્થિર થઇ રહેલા(અવ્યક્ત)ને જે ઓળખે છે તે સર્વજ્ઞ એવા બ્રહ્મની સાથે ભળી જઇને (બ્રહ્મરૂપ–સર્વજ્ઞ થઇને) સર્વ કામનાઓને ભોગવે છે." હવે એવા તે આત્મા (બ્રહ્મ–ઈશ્વર)માંથી આકાશ (વ્યક્ત-પ્રકટ) થયું (**संभूतः**). આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ, જળમાંથી પૃથિવી, પૃથિવીમાંથી ઓષધિયો, ઓષધિયોમાંથી અન્ન, અન્નમાંથી (વીર્યદ્વારા) પુરૂષ થયો.

---

સત્ય એટલે સદ્રૂપ કારણ બ્રહ્મ. તેનાં આ વિશેષણો લક્ષણવાચક (Analytical) છે, નહીં કે વિશેષવાચક (Synthetical). એટલે કે આ વિશેષણો બ્રહ્મમાં શ્યામકમળની શ્યામતાની પેઠે કમળમાં બહારની કાંઇ વિશેષતા ઉમેરનારાં નથી, પણ તે એના "સ્વભાવ"નેજ ઓળખાવનારાં છે. જગતની ચંચળ (અસત્) એવી દશ્ય વસ્તુથી જૂદુ બતાવવા એ બ્રહ્મને "સદ્" એટલે સ્વતંત્ર સત્તાવાળું, અને સ્વભાવે અ-વ્યય એમ કહ્યું. વળી સ્વભાવે એ જડ વસ્તુ નથી એમ જણાવવા એને "જ્ઞાન" જ્ઞપ્તિરૂપ, કેવળ "છે" એવાજ જ્ઞાન–ભાનરૂપ કહ્યું. અને એ જગતનું અધિષ્ટાન કારણ હોઇને નાશ વગરનું તેથી નિત્ય છે, તેમજ પરિચ્છેદ રહિત તેથી અદ્વૈત છે, એમ જણાવવા 'અનંત' કહ્યું છે. દશ્ય વસ્તુ માત્ર કાર્યકારણની સંકળનાને વશ છે, એવી કાર્યકારણની સાંકળનાં છેલ્લા આંકડા રૂપ આ કારણ બ્રહ્મ 'સ્વ'ભાવે પરમાર્થ તત્વ છે, અને તે કોઇ પણ વસ્તુના પરિચ્છેદની બહારનું છે. આવાજ કારણથી ચૈતન્ય સ્વરૂપ આત્માનું 'નેતિ, નેતિ' એમ કહીનેજ બૃહદ્‌ની શ્રુતિમાં એનું વર્ણન કરવામાં આવ્યુંછે. એટલે વિજ્ઞાનથી જણાતા કોઇ પણ ગુણવડે એને બતાવી શકાય તેમ નથી, કારણ કે તે આત્મા એવા સર્વજ્ઞાનની પારનો છે. સર. બૃ. ૧. ૪. ૧૦; બ્રહ્મના લક્ષણ માટે સર. સર્વો. (૩–૪). આત્માના નામ 'સંયદ્વામ' માટે જુવો. છાંદો. ૪. ૧૫. ૨. 'એ સર્વ કામનાઓને ભોગવે છે' તેને માટે જુવો છાંદો

એવો જે એ(શારીર) પુરૂષ તે અન્નરસમય (કોશ) છે. તેનું ખરે આ શિર છે, આ જમણો હાથ ( પક્ષ ) છે; આ ડાબો હાથ (પક્ષ) છે; આ (મધ્ય ભાગ) આત્મા (ધડ) છે. આ પુચ્છ તે બેઠક છે. વળી તેનો આવો (હેઠળનો) શ્લોક છે.

---

## બીજો અનુવાક.

(૧) " પૃથિવી ઉપર રહેલી બધીય પ્રજાઓ અન્ન-

---

૮. ૨. ૧. જ્યોતિ. એ સર્વ કામનાઓને ભોગવે છે એમ કહે-વામાં શ્રુતિનું તાત્પર્ય એવું છે કે, જોકે આપણે બુદ્ધિ વ્યવહારમાં નાના રૂપે જે ભોગ ભોગવીયે છીએ તે ભોગોને બ્રહ્મલોકમાં એક રસ રૂપે અને અદ્વૈતભાવે એ આત્મા ભોગવેછે, તેથી તે ભોગ આપણા જેવા નથી, છતાં એ ભોગવેતો છે, કારણકે એ ચિત્-જ્ઞ રૂપ છે, શૂન્ય નથી; એવો છાંદોગ્યમાં બોધ કરીને સંપ્રસાદમાં તો એ બ્રહ્મનો નાશજ થાય છે એવો જે ભ્રમ ઈન્દ્રને થયો હતો તે દૂર કરવાજ કહેવું પડયું છે. આવા ઇશ્વરના સ્વરૂપને "દહર" એટલે હૃદયપુંડરિકમાં નાના આકાશમાંનું એમ કહીને વર્ણવ્યું છે, તે જુવો છાં. ૮.૧.૧.માં.

આકાશમાં શબ્દનો ગુણ, વાયુમાં શબ્દ અને સ્પર્શ, અગ્નિમાં ત્રણ શબ્દ, સ્પર્શ, રૂપ; જળમાં ચાર શબ્દ, સ્પર્શ, રૂપ, સ્વાદ; પૃથિ-વીમાં પાંચ શબ્દ, સ્પર્શ, રૂપ, સ્વાદ, ગંધ. આમ દરેક ભૂતમાં એકેક વિશેષ ગુણનો અવિર્ભાવ છે. એટલે પૃથિવી-અન્નથી બંધાયલાં સર્વ ભૂતોમાં આ પાંચેય મહાભૂતો રહેલાં છે. આ ઉત્પત્તિ વસ્તુતાએ નથી પણ માયિકજ છે. જુવો. ઐત. ૫. ૩. બ્ર. સૂ. ૧. ૧. ૨. જ્યોતિ.

(૧) અહીંથી શ્રુતિ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય આત્માઓનું વિવેચન કરે છે, અને શ્રુતિ સ્પષ્ટ રીતે કહેછે આ કોશો માત્ર જૂદી જૂદી શરીરધાતુની અપેક્ષાએજ જૂદા ગણાય છે. પરંતુ તેઓ બધાય એક બીજામાં ઓતપ્રોત થઇ રહ્યા છે, એટલે કે પ્રત્યેક કોશની આકૃતિ તે અન્નમય શરીરની આકૃતિના જેવીજ છે, અને એ પ્રત્યેક

માંથીજ જન્મે છે, પછી ખરે અન્ન વડેજ (તે) જીવેછે; અને છેવટે એ(અન્ન)માંજ ભળી જાયછે. ભૂતોનું અન્ન એ જરૂર જ્યેષ્ઠ છે, તેથી એને બધાંયનું ઔષધ (ઓસડ) કહે છે."

જેઓ અન્નને બ્રહ્મરૂપે ઉપાસેછે તેઓને બધાંય અન્ન (ભોજ્ય) મળેછે. ભૂતોનું અન્ન એ જ્યેષ્ઠ છે તેથી તેને બધાંયનું ઔષધ (પોષક–ઓસડ) કહે છે. અન્નમાંથી ભૂતો જન્મે છે, જન્મીને અન્નથી વૃદ્ધિને પામે છે. તે (અન્ન) ખવાય છે, અને ભૂતોને એ ખાઇ જાય છે, તેથી એને અન્ન કહેવાય છે. (આવો અન્નમય કોશ છે).

---

કોશમાં પ્રકટ થતો ભોક્તા આત્મા પણ સર્વમાં એકજછે, એટલે કે ચૈતન્યનું સ્વરૂપ તો જરાય જૂદું નથી. અને આ સત્ય વારંવાર શ્રુતિએ, જે આ પહેલાનો શારીર આત્મા, શરીરી, છે તેજ બીજાનો છે, એમ કહી કહીને ચોખ્ખું કર્યું છે. છતાં એ આત્મા-શરીરી જૂદી જૂદી ધાતુમાં પ્રકટ થાય છે, પ્રકાશે છે, તેથી તેનો આવિર્ભાવ જૂદા ગુણ રૂપે પ્રકટ થાય છે, તેવા ગુણોની વિશેષતા પણ બતાવી છે. પહેલા અનુવાકની જ્યોતિ માં બતાવ્યા પ્રમાણે પંચમહાભૂતોના ગુણોમાં અનુક્રમે વૃદ્ધિ થતી દેખાય છે, તેથી ભૂતોનાં વત્તા ઓછા પ્રમાણમાં બંધાતાં શરીરોમાં એવી ભિન્નતાનોજ આવિર્ભાવ થાય એ સ્વાભાવિક છે.

પ્રકૃતિની જે મુખ્ય ત્રણ તેજ, જળ, અને પૃથ્વી શક્તિયો મૂર્ત બ્રહ્મરૂપે પ્રકટ થઇ અને તેમાં સદ્દેવતાએ પ્રવેશ કરી તેમની વૃદ્ધિ કરી છે તેને માટે જુવો છાંદો. ૬ (૨–૩) ખંડો, અને તેના ઉપરની જ્યોતિ.

"તે (અન્ન) ખવાય છે અને ભૂતોને એ ખાઇ જાય છે" તેને માટે સરખાવો ઐતરેય આરણ્યક અધ્યાય ૨. ૨. (૧૪–૧૫). (૧૪) "આ બધું જે અન્ન છે, અને આ બધું જે અન્નને ખાયછે, તે પૃથિવીજ છે, કારણકે જે કાંઇ છે તે સર્વ પૃથિવીમાંથીજ થાયછે. (૧૫) અને જે બધું અહીંથી મરીને જાય છે તે બધાયને (તેજસ્-સ્વર્ગ) ખાઇ જાય

આવા અન્નરસમય (કોશ)થી બીજો (જૂદો) અંતરમાં (શારીર) આત્મા પ્રાણમય (કોશ) છે. તેનાથી આ (અન્નરસમય કોશ) ભરેલો છે. એવો એ (પ્રાણમય કોશ) પુરૂષના જેવોજ છે. તે(પ્રાણમય)ની પુરૂષાકૃતિ તે આ (અન્નમય) પુરૂષના જેવીજ છે. પ્રાણ એનું શિર છે, વ્યાન એની જમણી પાંખ (પક્ષ) છે, અપાન એની ડાબી પાંખ (પક્ષ) છે, આકાશ આત્મા છે, પૃથિવી તે પુચ્છરૂપી બેઠક (પ્રતિષ્ઠા) છે. વળી તેનો આવો(હેઠળનો) શ્લોક છે.

## ત્રિજો અનુવાક.

(૧) "પ્રાણ વડે દેવો, મનુષ્યો અને પશુ(આદિ)ઓ

---

છે, અને જે બધું ત્યાંથી અહીં પાછું ફરે છે તેને પૃથિવી ખાઇ જાય છે." આ પ્રમાણે મેક્ષમુલરે તે બેય મંત્રોનું ભાષાન્તર અંગ્રેજીમાં કર્યુંછે.

આ અન્ન ખવાયછે, અને એ ભૂતોને ખાઇ જાયછે, એનો એવોજ ભાવાર્થ છે કે, જે અન્ન આપણે ખાઇએ છીએ તે શરીરમાં જઇ શરીરની ધાતુઓનેજ પોષે છે; જે ધાતુ મનને પોષે છે તે ત્યાં મન-દેવ શક્તિના પ્રકાશને સબળ કરે છે; જે ધાતુ પ્રાણને પોષે છે તે પ્રાણ-દેવના પ્રકાશને સબળ કરે છે; જે ધાતુ આકાશને પોષે છે તે ત્યાં હૃદયમાં રહેલા વિજ્ઞાન દેવને સબળ કરે છે. આમ અન્નની અસરતો ધાતુનાજ ઉપર થાય છે, અને એ ધાતુ પોષાતાં તેની શક્તિનો પ્રકાશ સ્પષ્ટ અને બળવાન થાયછે. અન્ન પૃથિવીજ છે, અને જ્યારે મરણ પછી શરીરની આ બધી ધાતુઓ પંચત્વમાં ભળે છે ત્યારે તે સૂક્ષ્મ પૃથિવી તત્વમાંજ મળેછે. એટલે એવી પૃથિવી, જે સ્થૂળરૂપમાં અન્ન છે, તે મરેલા શરીરની અન્નમય ધાતુઓને ખાયછે, પોતામાં સમાવી દેછે, મેળવી લેછે. પૃથ્વીમાં બધાંય ભૂત તત્વો ઓછા વત્તા પ્રમાણમાં રહેલાંજ છે. જુવો તૈ. ૨. ૧. ૧. જ્યોતિ; છાં. ૬. ૩. ૪. અને પાછળના ખંડો.

(૧) આ વલ્લીમાં હિરણ્યગર્ભના કોશોનું વિવરણ કરવાનો શ્રુતિનો મુખ્ય ઉદ્દેશ સમજાયછે. આ કોશ એટલે હિરણ્યગર્ભ-આત્માએ કલ્પના-

જીવેછે. ભૂતોનો પ્રાણ આયુઃ ( આવરદા ) છે. તેથી તેને સર્વનો આયુઃ કહેવાય છે. ”

---

થી સર્જેલાં મહાભૂતોનાં શરીર, જેમાં પ્રવેશ કરીને ઈશ્વર પોતે વ્યક્ત થાય છે તે શરીર અથવા આવરણ. એટલે કે આત્માનું જે અજ, સર્વજ્ઞ સરૂપ છે તેને કુંઠિત કરીને, વિરાટ્માંજ પરિચ્છિન્ન કરીને, વ્યક્ત કરતું આચ્છાદન. આ મહાભૂતો દ્રવ્યો છે, તેમને સૂક્ષ્મ અને સ્થૂળ,અથવા મૂર્ત અને અમૂર્ત, એવા બે ભાગમાં વેંચીને તપાસતાં, અન્ન, જળ અને તેજને સ્થૂળ; અને આકાશ અને વાયુને સૂક્ષ્મ કહેવાય છે. પણ અન્ન અથવા પૃથ્વી જળ અને તેજ, એમાં વાયુ અને આકાશ દ્રવ્યો પણ સમાયલાંજ છે, કારણ કે આકાશમાંથી વાયુ, અને વાયુમાંથી તેજ, અને તેજમાંથી જળ, અને જળમાંથી પૃથ્વી એવો ઉત્પત્તિનો ક્રમ શ્રુતિએ બતાવ્યો છે. આ ભૂતો તે સંકલ્પે ઉત્પન્ન દ્રવ્યો છે, અને તેમાં પ્રવેશેલું હિરણ્યગર્ભ ચૈતન્ય તત્ત્વ છે તે આ ભૂતોના અંગીભાવે પ્રકટે છે ત્યાં તે તે ભૂતોનું દૈવત અથવા દેવ, ચૈતન્યનો પ્રકટ ભાવ છે; તે તેની શક્તિ (Energy) છે. આમ ભૂતો (Matter) અને તેમાં પ્રકટતા દેવો (Energetics) છે. આ મહાભૂતોના દેવો તે તે મહાભૂતોના નામથી જ ઓળખાય છે. વળી તેમના પ્રસિદ્ધ ભૂત વિકારોમાં તેના કેટલાક એવા પદાર્થોને પણ તેમાં દૈવત વધારે જોરથી કેન્દ્રિત થઇને પ્રકટતું હોવાથી દેવોમાં ગણ્યા છે, જેવા કે સૂર્ય, ચંદ્રમા આદિ. એવી વિરાટ્ દેવની વિભૂતિયો મુખ્ય આઠ છે, તેમને પ્રકૃતિયો પણ કહે છે. જુ. અંત. ૧. ૪. જ્યોતિ.

અન્નમય કોશમાં પ્રકટતું હિરણ્યગર્ભનું દૈવત પાશ્ચિમાત્ય વિચારકો જેને ‘ Chemical affinity of atoms ’ કહે છે તે રૂપે દેખાય છે; પ્રાણમય કોશમાં પ્રકટતું દૈવત “ Phisiological forces ” એટલે જંતુમાં થતું પ્રાણાપાન (Extention and contraction) કહેવાય છે, અને મનોમય કોશનું દૈવત ઇન્દ્રિયશક્તિ અને વિચાર એટલે ( Nervous system & mind ) કહેવાય છે; વિજ્ઞાનમય કોશમાં પ્રકટતું દૈવત બુદ્ધિની સ્થિર સર્વજ્ઞતા (Witnessing) કહેવાય છે; અને આનંદમય કોશનું દૈવત ‘જ્ઞ’ ભાવે અવ્યક્ત રહેછે, ત્યાં

જેઓ પ્રાણને બ્રહ્મરૂપે ઉપાસે છે તેમને બધાં આયુઃ (જીવન) પ્રાપ્ત થાય છે. જરૂર પ્રાણ ભૂતોનું આયુઃ છે, તેથી તેને સર્વનું આયુ (જીવન) કહેવાય છે, જરૂર તેનો એજ શારીર આત્મા છે, કે જે પહેલા(અન્નમય)નો છે. (આવો પ્રાણમય કોશ છે).

એવા તે પ્રાણમય (કોશ—આત્મા)થી અંદર બીજો મનોમય આત્મા (કોશ) છે. તેનાથી આ પ્રાણમય પરિપૂર્ણ (ઓતપ્રોત) છે. જરૂર એ (મનોમય) આ પુરૂષના (આકાર) જેવોજ છે. એ(મનોમય)ની પુરૂષાકૃતિ આ (પ્રાણમયના) પુરૂષાકાર જેવીજ છે. તેનું યજુર્વેદ શિર છે, ઋગ્ તેનું જમણું અંગ (પક્ષ) છે, સામ તેનું ડાબું અંગ છે, આદેશ (ઉપદેશ—જ્ઞાન) તે આત્મા છે, અર્થર્વાગિંરસો તે પુચ્છરૂપી બેઠક (પ્રતિષ્ઠા) છે. વળી તેનો આવો (હેઠળનો) શ્લોક છે.

---

આનંદ—સંતોષનો આવિર્ભાવ થાયછે. આ બધાય કોશોમાં પ્રકટતું સમગ્ર દૈવત તે મનુષ્યનું જીવન છે, અને તે સૂક્ષ્મ વા સ્થૂળ દ્રવ્યોના સંબંધથી પ્રકટેછે. આ બધાય કોશો એક બીજામાં ઓતપ્રોત થઇ રહ્યા છે, અને તેથીજ તે સર્વેની શરીરાકૃતિ એક સરખી જ અને તેથી અન્નમય કોશના જેવીજ શ્રુતિએ તેને વર્ણવીછે.

આ કોશોના વિભાગ સમજાવતાં શ્રુતિએ પ્રમાણરૂપ જે મંત્રો ટાંક્યા છે તેમાં હિરણ્યનું કોશમાં પ્રકટ થતું દૈવત એક બીજાથી ભિન્ન છે એજ બતાવવાનો પ્રધાન ઉદ્દેશ છે.

પશ્ચિમના પ્રાણીશાસ્ત્રીઓની શોધમાંથી સ્પષ્ટ જણાયું છે કે, આ બધાય કોશો દરેક પ્રાણીમાં પ્રકટ થઇને તેનો જીવન વ્યવહાર થતો નથી, કારણ કે અલ્પ જંતુઓમાં જ્યારે માત્ર અન્ન અને પ્રાણમય કોશોજ- ઓતપ્રોત થઇને જીવન વ્યવહાર થાય છે, ત્યારે એનાથી આગળ વધેલાં પ્રાણીયોમાં અન્ન, પ્રાણ અને મયોમય કોશો જીવન વ્યવહાર ચલાવે

## ચોથો અનુવાક.

(૧) "પહોંચ્યા વિનાજ મનની સાથે જ્યાંથી વાણી (પણ) પાછી પડે છે, એવા બ્રહ્મનો આનંદ સમજનાર કદિય બ્હીતો નથી."

પહેલાનો છે તે જ તેનોય શારીર આત્મા છે. (આ મનોમય કોશ).

આવા તે મનોમયથી બીજો અંદર વિજ્ઞાનમય આત્મા (કોશ) છે. તે(વિજ્ઞાનમય)નાથી આ મનોમય પરિપૂર્ણ છે, (ઓતપ્રોત છે). એ વિજ્ઞાનમય જરૂર આ પુરૂષના આકાર

---

છે; ત્યારે મનુષ્યમાં વિજ્ઞાનમય કોશ પણ વિશેષમાં પ્રકટ થાય છે; અને જ્ઞાનીમાં આનંદમય કોશ સ્ફુટ થાય છે. આમાંના મન, વિજ્ઞાન અને આનંદમય કોશો તેજસ અથવા સૂક્ષ્મ આત્મારૂપે મૃત શરીરમાંથી જુદા પડી સૂક્ષ્મરૂપે લિંગદેહે રહીને પુનઃ અન્નમય અને પ્રાણમયને આકર્ષીને ધારણ પણ કરેછે, અને એમ પુનર્ જન્મને પામેછે.

"આદેશ" એટલે વેદનો પરમ ઉપદેશ જેને બૃ. ૨. ૩. ૬. આદિ શ્રુતિમાં "નેતિ નેતિ" કરીને વર્ણવ્યો છે તે. આ મનોમય કોશમાં વિદ્યા માત્રનો પ્રદેશ છે, એટલે બુદ્ધિનો જ્ઞાન વ્યવહાર તે મનોમયનો વ્યાપાર છે. જુવો છાં. ૭ (૨ થી ૧૪) ખંડો. જે વિજ્ઞાનમય પ્રદેશ આગળ ચોથા મંત્રમાં આવેછે, તે સર્વત્ર સમાન રૂપે રહેતી 'જ્ઞ' રૂપ સ્થિર બુદ્ધિની વિજ્ઞાન સ્થિતિ છે, તેની પણ જૂદીજ સત્વપ્રધાન ધાતુ ત્યાં ગણાવી છે. તે સદ્‌ની પ્રાણાત્મક સર્વજ્ઞ નિશ્ચળ શક્તિને પ્રકટ કરતી આકાશ ધાતુ અથવા ઉત્પન્ન દ્રવ્ય છે. આ જ્ઞાન શક્તિમાં ભોગેચ્છા બીજ રૂપેજ રહી છે; તે વિરાટ્‌માં તેમજ અધ્યાત્મમાં યજ્ઞ રૂપી કર્મનાં ફળ અને કર્મને વધારનારી છે. જુવો. તૈત્તિ. ૨.૫.૧.

(૧) વિજ્ઞાનના ગુણોજ જીવ ભાવનો સાર છે, તે માટે જુવો બ્ર. સૂ. ૨. ૩. ૨૯ માં.

વળી જુવો તૈત્તિ ૨. ૯. ૧; કઠ. ૫. ૧૫; મું. ૨. ૨. ૧૦; શ્વેતા. ૬. ૧૪. ગીતા ૧૫. ૬.

જેવોજ છે. એ(વિજ્ઞાનમય)ની પુરૂષાકૃતિ આ (મયોમય) પુરૂષાકૃતિને અનુસારજ છે. શ્રદ્ધા એ તેનું શિર છે, ઋત (પરમાર્થ સત્ય) તે એનું જમણું અંગ છે. સત્ય તે એનું ડાબુ અંગ છે. યોગ એ તેનો આત્મા છે. મહઃ (વ્યક્ત બ્રહ્મ–ઇશ્વર) તે પુચ્છ રૂપી બેઠક (પ્રતિષ્ઠા) છે. વળી તેનો આવો (નીચેનો) શ્લોક છે.

## પાંચમો અનુવાક.

(૧) "વિજ્ઞાન યજ્ઞને વધારે છે, અને કર્મોને પણ વધારે

---

(૧) વિજ્ઞાન કોશમાં સર્વજ્ઞ ઇશ્વર-હિરણ્યનું પ્રગટતું વિચારાત્મક દૈવત તેજ "જીવ"ભાવ છે, કારણ કે જીવભાવ તે બુદ્ધિનાજ ગુણોનો સાર છે. જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૨૯. એ જીવની ભોગેચ્છાના સંકલ્પોજ સ્થિર, અજ, એવા 'જ્ઞ' બ્રહ્મને ફરકાવનાર, ચળાવનાર છે જેથી જગત્‌ની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે, તેથી વિજ્ઞાન યજ્ઞને વધારે છે, અને કર્મોને પણ વધારે છે, એમ શ્રુતિ ઉપદેશેછે. બુદ્ધિ પરમાર્થ સત્ય શોધનનું સાધન છે, તેથી ઋતંને તેનું જમણું અંગ કહ્યું છે.

આનંદમય કોશ તે આકાશ ધાતુમાંનું અવ્યકત એવું હિરણ્ય દૈવત છે તે "આનંદ"રૂપ છે. આ દૈવત બ્રહ્મની સમીપતું હોઇ એને બ્રહ્મ પણ કહે છે, અને તેથી બ્ર. સૂ. ૧. ૧. (૧૨–૧૯) સુધીમાં જગત્‌ના કારણરૂપે એને બ્રહ્મનું સ્વરૂપ ગણ્યું છે. એ અવ્યકત બ્રહ્મ કહેવાય છે, અને તેમાં જ્યારે ભૂતો પ્રકટ થાય છે ત્યારેજ તેની વ્યકિત શરૂ થાય છે; ત્યાં સુધી એનું અવ્યકત સ્વરૂપ અદ્વૈત છે, છતાં દ્વૈત સૃષ્ટિના બીજવાળું છે, તેથી વ્યકિતની અપેક્ષાએ તેને કારણાત્મક અવ્યકતાત્મા કહેછે. જુવો ઇશા. ૯.ની જ્યોતિ.

"આનંદ"નું લક્ષણ કામનાની તૃપ્તિ અથવા આપ્તકામની સ્થિતિ છે. જુવો. બૃ. ૪. ૪. ૬. જ્યાં કામનાનો વિષય બાહ્ય ભોજ્ય પદાર્થ છે ત્યાં પણ તે પદાર્થ મળતાં જે તૃપ્તિ થાય છે તેનેજ વ્યવહારમાં આનંદ કહેવાય છે. પણ વસ્તુતાએ એવો આનંદ તો આનંદાભાસજ છે, કારણ

છે. સર્વે દેવો વિજ્ઞાનને "જયેષ્ઠ બ્રહ્મ" રૂપે ઉપાસે છે. વિજ્ઞાનને જો બ્રહ્મરૂપે જાણે, અને તેમાંથી ચુકે નહીં તો શરીર ગત પાપોને છોડીને (પુરૂષ) સર્વ (વિજ્ઞાનમય) કામનાઓને ભોગવે છે." પૂર્વના (મનોમય) પુરૂષનો છે તેજ તે (વિજ્ઞાનમય)નો પણ શારીર આત્મા છે. (આ વિજ્ઞાનમય કોશ).

એવા તે વિજ્ઞાન(પુરૂષ)થી બીજો અંદર આનંદમય આત્મા છે. તેનાથી આ (વિજ્ઞાનમય) પરિપૂર્ણ છે. એ (આનંદમય) જરૂર આ પુરૂષના જેવોજ છે. તે(આનંદમય)ની પુરૂષાકૃતિ આ ( વિજ્ઞાનમય ) પુરૂષાકૃતિને અનુસાર છે. પ્રિય (પ્રેમ) એ તેનું શિર છે, મોદ–હર્ષ (Joy) તે એનું જમણું અંગ છે, પ્રમોદ–પ્રહર્ષ (Delight) એ તેનું ડાબુ અંગ છે. આનંદ (Bliss) એ તેનો આત્મા છે. બ્રહ્મ એ (દેવની) પુચ્છ રૂપી બેઠક ( પ્રતિષ્ઠા ) છે. તેનો આવો હેઠળનો શ્લોક છે.

---

## છઠ્ઠો અનુવાક.

(૧) "જો બ્રહ્મ 'અસત્' છે એમ જાણે, તો તે (એવું

---

કે કામનામાંજ તેનું મૂળ છે, અને વિષયની તૃપ્તિ ક્ષણિક છે, કારણ કે તે અન્ય કામનાની ઉત્પાદક છે. એટલે એવા આનંદમાં અતૃપ્તિના દુઃખનું બીજ છે, તેથી ભોગથી થતી તૃપ્તિ તે અતૃપ્તિ રૂપજ હોઇને તેવો આનંદ આભાસ માત્ર ગણાય છે. જ્યાં આ કામનાનો વિષય આત્માજ બને છે ત્યાં તૃપ્તિવાળો આનંદ એવા દુઃખના બીજવાળો નથી, તેથી તેજ પરમાનંદ છે. ગીતામાં તેથી આત્માનેજ ભોજ્ય વિષય કરવાની યુક્તિ બતાવી છે. જુવો ગીતા. ૩. ૪૩ જયોતિ.

(૧) નિરૂક્ત એટલે નામ પાડીને પ્રત્યક્ષ આ આવું એમ બોલાય, વ્યવહાર થાય તેવા ધર્મવાળું. અનિરૂક્ત એટલે નિરૂ-

જાણનારો)જ અસત્ (જૂઠો, નાસ્તિક) થાયછે. બ્રહ્મ "છે" એમ જો જાણે તો એવાને તેઓ (બ્રહ્મવિદો) સંત (જ્ઞાની) તરીકે ઓળખે છે."

---

ક્તથી વિપરિત ધર્મનું તે. નિલયન એટલે જેને કાંઇક આધાર જોઇએ તેવું. અનિલયન તે નિલયનથી વિપરિત. ત્યત્, અનિરૂક્ત, અનિલયન, એ બધાં અમૂર્તના ધર્મવાળાં છે, છતાંય તે બધાય વ્યાકૃત વિષયો છે. એટલે આ સત્ અને ત્યત્, નિરૂક્ત અને અનિરૂક્ત, નિલયન અને અનિલયન, આ બધાંય દ્વંદો, મૂર્ત અને અમૂર્ત ઉભય, વ્યાકૃત છે, જ્ઞેય-વ્યક્ત છે; અવ્યાકૃત નહીં. અર્થાત્ એ અવ્યાકૃત આત્મા આવા દ્વંદ્વરૂપે વ્યાકૃત ધર્મવાળો થયો, જે આત્મા વિકાર રહિત હતો તે ચિત્તના ફરકારાથીજ, ઇચ્છા માત્રથીજ વિકારને પામતાં આવાં દ્વંદ્વવાળાં મૂર્ત–અમૃત પદાર્થરૂપે પ્રકટ થયો. આ પ્રકટીકરણ ચિત્તના ફરકારા રૂપેજ હોઇ આવો સર્વ વિસ્તાર કલ્પિતજ છે; પરમાર્થ રીતે આત્મા એકલોજ અદ્વૈત અને નિર્વિકાર છે. તે 'જ્ઞ' કે 'સત્' રૂપેજ સ્થિર છે.

આ દ્વંદોની વ્હેંચણી સ્થૂળ કે સૂક્ષ્મ ઇન્દ્રિયગ્રાહ્યતાની ગણના ઉપર રચાઇ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો: આંખ, કાન, જીવ્હા, નાક, અને ત્વચા, એમનાથી ગ્રાહ્ય વસ્તુઓ તે સત્, નિરૂક્ત, નિલયનાદિ છે; અને સૂક્ષ્મેન્દ્રિયગ્રાહ્ય તે કેવળ બુદ્ધિગ્રાહ્ય છે, જેવી કે ત્યત્ અનિરૂક્ત, અનિલયનાદિ છે. સ્થૂળ વસ્તુઓનું જ્ઞાન પણ મનના ગ્રહણ વિના સંભવિત નથી, એટલે તે ઉભય ગ્રાહ્ય છે, પણ સૂક્ષ્મ વસ્તુઓ છે તે કેવળ મનથીજ ગ્રાહ્ય હોઇને સ્થૂળેન્દ્રિયથી ગ્રહણ કરી શકાય એવી નથી. પણ આ સ્થૂળ અને સૂક્ષ્મ એ બન્નેય બુદ્ધિગ્રાહ્ય હોઇ 'જ્ઞેય' જ છે, તેથી તે ગુણે કરીને વ્યાકૃત છે. બ્રહ્મ પરમાર્થ સતરૂપ "સત્યં જ્ઞાનં અનંતં બ્રહ્મ" તે અવ્યાકૃત એટલે જ્ઞેયથી પર હોઇ આ દૃશ્ય જગતની પારની કારણાત્મક વસ્તુ છે; અને તેથી તે બુદ્ધિથી 'અજ્ઞેય' છે.

સર છાંદો. ૬. ૨. ખંડ.

બ્રહ્મને 'અસત્' એમ જાણે તો પોતે જાણનારોજ 'અસત્' થાય છે; કારણ કે જાણનારો પોતેજ બ્રહ્મ છે તેથી જેવું એ બ્રહ્મને જાણે

જે પહેલાનો ( વિજ્ઞાન કોશનો ) છે તેજ આ (આનંદમય કોશ)નો શારીર આત્મા છે. ( આ આનંદમય કોશ. )

અહીંથી હવે (શિષ્યના) પ્રશ્નો છે. કોઈ અવિદ્વાન ('બ્રહ્મ છે' એમ નહીં ઓળખનાર) આ દેહ છોડીને એ (બ્રહ્મ) લોકમાં જતો હશે, કે એ(બ્રહ્મ)ને ઓળખનારોજ કોઈ મરણ પછી એ (બ્રહ્મ) લોકને ભોગવતો હશે ?

(ગુરૂ૦) એણે (આનંદમય આત્માએ) કામના કરી, કે હું (એકલો છું તે) બહુ થાઉં, હું વૃદ્ધિને પામું. એણે (વિચારરૂપી) તપ કર્યું. એણે એમ તપ કરીને આ જે કાંઈ છે તે સરજ્યું-કાઢ્યું. તેને સરજીને તેમાંજ તેણે પ્રવેશ કર્યો. તેમાં પ્રવેશ કરીને તે સત્ (પ્રત્યક્ષ, મૂર્ત) અને ત્યત્ (પરોક્ષ, અમૂર્ત)રૂપે થયો. તે નિરૂક્ત તેમજ અનિરૂક્ત, નિલયન (સાશ્રય) તેમજ અનિલયન (નિરાશ્રય), વિજ્ઞાન (બુદ્ધિ) તેમજ અવિજ્ઞાન (જ્ઞેય વિષયો), સત્ય ( જળની પેઠે ખરૂં ) તેમજ અસત્ય (મૃગજળની પેઠે ખોટા) રૂપે થયો. (આમ) તે સત્ત્યરૂપે થયો.

---

તેવોજ પોતે થાય છે, અને જાણનારોજ 'અસત્' છે, કે 'નથી,' એમ કહેવું અનુભવની વિરૂદ્ધ જ અને બોલતાંજ અસત્ય, અથવા જૂઠું છે એમજ અનુભવાય છે. બ્રહ્મજ્ઞાનીજ સંત કહેવા યોગ્ય છે.

"આ જે કાંઈ છે તે બધુંય" "સત્ય છે." આ સત્યને પછીના મંત્રમાંજ સમજાવ્યું છે, કે જે પ્રથમ અસત્ (નામરૂપે કરીને અવ્યક્ત) હતું તે, અને જે પછીથી પોતાની જાતેજ નામરૂપે કરીને વ્યક્ત થયું, જે સદ્રૂપે આત્માને પ્રકટયું તે પરમાર્થ 'સત્' તત્વ બ્રહ્મ જ છે.

આ મંત્રને સરખાવો ઐત. ખંડો. (૧. ૨. ૩.) સાથે. શ્રદ્ધાને માટે જુવો ગી. ૧૭. ૩. કામનાને માટે જુવો. બ્ર. સૂ. ૧. ૧. ૧૮.

અહીં જે તપ કર્યું કહ્યું તે મેધાતપજ છે, જેને બૃ. ૧. ૫. ૨. માં શ્રુતિ પોતેજ સમજાવે છે.

આ જે કાંઈ (દેખાય) છે તે બધુંય સત્ય (વ્યક્તાવ્યક્ત–કાર્ય-કારણાત્મક બ્રહ્મ ) છે એમ કહેવાય છે. વળી તેનો આવો (નીચેનો) શ્લોક છે.

---

## સાતમો અનુવાક.

(૧) " આ ( જગતના દર્શન ) પહેલાં અસત્ (નામ રૂપે કરીને અવ્યક્ત એવું બીજબ્રહ્મ ) હતું, પછી તેમાંથી

---

(૧) અહીં 'સત્' અને 'અસત્' એ કેવળ લૌકિક અર્થમાંજ વાપરવામાં આવ્યા છે. નામરૂપના બુદ્ધિ વ્યાપારમાં દેખાય છે તે 'સત્' છે, અને જે એમાં દેખાય નહીં તે નથી, એટલે તેને "અસત્" કહ્યું છે. અર્થાત્ અવ્યક્ત બ્રહ્મ તે 'અસત્' એમ કહ્યું છે. આજ અર્થમાં સત્ છઠ્ઠા મંત્રમાં પણ દશ્યના અર્થમાં વપરાયું છે, અને ત્યત્ એટલે દશ્યથી વિપરિત. અને એ બન્નેય ચિત્તના વિષય છે તેથી તે વ્યાકૃત વિષય ગણાયાં છે. "અસત્" શબ્દ કાંઇજ નથી તેથી 'શૂન્ય', એવા અર્થમાં વપરાયો નથી; કારણ કે, શૂન્યમાંથી વસ્તુ થાય કેમ? જુવો છાંદો. ૬.૨.૧. છાંદો. ૩.૧૯.૧. બ્ર. સૂ૦ ૧. ૪. ૯. સર. બૃ. ૧.૨.૧; ઐ. ૧. ૧.; પ્રશ્ન. ૧. (૪. ૫.) આ મંત્ર કેવળ અદ્વૈતનુંજ સ્પષ્ટ રીતે વિગતવાર પ્રતિપાદન કરનાર છે. સ૦ મુંડ. ૩. ૧.૧. સર. ગૌ. કા.૪. (૪૭–૫૨.) બ્રહ્મના રસપાનના આનંદ માટે સરખાવો કૌપી.૧.(૫થી૭).

જે 'સદ્'રૂપે થયું તેજ સુકૃત છે, કારણકે એવું વ્યક્ત બ્રહ્મજ વ્યવહારમાં આનંદ આપનારૂં છે, અને તેથી તે 'રસ' કહેવાય છે. હવે આવો આનંદ જીવને સુકૃતમાં એટલે બ્રહ્મની ઈચ્છા પ્રમાણેજ કરેલા કાર્યમાં પડેછે. તેથી તેને, સ્વયંકૃત બ્રહ્મને, આનંદના કારણભૂત રસને, સુકૃત એવું નામ મળ્યું છે. એટલે જ્યાં જ્યાં સત્કાર્યોમાં આનંદ પડે ત્યાં જાણવું કે તે સુકૃત, વ્યક્ત બ્રહ્મજ પ્રકટે છે. વળી જ્યાં આનંદ જણાય ત્યાં એ સુકૃતજ છે, અને પ્રાણીમાત્રને પ્રાણલેવાની ક્રિયા સૌથી વધારે આનંદકારક છે. જે પ્રાણન ક્રિયા છે, તે અંતરના હૃદયાકાશને બહારના આકાશ સાથે વારંવાર તાદાત્મ્યમાં જોડવાનીજ ક્રિયા છે, તેથીજ

સત્ ( નામરૂપે કરી વ્યાકૃત–દૃશ્ય કાર્ય ) થયું. ( આમ )

---

તેમાં આનંદ પડે છે, તેથી એવા આકાશમાં પણ સુકૃત, રસ–બ્રહ્મ છે એમ કહ્યું છે. વળી સર્વ જગતને આનંદ આપી રહેનાર એજ પરમ આત્મા છે, બ્રહ્મ છે. તેથી વ્યક્ત જગતમાં બ્રહ્મ હોય તો જ આનંદનો સંભવ છે. જે જે કાર્ય એ બ્રહ્મની ઇચ્છા વિરૂદ્ધ થાય છે, ત્યાં આનંદ થતો નથી, પણ દુઃખજ થાય છે, જે કોઇને પણ પ્રિય નથી. તેથી ઇશ્વર–બ્રહ્મની ઇચ્છા પ્રમાણે થતા કાર્યને જ લોકમાં સુકૃત કહે છે, અને તેજ યોગ્ય કાર્ય કહેવાય છે. તેવાજ કાર્ય–કર્મને "યજ્ઞ" ધર્મ, કહેવાયછે.

ઇશ્વરનું પ્રથમ જન્મ કાર્ય "પ્રાણ" છે, તેથીજ પ્રાણ સર્વને પ્રિય છે. એટલે જેને પ્રિય લાગે છે તે જીવ, અને જે વસ્તુ પ્રિય લાગે છે તે વિષય એ બેયનું મૂળ તત્વ આત્મ એક બ્રહ્મજ છે, તેનાથી પ્રિયતા–આનંદ સ્ફુરે છે. એમના વિચ્છેદમાં દુઃખ છે. અને એમના જોડાવામાં–એક થવામાં, સ્વરૂપમાં ભળવામાં આનંદ છે. પ્રેમનું આજ રહસ્ય છે. મનને અનુકૂળમાં મનનું પેશવું તે રતિ–પ્રેમ છે. વાંચો અમારૂં 'પ્રેમગીત' કાવ્ય.

જ્યારે જીવ ઇશ્વરને પોતાનાજ રૂપે જુવેછે ત્યારે જ એ અભય થઇને આનંદને ભોગવેછે એવો અહીં શ્રુતિએ સ્પષ્ટ બોધ કર્યોછે; એટલે આ મંત્ર. મુંડ. ૩. ૧. ૧. ના ઉપર સુંદર પ્રકાશ નાખેછે. સ્હેજ પણ જૂદાપણું દેખે ત્યાંજ નાશ માટે સર. કઠ. ૪. (૧૦, ૧૧).

**कं**, **खं**, બ્રહ્મ, ને માટે જુવો છાંદો. ૪. ૧૦. ૫ અને જ્યોતિ.

અનાત્મ્ય એટલે એવા આત્માનો એના પોતાથી કોઇ જૂદો આત્મા નથી એવો. બીજી સર્વ દૃશ્ય વસ્તુનો એ પોતેજ આત્મા છે, પણ એનો બીજોકોઇ આત્મા નથી; એટલે સર્વે વસ્તુઓ એનું શરીર છે, પણ એ પોતે કોઇનું શરીર–આવરણ નથી. જુવો બ્ર. સૂ. ૧. ૪. ૧૫.

સર. પ્લોટીનસનો વિચાર. "but yet he ( Plotinus ) tells us that it, 'as it were, overflows, owing to its excessive fulness of reality, and so produces another than itself'". Evolution of Theology in Greek Philosophers. Vol. II. P. 255. E. Caird.

તેણે (અવ્યાકૃત બ્રહ્મે) જાતે આત્માને–પોતાને (પ્રકટ) કર્યો ( નામરૂપના વિકારવાળો કર્યો ), તેથી તે(બ્રહ્મ)ને સુકૃત ( સ્વયંકૃત–સ્વયંભૂ ) કહેવાય છે. ”

જરૂર જે એ સુકૃત છે તેજ ખરે રસ (આનંદપ્રદ અમૃતરસ) છે, કારણ કે એ રસ પીઈને જ આ (જીવ) આનંદી રહે છે. કારણ કે જો એ આકાશમાં એવો આનંદ (બ્રહ્મ) ન હોત તો કોણ શ્વાસ લેત, કે કોણ પ્રાણ કાઢત? (સ્વાસોચ્છ્વાસ કરત ?) કારણ કે જરૂર એ(બ્રહ્મ)જ આનંદ આપેછે. જ્યારે ખરે, આ (જીવ) અદૃશ્ય (દૃશ્યથી વિરૂદ્ધ, નિર્વિકાર), અનાત્મ્ય (અશરીર), અનિરૂક્ત, અનિલયન, એવા (બ્રહ્મ)માં ભયરહિત રેઠાણ ( સ્વભાવ–પ્રતિષ્ઠા )ને મેળવેછે, ત્યારે એ ( જીવ ) અભયને પહોંચેલો થાયછે. ખરે, જ્યારે આ (જીવ) એ(બ્રહ્મ)માં સ્હેજ પણ (પોતાથી) ભેદભાવ–જૂદાપણું કરેછે (જુવેછે), ત્યારેજ તેને ભય થાય છે. (અદ્વૈતને) નહીં સમજનારા (માનનારા) વિદ્વાનનેજ તે (અદ્વૈત બ્રહ્મ) ભય (રૂપે) છે. વળી તેનો આવો (હેઠળનો) શ્લોક છે.

## આઠમો અનુવાક.

(૧) “ આ(બ્રહ્મ)ની બ્હીકથી વાયુ વાય છે, (એનીજ)

---

(૧). લોકોના આવા આનંદક્રમને માટે જુવો બૃહ. ૪. ૩. ૩૩. અને શતપથ બ્રાહ્મણ. ૧૪. ૭. ૧, ૩૧.

વાયુ, સૂર્યોદિ દેવતાઓ પોતાના દૈવતના અહંકારી હોઇ પોતાને બ્રહ્મથી જૂદા માનનારા છે તેથી તેઓ આત્મજ્ઞાનાભિમુખ નથી, તેથી તેમને બ્રહ્મનો ભય રહે છે. સર. ગી, ૧૧. ૨૦. કઠ. ૬. ૩. બૃ. ૩. ૮. ૯. કઠ. ૬. (૨, ૩.)

આનંદની મીમાંસામાં નિષ્કામ બ્રહ્મના અભ્યાસીનો આનંદ બધેય એક સરખોજ નિશ્ચળ કહ્યો છે, કારણ કે વૃદ્ધિ તો અન્ય ઉપાધિયોના

બ્હીકથી સૂર્ય ઉગે છે, (એનીજ) બ્હીકથી અગ્નિ અને ઇન્દ્ર (મેઘ), અને પાંચમો મૃત્યુ દોડે છે."

આવી (નીચેની) આનંદની મીમાંસા (વિચારણા) છેઃ કોઈ યુવાન હોય; સાધુ અને યુવાન, વેદના અભ્યાસવાળો, ઉંચી આશાવાળો, દૃઢ નિશ્ચયવાળો, અને બળવાન (એવાં આધ્યાત્મિક સાધનસંપન્ન) હોય, અને તેને વિત્તની ભરેલી આ આખી પૃથિવી મળે (તો) આવો તેનો એક માનુષિક આનંદ થાય. એવા સો માનુસિક આનંદો (થાય), તો (૨) મનુષ્ય-ગંધર્વોનો એક આનંદ, (અને) કામનાના સ્પર્શ વગરના શ્રોત્રિયનો (આનંદ થાય). એવા સો મનુષ્ય–ગંધર્વોના આનંદો થાય, તો એક દેવ–ગંધર્વોનો આનંદ, અને કામનાના સ્પર્શ વિનાના શ્રોત્રિયનો (થાય). એવા સો દેવ-ગંધર્વોના આનંદો હોય, તો એક લાંબો કાળ ટકતા લોકવાળા પિતૃઓનો આનંદ, અને કામનાના સ્પર્શ વગરના શ્રોત્રિયનો (થાય). ચિરકાળ રહેનારા લોક વાળા પિતૃઓના એવા સો આનંદો હોય, તો એક આજાનમાં જન્મવાળા (સ્માર્ત દેવાલયોના) દેવોનો આનંદ, (૩) અને કામનાના સ્પર્શ વિનાના શ્રોત્રિયનો (થાય). એવા આજાનમાં જન્મવાળા દેવોના સો આનંદો ભેગા થાય, તો વૈદિક કર્મવડે દેવપદને પામેલા કર્મદેવોનો એક આનંદ, અને કામનાના સ્પર્શ વગરના શ્રોત્રિયનો (થાય). એવા કર્મદેવોના સો આનંદો હોય તો એક દેવોનો આનંદ, અને કામનાના સ્પર્શ વગરના શ્રોત્રિયનો (થાય). એવા દેવોના સો આનંદો ભેગા થાય, તો એક ઇન્દ્રનો આનંદ. (૪) અને કામનાના સ્પર્શ

---

અંગનીજ છે. બ્રહ્મજ્ઞાનમાંજ જેનું ચિત્ત ચોટયું છે, એવા શ્રોત્રિયનો આનંદ તો એના ચિત્તની પેઠે નિશ્ચળજ રહેવો યોગ્ય છે.

વગરના શ્રોત્રિયનો (થાય). એવા તે ઇન્દ્રના સો આનંદો ભેગા થાય તો બૃહસ્પતિનો એક આનંદ થાય, અને કામનાના સ્પર્શ વગરના શ્રોત્રિયનો (થાય). બૃહસ્પતિના એવા સો આનંદો ભેગા થાય તો પ્રજાપતિનો (મહત્, બ્રહ્માનો) એક આનંદ, અને કામનાના સ્પર્શ વગરના શ્રોત્રિયનો (થાય). એવા પ્રજાપતિના સો આનંદો ભેગા થાય તો બ્રહ્મનો એક આનંદ (થાય), અને કામનાથી ઘવાયલો ના હોય તેનો (થાય). (આવો બ્રહ્માનંદ છે).

(૫) જે આ પુરૂષમાં (મનુષ્યમાં) અને જે આ આદિત્યમાં છે તે એકજ (બ્રહ્મ) છે. જે એને એ પ્રમાણે જાણેછે તે આ (મૃત્યુ) લોકમાંથી જઇને એ અન્નમય આત્માની પાર નીકળી જાયછે, એ પ્રાણમય આત્માની પાર નીકળી જાય છે, એ મનોમય આત્માની પાર નીકળી જાય છે, એ વિજ્ઞાનમય આત્માની પાર નીકળી જાય છે,

---

(૫.) જ્ઞાન વગર મોક્ષ નથી. સર. બૃ. ૩. ૮. ૧૦. છાં. ૨. ૧૩. ૧. બૃ. ૧. ૪. ૧૫; ૪. ૪. ૧૪. છાંદો. ૭. ૨૫. ૨; તૈ. ૨. ૬. ૧; ૨. ૧. ૧. શ્વેતા ૬. ૧૫; કૈવ. ૧. ૯; કઠ. ૫. ૧૩. આદિ.

જે અહીં છે તે ત્યાં સૂર્યમાં છે તેને માટે જુવો તૈત્તિ. ૩. ૧૦. ૪; ઇશા. ૧૬. બૃ. ૫. ૧૫. ૧; છાંદો. ૩. ૧૭. ૭. બૃ. ૫. ૫. ૨;

અન્નમયાદિ કોશોની પાર નીકળી જાયછે, એટલે કે તેમાં તાદાત્મ્યભાવે થએલા વિજ્ઞાનરૂપી ફુરકારા સંકોચાઇને ચિત્તમાંજ ઠરી જાય છે. આનંદમય આત્માની પણ પાર નીકળી જાય છે, એટલે કે જગતના બીજભૂત માયા શકિતનાય સ્પર્શ રહિત એવા નિશ્ચળ અજ સ્વરૂપ, નિર્ગુણ આત્મમાંજ સ્થિર થઇ જાયછે. આ જે છેલ્લી પરમાત્માની સ્થિતિ છે તેજ પરમ કલ્યાણકારી છે, અને તેજ "સ્વરૂપ" છે, એ જ પરબ્રહ્મ છે. બીજવાળી એટલે માયાયુક્ત, એવા આત્માનું ઇશ્વર સ્વરૂપ પ્રકૃતિની અપેક્ષાએ નિશ્ચળ કારણરૂપે છે, તેથી એને સાપેક્ષત્વ-

**એ આનંદમય આત્માનીય પાર નીકળી જાયછે. તેનો આવો (નીચેનો) શ્લોક છે.**

## નવમો અનુવાક.

(૧) "પહોંચ્યા વિનાજ જ્યાંથી મનની સાથે વાણી

---

વાળું કહેવાય છે. તેથી પરમ આત્મતત્વ તેનાથીય પર છે એમ કહ્યું છે; અને તેથીજ એવા બ્રહ્માને પણ 'પ્રજ્ઞાનેત્ર' કહ્યું છે. જુવો. ઐત. ૫. ૩.

(૧). આ અનુવાકમાં અમે "**स य एवं विद्वानेते आत्मानं स्पृणुते**"નો શંકરભાષ્યાનુસાર અર્થ આપ્યો છે. આને બીજી રીતે પણ ઘટાવાય છે. તે રીતે "જે આ બે (પુણ્ય પાપ) ને એવી રીતે (પરમાર્થ દૃષ્ટિએ આત્માને તાપ કરી શકે નહીં તેવાં છે એમ) જાણે છે તેવો વિદ્વાન આત્માનું (પુણ્ય પાપમાંથી) રક્ષણ કરે છે. જરૂર એ બેને એ પ્રમાણે જે જાણે છે તે આત્માનું રક્ષણ કરે છે." સર. કૈવ. ૨ ખંડ. પુણ્યપાપ એ કાલ્પનિક હોઈ વસ્તુતાએ છેજ નહીં, તેથી અદ્વૈતાનંદને સમજનાર પુરૂષ આ પુણ્યપાપથી લેપાતો નથી, એટલે કે એ પોતાના આત્માનું એનાથી રક્ષણ કરે છે. શંકરના અર્થ પ્રમાણે પુણ્ય પાપ એ કલ્પનાજ છે; એમનો જેવી કોઇ વસ્તુજ નથી. માટે એવા એ આભાસના અધિષ્ટાનરૂપ આત્માનોજ તે મિથ્યા દેખાવ માત્ર છે, તેથી વસ્તુતાએ તો એ દેખાવમાં આત્માજ છે. અને એવો આત્મભાવ થતાં પુણ્ય અપુણ્ય થાય છે, ચાણ્ડાલ અચાણ્ડાલ થાય છે. અર્થાત્ કલ્પિત પુણ્યપાપ ઉડી જતાં સર્વ આત્મારૂપેજ પ્રકટ થઇ રહે છે. જુવો. બૃહ. ૪. ૩. ૨૨; ૪. ૪. (૨૨. ૨૩.) તથા બ્રહ્મો. ૧. સર. તૈત્તિ. ૨. ૪. ૧. અને કઠ. ૫. ૧૫; મું. ૨. ૨. ૧૦; શ્વેતા. ૩. ૬. તૈત્તિ. ૩. ૧૦. ૫. ગીતા. ૧૫. ૬.

મેક્ષમુલર "જે આ પ્રમાણે એ બેને (પુણ્ય પાપને) સમજે છે તે પોતાને મુક્ત કરે છે." એમ ભાષાન્તર કરે છે, અને કહે છે, કે મને આ અન્વય સ્પષ્ટ સમજાતો નથી. આમ અર્થ લેતાં તો ઉપર કહેલા "મેં કેમ પુણ્ય ન કર્યું, કે મેં પાપ કેમ કર્યું

પાછી પડે છે એવા બ્રહ્મનો આનંદ (અદ્વૈતાનંદ) સમજનાર કોઇનાથી બ્હીતો નથી. "

મેં કેમ પુણ્ય (સાધુ) ના કર્યું, કે મેં પાપ કેમ કર્યું (એવો વિચાર), એવા( અદ્વૈતાનંદવાળા )ને પીડતો નથી. કારણ કે એ પ્રમાણે (અદ્વૈતાનંદ) જાણે છે તે આ બેય-(પુણ્ય અને પાપ)ને આત્મા રૂપેજ જુવેછે. જે એ પ્રમાણે (અદ્વૈતાનંદ) જાણે છે તે આ બે( પુણ્યપાપ )ને આત્મારૂપે જુવેછે. આ ઉપનિષદ, રહસ્ય છે.

( બ્રહ્માનંદવલ્લી સમાપ્ત. )

# ભૃગુવલ્લી (૩).

## પહેલો અનુવાક.

(૧) ભૃગુ વારૂણી (પોતાના) પિતા વરૂણની પાસે ગયો (અને બોલ્યો), કે ભગવન્, (મને) બ્રહ્મનો ઉપદેશ કરો. તેને

---

એવો વિચાર એને પીડતો નથી" એનું જાણે પુનરાવર્તનજ થાય છે. પણ શ્રુતિ તે કેમ પીડતાં નથી તેનું કારણ સમજાવવાજ પાછળનું વાક્ય બોલવાનો પ્રયત્ન કરી રહી છે, માટે કારણ સમજાવતો શંકરનો અમે સ્વીકારેલો અર્થજ યોગ્ય લાગેછે.

---

આ ભૃગુવલ્લીનો મુખ્ય ઉદ્દેશ હવે બ્રહ્મ–આત્મ–તત્વનું 'સ્વ'રૂપ સમજાવવાનો છે.

(૧) અહીં વરૂણે પોતાના પુત્ર ભૃગુએ કરેલા પ્રશ્નના ઉત્તરમાં આગળ શ્રુતિએ ઉપદેશ કર્યા પ્રમાણે અન્ન પ્રાણાદિનું વિવરણ કરી સમજાવ્યું, એટલે કે સ્થૂળ દષ્ટિએ તેમનો ઉપયોગ અને તેમની ક્રિયાઓ તેમના એક બીજાના ઉપર રહેતો આશ્રય, તથા અન્નથી થતું એમનું પોષણ, એ વિગેરે સમજાવ્યું. આ હેતુ ફળની પાર રહેલું અજ કારણ, કે જેના ઉપર આમની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનો આધારછે, તે વસ્તુ આ

તેમણે આટલું સમજાવ્યું: અન્ન, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન, વાણી. વળી તેને કહ્યું કે જેમાંથી આ ભૂતો જન્મે છે, જન્મીને જેના વડે જીવે છે, (અને વિનાશ કાળે) જેના ભણી જઈને જેમાં શમી જાય છે, તેને વધારે ઓળખવો જોઇએ (તેની જીજ્ઞાસા કરવી જોઇએ); તેજ બ્રહ્મ છે. તે (ભૃગુ વિચારરૂપી) તપ તપ્યો. એમ તપ કરીને,

## બીજો અનુવાક.

(૧) એ સમજ્યો, કે અન્ન બ્રહ્મ છે. કારણકે ખરે અન્નમાંથી આ બધાં ભૂતો જન્મે છે, જન્મીને અન્નવડે

---

વિજ્ઞાનનાં દશ્યોની પેઠે બીજો કોઇ માણસ સમજાવી શકે નહીં. માટે આટલે સુધી જ્ઞેયોને સમજાવીને પછી, બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરો એવા પ્રશ્નના ઉત્તરમાં માત્ર એટલુંજ કહે છે કે, જેમાંથી આ સમજાવ્યાં તે ભૂતો જન્મે છે, જેના વડે તે જીવેછે, અને જેમાં તે લય થાય છે તે તો તારે પોતે જ વિચાર રૂપી તપથી શોધવું પડશે. ત્યાં પારકી સહાય ચાલતી નથી. તું પોતેજ વિચાર કરી કરી, તપશ્ચર્યા કરી કરીને, જાતેજ તેને ઓળખી લે. એનો તો આત્માનુભવજ થાય છે. અને તે આત્માજ બ્રહ્મ છે એટલી હું ખાતરી આપુંછું. શ્રુતિનો આ સત્ય બોધ બહુ સુંદર છે. સર. છાંદો. ૬.૧૪.૨ જ્યોતિ. છાંદો. ૮.(૮,૯), છાં. ૩. ૧૪. ૧; જુવો. બ્ર. સૂ. ૧. ૧. ૨ જ્યોતિ.

(૧) અહીં શંકાનું કારણ એવું છે કે, બ્રહ્મ તો સત્યં, જ્ઞાનં, અનંતં એવું છે, છતાં આ શરીરાદિ તો વિકારને પામતાં સત્ હોઈ શકે નહીં; તે જડ હોઇને જ્ઞાનરૂપ હોઇ શકે નહીં; તે નાશવાન્ હોઇને અનંત બની શકે નહીં; તેથી વિચાર કરતાં અન્ન એજ બ્રહ્મ છે એવા જ્ઞાનમાં ભૃગુને ઇન્દ્રની પેઠે સહજ શંકા ઉત્પન્ન થઇ. સર છાંદો. ૮. (૭-૧૨.) ખંડો. અહીં જુવો તૈત્તિ. ૨. ૨. ૧. જ્યોતિ.

'તપ' એટલે વિચાર, એ બ્રહ્મ છે. એ વિચારનો વિજ્ઞાનોનો કરનાર "જ્ઞાતા," એટલે તે વિજ્ઞાનનું અધિષ્ટાન રૂપે સાક્ષી, નિત્ય કારણ "જ્ઞ", "પ્રજ્ઞાન", તે જ બ્રહ્મ છે, એવો પિતાનો આદેશ છે. આ

જીવે છે અને વિનાશ થતાં અન્નમાં જઇને શમી જાય છે.

આમ સમજીને (શંકા થતાં) ફરીને પિતા વરૂણુ પાસે એ ગયો, અને કહ્યું કે ભગવાન બ્રહ્મોપદેશ કરો. તેને કહ્યું કે તપવડે (વિચાર વડે) બ્રહ્મને શોધ–જીજ્ઞાસા કર. તપ એ બ્રહ્મ છે. તેણે (વિચારરૂપી) તપ કર્યું. એમ તપ કરીને,

## ત્રિજો અનુવાક.

(૧) એ સમજ્યો, કે પ્રાણુ બ્રહ્મ છે. કારણુ કે ખરે પ્રાણુમાંથી આ ભૂતો જન્મે છે, જન્મીને પ્રાણુવડે જીવેછે (અને વિનાશ કાળે) પ્રાણુમાં જઇને શમાય છે.

આમ સમજીને (શંકા થતાં) વળી પાછો એ પિતા વરૂણુ પાસે ગયો, (અને કહ્યુ કે,) ભગવન્, બ્રહ્મોપદેશ કરો. તેને (તેમણે) કહ્યું કે વિચારરૂપી તપશ્ચર્યાવડે બ્રહ્મને શોધ. વિચાર, તપ, એજ બ્રહ્મ છે. તેણે વિચાર કર્યો. અને એમ વિચારીને,

## ચોથો અનુવાક.

(૧) એ સમજ્યો, કે મન એ બ્રહ્મ છે. કારણુકે જરૂર આ બધાં ભૂતો મનમાંથીજ જન્મે છે, જન્મીને મનવડે જીવે છે (અને વિનાશકાળે) મનમાં જઈને શમી જાય છે.

એમ સમજીને (શંકા થતાં) વળી પિતા વરૂણુ પાસે ગયો, અને કહ્યું કે ભગવાન બ્રહ્મઉપદેશ કરો. તેમણે કહ્યું કે વિચારવડે બ્રહ્મની શોધ કર. વિચાર બ્રહ્મ છે. એણે વિચારરૂપી તપ કર્યું. અને એમ તપ કરીને,

---

તપ તે વિચાર જ છે, એમ કહેતી બીજી શ્રુતિ જુવો બૃ. ૧. ૫. ૨; મું. ૧. ૧. ૯.

## પાંચમો અનુવાક.

(૧) એ સમજ્યો, કે વિજ્ઞાન (જ્ઞાન-ભાવના) એ બ્રહ્મ છે. કારણ કે ખરે વિજ્ઞાનમાંથી આ ભૂતો જન્મે છે, જન્મીને વિજ્ઞાનવડે જીવે છે (અને વિનાશકાળે) વિજ્ઞાનમાં જઇને શમી જાયછે-ભળી જાયછે.

એમ સમજીને (શંકા થતાં) વળી પાછો પિતા વરૂણ પાસે ગયો (અને કહ્યું કે), ભગવાન (મને) બ્રહ્મ ઉપદેશ કરો. તેને કહ્યું કે તપ વડે, વિચારવડે, બ્રહ્મની શોધ કર. તપ બ્રહ્મ છે. એણે વિચાર કર્યો. અને વિચાર કરીને,



## છઠ્ઠો અનુવાક.

(૧) એ સમજ્યો, કે આનંદ એ (મહત્) બ્રહ્મ છે.

---

(૫.૧.) અહીં ભૃગુને પ્રાપ્ત થએલું જ્ઞાન તેજ વિજ્ઞાન છે, અને જ્ઞાનના વિષયોથી ઉદય થતી જગત્‌ની અન્યોન્યાશ્રયી એવી હેતુ-ફળમાં ગુથાયલી ઉત્પત્તિ તેને અહીં સ્પષ્ટ સમજાઇ. પરંતુ એને વિચારતાં એમાં પણ નિશ્ચળ કારણ કહીં જડ્યું નહીં, કારણકે વિજ્ઞાનો તેમજ તેમના વિષયો એ ઉભય નાશવાન હોઇ માત્ર કાર્ય રૂપેજ એને તે જણાયાં. તેથી જેમાં એ ઉભય સમાય છે તેવું, અને જેનું બીજું કોઇ કારણ ના હોય એવું મૂળ કારણ તો વિજ્ઞાનો નહીંજ બને, એવી યોગ્ય શંકા થતાં પાછો તે પિતા પાસે બ્રહ્મજ્ઞાનાર્થે દોડયો. અહીં બધે છાંદો. ૮ પ્રપાઠમાંનો ઇન્દ્ર-પ્રજાપતિનો ઉપદેશ સરખાવવા જેવો છે.

(૬.૧.) અહીંજ ભૃગુને સમજાયું કે આનંદ એજ મહદાત્મ-બ્રહ્મ છે, અને આ આનંદ તે બ્રહ્મનો પ્રકટ ભાવ છે. એમાંથીજ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય થાયછે; તેથી તેજ નિઃસંદેહ બ્રહ્મ છે એમ એની ખાતરી થઇ. આ જગત્‌નું આધું કારણાત્મક બ્રહ્મ તે અવ્યક્ત બ્રહ્મજ, અને તે ભોગાર્થે વૃદ્ધિને પામી કાર્ય બને છે, તેથી તેનું પ્રકટ સ્વરૂપ આનંદજ છે. જુવો બ્ર. સૂ. ૧. ૧. ૧૨. એનું બીજું કારણ

કારણ કે (ભોગના) આનંદમાંથી આ ભૂતો જન્મે છે, જન્મીને આનંદથીજ જીવે છે, (અને વિનાશ કાળે) આનંદમાં જઇને શમાય છે, ભળી જાય છે. આવી ભાર્ગવીવારૂણી (બ્રહ્મ) વિદ્યા છે. એ ઉત્કૃષ્ટ–પરમ તેજસ્વી આકાશમાં (બ્રહ્મલોકમાં) પ્રતિષ્ઠા પામી રહી છે. જે આ પ્રમાણે સમજે છે તે એ પ્રતિષ્ઠાને પામે છે. અન્નવાળો, અન્ન ખાનાર ( પ્રબળ જઠરવાળો ) થાય છે. પ્રજા, પશુ, બ્રહ્મવર્ચસૂથી ( સાધન સંપત્તિના તેજથી) તેમજ મહાન્ કીર્તિથી મહત્તાને પામે છે.

---

## સાતમો અનુવાક.

(૧) અન્નને નિંદીશ નહીં. એવું વ્રત (નિયમ) છે. જરૂર, પ્રાણ અન્ન છે; (કારણ કે) શરીર અન્ન ખાનાર

---

નથી, અને એ સદા 'જ્ઞ' રૂપે વિજ્ઞાનોમાં પ્રકટી રહે છે, તે કોઇ ફરકારા વગરનું થતાં નિશ્ચળ કારણરૂપે અવ્યક્ત રહેછે. હવે આનુંય કારણ બીજું ખોળાતું નથી, કારણકે એ જ્ઞાનની નિશ્ચળતામાં, એના નિસ્સ્પંદનમાં, જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાનનો ભેદ માત્ર અદૃશ્ય થાય છે. જ્ઞેય એજ જ્ઞાતા થઇને જ્ઞાન સ્વરૂપમાં સ્વયં પ્રકાશી રહેછે. એટલે એવા જ્ઞાનાનુભવમાં બીજા કારણને ખોળવાનોજ અસંભવ છે. તેથી શ્રુતિ બ્રહ્મને આમ પ્રકટ કરી અહીંથી વિરામી જાય છે. જુઓ ઐત. ૫. ૩. ત્યાં સર્વ નામરૂપાત્મક જ્ઞેયોની 'પ્રજ્ઞા' એજ પ્રતિષ્ઠા કહી છે.

આ વિદ્યા ભૃગુ અને તેમના પિતા વરૂણના પ્રશ્નોત્તરમાંથી પ્રકટ થવાથી તેને ભાર્ગવીવારૂણી વિદ્યા કહી છે, અને આ વલ્લીનું નામ પણ તેથીજ ભૃગુવલ્લી રાખ્યુંછે.

(૧) અહીંથી અન્ન અને પ્રાણ, જળ અને તેજ, આકાશ અને પૃથિવી, એમ દ્વંદ્વનો અન્યોન્યાશ્રયી ભાવ શ્રુતિ પ્રકટ કરેછે.

અન્નેને ખાઈને, ભોગવીને, જે જીવે તે અન્નરૂપજ હોય છે તેથી શરીરને અન્ન કહ્યું છે.

(ભોક્તા) છે. (અને) શરીર પ્રાણમાં પ્રતિષ્ઠિત (આશ્રિત) છે, (અને) પ્રાણ શરીરમાં પ્રતિષ્ઠિત છે. એટલે આ અન્ન (તે) અન્નમાં પ્રતિષ્ઠત છે. જે આ અન્નને (તે) અન્નમાં પ્રતિષ્ઠિત જાણે છે તે પ્રતિષ્ઠાને (કારણમાંની સ્થિરતાને) પામે છે. અન્નવાળો, અન્નખાનાર જબરી જઠરવાળો થાય છે, પ્રજા, પશુ, બ્રહ્મવર્ચસ્ અને મહાન કીર્તિવડે મહત્તાને પામેછે.

## આઠમો અનુવાક.

(૧) અન્નનો તિરસ્કાર કરીશ નહીં. એવું વ્રત (નિયમ) છે. જરૂર આપો (જળો) અન્ન છે; (કારણ કે) જ્યોતિ-તેજસ્ અન્નને ખાનાર છે. (અને) જ્યોતિ જળમાં પ્રતિષ્ઠિત છે; (અને) જળ જ્યોતિમાં પ્રતિષ્ટિત છે. એટલે આ અન્ન (તે) અન્નમાં પ્રતિષ્ટિત છે. જે આ અન્નને તે અન્નમાં પ્રતિષ્ઠિત છે એમ જાણે છે. તે પ્રતિષ્ઠાને પામે છે. તે અન્નવાળો, અન્ન ખાનાર થાય છે. પ્રજા, પશુ, બ્રહ્મવર્ચસ્થી અને કીર્તિથી મહત્તાને પામેછે.

## નવમો અનુવાક.

(૧) અન્નની વૃદ્ધિ કરજે. એવું વ્રત (નિયમ) છે. જરૂર પૃથિવી અન્ન છે; (કારણ કે) આકાશ અન્નાદ-અન્નને ખાનાર છે. ( અને ) પૃથિવીમાં આકાશ પ્રતિષ્ઠિત ( રહ્યું ) છે; (અને) આકાશમાં પૃથિવી પ્રતિષ્ઠિત છે. એટલે આ અન્નમાં (તે) અન્ન પ્રતિષ્ઠિત છે. જે આ અન્નને તે અન્નમાં પ્રતિષ્ઠિત છે એમ જાણે છે તે પ્રતિષ્ઠાને પામે છે. તે અન્નવાળો, અન્ન ખાનાર થાય છે. પ્રજા, પશુ, બ્રહ્મવર્ચસ્થી અને મહાન-કીર્તિથી મહત્તાને પામેછે.

## દશમો અનુવાક.

(૧) વાસમાં (રહેવા આવતાં) કોઇ(અતિથિ)ને (ગૃહસ્થે) પાછો વાળવો નહીં. એવું વ્રત (નિયમ) છે. તેથી જે તે વિધિએ (પ્રકારે) કરીને બહુ અન્ન પ્રાપ્ત કરવું. (કારણ કે વિદ્વાન ગૃહસ્થ અભ્યાગતને તો) અમે અન્ન રાંધીજ રાખ્યું છે એમ કહે છે.[૧] એ રાંધી રાખેલું અન્ન (જે) પ્રથમતઃ (પ્રથમ અવસ્થાએ, અથવા ઉત્તમ વૃત્તિએ) આપે, તેને માટે પ્રથમતઃ (જેવી રીતે આપે તેવી રીતે પામવા) અન્ન રંધાય છે. એ રાંધેલું અન્ન જે મધ્યમતઃ (મધ્યમ અવસ્થાએ, અથવા મધ્યમ વૃત્તિએ અતિથિને આપે) તેને માટે મધ્યમતઃ અન્ન રંધાય છે. એ રાંધેલું અન્ન અંતતઃ (છેલ્લી મરણાન્ત અવસ્થાએ, અથવા અધમવૃત્તિએ, સ્વાર્થ-વૃત્તિએ આપે) તેને માટે અંતતઃ અન્ન રંધાય છે.

(૨) (બ્રહ્મ) 'ક્ષેમ' (છે) એમ માની (તેને) વાણીમાં; 'યોગક્ષેમ' છે એમ માની પ્રાણાપાનમાં; 'કર્મ' એમ માની હસ્તોમાં; 'ગતિ' એમ માની પાદોમાં; 'વિમુંચન' (છોડવું,

---

(૧). 'આપે તેવું પામે' એવી સામાન્ય લોકોક્તિનું મૂળ આટલું જૂનું ઉપનિષદે અહીં સંગ્રહેલું જણાય છે! આ અનુવાકમાં અન્નદાનનો મહિમા બતાવ્યો છે. દાન ત્રણ પ્રકારનાં ગીતામાં પણ ગણાવ્યાં છે. સાત્વિક, રાજસિક, અને તામસિક. એજ ત્રણ પ્રકાર પ્રથમ, મધ્યમ, અને અંતિમ તરીકે અહીં ઓળખાવ્યા છે. ગીતા. ૧૭. (૨૦. ૨૨) 'વિધિએ' એટલે શાસ્ત્રે બતાવેલે ધર્મને રસ્તેજ. નારદપરિવ્રાજકોપનિષદ્ના (૩. ૨૪) માં ધર્મનું લક્ષણ નીચે પ્રમાણે બતાવ્યું છે.

> धृतिक्षमा, दमोऽस्तेयं, शौचमिन्द्रियनिग्रहः
>
> धीर्विद्या, सत्यमक्रोधो, दशकं धर्मलक्षणं ॥

(૨). 'બળ એમ ગણી વિદ્યુત્માં' બ્રહ્મના આ સ્વરૂપને માટે સર૦ કેન. ૪. ૪.

મળાદિ પેઠે કાઢી નાખવું તે) એમ માની પાયુમાં (ઉપાસવો); આટલી માનુષી માનતાઓ (ઉપાસનાઓ) છે.

હવે દૈવીઃ(બ્રહ્મ) 'તૃપ્તિ' છે, એમ માની વૃષ્ટિમાં-વર્ષામાં, 'બળ' એમ માની વિદ્યુત્‌માં, (૩) 'યશ' એમ માની પશુઓમાં, 'જ્યોતિ' એમ માની નક્ષત્રોમાં, 'જનન' (પ્રજોત્પત્તિ), 'અમૃત' (વંશવૃદ્ધિમાં અમરપણું) અને 'આનંદ' એમ માની ઉપસ્થમાં, 'સર્વ' એમ માની આકાશમાં, તે (બ્રહ્મ)ની પ્રતિષ્ઠા છે એમ કરીને તેની ત્યાં ત્યાં ઉપાસના કરે તે પ્રતિષ્ઠાવાળો (કારણમાં સ્થિરતાવાળો) થાય છે. તે 'મહત્' (શક્તિમત્) છે એમ માની જે તેની ઉપાસના કરે તે મહાન થાય છે, તે મન છે એમ માની ઉપાસે તે માનવાન્ (મનન-ચિંતન કરવાની શક્તિવાળો) થાય છે. (૪) તે (બ્રહ્મ) 'નમઃ' (નમવાના ગુણવાળો) છે એમ માની ઉપાસના કરે તેની કામનાઓ તેને નમી રહે છે. તે 'બ્રહ્મ' અત્યંત પરિપૂર્ણ છે એમ માની ઉપાસના કરે તે અત્યંત પૂર્ણતા વાળો (બ્રહ્મવાન્) થાય છે, તે 'બ્રહ્મનો પરિમર' છે એમ માની ઉપાસના કરે તેના વિદ્વેષ કરનારા પ્રતિસ્પર્ધી-શત્રુઓ ચારે તરફથી મરી જાય છે, અને તેના અપ્રિય ભાંડુઓ (મરી જાય છે).

એવો જે આ (મનુષ્ય દેહના) પુરૂષમાં છે, અને જે પેલા સૂર્યમાં છે, તે એકજ (અદ્વૈત બ્રહ્મ) છે.

---

(૪.) આદિત્ય પુરૂષ અને આ પુરૂષની એકતા માટે વળી જુવો તૈત્તિ. ૨. ૮. ૫; ઇશા. ૧૬; બૃ. ૫. ૧૫. ૧; બૃ. ૫. ૫. ૨. સર્વ દેવોનો પ્રાણમાં થતો પરિમર જુવો કૌષી. ૨. ૧૨. માં. પરિમર એટલે સંપૂર્ણ લય. ત્યાં પ્રાણ તેજ મહત્ બ્રહ્મ છે, એજ સર્વાધિષ્ઠાન છે, એમ કહ્યુંછે. વળી પ્રાણ-વાયુ સર્વનું સંવર્ગછે તે જુવો છાંદો ૪.૩. ખંડમાં.

(૫) જે આ પ્રમાણે જાણે છે તે આ મર્ત્ય લોકને છોડી જતાં આ અન્નમય આત્માની પાર નીકળી જઇ (ઓળંગીને), આ પ્રાણમય આત્માની પાર નીકળી જઈ, આ મનોમય આત્માની પાર નીકળી જઇ, આ આનંદમય આત્માની પાર નીકળી જઇ, મોજમાં આવે તેવા અન્નભોગ ભોગવતાં, અને મોજમાં આવે તેવું સ્વરૂપ ધારણ કરતાં, આ લોકોમાં સંચાર કરતો આવા સામ (સમાન—અદ્વૈત-ભાવના) છંદોને ગાતો રહે છે કે, હા! હા! હા! વુ, હા! વુ! હા! વુ! હા,....હા,....હા!

(૬) હું અન્નછું, હું અન્ન છું, હું અન્ન છું, (હું ભોજ્ય છું). હુ અન્ન ખાનાર (ભોક્તા) છું, હું અન્નનો ભોક્તા છું, હું અન્નનો ભોક્તા છું. હું શ્લોકનો (લોકનો) કર્તા છું, હું શ્લોકનો કર્તા છું, હું શ્લોકનો કર્તા છું. 'હું' પરમાર્થ સત્ય(ઋતં)નો પ્રથમજન્મ(અર્થાત્ ઇશ્વર, વિરાટપુરૂષ, બ્રહ્મા) છું, (તેથી) હું દેવોનીય પૂર્વેનો છું, અને અમૃતનું હું નાભિ—હૃદય છું (અમરતાનું હું જ કેન્દ્ર છું.)

જે કોઇ(અન્નાર્થી)ને અન્નરૂપ (જે) હું છું તેને આપીદે છે, તે (એવા અન્નરૂપનું)મારૂં રક્ષણુજ કરે છે. (યોગ્યને આપી

---

(૫.) મોજમાં આવે તેવા અન્નભોગ ભોગવેછે, તેને માટે જુવો છાંદો. ૮. ૨. ખંડ; અને છાંદો ૮. ૧૨. ૫. સર. તૈત્તિ ૨. ૮. ૫.

(૬.) શ્લોકનો એટલે કાર્ય કારણ સંઘાતરૂપ લોકોનો કર્તા હું છું. ! તે લોકને હું કેવી રીતે કરૂં છું ? તેનું સૂચન કરતાં શ્રુતિ કહે છે, કે ભોજ્ય અને ભોકતા, જ્ઞાતા અને જ્ઞેય, અન્ન અને અન્નાદ, એવાં જોડખાંને-દ્વંદ્વોને જોડનાર,એટલે જે સદ્રુપ ચિત્તના આશ્રયે આવાં જોડખાં સંકલ્પ માત્રના બળે ઉઠેછે, અને શમેછે, એવો જે ચિદ્રપ અજર, અમર, નિષ્કલ આત્મા તેમના અધિષ્ઠાન રૂપે રહ્યોછે, તેજ હું થઇ રહુંછું. આવા આત્મામાંથાજ ઉદ્ભવેલું એવું પ્રથમજન્મ હિરણ્યગર્ભ તે હું પોતે જ

દેવાથીજ મારૂં રક્ષણ થાય છે). હું અન્ન છું, (તેથી અતિથિને અન્ન આપ્યા વિના) અન્ન ખાનારને હું ખાઈ જઉં છું. હું આખા ભુવનને વ્યાપી રહ્યા છું, સૂર્યના જેવી મારી જયોતિ છે. જે આ પ્રમાણે જાણે છે (તે મોક્ષને પામે છે). આટલું ઉપનિષદ્–ગુહ્યજ્ઞાન છે.

ૐ. મિત્ર (દેવતા) અમને કલ્યાણ રૂપ હો. વરૂણ અમને કલ્યાણ રૂપ હો. અર્યમા (સૂર્ય) અમને કલ્યાણરૂપ થાઓ. ઇન્દ્ર અમને સુખરૂપ હો. બૃહસ્પતિ (વાણીદેવતા) અમને કલ્યાણ રૂપ હો. વિસ્તીર્ણક્રમ(વીર્ય)વાળા વિષ્ણુ અમને કલ્યાણ રૂપ હો. તમે(વાયુ)જ (પ્રાણરૂપે) પ્રત્યક્ષ બ્રહ્મ છો; તમનેજ હું પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ. હું પરમાર્થ સત્ય કહીશ; હું સત્યજ બોલીશ. એ (સત્ય) મારૂં રક્ષણ કરો, તે વક્તાનું રક્ષણ કરો, મારૂં રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(ભૃગુવલ્લી સમાપ્ત).

(તૈત્તિરીયઉપનિષદ્નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત).

---

થાઉંછું; હું દેવોની પૂર્વનો તેમના આધાર રૂપ છું, અને અમરતાનું હુંજ મૂળ છું. ઋતં એટલે વેદે નિર્ણિત કરેલું 'પરમ સત્ય', 'સત્ર'રૂપ, આત્મતત્વછે તેનો પ્રથમ જન્મ એટલે તેમાંથી ભોગેચ્છારૂપી માયાશક્તિ-એ પ્રથમ સૃષ્ટિ રૂપે વ્યક્ત, પ્રકટ, થએલો એવો ઇશ્વર, હિરણ્યગર્ભ, પ્રાણ, મહદ્ અથવા બ્રહ્મા, તે હું જ છું. સર. પ્રશ્ન. ૧.૪; ઐત. ૧. ૩; તૈત્તિ. ૨. ૭. ૧. ઐત. ૨. ૧, ગીતા. ૧૧. ૩૭; ગીતા ૧૦. ૨. કૈવ. ૨. ખંડ. વાંચો અમારૂં 'જયમંગળ આત્મસ્વરૂપ' કાવ્ય.

(તૈત્તિરીયોપનિષદ્ની 'જ્યોતિ' સમાપ્ત).

